# મુંબાઈ નર્મદ શતાબ્દી સમિતિ

## અધિકારી મંડળ

પ્રમુખ:

દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી (યુરોપપ્રવાસે હોવાથી)

અન્ય પ્રમુખ:

ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઇ વજુભાઈ દીવેટીઆ

---

ઉપપ્રમુખ:

સૌ. લીલાવતી કનૈયાલાલ મુનશી

---

મંત્રીઓ:

શ્રીમતી તેહમીના પાલનજી જોશી
શ્રી અંબાલાલ બુલાખીરામ જાની
,, હીરાલાલ મોતીરામ મહેતા
,, શંકરપ્રસાદ છગનલાલ રાવળ
,, મહમદ સાદીક
,, અંબાલાલ શંકરલાલ પરીખ
,, ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
,, હરિલાલ અચરતલાલ ભરૂચા
,, યજ્ઞેશ હરિહર શુકલ
,, નર્મદાશંકર જેઠાલાલ ત્રિવેદી

તથા

સાહિત્યપરિષદના મંત્રીઓ (હોદ્દાની રૂએ)

---

ખજાનચીઓ:

શ્રી. મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી
,, જયકૃષ્ણ નાગરદાસ વર્મા
,, રાજેન્દ્ર સોમનારાયણ દલાલ

---

સમિતિ કાર્યાલય, ૩, ચોપાટી રોડ, મુંબઇ નં. ૭

# ઋણસ્વીકાર

આ 'નર્મદશતાબ્દી ગ્રંથ'માં નર્મદના તેમજ બીજાના જેજે ગ્રંથોનો ઉપયોગ થયો છે તેના માલીકીહક્કધારકો, કર્ત્તાઓ અને પ્રકાશકોના અમિત ઋણ નીચે 'મુંબાઇ નર્મદશતાબ્દી સમિતિ' છેજ એ તો સ્પષ્ટ છે. નર્મદના ગ્રંથોનો માલીકીહક 'ગુજરાતી' સાપ્તાહિકના વિદ્વાન તંત્રી શ્રી. નટવરલાલ ઈચ્છારામ દેસાઈનો છે. તેમણે તો તેમાંથી યથેચ્છ અવતરણો લેવા ઉદારતાપૂર્વક સૌજન્ય દાખવી અમને અત્યંત ઉપકારવશ કર્યા છે. ટૂંકા સમયમાં બીજા ગ્રંથકર્ત્તાઓ અને પ્રકાશકોની ઉદાર રજા અમે લઇ શક્યા નથી. પણ અમને આશા છે કે જ્યારે ગુજરાત અને ગુજરાતીઓના હૃદયેહૃદયમાં નર્મદ અને તેના ચિરસ્થાયી સ્મારક માટે પૂજ્યભાવ અને પ્રેમ છે ત્યારે અમારી સમિતિની નર્મદની આ નિષ્કામ અર્ઘ્યપૂજામાં તેઓ પણ તેમના સહકાર અને સાહાય્ય લઇ અમને માફ આપશે જ. આ સર્વ વાઙ્મયની સહાયતાથીજ આ ગ્રંથ દીપાવી શકાયો છે તે માટે સર્વનો અમારી સમિતિ તરફથી હું ખરા દીલથી આભાર માનું છું.

મુંબાઇ, તા. ૧૪-૮-૧૯૩૩

હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ
પ્રમુખ
મુંબાઇ નર્મદશતાબ્દીસમિતિ

# ઉપોદ્ઘાત

મુંબાઈ એ નર્મદનું નિવાસસ્થાન એટલે એને માટે મગરૂર થવાનો જેટલો મુંબાઈનો હક, તેટલીજ તેના નામનું સ્મારક જાળવી રાખવાની તેની ફરજ. ગુજરાતી સાહિત્યપરિષદ નર્મદ-શતાબ્દી ઉજવવા માટેની યોજનાને અંગે મુંબાઈની નર્મદશતાબ્દીસમિતિ તરફથી જાહેર ઉઘરાણું કરવામાં આવ્યું અને તેમાં વૃદ્ધિ કરવા માટે અત્રેના રસિક ગુજરાતી યુવકો અને યુવતીઓ ને બાલાઓની મદદથી એક કૉન્સર્ટ કરવાનું પણ ઠર્યું. તેની સાથે એક 'નર્મદશતાબ્દીગ્રન્થ' પ્રકટ કરવાનો પ્રબન્ધ કરવામા આવ્યો અને તેને લગતી બધી ગોઠવણ કરવા માટે આ સાથેના નિવેદનમા જણાશે તેમ ચાર ગૃહસ્થોની 'સ્મારકગ્રન્થપ્રકાશનસમિતિ' નીમવામા આવી. આ ગ્રંથના પ્રથમ વિભાગમાં નર્મદના ગદ્ય અને પદ્યસંગ્રહોમાંથી મુખ્યમુખ્ય અને સૂચક અવતરણો લેવામા આવ્યા છે અને બીજા વિભાગમાં નર્મદ વિષે સ્વર્ગસ્થ અને વિદ્યમાન સાક્ષરોના જૂના અને નવા વિવેચનલેખો પ્રકટ કર્યાં છે નર્મદસંસ્મરણલેખોમાં શ્રી શ્રીધર ગણેશ ખાપર્ડેએ–જેઓ નર્મદને તેમની કાવ્યદીક્ષા ને રાજપ્રકરણદીક્ષાના ગુરુ માને છે–તેમણે એમના સંસ્મરણો મોકલવાની કૃપા કરી છે. તે લેખ ખાસ ધ્યાન ખેંચે તેવો છે.

હાલના પ્રગતિમાન યુગમાં ગુજરાતી સાહિત્ય દરેક દિશામાં વધતું જાય છે અને નવીન સાહિત્યના પ્રચારથી જૂનું સાહિત્ય ભૂલાઈ જવાનો ભય રહે છે. પરંતુ નર્મદના સાહિત્યને ગુજરાતે ભૂલી જવું ઘટે નહિ. આ ગ્રંથ વાંચ્યા પછી વાચકની ખાત્રી થશે કે આપણા સાહિત્યની અનેક શાખાઓમા નર્મદ અગ્રેસર હતો અને અનેક નવા મદાર્ગનો તેણે ઊપાડયા હતા. અંધકારના યુગમાં વીરસાહિત્યની જ્વલંત જ્યોત તેણેજ પ્રકટાવી છે. જ્યા સુધી ગુજરાતી ભાષા બોલાશે ત્યાં સુધી 'જય જય ગરવી ગુજરાત'ના ધ્વનિઓ અને તેના પડઘાઓ સંભળાયાજ કરશે. આપણે કૃતજ્ઞતાના ભાવ સાથે ગુજરાતના આ પનોતા પુત્રનું સ્મરણ સાચવી રાખીશું તેમા નર્મદને જેટલો ન્યાય છે તેટલો આપણી ભવિષ્યની પ્રજા ઉપર ઉપકાર છે. આ સુંદર ગ્રંથ વડે ગુજરાતના સાહિત્યરસિક વર્ગોમાં નર્મદની કૃતિઓ વિષે વધારે રસ ઉત્પન્ન થાય અને તેનો વધારે તલસ્પર્શી અભ્યાસ થાય એમ કોણ નહીં ઇચ્છે? એ પરિણામ આવે તો અમારો હેતુ સફળ થશે અને નર્મદે ગુજરાત માટે ઘણું કરી બતાવ્યું તેના ઋણમાં અમે પણ તેને માટે થોડુ ઘણું કરી બતાવ્યું એમ અમને સગર્વ સંતોષ થશે.

અન્તમા અમારી સમિતિના સંયુક્ત મંત્રીઓ અને અન્ય કાર્યવાહકો અમારું કાર્ય સફળ કરવા માટે સમય અને શક્તિનો ભોગ આપીને મહેનત કરી છે તથા યુવાન ભાઈબહેનોએ પોતાના સંગીત અને અભિનયકળાનો લાભ આપી કૉન્સર્ટ વડે અમને આર્થિક મદદ કરી છે તેમજ મુંબાઈમાં વસતા જે ગુજરાતીઓએ ઉઘરાણામા પોતાનો ફાળો આપીને નર્મદના સ્મારકને સંગીન મદદ કરી છે તે સર્વનો હુ ઉપકાર માનુ છું.

મુંબાઈ, તા. ૧૪-૮-૧૯૩૩ હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટીઆ

# ગ્રંથપ્રકાશનસમિતિનું નિવેદન

ગુજરાત અને ગુજરાતીઓની, તેમના સાહિત્ય અને તેના વિવિધ પ્રકારોની આરંભક તરીકે છતાં સમર્થ રીતે વિરલ સેવા કરનાર કવિ નર્મદની શતાબ્દી ઊજવવાનો મહાપ્રસંગ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આ વર્ષે પહેલોજ પ્રાપ્ત થાય છે. આ ભવ્ય પ્રસંગને અનુરૂપ નર્મદ અને તેની પ્રેરક ને ચિરંતન કૃતિઓદ્વારા ગુજરાતના સો વર્ષના અનેકવિધ ઇતિહાસનું અને તેના તત્ત્વચિંતનનું દર્શન કરવાનો અપૂર્વ લાભ પણ ગુજરાતને સાથેસાથે મળી રહે છે. ઇ. સ. ૧૯૩૩ નું વર્ષ બેસવાને થોડાજ દિવસો બાકી હતા અને ગુજરાતના વાતાવરણમાં આપણા આધુનિકોના આદ્ય અને ગુજરાતી સાહિત્યનાં વિવિધ અંગોના આદ્ય આલેખકની અમર મૂર્તિ આપણી આંખ આગળ સહજ હૃદયસમ્રાટ તરીકે તરી આવી. આજ અરસામાં શ્રીયુત કનૈયાલાલ મુનશીને કારાવાસમાંથી થોડોક વખત બહાર આવવાનો પ્રસંગ સાંપડ્યો. આ વિરલ ઐતિહાસિક પ્રસંગ ઉચિત રીતે સમસ્ત ગુજરાતે કેવી રીતે ઊજવવો તે માટે ગુજરાતી સાહિત્યપરિષદને વિગતવાર કેટલીક કીમતી સૂચનાઓ એમણે કરી. પરિષદે તે સૂચનાઓ સ્વીકારી અને ગુજરાત અને મહાગુજરાતમાં સ્થળેસ્થળે આ પ્રસંગ ઊજવી જેનીજેની ગરવી ગુજરાત છે તે બધાએ ગુજરાતીઓ એકદીલી અને એકતાનથી નર્મદને છાજે એવું '**નર્મદશતાબ્દીસ્મારક**' કમમાં કમ રૂપીઆ ૧૦૦૦૦) ના ભંડોળ વડે ઊભું કરે એવી નર્મદશતાબ્દીના ઉત્સવની વિગતવાર યોજના ઘડાઇ. સારાએ ગુજરાતે ગુજરાતી સાહિત્ય પરિષદની આ યોજના ઉત્સાહપૂર્વક વધાવી લીધી અને તેને સાંગોપાંગ સફળ કરવા પ્રયત્નો આદર્યા.

આ પછી મુંબાઇની નર્મદશતાબ્દી સમિતિએ ચાલુ સાલના એપ્રિલ આખરે કરેલા ઠરાવને અનુસરીને, ગુજરાતીના એ અદ્વિતીય સંસ્કૃતિકારના ધન્ય જન્મને સો વર્ષ પૂરાં થઇ એકસો ને એકમું વર્ષ બેસવાને દિવસે, ઇ. સ. ૧૯૩૩ ના ઑગસ્ટની ચોવીસમી ને ગુરૂવારે, એ પ્રસંગના કદાચ સૌથી સ્થાયી સ્મારક તરીકે આ **નર્મદશતાબ્દીસ્મારકગ્રંથ** નર્મદની પરમ પ્રિય—ના, તેણે દેવી તુલ્ય માનેલી પૂજ્ય પણ—એવી ગુજરાતી પ્રજાને ચરણે ધરતાં અમને ઘણો હર્ષ થાય છે.

ઠરાવ મજકુરમાં કહ્યા પ્રમાણે, આ ગ્રંથમાં (૧) નર્મદની ગદ્યપદ્યકૃતિઓમાંથી વીણેલાં અવતરણો; (૨) નર્મદ અને નર્મદકૃતિઓ વિષેનાં અત્યાર પહેલાંના વિવેચનો; (૩) તેવાંજ નવાં લખેલાં વિવેચનો : આટલાં લખાણો લેવાનું નક્કી થયું હતું; અને તે કાર્ય નીચેના ચાર ગૃહસ્થોની બનેલી '**સ્મારકગ્રંથપ્રકાશનસમિતિ**'ને મુખ્ય સમિતિએ સોંપ્યું હતું :

૧ રા. અંબાલાલ બુલાખીરામ જાની
૨ ,, શંકરપ્રસાદ છગનલાલ રાવલ
૩ ,, વિજયરાય કલ્યાણરાય વૈદ્ય
૪. ,, જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે

એ ગ્રંથસમિતિએ મે માસમાં પહેલી તકે પોતાના કાર્યનો આરંભ કર્યો; જુનજુલાઇ પણ ગ્રંથસામગ્રી ભેગી કરવા અને સંસ્કારવામાંજ ગયા ત્યાં લગીમાં પણ ઉપર્યુક્ત ત્રણમાંના બેજ ( મુંબાઇમાં તૈયાર થયેલા ) વિભાગ મુદ્રણાલય માટે તો પૂરા થયા હતા. જુલાઇને છેલ્લે દહાડે એટલાં લખાણ વડોદરે મુદ્રકના હાથમાં ગયાં, અને છેલ્લા વિભાગનાં પ્રારંભિક

લખાણુ અમારામાંથી શ્રી. વિજયરાય પાસેથી ભાવનગરથી આઠમી ઑગસ્ટે તથા બને સ્થળેથી અંતિમ લખાણો તા. ૧૫મીએ વડોદરે પહોચ્યાં. એ સ્થળકાળ સર્વ અહીં એટલા સારૂ નોંધ્યાં છે કે કાર્યકરોના ચાલુ રોજિંદા વ્યવસાયની વચ્ચેની વચ્ચેથી કેવી રીતે પુરસદ મેળવીમેળવીને તથા કેટલા પ્રતિકૂળ સંજોગોમા ગ્રંથનું સંપાદન કાર્ય થયું છે તેનો વાચકોને ખ્યાલ આવે અને તેઓ અમારી નાની ત્રૂટીઓ જાણી ક્ષમાની તથા મોટી જાણી હળવા જ કપકાની દૃષ્ટિએ જુએ.

લખાણો ઘણાખરા હાથમા આવ્યા એટલે મૂળ ત્રણ વિભાગોને જરા જૂદી રીતે ગોઠવવાનું વધારે ઉચિત લાગતા, ( વિભાગવાર આપવાના નામોનો પણ વિચાર કરવાનો હતો, જેથી ગ્રંથનો ઉપયોગ કરતી વેળા અનુલક્ષણની સરળતા થાય ) એ ગોઠવણી ફેરવીને નવી નીચે પ્રમાણેની કરી છે :

૧. વિભાગ પહેલો—નર્મદની પ્રસાદી· (૧) પદ્ય, (૨) ગદ્ય

૨ વિભાગ બીજો—નર્મદને અર્ઘ્ય (૧) શતાબ્દી પૂર્વે; (૨) શતાબ્દીને શુભ પ્રસંગે

એ ચારમાના પહેલા ત્રણ પેટાવિભાગો સંબંધી તો એટલુંજ કહેવાનું છે કે પદ્યગદ્યના અવતરણોને શીર્ષક આપી વિષયવાર ગોઠવવાનો પ્રયત્ન કર્યો છે; ગદ્યવિષયોનું વર્ગીકરણ કરી દરેક વર્ગનું નામ પણ આપ્યું છે; અને શતાબ્દી પૂર્વેના વિવેચનોને કેટલેક અંશે કાલાનુક્રમે અને સાથે સાથે લેખકોનાં વયપ્રતિષ્ઠાદિકને ક્રમે મૂક્યા છે. આ સઘળી મુખ્ય ક્રમરચનાજ ગણાય; તેમાં પ્રસંગાવશાત્ ક્યાંક થોડો ફેર કરવો પડ્યો હોય એ કુદરતી છે.

છેલ્લો પેટાવિભાગ એક રીતે તો ગ્રંથનો સૌથી મહત્ત્વનો ભાગ હોવાથી તેને વિષે જરા વિગતથી લખવાની જરૂર લાગે છે. તેનું પણ જે વર્ગીકરણ કર્યું છે તે તો અનુક્રમણી પરથી સમજાશે. વધુમા એટલુ કે એ લેખો માટેના વિનતિપત્રમા જે ચારથી છ પૃષ્ઠપ્રમાણ મર્યાદામા લખવાની અગત્યની સૂચના હતી તેને કેટલાક લેખકબંધુઓ હરકોઇ કારણે ન પાળી શક્યા હોવાથી, એવા બધા તો નહી પણ કેટલાક લખાણોને ટૂંકા અમારે બનાવવા પડયા છે–બધા નહી એટલા માટે કે અમુકઅમુક લાંબા લખાણો એવાં છે કે તેની પર જો કાપ મૂક્યો હોત તો નર્મદની ભારે અસેવા થાત–તેનાં સંસ્મરણો કે તેની સાહિત્યસેવાનું અચ્છું નિરૂપણ ગુજરાતને મળતુ રહી જાત. મતલબ, કાપકુપ એવી રીતે કરી છે કે કશુ અગત્યનુ રદ ન થાય અને નિરર્થક પુનરુક્તિઓ ગ્રંથમા વારંવાર દેખા દેતી અટકે; અને, લેખોના વચલા કે આગળપાછળના ભાગો કપાયા છતા પૂર્વાપર સંબંધ જળવાય તેની બની તેટલી બધી સરત રાખી છે. આટલી સંભાળ છતાં ઓ ઘણાક લેખકોએ તો કાતર ચલાવવાની છૂટ લેખ સોંપતા કે મોકલતા આપેલી જ એ હકીકત છતા; જો કોઇ લેખક પોતાને અન્યાય થયો છે એમ માનતા હોય તો અમારા બચાવમાં ઉપર્યુક્ત પહેલેથીજ સૂચવાયલી વિલક્ષણ સ્થળમર્યાદા રજુ કરી, બહુ નમ્ર ભાવે પણ અમારી બિનગુનેગારી એ વિષયમા જાહેર કરવા રજા લઇએ છીએ

વળી છેલ્લા વિભાગમાં જે થોડાક મૂલ્યવાન જવાહીરો છે તેમા હીરાનું સ્થાન લઇ શકે તેવા ઉમરાવતીનિવાસી નામદાર શ્રી. દાદાસાહેબ ઉર્ફે ગણેશ શ્રીધર ખાપર્ડેના લેખ માટે તો અમારામાથી એકાદ બે વ્યક્તિઓ નહી, અમારી સમિતિઓજ નહીં, આજનુ સકલ સંસ્કારી નર્મદપૂજક ગુજરાત જ નહીં, ભાવિ ગુજરાત પણ ચિરકાલ ઋણી રહેશે. મૃત નર્મદને સ્મરણસુગંધ અને શબ્દસામર્થ્યની જાણે સંજીવની પાઇને તેને આપણે માટે પુનર્જીવિત કરનાર અશ્વિનીકુમાર એ વૃદ્ધ

અને વાચકોમાં નર્મદભક્તિ નીપજાવે છે એમ કહેવામાં કશી અત્યુક્તિ નથી. ( અહીં નોંધવું જોઈએ કે શ્રી. મહાગાતેણ બાપટે મહાન નર્મદને, તેનાં શબ્દદોષો અને ગદ્યપ્રકરણદોષો આપનાર પૂજ્ય ગુરુવર્ય કહે છે. એમના પત્રવ્યવહારમાં નર્મદની મુખાકૃતિનું બોધક શબ્દોમાં તાદશ વર્ણન આપ્યા પછી એ કહે છે: નર્મદની ખરની છબી તો એ મનોહર ને વળી યથાર્થ તાદશતા સિદ્ધ કરવામાં નિષ્ફળ નીવડી છે. સમરસ્પષ્ટ રચી એ રૂપ ગયું તે ગયું! દુનિયા કદીએ તે ગત જાણવા પામશે નહીં! ) સમિતિ તરફથી તેમજ સમગ્ર ગુજરાત તરફથી એ અતિ વૃદ્ધ ગૌરવમૂર્તિના અમે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

વિભાગ પહેલાના ગદ્યપદ્યના અને બીજાનાં—નર્મદને અર્ધ્ય (૧) શતાબ્દી પૂર્વે—એ ચૈત્ર-વિભાગના અવતરણોની પસંદગી અમારામાંથી ભાઈ શંકરપ્રસાદ રાવળે મોટે ભાગે કરી છે અને તેની અનુમતિ ને ગોકળજી શાસ્ત્રીના નમ્બોને સાથે મળ્યાં છે. શતાબ્દીપ્રસંગના અર્ધ્યનું આયોજનકાર્ય અને સંપાદનકાર્ય બહુ એ ભાઈ વિજયરાય વૈદ્યે કર્યું છે. સમયની ટૂંકી મર્યાદા, મુંબાઈ, સુરત ને ભાવનગર એમ સભ્યોના દૂરદૂર છૂટેલાં નિવાસસ્થાન અને વડોદરા આદિનું મુદ્રણસ્થાન : આ સર્વએ મળી કરી ઇચ્છીએ એટલું સંપૂર્ણ અને સંતોષકારક સંપાદનકાર્ય પ્રતિકૂલતાના રૂપે મૂર્તિમાન થઈ દેવે અમને કરવા દીધું નહીં, એટલું જ નહીં પણ ભાઈ વિજયરાયને સતાવવામાં તો એણે બાકી રાખી નહીં. કામ શરૂ કર્યા પછી ટૂંકા જ વખતમાં એવી અસામાન્ય આપત્તિએ તેમજ ઉપાધિએ એમને ઘેરી લીધા કે દિવસો ને દિવસો લગી એમને કર્તવ્યવિમુખ રહેવું પડ્યું. આવા સંજોગોમાં નર્મદની 'સાર શાકુંતલ' જેવી કૃતિનાં દર્શન કરી તેમાંથી એક પણ વાનગી અમે લઈ શક્યા નથી. વળી 'બુદ્ધિવર્ધક'ગ્રંથો, 'બુદ્ધિપ્રકાશ'ના સંગ્રહો, 'ગુજરાતી' સાપ્તાહિકના સંગ્રહો, ગુજરાત સૌરાષ્ટ્રના જૂના સમ્પ્રદાયના માસિકો પણ ઉથલાવી જવાની અમારી તીવ્ર ઇચ્છાને પણ અમે તૃપ્ત કરી શક્યા નહીં. આપણા સાહિત્યના ઇતિહાસની ખૂટતી કડીઓ સાધની આ સાધનસામગ્રીમાં નર્મદ અને તેની કૃતિઓ વિષે ઘણુંએક સાહિત્ય જ્યાંત્યાં વેરાયલું પડ્યું છે. આ ગ્રંથને સંપૂર્ણ ને પ્રતિનિધિત્વ પૂર્ણ કરવામાં તે જોઈ જવાની જરૂર હતી.

આ પરિસ્થિતિમાં ચાલીસ જેટલા લેખકબંધુઓનો મીઠો અને દીલસોજીભર્યો સહકાર મેળવવામાં અમે અમારું મોટું સદ્‌ભાગ્ય ગણીએ છીએ. એ માટે એમનો, તેમજ જેજે લેખકો અને પ્રકાશકોના લેખોનો અમે ઉપયોગ કર્યો છે તે સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

છાપવાના કાર્યની વ્યવસ્થા ને દેખરેખ અહીં જ શ્રમથી કરનાર રા. મૂલશંકરભાઈ ભટ્ટનો બેહદ ઉપકાર માનવો જોઇએ પણ તેમ કરવા તેમણે સ્પષ્ટ ના પાડી છે.

વડોદરાના 'આર્યસુધારક પ્રેસ'ના માલીક રા. મણિભાઈ મથુરભાઈ ગુપ્તે લાક્ષણિક ત્વરાથી આ દળદાર ગ્રંથ ટૂંકી મુદતમાં છાપી અમને વેળાસર આપ્યો તે બદલ તેમના અમે ઉપકારી છીએ.

છેવટે નર્મદશતાબ્દી જેવા સમગ્ર ગુજરાતની પ્રજાના શુભ પ્રસંગે મહાન નર્મદને અમારા તરફનો યથાશક્તિ અર્ધ્ય આપવાની અમને તક આપવા બદલ મુંબાઇ નર્મદશતાબ્દી સમિતિનો ઋણભાર પણ અમે આભાર સાથે સ્વીકારીએ છીએ.

મુંબાઇ, તા. ૧૪ મી ઑગસ્ટ ૧૯૩૩

અંબાલાલ બુલાખીરામ જાની
શંકરપ્રસાદ છગનલાલ રાવલ
વિજયરાય કલ્યાણરાય વૈદ્ય
જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે

# અનુક્રમણી



## વિભાગ પહેલો

### નર્મદની પ્રસાદી : ૧ પદ્ય

---

## વિભાગ પહેલો

### નર્મદની પ્રસાદી: ૨ ગદ્ય

#### ૧ દેશભક્તિ અને શૌર્ય



#### ૨ ગુજરાત

૩ ઇતિહાસ અને ચરિત્ર

૪ ધર્મ



૫ સમાજ

૩ ઇતિહાસ અને ચરિત્ર

## ૪ ધર્મ



## ૫ સમાજ

### ૭ નાટકોમાંથી વાનગી



### ૮ પ્રકીર્ણ



---

## વિભાગ બીજો

### નર્મદને અર્ઘ્ય:

### ૧ શતાબ્દીઉત્સવ પૂર્વે

## વિભાગ બીજો

### નર્મદને અર્ઘ્ય :

શતાબ્દી ઉત્સવ પ્રસંગે

૧ કાવ્યો



૨ સંસ્મરણો



૩ વ્યક્તિત્વ અને જીવનવિકાસ



૪ વ્યક્તિત્વનાં વિશિષ્ટ સ્વરૂપો



૫ સ્ફુટ વિષય

६ ખાસ અભ્યાસવાળા વિષયો



કાવ્યો: અનુપૂર્તિ



---

## જીવનકથા અને જીવનકૃતિઓ



[ * શીર્ષક અશુદ્ધ 'કાવ્યવિવેચન' છપાયું છે તે ભૂલ છે. સંપાદક. ]

# જય! જય! ગરવી ગુજરાત!

## ગુજરાત રાષ્ટ્રગીત

જય! જય! ગરવી ગુજરાત!
જય! જય! ગરવી ગુજરાત!
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી, પ્રેમશૌર્ય અંકિત,
તું ભણવભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુંદર જાત,
જય! જય! ગરવી ગુજરાત! ૧

ઉત્તરમાં અંબામાત,
પૂરવમાં કાળીમાત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ
છે સહાયમાં સાક્ષાત
જય! જય! ગરવી ગુજરાત! ૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશીષ જયકર;
સંપે સોહે સહુ જાત,
જય! જય! ગરવી ગુજરાત! ૩

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ;
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત!
શુભ શકુન દીસે, મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત,
જન ઘૂમે નર્મદા સાથ
જય! જય! ગરવી ગુજરાત! ૪

નર્મકોશ : ઈ. સ. ૧૮૭૩

# ગુજરાત કોની ?

કોની કોની છે ગુજરાત ?
ઉગ્રસેન રામ કૃષ્ણ સાત્યકી યાદવ જ્યા સઉ વિરાજતા,
જ્યાં બ્રાહ્મણ ને રજપુત ઝાઝા ધર્મને અર્થે ઝૂઝયા હતા,
ત્યાંના લોકતણી શું હેવી ?
નાના ના રે નથી તેની,
ત્યારે કોની છે ગુજરાત ?
બુદ્ધ જૈનના ધુમ્યા વાદ જ્યા મ્લેચ્છોસું શિલાદિત્ય લડ્યો;
ભૂવડસું વળી જયશિખરી જ્યા જુદ્ધ પરાક્રમ દાખી પડ્યો.
ત્યાના૦ નાના૦ ત્યારે૦
વળી રાજ્યનો રકૃધ્વજ જ્યાં છશેંક વર્ષલગી ઊડ્યો;–
સરસ્વતી ને સેનાનીએ રકૃ દાખવ્યો છે રૂડો.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
કર્યું ધામ જ્યાં મુસલમાને નીજ રાજ્યનુ વળી રૂડુ;–
મધ્યે આવ્યાને બાતે તે માની લે છે માન વડું.
ત્યાના૦ નાના૦ ત્યારે૦
રે જ્યા કીધો કોપ કાળીએ રાજ્ય થયું ખણ્ડેર ભુંડું;
વળી રાજ્ય જ્યા દખણીકેરૂં ઠાઠે દીપે કંઈક રૂડું.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
વળી પુરાતન પ્રસિદ્ધ જગમા ભૃગુનો આશ્રમ જ્યા જોયો;
વળી રંગ જ્યાં જનવસ્તુનો બન્દરને નાકે સોયો.
ત્યાના૦ નાના૦ ત્યારે૦
છે અકૃરેજી રાજ્યતણું જે ધામ મુખ્ય પશ્ચિમ ભણી–
જ્યા ગુજરાતતણા જન વસિયા કો રે વેળા થોડી ઘણી.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
જ્યાં રેવામહીકાંઠા શોભે હિન્દુ મુસલમાન રાજ્યકે;
વળી રાજ્ય રણની પેલીગમ જોય સિંધની લગોલગે.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
વૃદ્ધનગર જેણે જોયાં સઉ ચડતાં પડતા રાજ્ય હરી,
હજી છવે છે શું જોતાને પ્રજા તણા ટકૃ રકૃ વળી.
ત્યાના૦ નાના૦ ત્યારે૦
શું બ્રાહ્મણ ને વાણિયાકેરી શ્રાવક ને ભાટીબકેરી;
ક્ષત્રી રજપુત કણબીકેરી ભીલ અને કોળીકેરી.

બીજા શૂદ્રતણી શું કેવી ?
ના ના ના રે નથી તેની
ત્યારે કોની છે ગુજરાત ?
પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વદ્યા;
કોઇ રીતની તોપણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત;
તેની તેની છે ગુજરાત.
વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું જે ભાઇ ઠર્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત.
નર્મદ કે' ગુજરાતી ભાઇયો માતને અર્થે સમ્પ ધરે;
અન્ત બન્ધન તોડી રણે સઉ ઝૂઝી જયસુખ જમે ભરે.
પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સઉની છે ગુજરાત;
તે તે સઉની છે ગુજરાત.

નર્મકવિતા–પૃ૦ ૬૩૧



## તકના દિવસો

(લાવણી)

જુઓ જુઓ ગુજરાતી લોકો ટાણાંના દહાડા;
જુઓ તમારૂં ઐક્ય તેહમા થાઓ કયમ આડા.
આડા થાઓ નથી સમજતા ઐક્ય લાભ મોટા,
દેશભક્તિમા ઐક્ય રાખતાં થાઓછો ખોટા.
કાળ રાજ્ય ને સ્થિતિ બદલાયાં ટક ટક શૂ જૂઓ ?
બંધન કંટકથી રીબાઈ પુરૂષ છતે રૂઓ !
ટાણા ઉપર વિચાર કરશો ઐક્ય તમે ન્હાશો;
મૂર્છિત થયલા માનસિંહને ઉઠાડતા થાશો.
પ્રજા ઐકયથી લાભ સર્વને એકેકને જાણો;
કહે નર્મદો નિત્ય નિત્ય શૂં ઐક્ય કરી નાણો.

નર્મકવિતા–પૃ૦ ૬૩૩

# ગુજરાત કોની ?

કોની કોની છે ગુજરાત ?
ઉગ્રસેન રામ કૃષ્ણ સાત્યકી યાદવ જ્યાં સઉ વિરાજતા,
જ્યાં બ્રાહ્મણ ને રજપુત ઝાઝા ઇશિને અર્થે ઝૂઝયા હતા,
ત્યાંના લોકતણી શું કેવી ?
નાના ના રે નથી તેની;
ત્યારે કોની છે ગુજરાત ?
બુદ્ધ જૈનના ઘુમ્યા વાદ જ્યાં મ્લેચ્છોસું શિલાદિત્ય લઢ્યો;
ભૂવડસું વળી જયશિખરી જ્યાં જુદ્ધ પરાક્રમ દાખી પડ્યો.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
વળી રાજ્યનો રંઙ્ગધ્વજ જ્યાં છશેંક વર્ષલગી ઊડ્યો;–
સરસ્વતી ને સેનાનીએ રઙ્ગ દાખવ્યો છે રૂડો.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
કર્યું ધામ જ્યાં મુસલમાને નીજ રાજ્યનુ વળી રૂડુ;–
મધ્યે આવ્યાને બ્હાને તે માની લે છે માન વડું.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
રે જ્યાં કીધો કોપ કાળીએ રાજ્ય થયું ખણ્ડેર ભુંડું,
વળી રાજ્ય જ્યાં દખણીકેરૂં ઠાઠે દીપે કંઇક રૂડું.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
વળી પુરાતન પ્રસિદ્ધ જગમાં ભૃગુનો આશ્રમ જ્યાં જોયો;
વળી રઙ્ગ જ્યાં જનવસ્તુનો બન્દરને નાકે સોયો.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
છે અઙ્ગરેજી રાજ્યતણું જે ધામ મુખ્ય પશ્ચિમ ભણી–
જ્યાં ગુજરાતતણા જન વસિયા કો રે વેળા થોડી ઘણી.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
જ્યાં રેવામહીકાંઠા શોભે હિન્દુ મુસલમાન રાજ્યકે,
વળી રાજ્ય રણની પેલીગમ જોય સિંધની લગોલગે.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
વૃદ્ધનગર જેણે જોયા સઉ ચડતા પડતા રાજ્ય ઠરી,
હજી જીવે છે શું જોવાને પ્રજા તણા હઙ્ગ રઙ્ગ વળી.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦
શું બ્રાહ્મણ ને વાણિયાકેરી શ્રાવક ને ભાટીઆકેરી;
ક્ષત્રી રજપુત કણબીકેરી ભીલ અને કોળીકેરી.

બીજા શુદ્રતણી શું કેવી ?
ના ના ના રે નથી તેની
ત્યારે કોની છે ગુજરાત ?
પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વદ્યા;
કોઇ રીતની તોપણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત;
તેની તેની છે ગુજરાત.
વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટા કર્યા;
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું જે ભાઇ ઠર્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત;
તેની તેની છે ગુજરાત.
નર્મદ કે' ગુજરાતી ભાઇયો માતને અર્થે સમ્પ ધરે,
ખન્ત બન્ધન તોડી ગણે સઉ ઝૂઝી જયસુખ જમે ભરે.
પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સઉની છે ગુજરાત;
તે તે સઉની છે ગુજરાત.

નર્મકવિતા–પૃ૦ ૬૩૧



## તકના દિવસો

(લાવણી)

જુઓ જુઓ ગુજરાતી લોકો ટાણાના દહાડા;
જુઓ તમારૂં ઐક્ય તેહમાં થાઓ કયમ આડા.
આડા થાઓ નથી સમજતા ઐક્ય લાભ મોટા,
દેશભક્તિમાં ઐક્ય રાખતાં થાઓછો ખોટા.
કાળ રાજ્ય ને સ્થિતિ બદલાયા ટક ટક શું જૂઓ ?
બંધન કંટકથી રીબાઈ પુરુષ છતે રૂઓ !
ટાણા ઉપર વિચાર કરશો ઐક્ય તમે ચ્હાશો;
મૂર્છિત થયલા માનસિંહને ઉઠાડતા વાશો.
પ્રજા ઐક્યથી લાભ સર્વને એકેકને જાણો;
કહે નર્મદો નિત્ય નિત્ય શું ઐક્ય કરી નાણો.

નર્મકવિતા–પૃ૦ ૬૩૩

## બ્હેનોને

( હોરી–રાગ–કાફી )

બ્હેનો ! તમે જ્ઞાન વધારો, ભૂંડી રીતી સુધારો ટેક.
શાળેથી સારાસાર સમજાયે, છાંડાયે છંદ નઠારો;
હારે બ્હેની છાંડાયે છંદ નઠારો,
ઉદ્યોગી મધમાખી પડે નીત, સંપેથી સાર સ્વીકારો. બ્હેનો૦ ૧
ઋત વસંત તો પૂરી થશે ને, ઝૂલશે મદનો ઉન્હાળો;
હારે બ્હેની ઝૂલશે મદનો ઉન્હાળો;
ગભરાતા નીકમા જ પડાયે, નીતિયે લાગે તે વ્હાલો. બ્હેનો૦ ૧
વેરી તે વ્હેમી વીચારોને વ્હાડી, વ્હેરી વેરી દીલ ઠારો;
હારે બ્હેની વ્હેરી વેરી દીલ ઠારો;
નીતી ધરમ જે પાળે નર્મદ, તે જ ઉગરશે ધારો. બ્હેનો૦ ૩

નર્મકવિતા–પૃ૦ ૬૪૦



## નીતિની સાડી

( ગરબી )

પ્હેરની પ્હેરની પ્હેરની રે;
બ્હેની નીતિની સાડી પ્હેરની. ટેક
ખરા કસબ ને ખરા કસબની;
ભાતો ખિલી અખ્ખેરની રે, બ્હેની૦ પ્હેરની૦ ૧
સાડીની શોભા સાચી ટકે છે;
જુઠી આ લુગડા જવેરની રે, બ્હેની૦ પ્હેરની૦ ૨
સાડી રૂડી ઘટ હીરે ઘણે છે;
સારે વજનમા શેરની રે, બ્હેની૦ પ્હેરની૦ ૩
સાડીની થડક સુધા સરીખી;
નહીજ લાલ્ય કંઇ ઝેરની રે, બ્હેની૦ પ્હેરની૦ ૪
સાડી શીતળથી આખો મિચાએ;
કહું શી વાત હું લ્હેરની રે, બ્હેની૦ પ્હેરની૦ ૫
સાડી તે સારૂં નરસુ સુઝાડે;
વિના તે વાત અંધેરની રે. બ્હેની૦ પ્હેરની૦ ૬
એ સાડીનૂ મૂલ ન થાએ,
પ્હેરે ખસે વાત વેરની રે, બ્હેની૦ પ્હેરની૦ ૭
નીતીની સાડી આપે વટોને;
પ્હેરી પાલવ ખંખેરની રે, બ્હેની૦ પ્હેરની૦ ૮

નર્મકવિતા–પૃ૦ ૬૫૩

# સાસરે જતી સીતા

( ધોળ )

પરણી સીતા સધાવતા સાસરે;
આવ્યાં જનકરાજાતણી પાસ, રાખી મન આશ, લેવાશિખ વેણુ રે; ૧
તારે જોતા સીતા મૂખચંદ્રને;
પ્રેમે બાપથી ગગળી જવાય, મૂખે ન બોલાય, મંગળ કરો બ્હેન રે. ૨
કરવા સ્વામીની સેવા ઉમગથી;
કોઇ વાતે ન દુઃખવો મંન, રાખી રોહ પ્રસન્ન. મંગળ૦ ૩
કોદી જગના જંજાળને કારણે;
કોપે ઘરમાં આવી ભલા રામ, પીજો ક્ષમાજામ. મંગળ૦ ૪
સાસૂ સસરાના માન તો રાખજો;
જાણી માતપિતાસમ તેહ, કરો ઝટ જે કેહ મંગળ૦ ૫
વૃદ્ધાવસ્થામાં ચાકરી તેમની;
કરી રાખો રાજી બહુ નીત, ભલૂં છે ખચીત. મંગળ૦ ૬
જેઠ જેઠાણી દીયર દેરાણીને;
વળી નણદ ભાંડુસમ જાણો, પછી પ્રેમ તાણો. મંગળ૦ ૭
ઘરના દાસ દાસી જન સર્વને;
રાજી રાખતાં કરવજો કામ, શોભી રેહશે ધામ. મંગળ૦ ૮
આવે પરવાર જો ઘરકામથી;
કરજો રામને થાતી સહાય, દંપત સહુ સોહાય. મંગળ૦ ૯
નિજ અભ્યાસ જારીજ રાખજો;
એછે સ્વચ્છ સૂખોનું નિધન, બિજૂં ન સમાન. મંગળ૦ ૧૦
ઘણાં દુઃખો આવી પડે જો કદી;
દીલ ડાબી રાખો રૂડી ધીર, મટી જશે ભીડ. મગળ૦ ૧૧
તમે કહેશો શેની બ્હીક સાચને;
પણ સાચને શત્રૂ ઘણાક, તમે વળી રાંક. મંગળ૦ ૧૨
કરજો લાજ વધે બંને કૂળની;
અભિમાન ઘગે નહિં ઊર, છે નમ્રતા નૂર. મંગળ૦ ૧૩
સ્વાગી કેહે તારે અહિંયાં પધારજો;
બાકી રેહજો સદા સ્વામીસગ, એમાં શુભ રંગ. મંગળ૦ ૧૪
દેજો પત્રથી દરશન બાપને;
રડતા રોહ બ્હેન હવે નહિં ઢીલ, ભરાયું મુજ દીલ. મંગળ૦ ૧૫

નર્મકવિતા—પૃ૦ ૬૫૫

## સુંદર જેને નાર

( ૭૫૫ )

સુંદર જેને નાર, મૈત્રિ તેની સહુ કરતા,
ડાહી જેને નાર, મૈત્રિ તેની સહુ કરતા,
ભણેલિ જેને નાર, મૈત્રિ તેની સહુ કરતા,
ચતુરા જેને નાર, મૈત્રિ તેની સહુ કરતા,
રૂપગુણવંતી નાર જેને, મૈત્રિ તેની સહુ જન કરે,
નર્મદ થોડા સજ્જનો પણ, આખર ખળ જન બહુ ઠરે. ૧

નર્મકવિતા–પૃ૦ ૬૫૯



## મૈત્રિ

જેને જે અધિકાર, મૈત્રિ તેની સહુ કરતા,
જે આપે અધિકાર, મૈત્રિ તેની સહુ કરતા,
દેવાડે અધિકાર, મૈત્રિ તેની સહુ કરતા,
દેખાડે અધિકાર, મૈત્રિ તેની સહુ કરતા,
અધિકારી કહેવાય જે કો, મૈત્રિ તેનિ સહુ જન કરે,
નર્મદ થોડા સજ્જનો પણ, આખર ખળ જન બહુ ઠરે ૨
જેની પામે ધંન, મૈત્રિ તેની સહુ કરતા,
જે આપે બહુ ધંન, મૈત્રિ તેની સહુ કરતા,
જે સચે બહુ ધન, મૈત્રિ તેની સહુ કરતા,
જે દેખાડે ધંન, મૈત્રિ તેની સહુ કરતા,
કહેવાયો ધનવત જે કો, મૈત્રિ તેની સહુ જન કરે:
નર્મદ થોડા સજ્જનો પણ, આખર ખળ જન બહુ ઠરે. ૩
ખરો ભણ્યો નર હોય, થોડા જણ મૈત્રિ કરતા,
ખરો હિતૂ નર હોય, થોડા જણ મૈત્રિ કરતા,
ખરો ચતુર નર હોય, થોડા જણ મૈત્રિ કરતા,
ખરો પ્રેમિ નર હોય, થોડા જણ મૈત્રિ કરતા,
અધિકાર ધંન ને નારવણ, મૈત્રિ તેની થોડા કરે,
નર્મદ થોડા સજ્જનો તે, આખર પણ સજ્જન ઠરે. ૪

નર્મકવિતા

# વિધવા વિલાપ

(ગરબી)

વ્હાલા મુજને છોડી વ્હેલો ક્યાં ગયો;
આંખોમાંથી જળની ધારા જાય જો,
ટહાડો વાઇ અંગે તાવ ચિઢી રહ્યો,
લખ્યો આંક તે કેમ કર્યો ન ટળાય જો. વ્હાલા૦ ૧
મ્હારૂં કહેલૂં સંધૂ મિથ્યા થાય રે,
એક ઘડી પણ ઠર્યો ન તું મુજ પાસ જો,
દિલમાંથી પળભર પણ ના વિસરાય રે,
હું તો રાખૂં દીલાસાની આશ જો. વ્હાલા૦ ૨
નિદરામાંથી ઝબકી 'પ્યારા' હું વદી,
આવી તૂને ઝટ વળિ ભેંટીજાઉ જો,
મુજ દિલમા ના ઝાંખો થાએ તું કદી;
રાત્રદિવસ હું વીજોગે મૂઝાઉ જો. વ્હાલા૦ ૩
હૈડામાની ભઠ્ઠી બાળે મૂજને,
તેથી દાઝી છાવડો ઊડી જાય જો,
ક્યાં જઇને જડપૂં હું છબડા તૂજને;
હાથપગો તો પાછા બહુ ખેંચાય જો. વ્હાલા૦ ૪
જોર હવે રહ્યુ નહી રે મારા તંનમાં,
પ્રેમભારથી આંખો ખૂબ ડબાય જો,
કોનૂં કહ્યું લાવૂં નહિં કંઇ હું મંનમા;
સાંજ મને તો ખસ્સ ખાવા ધાય જો. વ્હાલા૦ ૫

નર્મકવિતા–પૃ૦ ૬૬૩



# ઘાયલ નર્મદ

(સવૈયા)

નર્મદ ઘાયલ દર્દિનું દર્દ તે નર્મદજેતુ જ દર્દિ પિછાને;
નર્મદ સજ્જન એતું તે કોક રસે રૂઝવે રૂઝવી દીલદાને.
નર્મદ સો જનમા કદિ એક ગહે વળગ્યું ન બ્હીએ પડ્યું રાને;
નર્મદ ભાયગ ક્યાંથિ મરે વળગી જનને લવતો પ્રેમ પાને !

નર્મકવિતા–પૃ૦ ૬૮૫

## નર્મદ આખરે જૂદાઇ જ

નર્મદ આખરે જૂદાઇ જ, કહો તે અને તૂં આગે,
હાય કેમ કરી રહેવાય, દહાડા કેમ જાય રે. ૧
માદાગોડે પડી રહેવૂં રોજ, લવી સનેપાતમાં;
એવા હાલ જૂદાઇમાંહ્ય, નહીં જોર તંનમા. ૨
એમ કરતા દેખાય જો દીપ, ઉઠે પાછો જોમમાં;
મથે કરવાને ઝંપાપાત, પતંગ તે જોશમા. ૩
દુ:ખથી છુટવા ભમે ચોપાસ, સુવા તેની સ્હોડમાં;
ધન ભાગ્યેગ ત્હેની જાત, મરે પ્યારીગોદમાં. ૪
ખરો આશક અહિયા પતંગ, દેવા ભોગ ધારતો;
(પણ) જીવ અવધ વના નવ જાય, ફાંફાં બહુ મારતો. ૫
કોના કુદકા થાયે વળી ત્રણ, કોના વળી સાતરે;
કો તો એક થતાની માંહ્ય, ખાલી કરે જાત રે. ૬
કો તો ઝાઝ મારે વળી તોય, ધરે નહિ આંચને;
થાકી પાછા પડી રીબાય, શૂં શૂં દુ:ખ સાચને. ૭
કરે મરવાને જન ઉપાય, તેમાં પણ વાર રે;
સુખ મેળવનાં નહિં કેમ, એ તો નીતિસાર રે. ૮
માટે અવધ લખી ન ટળેજ, કરે દોડાદોડ રે;
મળે મ્હેજ ઇયા ન મળેજ, કરે શ્રમ ક્રોડ રે. ૯
કદિ બહુ બહુ મથે વળિ તોય, ચખાય ન તે થકી;
ભાયે નાખ્યો મરે ઇચ્છયુ લેઇ, દીસે તેવો તે થકી. ૧૦
કોઇ વખને રીબાયે તે ખૂબ, ચાખે પછિ કોહને?
માટે તરસ મટાડી તું દેય, પીતાં સંતોષને. ૧૧
નર્મદ આખરે જૂદાઇ જ, મળો સુખ યા નહી,
તારે કરવો શો ત્હારે શોક, જાવૂ એક દી સહી. ૧૨
નર્મદ આખરે જૂદાઇ જ, તોયે શોક થાય રે;
એવો દેહીનો ધરમ જ હોય, માટે થઇ જાય રે. ૧૩
પણ જ્ઞાની સમાવે તેહ, શ્રમે બને તેટલો;
દુ:ખમા પણ સાગુતો સુખ, આશા ફળો નાફળો. ૧૪
નર્મદ આખરે જૂદાઇ જ, માટે રાખી ટેકને;
ધન ભાગ્યેગ પામે તુ મોત, દુવા દેઇ તેહને. ૧૫

નર્મકવિતા—પૃ૦ ૭૦૧

પ્રીતી તીરે વીંધાયા મંન, એ દરદી દૂખીઆ;
રૂઝે ઘા નહીં ખરચ્યે ધંન, થતાએ ન સુખીઆ. ૧
ઘા તે પૂરો રૂઝાએ વ્હેલ, પ્રેમી મળે તાહરે;
તોએ ઓસડ દાખવૂં રહેલ, થોડૂં દુખ વીસરે. ૨
પરતંત્ર હોએ જે કામ, તેમા હાથ ઘાલવો;
રહી એકાંતે નિજ ધામ, નહી કાળ ગાળવો. ૩
રહેવૂં એકાંતમા મન થાય, વાચો દરદી ગ્રંથને;
પછી બીજા જો વંચાય, વાચો રાખી ખંતને. ૪
મિત્ર પાસ કરો વળી વાત, રડી છાતી ખોલવી;
કથા વેરાગની નીત રાત, સૂતી વેળા સૂણવી. ૫
કરો મુસાફરી ધન હોય, નહિ તો ગામ પાદરે;
જુઓ વન તરૂ પર્વત સ્હોય, નદી દરીયો ખરે. ૬
વળી આકાશ ગંભીર માહે, મેળાવી દો મંનને;
જુઓ પંખી બોલંતાં જાહે, સુણો મીઠાં ગાનને. ૭
જગનો જાણીને નીમજ એમ, ધીરા પડો સમજણે;
હોય સરજીત તે ટળે કેમ, માટે મૂકો શોકને. ૮
મ્હારી વાત કહૂં હૂં નર્મ, વ્હાલાવીનાનો દુઃખી;
ઉભરે કહાડી દિલોના મર્મ, મથૂં છૂં થવા સૂખી. ૯

નર્મકવિતા—પૃ૦ ૭૦૨



## દીલદારને સલામ

( રોલાવૃત્ત )

સલામ રે દિલદાર, યારની કબૂલ કરજે,
રાખિશ મા દરકાર, સાર સમજી ઉર ધરજે.
ઘણા ઘણા લઇ ઘાવ, તાવથી ખૂબ તવાયા;
નહીં ભોગપર ભાવ, નારમાં નીર ભરાયા
સરખે સરખી જોડ, કોડના બને માર્યા;
છુટી પડી ગઇ ગ્હોડ, હોડમા બને હાર્યા.
રમિ પરસ્પર ઓજ, રોજ રંગાને રમતા;
ગયો ખાલિ થઇ હોજ, મોજશીકારે જમતા!
એક અગિના આગ, નંગ કુંદન બન્યો છે,

નર્મકવિતા—પૃ૦ ૭૩૩

જાણ્યો નહિ જે મગ, રંગમા ભંગ થયો છે.
ઝૂરે તું કાં પડિ ફંદ, ઝૂરતો દ અહિં ગાજે;
ઉતરિ ગયાં છે નૂર, ઊર ફાટે છે સોજે.
પરસ્પરે છે પ્રીત, રીત રાખી છે સારી;
ખરેખરા દુખિ નીત, ચીતમા ચિંતા ભારી.
મળવાની શી વાત, રાતની શાહ બહુ પાછી;
ખાઇયે ઠોકર લાત, જાત રીબાઓ ઝાઝી.
રોયા કરવૂં આમ, કામ તેથી શૂં સરતૂં;
(રે) ભજિયે બાળે કામ, જાય આઠે શિર ફરતૂં.
લવિયે પ્યારૂં નામ, રામનૂં નામ ન લઇયે;
ઇશ્ક ડેકના જામ, આમ દુર કેમ જિરવિયે.
પ્રેમતણી ભલિ નાવ, આવજાવો કરિ તેથી;
મોટો લીધો લ્હાવ, રાવ નીભાયુ ન એથી.
ચાલ્યૂં થોડીવાર, માર વિધવિધ બહુ ખાધો;
ડરી હટ્યા ન લગાર, પ્યાર તસતસ વધુ બાધ્યો.
જિભે રહેવો સ્વાદ, આદ ગળકો જે લાગ્યો,
આપણને તે યાદ, નાદથી ઝાઝો માગ્યો.
મળ્યો ન માગ્યો તેહ, કેહ શૂં બાકી રાખી,
ભાયગમા નહિં જેહ, રહે ચાલૂ ક્યમ આખી.
હવે રહ્યુ છે એજ, સ્હેજ જો છુટવૂ મોતે,
જો ઊચે ચિદ તેજ, તેજ સુખ હશે પોતે.

નર્મકવિતા—પૃ૦ ૭૩૪



## ડાંડિયાની ડાંડિ

(ડાંડિયો—દોહરા)

અમાશ નિશ ઘનઘોરમા, ચોરિ ધાડનો ભોય;
ઘરમા વસ્તી દીપતી, બ્હાર ડાંડિની હોય. ૧
ડાંડિ વગાડે ડાંડિયે, હોય ડાંડિયો જેહ,
મુકે ડાંડપણ ડાંડિયો, મસ્તી કરતો નેહ. ૨
નહીં ડાંડિયા સ્હાડિયા, પણ વળી લોક અજાણ,
ન્હાના મ્હોટા નાર નર, સરવે થાય સુજાણ. ૩
ડાંડિની મ્હેનત થકી, ધજાડાંડિ સોહાય,
દેશતણો ડંકો વળી, બધે ગાજતો થાય. ૪

નર્મકવિતા—પૃ૦ ૭૯૮–૭૯૯

## એક ચિત્ર

ઘરને માથે ઘુવડ બેઠું, કુવામાહી કબુતર બેઠું;
ચોખ આભમાં કાળુ પેઠું, મેલામા વળી ભૂતડું પેઠું,
ઝાડ ઉપરતો બગલું દીઠું, ફુલડામાં સાપોલીયું દીઠું;
એવું કાઇ હું જોઉં છું.
માલ જો પૂરી મજાથી, સાચે છે સૌએ રાજી—માલ.
કળી કહે છે ભ્રમરને હવે નથી કંઇ વાર;
હું ખીલૂં દઇ ડંખ તું રસ મુજ લેઇ વધાર—માલ.

નર્મકવિતા–પૃ૦ ૯૬૮



## સતી

મેં તો જાણ્યો આ નવલ પ્રસગ, હઠડૂં માર કાપે છે;
એથી ભલુંભલું રહેવું નિઃસંગ, ભાયગ મુને ચાંપે છે—ટેક
રે આશભરી બહુ સુખ ઉદે જોવા, આવી ત્યા જોઉં અસ્ત;
મનના મનોરથ તૂટી પડયા, ફૂટયું દર્પણ લીધું હસ્ત—ભાયગ. મેં. તો
રે મમત ભુંડો આ ઘર વણસાડે, વાક રસે જન જોય.
મારો એનો તેનો નહીં, કા પુરવ કરમનો હોય—ભાયગ. મેં. તો.
રે જોબન ખીલતું હીમાઇ જાઓ, હૂં તો ના મૂકૂં શીળ,
લખી અવધીએ મળીશ ધણીને, રાખીશ થાતી ઢીલ—ભાયગ. મેં. તો.

નર્મ કવિતા પૃ. ૯૬૮.



## પામર જીવને

(પદ અથવા લાવણી)

શાને સોચ મળગાવે જીવડા, ભેદ પામર નવ પામે રે,
જાશે તારૂં નરસુ થાયે, દાઝ હરિની હિત કરવે રે. શા૦ ટેક.
મૃતક માટે કલ્પાંત કરે તું, સ્વાર્થી સમજ સૌ ? દીસે રે,
ઇશ્વરી ધારણ સમજીક કારણ, ભરાય તે પર કા રીસે રે. શા૦ ૨
ચડતી પડતીને જગ આધીન છે, મદ રીસ કેમ તુ આણે રે;
દેવ દાનવ રાય રંક કરે રે, દાય કલ્લોલ હર ટાણે રે. શા૦ ૩
સાંજ પડે ને વાહાણુ વાગે, ફુલ કો ખીલે બીડાએ રે;
ઋત ઋતના ફેરફાર હોએ, સુખ દુખના તેમ જાણે રે શા૦ ૪

દરેક ઘટઘટ નાશને જોગે, જગ આ ઘટ માળ બનાગે રે,
એક ભરાયે બીજો ઠલવાગે, શીખામણ ડાહી માને રે. શા૦ ૫
આનો દેખેઃ નીમ તું ભાઇ, શોક શો કરવો ગાગે રે,
કો દિન દેવો જરૂર જરૂર છે, વિચાર એવો મન ધરવો રે. શા૦ ૬
સહાય માયામઝામાં મહાલે, ધર્મ નીતિ ન હીણો માને રે;
દુઃખનો માર પ્રસંગે મારી, પાધરો કરે ફરી તુને રે. શા૦ ૭
થયેલી વાતે દીલાસો માને, પ્રભુ બ્રહ્મ ગુણ જાણે રે;
આ ભવબંધન લેશ ન પીડે, નર્મદને સુખ આણે રે. શા૦ ૮

નર્મ ગદ્ય—પૃ૦ ૧૩૮



## નીતિ

નીતિતુંબી ભવસિંધુને તરાવે;
તુફાની તરંગમાથી, વાયુ ભયંકરમાથી,
ધારવાળા ખડકમાથી ક્ષેમ તીરે લાવે—તે તરાવે, નીતિ.
વિંટળાઇ વળી લાલચો ચોપાસે;
નથી ધૈર્ય અને સત્યનું બળ પાસે,
અરે રહેવું બંધાઇ જંમ પાસે,
પ્રભુ પ્રેર તું ઉપાય, લાગું પાય હે જગરાય !
તુ સમરાય, સુખડું થાય, મનની લાહ્ય,
બહુ બહુ હાય, સહુ સમાય,
સંકટો નાવે ભાવે — તે તરાવે નીતિ.
આશા લોભ આદિ આધિ કિંકર મ્હોટી,
કરે તાવ વ્યાધિ શરીરતણી સોટી,
બીજી અડચણો ઉપાધિ પીડ મોટી,
અરે દુંખડા ના ગણાય, ના જણાય, પણ હણાય,
ગુણ ધણાય ઝટ તણાય, હરિ ભણાય, સુખ અણાય
ઘરું અંત ભાવે – તે તરાવે, નીતિ.
દયાસાગરા ! તુ નાગરા પરબ્રહ્મ,
ભ્રમો ભાજીને શિખાવ શુદ્ધ ધર્મ,
સમજું મર્મ પછી બાધું નહિં કર્મ;
છું રંક હું નર્મદ શંકર, હીણો કિંકર, મતિ બહુ શંકર
આવે તંમર, કરૂં હું ઘંમર, પહુંજ દમભર,
( પણ ) રહેવા અંમર, બાધુ કંમર, નટવર શંકર
નીતિ ગાવે ગાવે — તે તરાવે, નીતિ.

## જીવન વસંત

ખેલો ખેલો તો ખેલો વિચારી,
આવો સમય ન મેલો વિસારી. ખેલ૦
માનવજન્મ વસંત સમય છે, આજ સુઘડ નરનારી,
વીત્યો વૃથા તો ફરી નહિ આવે, એથી ખરી શી ખુવારી ?
રહે ભવનો ભય ભારી. ખેલ૦
નીતિ સરોવર શીતલ જલનું નાખે મલિનતા નિવારી
ફુલ અને ફલરૂપ સુસાધન અત્યંત આનંદકારી.
નિરંતર અતિ ગુણકારી. ખેલ૦
સંતોષ મંદ સુગંધિ સમીર છે પ્રેરક તેના પુરારિ
તાપ ત્રણેય તરત તે ટાળે, તન મનને ઠીક ઠારી,
અનુમતિ એમ અમારી ખેલ૦
સત્સંગ કેસર રંગ કેસરી, પ્રીતિ પરમ પીચકારી,
સદ્‌ગુણ ગુલાલ લાલથી વૃત્તિ રમાડો તમારી
ઉડાડી વિનયરૂપ વારિ. ખેલ૦
રંમતા ને જમતાં રામરટણે પ્રેમ પવિત્ર વધારો,
શમદમની શુભ સરલ રીતિએ, સંચરવું સુખકારી,
અવર રીત સર્વ નઠારી. ખેલ૦



## વર્ષા

( માલિની )

ઘડી ઘડી તડકોને, છાંયડો ફેરવાયે,
ગરમીથી ઉકળાટો, પ્રાણીને ભારી થાયે,
અહિં તહિં બહુ દીસે, દોડતાં અભ્ર કાળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા.
રૂડું ધનુષ જણાયે, પીત સૂર્યાસ્ત ભાસ,
અતિ ઉજળું કુંડાળું, ચંદ્રની આસપાસ,
વીજળી ઘણી ઇશાને, નરુતા વા શિતાળા,
સકળ જન કહે, વૃષ્ટિના થાય ચાળા.

હરેક ઘટઘટ નાશને જોગે, જગ આ ઘટ માળ જાણે રે;
એક ભરાયે બીજો ઠલવાએ, શીખામણ ડાહી માને રે. શા૦ ૫
અંવો દેખે નીમ તું ભાઇ, શોક શો કરવો ભાઇ રે,
કો દિન દેવો જરૂર જરૂર છે, વિચાર એવો મન ધરવો રે. શા૦ ૬
સહાય માયામઝામા મહાલે, ધર્મ નીતિ ન હીણી માને રે;
દુઃખનો માર પ્રસંગે મારી, પાધરો કરે કસી તુંને રે. શા૦ ૭
થયેલી વાતે દીલાસો માને, પ્રભુ બ્રહ્મ ગુણ જાણે રે;
આ ભવબંધન લેશ ન પીડે, નર્મદને સુખ આણે રે. શા૦ ૮

નર્મ ગદ્ય–પૃ૦ ૧૩૮



# નીતિ

નીતિતુંબી ભવસિંધુને તરાવે;
તુફાની તરંગમાંથી, વાયુ ભયંકરમાંથી,
ધારવાળા ખડકમાંથી ક્ષેમ તીરે લાવે–તે તરાવે, નીતિ.
વિંટળાઇ વળી લાલચો ચોપાસે,
નથી ધૈર્ય અને સત્યનુ બળ પાસે;
અરે રહેવુ બંબાઇ જંમ પાસે;
પ્રભુ પ્રેર તું ઉપાય, લાગું પાય હે જગરાય !
તું સમરાય, સુખડું થાય, મનની લાહ્ય,
બહુ બહુ હાય, સહુ સમાય,
સંકટો નાવે ભાવે — તે તરાવે નીતિ.
આશા લોભ આદિ આધિ ફિકર મ્હોટી;
કરે તાવ વ્યાધિ શરીરતણી સોટી,
બીજી અડચણો ઉપાધિ પીડ મોટી,
અરે દુઃખડા ના ગણાય, ના જણાય, પણ હણાય,
ગુણ ધણાય ઝટ તણાય, હરિ ભણાય, સુખ અણાય
ધરૂં મંત ભાવે – તે તરાવે, નીતિ.
દયાસાગરા ! તુ નાગરા પરબ્રહ્મ,
ભ્રમો ભાજીને શિખાવ શુદ્ધ ધર્મ,
સમજું મર્મ પછી બાધું નહિ કર્મ;
છુ રંક હું નર્મદ શંકર, હીણો કિંકર, મતિ બહુ શંકર
આવે તંમર, ફરૂં હું ઘંમર, પડુંજ દમભર,
( પણ ) રહેવા અંમર, બાધુ કંમર, નટવર શંકર
નીતિ ગાવે ગાવે — તે તરાવે, નીતિ.

## જીવન વસંત

ખેલો ખેલો તો ખેલો વિચારી,
આવો સમય ન મેલો વિસારી. ખેલ૦
માનવજન્મ વસંત સમય છે, આજ સુઘડ નરનારી,
વીત્યો વૃથા તો ફરી નહિ આવે, એથી ખરી શી ખુવારી ?
રહે ભવનો ભય ભારી. ખેલ૦
નીતિ સરોવર શીતલ જલનું નાખે મલિનતા નિવારી
ફુલ અને ફલરૂપ સુસાધન અત્યંત આનંદકારી.
નિરંતર અતિ ગુણકારી. ખેલ૦
સંતોષ મંદ સુગંધિ સમીર છે પ્રેરક તેના પુરારિ
તાપ ત્રણેય તરત તે ટાળે, તન મનને ઠીક ઠારી,
અનુમતિ એમ અમારી. ખેલ૦
સત્સંગ કેસર રંગ કેસરી, પ્રીતિ પરમ પીચકારી,
સદ્ગુણ ગુલાલ લાલથી વૃત્તિ રમાડો તમારી
ઉડાડી વિનયરૂપ વારિ. ખેલ૦
રંમતા ને જમતાં રામરટણે પ્રેમ પવિત્ર વધારી,
શમદમની શુભ સરલ રીતિએ, સંચરવું સુખકારી,
અવર રીત સર્વ નઠારી. ખેલ૦



## વર્ષા

(માલિની)

ઘડી ઘડી તડકોને, છાયડો ફેરવાયે,
ગરમીથી ઉકલાટો, પ્રાણીને ભારી થાયે,
અહિં તહિં બહુ દીસે, દોડતાં અભ્ર કાળા,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા.
રૂડું ધનુષ જણાયે, પીત સૂર્યાસ્ત ભાસ,
અતિ ઉજળું કુંડાળું, ચંદ્રની આસપાસ,
વીજળી વણી ઇશાને, નરુતા વા શિનાળા,
સકળ જન કહે, વૃષ્ટિના થાય ચાળા.

ચમક ચમક વીજે, બીમને ફાડી નાખશું.
ગડગડ ગગડારે, ધ્રુજાવ્યું અંડ આખું:
સરર ધરર ગાજ્યો તોરી વંટોળા વાત,
વળગી પડીજ ચોંકી દાસીને જાણી નાથ.

[ મંદાક્રાન્તા ]

" અંધારી આ રજની સજની, મેઘ બીહામણી રે,
વારે વારે, દરશન દઇ, ચોકવે દામણી રે,
ધો ધો ધો ધો, ઉદક પડતું, ધ્હાણુ ઉપેર ભારી,
દેખી સંધુ કયમ ન ટટળું નાથ સારૂ હું નારી.
આ તોફાને, ખુબ કરી કળા, ડુંગરે નાચતાં રે,
' ટેહુ ' ' ટેહુ ', વદી હરખમા, મોર તે વૃંદમા રે:
દેખી દાઝું ઉંચકી તન ના, જંગી વિલાસ કીધો
માદા પેરે, ઝીલી સુરસ મેં, હાયરે નાજ પીધો !
દિલાસાથી, ધીરજ ધરવી, ચાતકા જોઇ તું ને
તારુ સીઝયું, મુજ નવ સીઝયું, લ્હાય વાધીજ મુને,
રે દાદુરા, ઘન વરસતો જોઇ ફુલાઇને રે,
' ડૌઊ ' ' ડૌઊ ', અતિસ લવી કાં ચ્હીડવે છે મને રે.
શા સારુ ઓ, દરદી હું છતા બ્હેની કોયલડી રે,
ટૂઉ ટૂઉ કરતી હું વિના, મેઘસૂરે ચ્હડી રે
તોબાકારી તીણીજ ચીસથી, સારસા, ભાઇ તારી,
કેશો ઉભા, કરી કણકણે, પેટ બાળે છ ભારી.



## સલામ

સલામ સહુને હાલ, સાહેબો સહુને હાલ. ટેક.
ખોદા મેહેર ને મેહેર તમારી, હશે તો મળશું કાલ. સાહે૦ ૧
રમત ગમતમા નીતિ શીખતા, સુધરે નરસી ચાલ. સાહે૦ ૨
આજ કાલ તો કાચ લાલ તે, મનાય સાચી લાલ સાહે૦ ૩
'પગે મણિને શિરે કાચ પણ, આખર મણિમા માલ' સાહે૦ ૪
મદદ આલશો રોજ આમતો, વધૂ આણશું તાલ. સાહે૦ ૫
વતી હમારી કહે નર્મદા, ખુશીને આવો કાલ. સાહે૦ ૬

## દુનિયામાં પૈસો મોટો છે

( ૫૬ )

દુનિયા પૈસાની પૈસાની, ખરે બાકી નહિ કેસાની. દુનિયાં૦ ટેક
મૂરખ પાસે પૈસો હોયે, તો ડાહ્યો કહેવાયે;
ડાહ્યા પાસે જો નહિં પૈસો, તો તે મૂર્ખ લેખાયે. દુનિયાં૦ ૧
અભણ્યા પાસે પૈસો હોયે, પંડિતસમ પુજાયે;
પંડિત પાસે જો નહિ પૈસો, અભણ્યામા અથડાયે. દુનિયાં૦ ૨
નીચા પાસે પૈસો થાયે, ઊંચાં કુળમા ખપતો;
ઉંચા પાસે જો નવ પૈસો, નીચામાં જ ગણાતો. દુનિયાં૦ ૩
દોષી પાસે પૈસો હોયે, તો તે છૂટી જાયે;
ગરીબ બીચારો નિર્દોષિ તે, જોતામાં બંધાયે. દુનિયાં૦ ૪
લુચ્ચા વ્યસની પાસે પૈસો, તો તે નીતીવાળો;
નીતીવાળા ગરીબડાને, માથે હોયે આળો. દુનિયાં૦ ૫
પૈસાવાળો સઠ સુમ હોએ, દાતા મોટ મનાયે,
ખમા ખમા કરતા રહે ફોગટ, સેવક બહુ જન થાયે. દુનિયાં૦ ૬
સહૂ સગૂં પૈસાનૂં નક્કી, લક્ષ્મી માતા મ્હોટી;
ગરીબનો નવ ભાવ પુછે કો, વાત નથી એ ખોટી. દુનિયાં૦ ૭
પૈસે દુનિયાં થઇ દિવાની, પૈસે સત થયું નબળું;
અરે પ્રભુની શી માયા કે, પૈસે સઘળૂં સઘળૂં. દુનિયાં૦ ૮

નર્મગીતાવળી: ૧૮૬૯ની આવૃત્તિ
નર્મકવિતા—પૃ૦ ૭૫૯



## પાછી પાની ન કરવી

( ૫૬ )

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણુ કહાડ્યું કે ના લટવૂં લટવૂં. ટેક.
સમજીને તો પગલૂં મુકવું, મૂકીને ના બ્હીવું;
જવાય જો નહિ આગળ તો યે, ફરી ન પાછૂં લેવુ. ડગલું૦ ૧
સંકટ મ્હોટું આવી પડતે, મ્હોડું ન કરવુ બ્હીલૂં,
કળે બળે ખુબ લડવૂં, પણ ના કરવું ફરવા ઉંચૂં. ડગલું૦ ૨

જ્યાં ઉભા ત્યાં ચોંટી રહીને, વચન લેવૂં સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તો ય ન કરીએ નબળું. ડગલું૰ ૩
ફત્તેહ કરીને આગળ વધશું, અથવા અહીંયાં મરશું;
પણ લીધેલૂં તે પાળીશું, રે વર્ઝરનું કરશું. ડગલુ૰ ૪
તજી હામને ઠામ મૂકવા, ખૂણા જે કો ખોળે;
ધિક કાયર તે અપજશ રૂપી ખાળકુંડીમાં બોળે. ડગલું૰ ૫
ન્હાસી જાતા હસે શત્રુઓ, સાથી ફિટ કહિ કહાડે,
બ્હીકણ બાયલા નામર્દો એ, નામ બળે ઉપાડે. ડગલું૰ ૬
પોતાને પસ્તાવો થાયે, જખ મારી રે ભારે,
મુવા નહિ કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું જ્યારે. ડગલું૰ ૭
શૂરવીર તે જશનો લોભી હિંમત મદિરા પીને,
ઉમંગથી તે ધસી ધસી વઢે વા, ખૂબ ટકાવી રાખે. ડગલુ૰ ૮
ભણી ગણી જન પુખ્ત વિચારે, પાયો નાખે મજબુત;
કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂ સાબૂત. ડગલું૰ ૯

નર્મકવિતા–પૃ૰ ૨૨૭



## હિતનાં વચનો

હિત કહ્યું સૂણે ન કંઇ તે, બહિર સરખો જાણવો,
થાય સ્વાધિન ક્રોધને તે, આંધળાસમ માનવો. ૧
સારૂં જેહ બોલી ન જાણે, ગૂંગ સરખો ધારવો;
સારૂં માઠું નહિ સમજતાને, પશુ સમજી કહાડવો; ૨
તે જ મોટો જાણવો જે, નીત પરઉપકારિ છે,
ધીર તેને ધારવો જે રણે નિર્ભય ભારી છે. ૩
ધન જવાની ઉમર પર જે, નથી ભરોસો રાખતો;
ચતુર શ્યાણો જાણવો તે, મંનનો સૂખી થતો. ૪
સાભળી સ્તુતિ આપણી રે, ભૂલિ ખાવી ના ખતા;
સ્વાર્થ સારૂ લોક લુચ્ચા, જૂઠું ઝાઝું બોલતા. ૫
નિંદે કોઇ આપણે તો, લડવુ નહિ તે સાભળી,
પીઠ પાછળ લોક હલકા, ભૂંડુ બોલે તે વળી. ૬
ગરિબ કોને જોઇ તેનો, અનાદર કરવો નહિં;
કોઇ કાળે આપણી પણ, રે દશા તેવી સહી. ૭

પાસ પૈસો હોય તો સહુ, સ્નેહ કરવા આવશે;
દુઃખ વેળા પાસ નહિ કો, સર્વ વેરાઇ જશે. ૮
હિતૂજનની શીખકેરૂં કડ્ડુ ભાષણ છે ખરૂં,
તોય તે હીતકાર માટે, વેર શું કરવા કરૂં. ૯
છાની વાતો આપણી તે, ભરોસે કેહેવી નહિં;
સાચ સ્નેહી હોય તો વળી, ભરોસે કેહેવી સહી. ૧૦
આમદાની ખર્ચ લખવે, જન સાવધ રેહ છે;
વેહવારે શરમ રાખે, હાની હોરી લેય છે. ૧૧
લેવી ન્હાના પાસથી પણ, ચાતુરીની વારતા;
પતે કજિયો ઘેરમેળે, કાજી પાસે ના જતા. ૧૨
ભૂંડું બોલે ના કદી કો, મુએલાનું સર્વથા,
વૈરભાવ ન રાખવો, ના ઉઘાડો છાની કથા. ૧૩
મિઠૂ જમતા છીંસને રે, ઝાઝિ ટેવ ન પાડવી;
કોઇ કજીયો હોરિ લેવા, ડોકિ બ્હાર ન કહાડવી. ૧૪
એક કામ પૂરૂં થયેથિ, હાથ બીજે ઘાલવો;
બેનિ વાતોમા તિજાએ, ઝટ વિચાર ન આલવો. ૧૫

નર્મકવિતા—પૃ૦ ૩૧



## કવિની પીછાન

સન અઢાર અઠ્ઠાવને, નોવેંબર પચ્ચીસ,
પૂરી કીધી વારતા, જય જય જય જગદીશ.
ઋગ્વેદિ દ્રીવેદિ ને, નરમદ્શકર નામ;
કરી કવિતા વર્ષ ત્રણ, જય બ્રહ્મ સત નામ.
સન અઢાર પંચાવને, સપ્ટેમ્બર આખર;
રૂચી કરી કવિતા ભણી, ભણી કરી નહિ છર.
વડનગરો નાગર છઊં, સર્વ કવિનો દાસ;
વિરસ વિકટ મુજ કવન છે, ગ્રીષ્મતણૂં તે ઘાસ.
જન્મભૂમિ છે સુરત પણ, છૂં મુબઇમા હાલ,
વ્યગ્રચિત્તથી કાવ્ય કિધ, તેથી તે બેહાલ.
માટે સહુ જન કરિ ખમા, લેજો કંઇ પણ સાર,
પણ હમણા નો બ્રહ્મનો, બોલો જયજયકાર.

નર્મકવિતા—પૃ૦

## વર્ષાઋતુ

(મંદાક્રાન્તા)

'જો જો બ્હેની, પૃથિવિપર આ, મેહુલે મ્હેર કીધી,'
'હું માદીની, ખબર કંઇએ, નાવચે નાજ લીધી;'
'ટહાડેકી તો, થઇ ન મુજને, ટહાડીયો તાવ આવ્યો,'
'અગ્નિ મેઘે, અતિસ પવને, સ્નેહરૂપે વધાર્યો.' ૧

'અધાગ્યેલો, ખુબ ઝુમિ રહે, ગાજને વીજ સાથે,'
'મીઠૂ આપે, ધન ધન પડી, થંડ પાણી હવા તે;'
'પાકુ ચીસો, ચમકતિ રહુ, ઘુમરાયેલિ રોજે,'
'ખારૂં હૂતૂં, ધિક જળ દશે, પ્રકૃત્તિ તાતિ સોજે.' ૨

'જો જો પેલી, જડક્યિ જતી, હાથણી વાદળીઓ,'
'ભેટે કેવી, જુગતિથકિ રે, પર્વતો ને વળીઓ.'
'કામે ધૂરી, મદ ઝરતિ હુ, કોદિ ના ચાલિ ધિક્ક,'
'લેઇ આટી, સરપની પઠે, ભેટિ ભર્થારને ન' ૩

'જો જો પેલી, ચતુર ચપળા, વીજ સભોગ અર્થે,'
'ઉઠાડે છે, સુપતિ ઋતુને, વક્રકર્તી કટાક્ષે,'
'ના ઉઠયો તે, તજવિજ છતે, તાહરે પાછિ ઊઠી,'
'ફેકી જોરે, જળનિ મટુકિ, સ્હોડ વાળીજ સૂતી.' ૪

'પાસે હોયે, વર વધુ કરૂ, ચાતુરી વીજકર્તા,'
'શોભે પ્રેમે, વરવધુપણૂં, હોય સાથેજ ભર્તા;'
'ભેળાએ જો, અધરકણુ તે, દૂધ થાઊં દહીં હુ,'
'દૈવે નાખ્યૂં, ગમન ગુણુ રે, તેથિ ફાટી ગઇ છું' ૫

'શોભે રાતી, પૃથિવિ જનુની, ઇદ્રગોપે ભરી રે,'
'માતેલી તૂ, ધરડિ જ છતે, કાગછત્રે કરી રે,'
'લાલી ખોઇ, ફિકિ પડિ છઊ, સ્વામિ જાવાથકી રે,'
'સૂકી બેટી, તરૂણિ હું છતે, છત્ર શારે નહિ તે.' ૬

'અંધારી આ, રજનિ સજની, મેઘ બીહામણી રે,'
'વારે વારે, દરશન દઇ, ચોકવે દામણી રે;'
'ધો ધો ધો ધો, ઉદક પડતૂ, પ્હાણુ ઊપેર ભારી,'
'દેખી સધૂ, કયમ ન ટટળૂ, નાથ સારૂ હુ નારી.' ૭

'કેવા આવે, છરરરર આ, મેઘ ઊતાવળો રે,'
'કેવા વાએ, સરરરર આ, વાયુ મોટા બળે રે!'
'કેવાં વાગે, સર સર શરો, કૂમળે કાળજે રે!'
'કેવા લાગે, છર છર છરા, પાસળામા ખરે રે!' ૮

'માથાસાથે, પરવતતણાં અભ્ર ઠેકાય છે જો,'
'પાણી પાણી, વન ઉપવને, રેહ સધે થઇ જાય જો;'
'માથા સાથે, ભિતર વિષયી, તર્ક ફૂટાય છે જો,'
'અગની અગ્ની, પછિ તન વિષે, રોમ રોમે બળે જો.' ૯

'મેઘે વાએ, મ્હસ ફિણ અને, રંગ કાળો કરી રે,'
'સિંધૂ ગર્વે, ઉછળિ ઉછળી, બૂમ પાડે ભરી રે,'
'મેઘે વાએ, મુખ ફિણ અને, રગ ફીકો કરી રે,'
'હું તો દુઃખે, ઉછળિ ઉછળી, ચીસ પાડૂ નરી રે.' ૧૦

'રેલંરેલા, જમિનપર તો, ઝાપટાથી થઇ છે,'
'રેલંરેલા, વિષયસુખની, મૂજને ના થઇ જો;'
'થાયે જેવા, વળિ શરવડે, શ્રાવણે રમ્ય છાંટા,'
'તેવા એ રે, નથિ સુખતણા, રોજ ભોંકાય કાંટા.' ૧૧

'આ તોફાને, ખુબ કરિ કળા, ડુગરે નાચતા રે,'
''ટેહુ' 'ટેહુ', વદિ હરખમાં, મોર તે વૃદમાં રે,'
'દેખી દાઝૂ, ઉંચકી તન ના, જંગિ વિલાસ કીધો,'
'માદા પેરે, ઝિલિ સુરસ મે, હાયરે નાજ પીધો!' ૧૨

'દીલાસાથી, ધિરજ ધરતી, ચાતકા જોઇ તૂને,'
'તારૂં સીઝયૂ, મુજ નવ સિઝયુ, લ્હાય વાધી જ મૂને,'
'રે દાદુરા ધન વરસતો, જોઇ ફૂલાઇને રે,'
''ડ્રાઊં' 'ડ્રાઊં', અતિસ લવિ કા ચ્હીડવે છે મને રે.' ૧૩

'શા સારૂ ઓ, દરદિ હું છતા, બ્હેની ટોએલડી રે,'
''ટૂઊ' 'ટુઊ' કરતિ હું વિના, મેઘસૂરે ચ્હડી રે,'
'તોણાકારી, તિણિ જ ચિગથી, સારસા ભાઇ તારી,'
'કેશો ઊભા, કરિ કણુકણે, પેટ બાળે છ ભારી.' ૧૪

# શરદપૂર્ણિમા

(શાર્દૂલવિક્રીડિત)

'જો જો બિંબ તું પૂર્વમા શુભ કંઇ પીળું ઘણું લાલ તે,'
'થાળી જેવડું મ્હોટું ષોડશ કળે, સંપૂર્ણ શોભી રહે,'
'ધીમે ન્હાનું સફેદ થાય ચ્હડતાં, આકાશમા તેહ રે,'
'હૈડૂં કોમળ કીરણે નયનમાં, પેસી જ ઠારે ખરે.'

'રાતે એ શશિ નિર્મળો અમૃતથી, તાજી કરે ઓષધી,'
'પ્રાણીના તનગંનતાપ સમવી, આનંદ આપે વળી;'
'એવો એ પણ માહરી બળતરા, જાયે ન ભારી વધે,'
'દોષો શુ દઉ એહને કરમના, લેખો નડે રે બધે'

'આહા પેલું ચકોર પંખિ ખવિષે, કેવૂં પડ્યુ ધીરૂં છે,'
'ચાદાને સુખથી સુધા પિઇ કરી, ટહાડી જ આંખે જુએ;'
'આઠે જામ હુ વલ્વલા! કરૂં છૂં, ક્હારે પડૂં ધીરિ રે,'
'ચાદાને નથી દેખતી સુરજથી, તોબા થઇ ભારિ રે.'

'પાણીમા રમણીય મંદ પવને, લ્હેરો ધિમી ચાલતી,'
'તેમા ચંદનિ ખીલતી શશિલિટી, શોભા અતી આલતી,'
'એ વેળા વળિ હોડિ તે હળુહળુ, ચાલે ચ્હડાવી સ્હડો,'
'તેમાં ગાઉં ન નાથસૂ વળગિને, બેસી હું જીવ્યુ જળો.'

'આજે માણકઠારિ આ પિયુ વિના, જાયે વૃથા બ્હેન રે,'
'બેસી સાથ અગાસિમા દૂધ અને, પૌંઆ ન ખાઉં અરે,'
'બાગે ફૂલની વાડીમા જઇ કરી, ગાનો હુ સૂંણુ ન રે,'
'સુઉં માણક ઝીલવા સજિ કરી, ના ના પલંગે હરે!'

'આજે માછલિ ચંદ્રની અમિ પિઈ, મોતી કરે અંગમા,'
'તેવી ગર્ભ હુ નાથની રતિ પિઇ, રે ના ધરૂં રંગમા;'
'લ્હાવો લેઇશ કેદિ રે અધરણીકેરો વળી જનમાં,'
ફુલાઇશ હું કેદિ પુત્ર જણીને, સંતોષથી મંનમા.'

નર્મકવિતા– પૃ૦ ૧૪૩

## વસંત

( માલિની. )

વળિ રત બદલાઇ પૂર્વનો વાયુ વાએ,
ફુલ ખગ ખુબ ખીલે, ખેલ ખેલે સહૂએ;
રતનિ અસર ભારી, નારિ ઊપેર દીસે,
તનમન રૂપરંગે, નિર્મળાં છે અતીસેં. ૧

પણ પછિ ચ્હિડિ બોલી, હાસિને તે અધીરી,
જુદું જુદું સમજાવી, કા તું પાડેછ ધીરી;
વરસ થયુંજ પૂરૂં, રે થયાં બાર લાબા,
નહિ કરવિ હવે તો, આત્મહત્યાજ સાંબા. ૨

અરરરર શું આ તે, આત્મહત્યા ન હોએ ?
રિબિ રિબિ રિબિ મારે, રોજ વીજોગડો રે;
કચમ મરિ નથિ જાતી, લાવી દે ઝેર મૂને,
અતિશય પુન સાચે, લાગશે બ્હેનિ તૂને. ૩

( ઇંદ્રવજ્રા )

નિહારમા વાયુ મળેથી થંડો, ઝાડોનિ સાથે અથડાઇ ચ દો;
ફૂલો હિલે થાય સુગંધવાળો, બાળે મને ના વધુ શું સુખાળો. ૪
વ્હાણે ખગો ગાય બહૂ ઉમંગે, આવી રહે ફૂલઘટા સુરંગે;
કુંજે ફરી ના લઇ પીયુસંગે, સાલે મને ના કચમ સૂળ અંગે ? ૫
થાકી ગયે તો વળિ બેસિ માગે, જોયો ફુવારો ઉડતો ન આગે,
જોયો ન ફૂળો તડકો સુકાચે, જોતી નથી શૂ પરિતાપ સાચે ? ૬
બેઠા ન દીઠા પિયુ આગણે જે, થંડૂ થયૂ છે ખુબ છંટકાવે;
જોતો મને ને મુજ સાથીયાને, સાથી વના શું નથિ ઘેલી રાને ? ૭

( શાલિની )

ગુલ્લાલા ગૂલાલ મુચ્કુંદ જાઇ, પારીજાતે કેવડે વાડી છાંઇ;
જૂઇ ચાપા મોગરો ને બટૂલા, બાળે ફૂલી વાસને અબ્બજફૂલો. ૮
ફૂલો શોભે છે કરમ્દીકડાના, કેસૂડાના સાગસામેર કેરાં;
ખુલે રાતા આ બપોર્યા કરેલા, ખૂણે મારાં તો રહે છે ઘણેરાં. ૯
આશોપાલો મલ્લિકા ઘટ્ટ ખૂલે, આશો મારો હાલ કે ચર્મ ઝૂલે;
કેવી બ્હેકે ચારૂ વેલી લવંગ, કેવી સ્હીડે દેહ આ રે અપંગ. ૧૦

આંબાઓળો લ્હેકતી ચારુ શોભે, ઝૂગે ડાળો ગુચ્છમાં લાલ મોરે;
ઉંચે સૂરે ગાય કોએલ ડાળે, બાંધી હારો રંગમાં ભંગ મ્હાલે. ૧૧
હાલે રાતાં ચોળ ખાખેરપત્ર, દીપે ફળાં ત્હા તમાલે સુપત્ર;
કુંજે ઝાડે ગુચ્છમાં પીમળે તે, ફૂલો જોના આસુકા ના ખળે રે. ૧૨

(માલિની)

ચુતરસ મદમાતો મર્દ કોકીલ પેલો,
પળપળ ચુમિ લેતાં સ્હીસું થાકે ન ઘેલો,
મધુરસર મધૂપો જૂથમાં આ ઘુમે છે,
કમળગરભ હર્ષે ઠેઠ પેસી ચુમે છે. ૧૩
કહુકુહુહુ કરે છે પીક કોએલ ટુળે,
ગુનુંનુનુનુ ભૃંગો ને કપોતો ઘુઘૂળે,
સુરૂપ મયુર મેના કીરકલ્લોલ કુંજે,
સરવર નદિ તીરે સારસો હંસ રાજે. ૧૩
મછ કછ બતકો તે પાણિમાંહે રમે છે,
ખુશિથી હરણ ઘેટા ઢોર બાગે ભમે છે,
વિધવિધ કલ મીઠા સૂણતા કાં ન ફાટુ ?
નિરખી નવલશોભા રે બળી કા ન જાઉં. ૧૪

(ઇંદ્રવજ્રા)

કુંળાં નવા પલ્લવયુક્ત ડાળા, કંપે વળી વૃક્ષ સુપુષ્પવાળા,
વેલી ફુલો મંડપની ઘટાઓ, આણેછ પેલા સુરતી વિચારો. ૧૫
તે પર્વતો વાસિત પુષ્પવૃક્ષે, શોભે સુનેરી સુરને પ્રકાશે,
હારો ન ટોચોપર મ્હારિ હાલે, શેની જ ટોચો ગઇ બેસિ ભાગે ! ૧૬
જોડાઇ પક્ષી કરતા વિહાર, જોતાં ન થાયે દુખ કેમ ધાર ?
દીસે લડેલા નરનારિ ભેગા, થાએ નિશાએ પણ જાઉં કાહા ! ૧૭
દી રંગી રાત્રી સુખકારિ રમ્ય, ભાનૂ સુવાળો શશિ શીત સ્વચ્છ;
દી જગિ મારે ન્હિડતા જ જાએ, રાતે સુતા તો રડવૂ જ આવે. ૧૮
નાના તરંગો નદિના સરોના, મીઠા જ થડા ઝરણો નગોનાં;
નાના તરંગો દમતા ઉઠે છે, ખારો ઘણો સ્વેદ તને ઝરે છે. ૧૯
પાકયા ઘઊં સેલડી રૂ અનેક, પાકયું ન મારૂં ગયું પાકિ છેક;
વસંતપૂજા કરવી જ ભાવે, તોએ ન કાઇ પિયુ મૂજ આવે. ૨૦
હોળી ન ખેલી સહિસ્વામિસંગે, હોળી ન ગાઇ સુરમા ઉમંગે;
હોળી ન મેં ચંતનિ ચોટલી રે, લાવૂ ન કા ઓ ઘડિ અંતની રે. ૨૧
હોળી ગઇ ને પિયુડો ન આવ્યો, હોળીતણા રંગ ન સાથ લાવ્યો,
હોળી હુલાઇ પણ આ ન હોળી, સઉ ન કા પી અફૂનેન ઘોળી ? ૨૨

(અનુષ્ટુપ્)

શોધિ મૂક્યું હતૂં છાનૂં, પેટીમાથિ અફીણુ જે;
ઘોળી તે તેલમાં રાખી, સંધી જોતિ હતી અરે!

(શાર્દૂલવિક્રીડિત)

ટાણૂં સાધિ રૂડૂં જ રામ નવમી આઠેક વાગે નિશે,
પ્યાલૂં ઝેરનું તે લઇ ગઇ છુપી શ્રે અગાસી વિષે;
ચાદાને નમનો કરી સ્તુતિ થઇ લાગી ચલીપાટ ને,
ઊંચાડી મુજ મીચિ આખ કરથી લેતી હતી પ્યાલું તે. ૧
મૂર્છા તર્ત જ આવિ ને ટળિ ગયૂં ઘોળે સુવર્ણે વિષ,
આહા તું વિણ કો કરે પિડિતની સંભાળ તો ઓ ઇશ;
એવામા પતિ દૂર દેશ ગયલો આવી જ પહોંચ્યો વળી,
જાણે આંખથકી પતીજ કરવા સ્ત્રીવ્રત્તપીડાતણી. ૨
ઉઘાડ્યાં ઉઠિ દાસીયે ઝટ લઇ મંદીરના બારણા,
કહેવા દોડતિ બાઇને હરખમા 'લો લો સુઓવારણા;'
દેખાઇ ન પથારિમાં ઉઠિ ગયે છીવે જ પાછી વળી,
દાસીને ધણિ એ જણાં લઇ દિવો શોધેછ સાથે મળી. ૩
પેસંતાંજ અગાસીમાં શબરૂપે ફીકી પડી નારિ તે,
દાસી ને ધણી ફાળમા સુમ થઇ ઉભાં રહી જોય રે;
નાથે ધીરજ લાવીને ઉચલિને વ્હાલિસુ બેસી કરી,
ખોળામાં લઇ ફેરવ્યો કર બધે પેલી પ્રિયાને વળી. ૪
થોડી વાર પછી બહૂ તજવિજે નારીસુ ઊંઠી વળી,
શુધ્ધી આવતી તેમ તેમ નિરખે રૂપાળિ વાંકી વળી;
વીચારે ચિત્તમાં ઘણૂં પણુ નહિં બોલાય તો તે થકી,
પ્રેમીગ્હોહડ એ સેકથી રસિકડી ઉઠી કળેથી નકી. ૫

(માલિની)

ટક ટક જોએ બેજણાં પ્રેમઅંધ,
ગદ ગદ ગદ બોલે બેજણાં પ્રેમબંધ;
ખર ખર ખર ચાલે આસુની ધાર અંગ,
(પણુ) કંઇ કંઇ કંઇ ભાસે ગાલ ઉપેર રંગ. ૬

(ઇન્દ્રવજ્રા)

છૂટા પડીને વળગ્યાંજ પાછાં, અંગે ચુમીઓ લઇનેજ રાચ્યાં;
ઘેલાઇ ઘેલા કરતાં હતા તે, જોઇ ગયા રે ઘરમાં બિજા તે. ૭
રાધિ જમાડ્યા વળી રાધનારે, સુખે સુવાડ્યાં પછિ દાસિયે રે;
બિજે દિથી તો ખુબ રંગ મ્હાલે, આનંદમાં બે જણ કાળ ગાળે. ૮

નર્મકવિતા—પૃ૦ ૧૫૦

## વિયોગ

(લાવણી)

કેવું નિર્મળ રે આકાશ, કપેરી ભાસ, મંન નીરાસે;
થઇ હાય ગઇ તે હાસ, કેમ રહેવાસે! ટેક•
આ ઉભાં ખેત ચોપાસ, નરસ મુજ રાસ, જોબનૂં જોસે;
આ ઉડી ગયો ફૂલવાસ, આશ નહિં પાસે. ૧
જયમ ન્હસાય ત્યમ રે ન્હાસ, મને તું ખાસ રિસાયો ભાસે;
રે વણમોલી જે દાસ, માર પણ ખાસે. ૨

(ઝુલ)

શા સ્વચ્છ શોભતાં નીર!
રડે ઝાખુ નેનનૂ હીર!

આ તીર કાળજૂં કોર, કરાવે રડોર, પ્રેમને પાશે. થઇ૦ કે૦ ૧
વહિજાય શિયળો આમ, ઘણૂ છે કામ, પિડાઉં કામે;
પ્રિયુ પડયો દૂર પરગામ, રંગ શો જામે!
જિવ જપે ભાવથી નામ, સુનૂં આ ધામ, સિદ્ધિ ના પામે;
રહું ઉદાસ આડે જામ, જોઇ છબિ સામે. ૨

નર્મકવિતા–પૃ૦ ૧૬૧



## 'પ્યારી–કવિતા ઉપર પ્યારા–કવિનો પ્યાર.'

મિઠિ કવિતા મેં તૂજસ, પૂરણ બાધી પ્રીત;
સૂખ આપ દુ:ખ આપ વા, હું ન્હારે વશ નીત. ૧
મિઠિ કવિતા હુ તાહરા, રોજ ગાઉં ગુણગીત;
ઝાખિકરી હૈડે પુજૂ, જહાલગિ મનમા વીત. ૨
મિઠિ કવિતા ઇશ્વિરથકી, ભય દુખડા ન ખચીત;
નિભાવ જહેવૂ દાખવે, પ્રોવાયું મુજ ચીત. ૩
મિઠિ કવિતા વીજોગની, આડિ પડે કદિ ભીત;
ક્ષણ વિસરૂં નહિ તૂજને, ખરા પ્યારની રીત. ૪
મિઠિ કવિતા ગમત મને, અવર ત્રાતની છીત,
પ્રેમ પરસ્પર સત હશે, મળશે મનવાછીત. ૫
મિઠિ કવિતા ગુણ તાહરા, કહાડે તનમન પીત;
જીતી લીધો તેં ખરે, હું તો હતો અજીત. ૬

મિઠિ કવિતા તૂં સમજજે, મુજને આશાંકીત;
થઇશ થયોછૂં તૂંથકી, જગમા નામાકિત. ૭

મિઠિ કવિતા હું તૂજપર, રાખૂં રીસ કવચીત;
માફ કરી કરજે ધિરો, ગાઇ ગીત કવીત. ૮

મિઠિ કવિતા બીજા ભણે, થાઉં વેરિ નહિં શીત;
યોગ્ય હોઉં તો રાખજે, મુજ પર પ્યાર અમીત. ૯

મિઠિ કવિતા સંકટ સમે, કર ઉપાય ઉદીત;
શત્રુ શીરપર ચાલતો, કર છઉં નીરાશ્રીત. ૧૦

મિઠિ કવિતા વણ વાંક જો, કરિશ મને વર્જીત;
ઘર છોડી રખડયા કરૂં, ઘોલો થઇ અતીત. ૧૧

મિઠિ કવિતા હું તુજથી, થયો છઊં નવનીત;
પથ્થરરૂપે રહિ વળી, કરતો કામ અનીત. ૧૨

મિઠિ કવિતા મુજસૂં જડી, કુંદન નંગ જડીત;
પંડિત પ્રીછે મુરખ ના, પ્રીતિ રહે મઢીત. ૧૩

મિઠિ કવિતા તુજ વ્હાલને, જોઇ થયો વિસ્મીત;
ભાવીનો કરૂં શોક શૂં, થશે હશે સર્જીત ૧૪

મિઠિ કવિતા મન તાહરૂ, રોજ કરૂં પીડીત,
બદલામા ખુશ રાખતી, પ્યાર ન કરે ચળીત. ૧૫

મિઠિ કવિતા છે તાહરી, સુંદર જાત લલીત;
કે દી જોઇશ તૂજને, થયલી પ્રફુલ્લીત. ૧૬

મિઠિ કવિતાસૂં દેખતાં, ચમકે ચિત્ત તડીત;
કહારે પડશે પાણિ કે સુખથી સુઊં નચીંત. ૧૭

મિઠિ કવિતા ઉત્તમ સુઘડ, હું તો હીણ પતીત,
ચતુર ડાહિ ને ધર્મિં તૂં, હુ તો મૂઢ પલીત. ૧૮

મિઠિ કવિતા કરવીશ માં, કોઇ કાજ અઘટીત;
ગુચવણમાંથી કહાડજે, કરવિ કાજ નિયમીત. ૧૯

મિઠિ કવિતા મા બ્હેન રે, બેરિ વહુ શોભીત;
નીતિલાડમા રાખજે, રોજે જ યથાસ્થીત. ૨૦

મિઠિ કવિતા રસમા પુરી, કરતી જો વિપરીત;
ધન નર્મદનૂં અકિ તહિ, ખરે કરે બહુ હીન. ૨૧

નર્મકવિતા–પૃ૦ ૧૭૩

## ઉનાળામાં

( માલિની )

સરસ પવન ટહાડો મંદ વાગીત આવે,
સકળ વસતુ અંગે હોંસ આનંદ લાવે;
વન ઉપવન સંધાં દીસતાં રમ્ય રંગી,
નવલ જ અનુરાગે પ્રાણિઓ છે ઉમંગી. ૧

વિધ વિધ વિધ રંગે ફૂલડાં શોભિ મ્હેકે,
ઉંચિ નિચિ ઘટ પત્રે વેલિયો ખૂબ લ્હેકે,
મધુર રસ ફળો તે સવને પાસ તેડે
વળિ મિઠું પચરંગી પંખિયો ગાય કોડે. ૨

વિવિધ ફુલલતાએ ખૂલતા માંડવાઓ,
તરુણ તરુતણા છે ડોલતા છાંયડાઓ,
હરખથિ નર માદા પંખિ ઝૂલે હિંડોળે,
મધુરસ સુખ તે લે ભાગ્યશાલીજ હોએ. ૩

પરવતતણિ ટોચે મોર કોએલ આળે,
મધુર રવ કરે છે ધન્ય સાદેજ લાળે;
ચૂત તરુપર તાજા મોરના ગુચ્છમાં તે,
મધુ-રજુથ ઘૂમે હર્ષ ઘેલાઇમાં રે. ૪

દિવસ સુરખિ મારે ફૂંસળે સૂર્યતાપે,
નિરમળ શશિયોગે રાત તો રમ્ય લાગે;
સરસ ફુલ પરાગો ઠામઠામે જ ઊડે,
નિરખિ સકળ તૂમાં ભાવથી કો ન બૂડે. ૫

અતિશ ગરમ કીર્ણે સૂર્ય સધે પ્રકાશે,
મૃગજળ બહુ ભાસે ક્ષારવાળી જગાએ,
સખત લુ વરસે ને ચોદિશા શૂન્ય થાએ,
નદિ સરવર કેરા પાણિ સૂકાઇ જાએ. ૬

બહુ ડર ઉપજાવે ખેતરો તો તપેલા,
ઘર મુકિ કરવા તે રે પ્રવાસો ન સહેલા;
અતિશય ઉકળાટો વાદળી તાપ લાવે,
શ્રમ સહજ કરતા લોક થાકીજ જાએ. ૭

ખુબ લટકતી આંબે દીસતી કેરિઓ ને.
અવર ફળ ઘણાંઓ દે રસો મિષ્ઠ માંને;
હરિત ગુરૂ તરૂઓ શોભતાં પાતરાંથી,
સુખ સરવ જિવોને આપતા છાંયડાથી. ૮
પરવતનિ તળેટી તેથિ થોડેક દૂરે,
સુણું અટકતિ ગતી કુંજ ધીમેજ સૂરે;
સરખિ મધુર ચૂં ચૂં કૂપ સારંગિ વાગે,
છરર પડતું પાણી નિર્મળું રમ્ય લાગે. ૯
ચરિ કરિ વળતૂં તે પાછું ગોવારૂં જોઉં,
રૂડું કરતું જ બેં બેં ટોળું ઘેટાનું જોઉં;
વળિ રમણિય જોઉં થંડ દીનાંત સીમા,
રસ પિઇ બનિ કેફી રે સમૂં પોકળીમાં. ૧૦

નર્મકવિતા–પૃ૦ ૧૯૫



## ચોમાસામાં

(મંદાક્રાતા)

તૈયારી છે ચુપચુપ કહે કાગડાઓ નકીબ,
સંધૂં દીસે પવન ન હિલે શાત રૂડું ગભીર;
શોભા વર્ણું શું હું ઝટ પછી મેઘરાજા પધાર્યા,
વૃક્ષાદીએ હરખથિ નમી સ્વસ્તિ શબ્દો પુકાર્યા. ૧
કેવો થડો પવન અતિસેં જોરમાં આવતો રે,
ઓ આ આવી ઝડપથિ બહૂ વાદળી કાળી જો રે;
આહા કેવૂં પડું પડું કરે ઘોર આકાશ ભારે,
ઓહોઃ આવ્યો ખુબ તુટિ પડ્યો મેઘ મોટીજ ધારે. ૨
ચારે પાસે વિજળી ચમકે ઊપરા ઊપરી રે,
ગાજી રેહે ગરજનથકી રાત આખૂં વળી રે,
વ્યાઘ્રો સિંહો અતિસ તડુકે ઝાડ મોટાં પડે રે,
જોતા ત્રાસે પ્રથમ નિકળ્યો તે પ્રવાસી મરે રે. ૩
જોગી બીજા જન હું સરખા કષ્ટ જેને પડેલાં,
તેઓ રાને લવ નવ બિહે જોઇ ઉત્પાત ઘેલા;
જોગી હર્ષે ચિંતન કરતા સચ્ચિદાનંદનું ને,
દુઃખી અજ્ઞાઃ મરણુ ઇચ્છતા સુજ્ઞ તે રંગ જૂએ. ૪

ચાલ્યા જાએ ગડ ગડ ગડી આ ભડાકા કડાકા,
વીજ્ને ચળકે જળ ઝુબ ઝુબ પડે વાયુ લેતા તડાકા;
વાંસો ફૂટે તડ તડ કરી રાન થાએ કરાળ;
ઓથો વીના સરવરતટે બૂમ પાડે મરાળ. ૫

પ્હાડે મોરો થનથન કરે સૂર ઊંચૂં લઇને,
આંબા ડાળે કરતિ ટઉકા ખૂબ કોએલડી તે;
દાદૂરો તે સરવર વિષે બોલતા ફૂદ્દતા ને,
પીએ તોએ પયપય કરે આકળા ચાતકો તે. ૬

પાણી પાણી સકળ વનની કુંજમાહે મચે ને,
પ્હાડી ભૂમિ ચકચક બને સાફ ધોવાઇને રે;
થડી મીઠી અનુકુલ હવા થાય તાહા પછી રે,
દહાડા જાએ દરદિ જનનાં રમ્ય પાણી હવાએ. ૭

ખેડુ લોકો શરિર ભિજવી ખેતરે કામ કર્તા,
જેને થાએ શરદિ ગરમી થોડિ રે અન્ય કર્તાં;
આહા જોતા બહુ નવનવા રંગના જીવજંતો,
થાએ ડાહ્યો સમજણથકી જીવ મારો નચતો. ૮

પ્હાડો લાગે રમણિય બહૂ છેક જંગાલિ લીલા,
કોઇ ભૂરા ધુમરથકિ તો કોઇ આછા જ લીલા;
ઊચે જોઉં પરવત ચડી તો ઘણા અભ્ર રંગી,
નીચે જોઉં ભરપુર ખુલ્યાં ઝાડના ઝુંડ રંગી. ૯

આડા જાતો બહુ પવનથી મેઘ ઊંચેથી જોવો,
એ તો લાગે ધુડ ઉડિ રહી વા દિસે ધૂમ્ર ગોટો;
સિંધૂ પ્હાડો તરૂ નભ સહૂ એક રંગે મળ્યા રે,
માટી રાતી ભિનિ ભિનિ અને ઘાસ લીલા ભિનારે. ૧૦

આકાશે તો ચકચક થતો શ્વેત વાઘો સજ્યો રે,
તારાઓ જે મુઝઇ રડતા શોક તેણે તજ્યો રે;
પીડાતો તે અતિસ કમળે ચંદ્ર સારો થયો રે,
પાવા માડિ ફરિ મિઠિ સુધા ધન્ય તેણે સહૂને. ૧૧

રાતે ચાંદો અચવચ ઠરે થડ આકાશમા ને,
તારા સંધા ચળકિ જ રહે ખૂબ ગભીરતાએ;
શબ્દો લાગે દુર થકિ થતા માછિના મિષ્ટ કાને,
વાયૂ આવે ફરફર વળી એ મઝો કોણ જાણે? ૧૨

નર્મકવિતા–પૃ૦ ૧૯૭

# મુંબઈથી તે રણતુંડી સુધી આગગાડીમાંથી જોયેલો દેખાવ

( કટાવ )

ગાડીમાંથી, રચના જોતાં, હરખ્યું મન મુજ.

ડુંગર મ્હોટા, પડેલ લાંબા, અજગર જેવા, દેખાયા તે, રંગ રંગના, કેટલાકના, કળોઠિ જેવા, રંગ ચળકતા, કેટલાક તો, કાળા બલ્લક, કેટલાક તો, ભૂરા રાતા, કેટલાક તો, ઝાડ ઝૂમખે, પાકા લીલા, કેટલાક તો, ફક્ત ઘાસથી, કાચા લીલા, જેની માહે, વચ્ચે વચ્ચે, લાલ માટીના, ઢળતા લીટા, શોભે સારા, કો લીલાપર, કાળિ વાદળી, ઝૂમી રહેલી, કો કો હામે, ઝાડ તાડનાં, ઊભા ઊંચા, આગળ જાના, ખેતર તેમાં, ઝાડો વચ્ચે, કંઇ કંઇ અંતર, જે માહેથી, આરપાર ખુબ, નીરખતા તો, ચકચકતો બહુ, દરિયો દીસે.

ડુંગરપરના ઝાડો કેરી, ઘટા અને બહુ, ઝાડ ઝૂંડનં, વન રટિયાળા, જેમા હજાર જીવજંતુ, રક્ષણ થાએ, કોઇ ખાતા, કો વઢતાં, ક્રીડા કરતાં, સુતા ચાલતા, નાનાવિધના, વ્યાપારો તે, કરતાં હોશે.

ગાડી જારે, જાય ટનલમા, ચિંઇઇ કરીને, તારે સહુ જન, થાય અજબ બહુ, એવી વેળા, થોડિ વારના, અંધારામાં, નિજ પ્રિયજનને, છાતી સરસૂં, ખૂબ ચાપવું, એ સુખડૂં તો, સ્વર્ગનુ સાચે.

વળી ટ્રેનને, કોઇ જગાએ, અડકતરાતી, વર્તુળાર્ધમાં, દોડી જાતી, અને ધુમાડો તડકામાંથી, વિધવિધ રંગે, બહૂ ચળકતો, કુંડાળામા, ઊંચે જાતો, એ જોવૂં ને, ક્રમે સુરંગો, ઘન અંધરાયે, ફુટતી ગંભિર, ઝરણો જણ જણ, કરતા સુણવા, એ સંધાથી, વિસ્મય પામી, કુદરત કેરા, વખાણ ઝાઝા, કરતા કરતાં, કોણ નહિ રે, થઇ આનંદી, લ્હેર લ્હેરમા, આંખ મીચીને, ડોલે ડોલે !

નર્મકવિતા—પૃ૦ ૨૦૩

## ભરૂચથી કબીરવડ જતાં હોડીમાંથી જોયલી નર્મદાની શોભા

(ગરબી)

નર્મદા શું ગાઉં શોભા સાંજની
હા રે પવન પાણિ વાદળ રંગના સુસાજની. હોજી રે ન૦ ૧
હાં રે પાણી જોરમાં ઉછાળા નોતૂં મારતૂં;
હાં રે પ્હોળા પટથી દેખાતી પ્રૌઢ નાર તૂ. હોજી રે ન૦ ૨
હાં રે વીજ ઝળઝળી ધીમે ચઢીને આવતી;
હાં રે તે તો હોડિમાંથી જોઇ સુણી ભાવથી. હોજી રે ન૦ ૩
હાં રે ડહોળાએલ નીર રંગ તે ભૂરો હતો;
હાં રે ઝાંખો શ્વેત આસમાનતણો દીસતો હોજી રે ન૦ ૪
હા રે પાકા રંગના ભૂરા તે સામે ડુંગરા;
હાં રે ગળી રંગના ટોંચે તો ભૂરા વાદળા. હોજી રે ન૦ ૫
હા રે કાંઠે ઘાસ લીલા ઝાડ બહુ શોભતાં;
હા રે ચાર ગાય ભેંસ ઢોર ખાતા હતાં. હોજી રે ન૦ ૬
હાં રે આવે મદ મંદ વાયુ ખૂશ લાગતો;
હાં રે હોડી ચાલતી તેને ઘણો સવા હતો. હોજી રે ન૦ ૭
હાં રે એક વાછડી કાંઠે રે મથતી ઘણી
હાં રે પડી જાતી તે ઊંચે જતાં જી ન ભણી. હોજી રે ન૦ ૮
હા રે ગુલાબી ઘેરો તે રગ આસમાનનો;
હાં રે ગુલાબી ફુલોનો પાણિના મેદાનનો. હોજી રે ન૦ ૯
હાં રે સુદી તીજનો ઉગેલ ચંદ્ર તે સમે,
હા રે લ્હેરિયાની રમ્ય લ્હેરમાથી મન રમે. હોજી રે ન૦ ૧૦
હાં રે પવન સામટો પડી ગયો પછી ખરે;
હાં રે લીલા ઘાસની જોઇ શી આંખો ઠરે! હોજીરે ન૦ ૧૧

નર્મકવિતા–પૃ૦ ૨૧૨



## કબીરવડ

(શિખરિણી વૃત્ત)

ભુરો ભાસ્યો ઝાંખો, દુરથિ ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઉભો, નિરભયપણે એક સરખો;
દિસ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હદે ધ્યાન ધરતો,
સવારે એકાંતે, કબિરવડ એ શોક હરતો. ૧

કદે દેખાવે એ, અચરતિ જણાએ જગતમાં,
ખરે એ મ્હોરાંનો, મગરૂબ રહે દેશ નવ કાં ?
મનાએ સત્સંગે પવિતર કબીરાભગતમાં,
પ્રજાની વૃદ્ધીએ, નિત અમર કહેવાય નવ કાં ? ૨

જતાં પાસે જોઉં, વડ નહિ વડોનૂં વન ખરે,
મળે આડા ઊભા, અતિ નિકટ નીચે ઉપર જે;
વડો ઝાઝા તેએ, સહુ ભળી ગયે એક દિસનો,
વળી સંધાઓનૂં, અસલ જિવતૂં એક મુળ તો. ૩

કિયૂં ડાળૂં પ્હેલૂં, કંઇ ન પરખાએ શ્રમ કરે,
ધસેડયો પાડીને, અસલવડ રેલે જન કહે;
તણાયા છે ભાગો, ઘણિ વખત જો એ વડતણા,
તથાપી એ થાયે, ફુટ વિસરણ્યાસો પરિશ્રમા. ૪

ફુટી ડાળોમાથી, પ્રથમ તરૂકેરી નિકળતા,
ખુંચે નેવા તતૂ, વધિ જઇ નિચે જે લટકતા;
જટાની શોભાથી, અતિશ શરમાઇ શિવ ઉઠયા,
જટાને સંકેલી, વડ તજિ ગિરીયે જઇ રહ્યા. ૫

જટા લાંબી લાબી, મુળથડથિ થોડેક દૂર જે,
નિચે ભૂમિ સાથે, અટકિ પછિ પેસે મહિ જતે;
મળી મૂળીયામા, ફરિ નિકળિ આવે તરૂરૂપે,
થડો બાધી મોટા, ઘણિક વડવાઇ કરિ રહે. ૬

વળી ડાળો મોટી, ઘણિક વડવાઇથિ નિકળે,
જટા પાછી જેને, અસલ પરમાણે જ લટકે;
નવા બાંધી થાળા, નવિન વડવાઇ ઉગિ બને,
નહીં ન્હાની ન્હાની, પણ મુળ તરૂતુલ્ય જ કદે. ૭

કહૂં એવી રીતે, અગણિત વડો ઉત્પન્ન થયા,
જિવે જે સંધાઓ, અસલ મુળિયાથી રસભર્યા;
બહૂ ડાળી ડાળાં, પરસપર પત્રો ભળી ગયે,
ઘટાની શોભા તો, સરલ જનને વિસ્મિત કરે. ૮

વડો વચ્ચે વચ્ચે, તરૂ અવર આસોપલવના,
વડોથી ઊચા છે, ખિચખિચ ભર્યાં પત્રથિ ઘણા;
ઘણા આંબા ભેગા, વળિ ઘણિક સીતાફળિ ઉગે,
બિજાં ઝાડો છોડો, વડનિ વચમા તે જઇ ઘુસે. ૯

ઉનાળાનો ભાનુ, અતિશ મયિ ભેદી નવ શકે,
ઘટા ઊંચે એવી, જન શિતળ છાયા સુખ લિયે;
ખુલી બાજૂઓથી, બહુ પવન આવી જમિનને,
કરે ચોકખી રૂડી, પછિ મિત થઇને ખુશિ કરે. ૧૦

ઘણા જંતૂ પખી, અમળ સુખ પામે અહિં રહી,
ઘણા જાત્રાળૂઓ, અહિં ઉતરતા પુણ્ય સમજી
ઘણા શીકારીઓ, ગમત કરતા રેહ બહુ અહી,
હજારો રોકીને, અચરજ સમાતા અહિં નહિં. ૧૧

અહીંયાથી જોતી, ચકચકતિ વ્હેતી નદિ દૂરે,
પછ કો જોતાં જે, અહિતહિ ચરે ભેટ ઉપરે,
ઘટા ભારે જોતી, શબદ સુણવા કોઇ ખગના.
દિસે વાયૂ લેતા, સુખ નવ ભિણા લે કરમના ૧૨

ઘટા થાળા લીધે, ધણિક ફરવાને ગલિ થઇ,
બખોલો બંધાઇ, રમણિય બહૂ બેઠક બની,
નિરાતે જેમા તો, ખુશિયકિ રમે લાલ લલના,
નિરાતે જેમા તો, ખુશિથકિ રહે જોગિ જપમા. ૧૩

દિપે છાયિ જાડાં, હરિત કુમળા પત્ર કુમસા,
વળી રાતા ટેટા, ચુગિ બહુ જિવો પેટ ભરતા;
પડે બાજૂઓથી, બહુ ખુશનુમા રંગ કિરણો,
નિચે ચળકે તડકે, બરફ સરખાં હારથિ પડો. ૧૪

ઠરી મારી આખો, કબિરવડ તૂને નિરખિને,
ખરી પાપી બુદ્ધિ, ખરિ જ રૂડી જાત્રા થઇ મને;
વિશેષે શોભે છે, ગભિર વડ તૂથી નરમદા,
કૃતાર્થી મોટો હું, દરશન વડે છૂં નરમદા. ૧૫

નર્મકવિતા–પૃ૦ ૨૧૩

## સુરતથી મુંબઇ આવતાં દરિયામાં ચદનીની શોભા

( રેખતો )

આહા પૂરી ખીલી ચદા, શિતળ માધુરી છે સુખકંદા. આહા૦
પાણી પર તે રહી પસરી, રૂડી આવે લેહર મંદા. આહા૦ ૧
શશીલીટી રૂડી ચળકે, વળી હીલે તે આનદા. આહા૦ ૨
ઊંચે ભૂરૂં દીપે આસમાન, વચે ચંદા તે સ્વછદા. આહા૦ ૩
નીચે ગોરી ઠારે નેના, રસે ડૂબ્યા નરમદ બદા. આહા૦ ૪

નર્મકવિતા–પૃ૦ ૨૧૫

## ફરી જોબનિયૂં આપે

પદ ૧ લું.

ફરી જોબનિયૂ આપે, હરિ તૂ ફરી જોબનિયૂં આપે;
હિંદુદેશને થાપે, હરિ તું નીજ કરીને થાપે. ટેક
ભર જોબનમા બન્યો વૃદ્ધ તે, ત્હારે યોગ્ય સરાપે હરિ૦ ૧
તન મન ધન તે ગુમાવિ બેઠો, મદ આળસને પાપે હરિ૦ ૨
વિલ્હે મ્હોડે તે રઝળે ટટળે, રીબાએ ત્રણ તાપે. હરિ૦ ૩
ભણ્યો શૂર તે આજ જણાએ, વ્હેમી કાયર છાપે હરિ૦ ૪
પુત્ર પુત્રિ યશ અલ્પ કરતો, તે રોએ છ વિલાપે. હરિ૦ ૫
શિક્ષા ઘટની થઇને લાગી, તૂ વણુ કો દુ:ખ કાપે. હરિ૦ ૬
પસ્તાતા ડાહ્યાપર કરવી, કૃપા હવે માબાપે. હરિ૦ ૭
કુમ્પુ નામ તે ઝટ તરી આવે, કીર્તિ જગે કરિ વ્યાપે. હરિ૦ ૮
હિંદુ દેશ માનીતો ત્હારો, પ્રથમથકીજ અમાપે. હરિ૦ ૯
ભણિગણિ શૂર થઇ તે લે જસ, નર્મદ બ્રહ્મપ્રતાપે. હરિ૦ ૧૦

નર્મકવિતા–પૃ૦ ૨૧૭-૨૧૮



## નર્મદ જોશીનું અખયાણું

પદ ૨ જું

વાદળ ફાટવા માંડયું હવે છે, ધ્રુવાદિ કંઇકંઇ નજરે પડે છે. વાદળ૦ ટેક
રાત વીતી હવે વ્હાણું રે વાસે, ડરતા બપોર પછી ઝટ થાસે. વાદળ૦ ૧
દરિયો તોફાની તે ધીમેજ હાસે, પૂઠના પવનથી ઘણું વ્હાણ ચાલે. વાદળ૦ ૨
ભણિ સૂખ સો હરિ અનુકૂળ જાણૂં, નર્મદ જોષીનુ પાકયૂં અખયાણૂ વાદળ૦ ૩

નર્મકવિતા–પૃ૦ ૨૧૮



## દેશહિત

પદ ૩ જું

દેશ તણું હિત ચ્હાવૂં, ભાઇ દેશતણું હિત ચ્હાવૂ ટેક
દેશ કાગમા જુદા પડીને, કુતા નહિં પડિ જાવૂં—ભા૦ ૧
બે લડના ત્હાં સ્વાર્થ સાધવા, થાય નિર્જન આવૂં - ભા૦ ૨

ઘણે દીએ પણ કટુ ફળ ગળતા, કુસંપ વૃક્ષ ન વાવ્યૂં—ભા૦ ૩
દેશ લાભમા સ્વાર્થ થાય છે, ડગલું કા ન ઉઠાવ્યૂં—ભા૦ ૪
દેશ લાભમા કામ હોય તે, સ્વાર્થ મુકીને બજાવ્યૂં—ભા૦ ૫
સ્વાર્થ કોકના કદી બગડતા, પણ બહુનું શુભ થાવૂં—ભા૦ ૬
દેશ બગડતે સ્વાર્થ સર્વના, બગડે ને શરમાવ્યૂ—ભા૦ ૭
હોય કુવામાં થાય હવાડે, જળ દષ્ટાંત બતાવૂં—ભા૦ ૮
રૂડો દેશ તો ઘેર ઘેર છે, રૂડૂં રૂડું ખાવૂં—ભા૦ ૯
'દેશસારૂ સહુ કરો કામ જન', એવૂ સઘે ગાવૂં—ભા૦ ૧૦
ભણી ગણીને નર્મદ સહુએ, દેશનું નામ તરાવ્યૂં—ભા૦ ૧૧

નર્મકવિતા પૃ—૨૧૯



# બૈરાંને ના જોર બતાવો

પદ ૭મું

બૈરા ને ના જોર બતાવો, મરદોમાં બ્હાર આવો રે ટેક
બૈરા આગળ કરી બડાઇ, તેમાં શી મોટાઇ રે.
કુમળી ભોળી જોસ્સાવાળી, પીગળે વ્હેલી ભાઇ રે—બૈ૦ ૧
'હું તો લાયક ભણ્યો ગણ્યો ને, સાહસિક છૂં મુજ પ્યારી રે',
એમ તડાકાથી છળ કરતા, જીતે આખર નારી રે—બૈ૦ ૨
પનઘટપર વિધ વિધ રિત તરતા, ભુસકા મારી મારી રે;
બહુ ચતુર ને પરાક્રમી પણ, જીતે આખર નારી રે—બૈ૦ ૩
બૈરામા પીરસતા ઊંચને, વાસણ વજને ભારી રે;
બણીઠણીને દોડે ધમ ધમ, જીતે આખર નારી રે—બૈ૦ ૪
કો દાદે ભોપાળૂં નિકળે, પ્યારી ન રેહે વ્હારી રે;
ત્હારી એવી મોટિ જીત કે, રડે ગુમાવી પ્યારી રે—બૈ૦ ૫
બૈરાઓને બતાવવાને, લશ્કરી વેષ ન રાખો રે;
બૈરાઓથી માન પામવા, સહસા વેણ ન ભાખો રે—બૈ૦ ૬
ચાર મરદમા તનમનધનબળ, કાઢ્યું તે પુરૂષારથ રે;
જગે જગે જુગજુગ રેહે જસ, નવ જાએ શ્રમ બ્યર્થ રે—બૈ૦ ૭
જનાની પોચા જુવાનીઆની, જુવાનિ તો ધિકરાએ રે;
મરદોને રણથંભે બાઝે, તે તો બહુ વખણાએ રે—બૈ૦ ૮
ભણી ગણીને યોગ્ય પ્રસંગે, શસ્ત્ર તમારૂ કહાડો રે;
પુરૂષારથ દેખાડી નર્મદ, લો જસ જગમા લાહો રે—બૈ૦ ૯

નર્મકવિતા—પૃ૦ ૨૨૦

## ઝાંસા શા ખાવા ?

પદ ૧૦મું

ઝાસા શા ખાવા ભાઇ, હિણપત મોટી નામરદાઇ. ટેક
માનભંગથી મરવૂં સારૂ, એકવાર દુખ મરવે;
માનભંગથી નિત્ય નિત્ય દુઃખ, આંગળી કરશે સરવે. ઝા૦ ૧
મેળવી જસને મરવૂ વ્હેલૂ, ઉત્તમ નર એ ચાહે;
અધમ કાયરો ઘણું જીવીને, અપજસમાં રીબાએ. ઝાં૦ ૨
માન સરીખૂં કલ્પવૃક્ષ કો, સંસારે નવ મ્હોએ;
સૂખ આપિને અમર રાખતૂં, ઉત્તમ અંશી જોએ. ઝાં૦ ૩
ગયૂ ધંન તે પાછૂં આવે, ગયું માન ના આવે;
ગયૂં માન કે ત્રણે તાપો, દુખડા ઝાઝાં લાવે. ઝાં૦ ૪
રખે મળે અપજસ કો વાતે, માટે બ્હીતા ચાલે;
શૂરવીર સાહસ કરનારા, તલવારે ને હાલે. ઝાં૦ ૫
ભોગજોગ એ હાર ખાય ને, મદદ ન આવે આડે;
તસકા કયમ સ્હેવાસે માટે, જાતે જાનો કહાડે. ઝા૦ ૬
વિના કારણે મદે ભરાઇ, ઉપરી તસકા તોડે;
થોડિ વાર તો ખમી જવું પણ, પછી ન રહેવું જોડે. ઝા૦ ૭
સમજાવે તે માને નહિં તો, ક્રોધ કરીને ઉઠવૂ;
વેર ધરીને શિક્ષા કરવી, મરવસ તેનૂ લુટવુ. ઝાં૦ ૮
ભણી ગણીને ટેક રાખતાં, વળી રખાવી જાણે;
તે જન જસનૂં બીડૂ ચાવે, નર્મદ બોલ પ્રમાણે. ઝા૦ ૯

નર્મકવિતા—પૃ૦ ૨૨૨



## દાસપણું કહાં સુધી

પદ ૧૧મું

દાસપણું કહાં સુધી, કરવુ દાસપણુ કહા સુધી ?
રહી ભણ્યા પણ બૂધિ, કરવૂં દાસપણું કહાં સુધી. ટેક
મુક્કીએ મુક્કીએ મારે, બકરાને બહુ લોભી;
ચણા આપિને મ્હોહું ડામે, દમને નાખે રૂધી. કરવું૦ ૧

તસકા ખાતાં વેઠ ઉચલવી, ખરે નગે માર થાવું;
એથી તો લડી મરવું સારૂં, નથી મતી એ ઉંધી. કરવું૦ ૨

પડચા ઉપર જે પાટૂં મારી, ઝૂંસરી મુકવા આવે;
સપે સિંગડા બોકી તેની, કમર કરવી ખૂંધી. કરવું૦ ૩

ઈંદ્રિઓ બહુ ઝ્હેર મારિ ગઇ, ઘણે ઘણે સહવાસે;
વિદ્યા રૂપી માત્રા ચાટે, આવે પાછી શુદ્ધી. કરવું૦ ૪

ભણી ગણીને હક સમજીને, રીતે સામૂં થાતા;
કાળાગૃહથી મુક્ત થવાએ, કહે નર્મદ સદ્બુદ્ધિ. કરવું૦ ૫

નર્મકવિતા—પૃ૦ ૨૨૩



## હક માગો

પદ ૧૨મું

સહુ જન હક ઉઠી માગો, હવે ઝટ ઊંઘમાથી જાગો. ટેક

માણસ થઇને હક ના સમજે, તો તો ટોંડા જેવા;
જનાવરો પણ દુઃખ દે તેના, વેર લીએ છે કેવા? સહુ૦ ૧

હું ને મારૂં જરૂરનાં છે, જનને જગમા નીતે,
એથી છે દુનીયાની તેજી, કામ કરે સહુ પ્રીતે. સહુ૦ ૨

યોગ્ય માગણું જો ના માગો, તો પ્રભુનો નિમ તોડો;
માટે ઉપરીઓથી બ્હીને, સુઓ ન તાણી સ્હોડો. સહુ૦ ૩

વણુ માગે માએ ના પીરસે, લુચ્ચા હક ડૂબાવે,
સાવધ રહીને સામૂં થાતા, હક પોતાના આવે. સહુ૦ ૪

હકને સારૂ રાજા લડતા, માણસ ઝાઝા મરતા;
હક લેવો એ છે પુરૂષારથ, તજી ન દેવો ડરતા. સહુ૦ ૫

હકો ગુમાવી ગુલામ રહિને, વેઠી સખ્તી ભારી,
તે જીવતામૂઆએ મિથ્યા, જણતી ભારી મારી. સહુ૦ ૬

ભણી ગણીને હક જાળવવો, જેવો હોયે તેવો;
નર્મદ કહે જો હોય લુટાયો, ખોળિ લડીને લેવો. સહુ૦ ૭

નર્મકવિતા—પૃ૦ ૨૨૪

## થઇ મરણીયા ધસવું

પદ ૧૩મું

થઇ મરણીયાં ધસવૂં, ભાઇ, થઇ મરણીયાં ધસવૂં:
નહીં જાળમાં ફસવૂં ભાઇ, થઇ મરણીયાં ધસવૂં. ટેક
આમે મરવૂં તેમે મરવૂ, મરવૂ બંને પાસે;
થઇ મરણીયાં ધસી જતામા, રે વેળાએ બચવૂં. ભાઇ૦ ૧
આમે મરવૂં તેમે ગરવૂં, કા ના લડતા મરવૂં;
છતે જોર ને છતે ઉપાયે, કા કેદીમા ખપવૂ. ભાઇ૦ ૨
સપડાયા કે ગભગભ્યું નહિં, ધીરાં ઝટ થઇ જાવૂ;
હુની કરતા છાંત હિંમતે, જોર હોય તે કસવૂ. ભાઇ૦ ૩
ભણ્યાગણ્યાંને કામ લગાડી, લાગ ફાવતો જોઇ;
નર્મદ ઇશ્વર નામ લઇને, કુદી પડીને હસવૂં. ભાઇ૦ ૪

નર્મકવિતા–પૃ૦ ૨૨૪



## ચલો ભૈયા

પદ ૧૬ મુ

વાગે વાજાં જોરમાં ઊંચે સુરે હો;
ચલો ભૈયા જુધ્ધમા પૂરે શૂરે હો. ટેક૦
બ્યૂગલ ઓ ઓ ઓ ઓ ચ્હડાવે, જોધ્ધને જોશ અગે;
ભું પુ ભું પું ભુ પું પૂં રણસિંગ દોડવે, સંગ્રામમાં તે ઉમંગે. ચ૦ ૧
વીરસિંધૂ ને નટ રણરાગો, મરત ઘુમે આ જાગે;
આપણ પણ રણમા જઇ ઘુમિયે, શ્રીજય આ રહ્યો આગે. ચ૦ ૨
દુદુભી ડમકાના ઘોર સુણીને, પાછા સજો રજપુતો,
ઢઢઢંઢઢઢ ઢેઢેટેટેઢે, રણમાં ધસી રિપૂ લૂટો. ચ૦ ૩
ભણિ ગણિ ભેળા રહી સહુ જોધ્ધા, બ્હાર કરો ભરિ તોપો;
કહે નરમદ હું જે જે ભણીને, ઝુડો તમારો રોપો. ચ૦ ૪

નર્મકવિતા–પૃ૦ ૨૨૬

## પગલાં ભરવા માંડો

પદ ૧૭મું

પગલાં ભરવા માંડો રે, હવે નવ વાર લગાડો રે. ટેક
આજ ઊઠશું, કાલ ઊઠશું, લંબાવો નહિ દહાડા;
વિચાર કરતાં વિઘનો મોટાં, વચમાં આવે આડાં. પગલાં૦ ૧
કુટુંબમાયા કયમ છોડાયે, કુટુંબનું કયમ થાશે;
એમ કરશો તે જનાની પૂરો, રણમા શું પછી જાશે. પગલાં૦ ૨
કુટુંબવાળો શૂર કરે નહિ, વિચાર એવો ઘેલો;
શંખનાદ સાભળતાં તરતજ, ઊઠી સજશે વ્હેલો. પગલાં૦ ૩
વિચાર કરતા ખાળો પડતા, શત્રૂ છાપો મારે;
બચાવ કરવો ગભરાતા તે, પછી પડે થઇ ભારે. પગલાં૦ ૪
આગ લાગને કુવો ખોદવો, પચ્છમ બુધિયા થાવૂં,
પાણી આવે પાળ બાધવી, તેમા તે શું ફાવ્યૂં ? પગલાં૦ ૫
સજી કરીને સહુ જણ સાથે, રણમાં લડવા ચાલો,
શત્રૂની સામે રહી ઉભા, ધુરકાવીને ભાળો. પગલાં૦ ૬
ભણ્યો ગણ્યો તે વાર ન કરતો, કામ આટપી લેતો,
સજી કરી નર્મદ કહે જાઓ, હોસે રણમા તે તો. પગલાં૦ ૭

નર્મકવિતા–પૃ૦ ૨૨૬



## રણ તો ધીરાનું

પદ ૨૦ મુ

રણ તો ધીરાનૂં ધીરાનૂં નહિ ઉતાવળા કાયરનૂં. ટેક૦
ધીર વીર જે હોય તેજ ખુબ, સંકટ સામો થાયે;
પ્હાડ પડે રણમા રેહ ઊભો, લેશ નહિં ગભરાયે. રણ તો૦ ૧
ધીર વીર કો પ્રસંગ શોધે, સ્હેવા કષ્ટો ભારે;
જાણિજોઇને આફત હેરે, રાજી ઘા લે ત્હારે. રણ તો૦ ૨
થતે બાવરા ઉતાવળારે, હાર થાય છે મ્હોટી,
વિના કારણે ઘાત થાય ને, જાય કનેથી લોટી. રણ તો૦ ૩
કાયર થઇને ન્હાસી જાતાં, અધવચ મૃત્યૂ ગ્રાસે;
એ મરવાના ક રણમા, કર્તા ના મરવૂં ભાસે. રણ તો૦ ૪

ડાહ્યો તે દેશાવર વેઠે, જ્ઞાની બહુ અથડાયે;
ધીરવીરના પગ સંકટમાં, કદી નહિ લથડાયે. રણ તો૦ ૫
ધાર્યું મેળવે વા ટકિ રેહે, વા તે મૃત્યૂ પામે;
ત્રણેથી ત્હેને બહુ જસ છે, શત્રૂ ધન્ય કહે સામે. રણ તો૦ ૬
પ્રપંચ રણમાં બહુ સપડાવે, મોટા ત્રણે તાપો;
શૂર વીર જન કળે વળેથી, મારે તે પર છાપો. રણ તો૦ ૭
ભણી વધારો જોસ્સા સહુ જન, પણ કબજામાં રાખો;
પ્હેલે એ જીતી જાણો તો, શત્રૂ નીચે નાખો. રણ તો૦ ૮
જાણિ જોઇ ના સંકટ હોરો, સંકટમાં ના બ્હીઓ;
કહે નર્મદ સહુ ધીરવીર થઇ, જસ લઇ જુગ જુગ જીવો. રણ તો૦ ૯

નર્મકવિતા–પૃ૦ ૨૨૮



## સાહસ કરવા વિષે

( લાવણી )

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે;
યા હોમ કરીને પડો ફતેહ છે આગે. ટેક૦
કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે;
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજિ સમય નથી આવિયો, કહી દીન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિધ્ધિ જોઇ બળ લાગે.
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૧
સાહસે કર્યો પર્શુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિધ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઇંદ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે;
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૨
સાહસે કોલંબસ ગયો, નવી દુનિયાંમાં,
સાહસે નેપોલ્યન ભિડયો યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો પોપની સામું,
સાહસે સ્કાટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૩

સાહસે જ્ઞાતિના બંધ કાપિ ઝટ નાખો,
સાહસે જાવો પરદેશ, બ્હીક ના રાખો;
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો.
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સહાસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ૦ સહુ ચ૦ યા હોમ૦ ૪

નર્મકવિતા–પૃ૦ ૨૩૬



## ચલો ચલો શું વાર લગાડો

(લાવણી)

ચલો ચલો શું વાર લગાડો, ચલો નિડર રણમાં,
ધસી પડો શત્રૂપર નહિંતર મરી જશો ક્ષણમાં. ટેક૦
કરી કલ્પના શત્રૂબળની કેમ કરો બ્હાના,
ફળે ન તેવા કાં જોવડાવો જોશીનાં પાનાં;
દાના મર્દો છતે દિવાના બનો તમે શાના,
જાણિજોઇ કાં ખરાબ કરતા આબાદીખાનાં.

નર્મકવિતા–પૃ૦ ૨૩૮



## સુખ

સુખિયો નર્મદ પૂરો અહીં, ઉદ્યમ ઘટતો કરતો સહી;
જરૂરનો પૈસો તે રળે, સંતોષે દહાડા નિર્ગમે. ૧

કુદરત વાડી સારી ઘણી, તન ગાડી બે ઘોડાતણી,
કવિતા લાડી નર્મદ રાજ, ખરી મોજ કરતો તે આજ. ૨

કોઇ હોયે હાસે મસ્ત, કોઇ હોયે માલે મસ્ત;
કોઇ હોયે ઇશ્કે મસ્ત, કોઇ હોયે માલે મસ્ત. ૩

નહીં કોઇનો નાબેદાર, વચની પ્યારીનો જે યાર;
ઇંદ્રજીત ને સાચો બહૂ, તે નર્મદ હૂં સુખિયો લહૂ. ૪

ખૂશામતિયા જેને નહિં, દુષ્મન ખોટા મિત્રો નહીં;
રોગી ને લોભી જે નહિ, નર્મદ તે સુખિયો છે સહી. ૫

વિદ્યાસાથે જેને પ્રીત, રસજ્ઞાન નિર્મળ છે નીત;
એકાંતે સાહો જે રેહ, સુખિયો નર્મદ તેને કેહ. ૬

પરતાવો જેને ના હોય, નીતિધર્મે નિશદિન જોય;
મોતસું મળવા જે તૈયાર, ધીગો નર્મદ સુખિયો ધાર. ૭

દાન દયાથી રાજી રેહ, ફરજ બજાવે નિત્યે તેહ;
અદેખાઇ જેને નહિં કોઇ, સંસારે સુખિ નર્મદભાઇ. ૮

દગલબાજ દુનિયાંને જોઇ, મિથ્યા વાદ કરે નહિં કોઇ;
બ્રહ્મનું ચિંતન ભાવે કરે, સાચો સુખિયો નર્મદ ઠરે. ૯

નર્મકવિતા–પૃ૦ ૨૭૪



## પ્રેમશૌર્ય

### (૧)

( રોલાવૃત્ત )

નિર્ગુણને લહિ સગુણ, સ્મરી શ્રીરામતણા જય;
પ્રેમશૌર્ય યશ ગાઉં, ભગાડી મનમાંથી ભય.
ઓગણિસ્સેં તેવીસ, કારતક સુદ પ્રતીપદ;
પ્રેમશૌર્ય સબરસ, લાહું હું અહીં પદેપદ.

પ્રેમશૌર્યગુણ ગાઉં, અહીં તહિં યશ દેનારા;
દેશી જનને કાજ, દિસે જે થંડાગારા
થંડા મોળા એહ, દિસે બહુ કાયર બ્હીકણ;
માર ખાય બહુ તેહ, મુકિ દઇ પૂરવનૂં પણ.

તન મન રોગી જન, સનેપાતે બકતા બહુ;
ખોઈ દેશ ને ધંન, રાંડવા ગહૂં થઈ સહુ.
ઘણા ઘાથી ઘાએલ, થયા છો પૂરા ભાઇ;
હજિ કરવૂં છે જુદ્ધ, વ્હેમની સામાં ધાઇ.

ઘણૂ કહેવું ના જોગ, ગમે તેવા પણ મ્હારા;
ઉપાય કરવા જોગ, બને તેવા જે સારા.
હારિ બેસવૂં એજ, રીત છે ઘણી નઠારી;
દુઃખમા ધીરજ આરા, પ્રથમ ધરવી છે સારી.

થવાનું તે તો થાય, તોય પણ ઉદ્યમ કરવો
એ છે જંનસ્વભાવ, એથી ભવસાગર તરવો.

મરો જિવો કે ભગો, તોય પણ ઉદ્યમ કરવા;
અપાય વાગે એહ, તોય એ કરવા ગરવા.

વૈદ્યરાજ બહુ મથી, 'સાચવો' એવું કહે જ્યાં,
દુગળો ણુટ્ટી ન્યિે, ઉઠે મોહુજે મરતું તહીં.
તેમ હું પામર રંક, સુંધાડું સ્હેજે મનને;
પ્રેમ શૌર્ય સદ્‌ગુણ, જિવાડે મરતા જનને.

માત્ર જિવાડે એમ, નહી પણ પુષ્ટ કરે છે,
પછિ હિંમત દે તેહ, જેથિ જન રણે લડે છે.
લડતા પડતા કોક, ઘણા લે જસનો લ્હાવો,
પ્રેમશૌર્યમાં સત્વ, ઘણું છે પીઓ કહાવો.

કહાવો કહો કહો સુરા, સુરા પણ સુધા સમોવડ;
પિઓ પિઓ એ રસ, કસે લબલો જસ તડભડ.

નર્મકવિતા–પૃ૰ ૩૨૦

( ૨ )

પ્રેમવના શું અહી, તહીં શું પ્રેમવનાનૢ;
પ્રેમ પ્રેમમય જગત, પ્રેમથી મુક્તી માનૂ.
ઉત્પતિ સ્થિતિ તેહ, પ્રેમથી થયાં કરે છે,
પ્રેમ જગતનૂ તેજ, એથિ સહુ ચળકી રહે છે.

ઇચ્છા આકર્ષણ, મૂળ વેદાન્ત કહે છે;
હું કહું એ બે તત્વ, પ્રેમમાં નિત્ય રહે છે.
સાધુ સત કવિ ભક્ત, જ્ઞાનિ તપ કરતો જોગી,
પ્રેમશૌર્યથી થાય, ચિદાનંદકેરા ભોગી.

ધર્મ અર્થ ને કામ, મોક્ષ એ મળતા પ્રેમે,
મનવચકર્મે એહ, ખરો દાખવવો નેમે.
તુજ મુજ પ્રેમે જાય, થાય થાય મ્હારૂ ને મ્હારૂ;
પછી સાહ્ય ને શૌર્ય, કહૂ શત્રૂને મારૂ.

પ્રેમથકી છે શૌર્ય, શૌર્યથી પ્રેમ મચે છે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, પ્રેમશૌર્ય દીપે છે.
પ્રેમ શૌર્ય ના હોત, જગત ના તેજ મારત;
સ્વાભાવિકને કેમ, પુષ્ટ ના કરવા આરત? ૪૬

નર્મકવિતા–પૃ૰ ૩૨૧

( ૩ )

મનુશ્યદેહમાં પ્રેમ, દેશનો સહુથી ઊંચો;
સમજી દાખવે જેહ, તેજ નર જાણો ઉંચો.
ગયૂં ગમે ત્હાં હોય, ઘેર આવ્યું જન તાકે;
એવો ઘરપર પ્રેમ, મ્હારૂં મ્હારૂં સહુ ભાખે.

એમ ન કહે જે જંન, માતબર હોએ ઝાઝૂં,
પશુ પણ નહિં પાષાણ, હુનાંથી હૂં તો દાઝૂં.
એવાંને ધિઃકાર, માન આપે તેને પણ;
પલીત રાખસ તેહ, વસે નહિં કોઇને મન.

નીજ ભૂમિ છે માત, પ્રેમ તેસૂં સ્વાભાવિક;
થોડા જાણે હાય, ન જાણે ત્હેને તો ધિક.
દેશ–ભકિત–અભિમાન, જેહ રાખે તે માણસ;
ટોર ન જાણે કંઇ, ભણે માણસ શૂં જસ જસ ?

છે સઘળા નિજ ભાઇ, દેશ ભૂમિ સહુની મા;
હોય જ્હાં એ સમજ, થાય ત્હા જસની સીમા.
સુખી દેશ કહેવાય, હોય જો સુખિયાં ઘર જન;
સુખિયા ઘર જન તહાં, જહા પ્રેમી શૂરા મન. ૬૨

નર્મકવિતા–પૃ૦ ૩૨૧

( ૪ )

અસ્થિર કાયા કનક, કામિની અસ્થિર કહિયે;
કીર્તિ એક છે સ્થિર, કીર્તિને મ્હોટી લહિયે.
કીર્તિ કીર્તિમા ફેર, કીર્તિ છે ઝાઝાં ધનની,
પંડિતાઇની કીર્તિ, કીર્તિ મ્હોટા સદ્‌ગુણની.

કીર્તિ પદવિની વળી, કીર્તિ છે ઉદારતાની;
સહુથી મ્હોટી એહ, જગતમાં સહુએ માની.
એક જનનૂં હીત, કરે મન થાએ રાજી;
ઘણાં જનનૂં કરે, કેમ નવ ઝાઝૂં રાજી ?

ઘણા જણાનૂં કામ કહું હું સગાતણૂં જે;
નીજ દેશનૂં કર્યું. શું ન સુખ દે ઘણૂં તે ?

મરો જિવો કે ભગો, તોય પણ ઉદ્યમ કરવા;
અપાય થાઓ એહ, તોય એ કરવા ગરવા.

વૈદ્યરાજ બહુ મથી, 'સાચવો' એવું કહિ જ્યાં,
દુબળો છુટી દિયે, ઉઠે મ્હેંજે મરતું ત્યાં.
તેમ હું પામર રંક, સુંધાડું મ્હેંજે મનને;
પ્રેમ શૌર્ય સદ્‌ગુણ, જિવાડે મરતા જનને.

માત્ર જિવાડે એમ, નહીં પણ પુષ્ટ કરે છે,
પછિ હિંમત દે તેહ, જેથિ જન રણે લડે છે.
લડતાં પડતા કોક, ઘણા લે જસનો લ્હાવો;
પ્રેમશૌર્યમાં સત્વ, ઘણું છે પીઓ કહાવો.

કહાવો કહો કહો સુરા, સુરા પણ સુધા સમોવડ;
પિઓ પિઓ એ રસ, કસે બઇલો જસ તડભડ.

નર્મકવિતા–પૃ૦ ૩૨૦

( ૨ )

પ્રેમવના શૂર અહી, તહી શૂર પ્રેમવનાનૃ,
પ્રેમ પ્રેમમય જગત, પ્રેમથી મુક્તી માનૂં.
ઉત્પતિ સ્થિતિ તેહ, પ્રેમથી થયાં કરે છે;
પ્રેમ જગતનૂ તેજ, એથિ સહુ ચળકી રહે છે.

ઇચ્છા આકર્ષણ, મૂળ વેદાન્ત કહે છે,
હું કહું એ બે તત્વ, પ્રેમમાં નિત્ય રહે છે.
સાધુ સત કવિ ભકત, જ્ઞાનિ તપ કરતો જોગી,
પ્રેમશૌર્યથી થાય, ચિદાનદકેરો ભોગી.

ધર્મ અર્થ ને કામ, મોક્ષ એ મળતા પ્રેમે,
મનવચકર્મે એહ, ખરો દાખવવો નેમે.
તુજ મુજ પ્રેમે જાય, થાય થાય મ્હારૂ ને મ્હારૂ,
પછી સાહ્ય ને શૌર્ય, કરૂ શત્રૂને મારૂં.

પ્રેમથકી છે શૌર્ય, શૌર્યથી પ્રેમ મચે છે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, પ્રેમશૌર્ય દીપે છે.
પ્રેમ શૌર્ય ના હોત, જગત ના તેજી મારત;
સ્વાશ્રાતિકને કેમ, પુષ્ટ ના કરવા આરત?

નર્મકવિતા–પૃ૦ ૩૨૧

( ૩ )

મનુશાદિહુમા પ્રેમ, દેશનો સહુથી ઊચો;
સમજી દાખવે જેહ, તેજ નર જાણો ઉંચો.
ગમ્મૂં ગમે ત્હા હોય, ઘેર આવ્યું જન તાકે;
એવો ઘરપર પ્રેમ, મ્હારૂં મ્હારૂં સહુ ભાખે.
એમ ન કહે જે જંન, માતબર હોએ ઝાઝૂં;
પશુ પણ નહિં પાષાણ, હુનાંથી હૂં તો દાઝૂં.
એવાને ધિઃકાર, માન આપે તેને પણ;
પલીત રાખસ તેહ, વસે નહિં કોઇને મન.
નીજ ભૂમિ છે માત, પ્રેમ તેસૂં સ્વાભાવિક;
થોડા જાણે હાય, ન જાણે ત્હેને તો ધિક.
દેશ–ભકિત–અભિમાન, જેહ રાખે તે માણસ;
ઢોર ન જાણે કંઇ, ભણે માણસ શૂં જસ જસ?
છે સઘળા નિજ ભાઇ, દેશ ભૂમિ સહુની મા;
હોય જહાં એ સમજ, થાય ત્હા જસની સીમા.
સુખી દેશ કહેવાય, હોય જો સુખિયાં ઘર જન,
સુખિયા ઘર જન તહાં, જહા પ્રેમી શરાં મન. ૬૨

નર્મકવિતા–પૃ૦ ૩૨૧

( ૪ )

અસ્થિર કાયા કનક, કામિની અસ્થિર કહિયે;
કીર્તિ એક છે સ્થિર, કીર્તિને મ્હોટી લહિયે.
કીર્તિ કીર્તિમા ફેર, કીર્તિ છે ઝાઝા ધનની,
પંડિતાઇની કીર્તિ, કીર્તિ મ્હોટા સદ્ગુણની.
કીર્તિ પદવિની વળી, કીર્તિ છે ઉદારતાની;
સહુથી મ્હોટી એહ, જગતમા સહુએ માની.
એક જનનૂં હીત, કરે મન થાએ રાજી;
ઘણા જનનૂં કરે, કેમ નવ ઝાઝૂં રાજી ?
ઘણા જણાનૂં કામ, કહુ હું સગાતણૂં જે;
નીજ દેશનૂં કર્યૂં, શું ન સુખ દે ઘણૂ તે ?

શું નવ કીર્તિ થાય, તેહની જેણે કીધું ?
શું નવ ઉંચી તેલ, દાન જ્યાં સહુને દીધું ?
જે ધનિએ ધન દીધ, દેશકલ્યાણ અરથમાં,
જે પંડિતે કીધ, બોધ નિજ દેશી જનમાં.
જેણે સુચવી કીધ, ગજ રૈયતનું સારૂં;
કૃતાર્થ તે જન અહીં, કોણ ગાએ નહિ વારૂ.
જે અર્પી નિજ પ્રાણ જંનના પ્રાણ બચાવે;
ધંન માલ ને સૂખ, કેમ ના કીર્તિ પાવે ?
અમર અમર જન તેહ, મથે જે દેશઅરથમાં,
પ્રેમ શૌર્ય તે તેજ, ખરૂં લહુ આ ભવરણમાં. ૮૨

નર્મકવિતા—પૃ૦ ૩૨૩

( ૫ )

ધન્ય અયોધ્યા નગર, જન્મ શ્રીરામતણો જહા,
ધન્ય સૃષ્ટિસૌંદર્ય, ધન્ય પ્રેમી શૂરા ત્યહા
ધન્ય ભરતનો પ્રેમ, ધન્ય સીતા લક્ષ્મણનો;
ધન્ય રામનૂ ધણ, તાપ વેઠયો બહુ રણનો.
રામ લક્ષ્મણે જુદ્ધ, અલૌકિક કીધૂં જગમાં;
કવિ વાલ્મિકને ધન્ય, સવિસ્તર વરણ્યું જનમા,
સીતા ઉપર પ્રેમ, શૌર્ય તેથી બહુ જાગ્યૂં.
દુઃખ દુઃખને સહી, માથું રાવણનૂ કાપ્યું.
પાડવ કૌરવ જુદ્ધ, સગાં સબધી માહે;
નહી દેશને કાજ, સંપ વણસાડયો તાહે.
તોપણ જોદ્ધા તહા, લડયા શુરવીરપણે જે;
વરણ્યા બ્યાસે તેહ, દાખવે સદગુણ જય તે.
ભીષ્મ દ્રોણ ને કરણ, આદિ કૌરવમા પડિયા;
કપટ ભેદથી નહી, ધર્મજુધ્ધે તે લડિયા.
પાડવકેરૂં હીત, કેટલાકોના મનમા;
(તોપણ) રાજભકિતથી ખરા, લડયા તે જોદ્ધા રણમા.
જોદ્ધા અરજુન ભીમ, કરે અભિમન્યુ પરાક્રમ;
સાથિ સારથી કૃષ્ણ, ભાગતો વચમા સહુ ભ્રમ
કૃષ્ણતણા સહુ યશ, ભાગવતમા છે ગયા,
પ્રેમશૌર્યના કિરણ, દાખવે મુકિત અમાયા.

પાંડવનો જયકાર, થયો છે અંતે જાણો;
ધર્મરાજથી થયૂં; પ્રજાનૂં હિત બહુ માનો;
શંકરસ્વામી તેહ, દયા જેને નિજ જનની;
શિખવીને વેદાન્ત, મટાડી શંકા મનની.

બુદ્ધ જૈન મત નાશ, નાશ બીજા મતકેરા;
પ્રેમશૌર્યથી કર્યા, તાણિ દિગવિજયી ડેરા.
બીજો શંકર કોઇ, જોઇએ સમયે આ રે;
ધર્મ સમંધી વ્હેમ, જાય પાખંડો ત્હારે.

શકકર્તા વિક્રમ, ખરો હિતકારી જનનો;
દુ:ખ ખમ્યાં પરકાજ, એહવો સાચો પણનો ૧૧૨

નર્મકવિતા–પૃ૦ ૩૨૩

( ૬ )

મર્દ તેહનૂં નામ, સમો આવ્યો કે ચાલે;
કનક કામિની તજી, સજી રણમા જઇ મ્હાલે.
મર્દ તેહનૂં નામ, ડરે નહિં રણે જવાથી;
હોંસે ચ્હડે તોખાર, ડગે નહિં રિપુ મળ્યાથી.

મર્દ તેહનૂં નામ, મરે પણ પણ નવ મૂકે;
ધીર ધરી શરજોર, તાક્યું નિશાન ન ચૂકે.
મર્દ તેહનૂં નામ, સિંગથી શૂર વધારે;
તોપ ભડાકા કરે, તેમ તે ધસે પુકારે;

મર્દ તેહનૂં નામ, ચળકતા શસ્ત્રો જોઇ;
ઉછળી કરતો હાથ, કીર્તિ ઉજળીપર મ્હોઇ.
મર્દ તેહનૂં નામ, લોહીની નદિયો દેખી;
ધડ માથા ને હાડ, કાપતો નહિ જે ટેકી.

મર્દ તેહનૂં નામ, સાથિ સામૂં નવ જોવે;
જુક્તિ સાથ બળથકી, લડતો રૂડો સ્હોએ.
મર્દ તેહનૂં નામ, રડે નહિ ઘાવ લિધાથી;
પડ્યો પડ્યો પણ કહે, કહાડ શત્રૂને અહીંથી.

મર્દ તેહનૂં નામ, ભોગવે શ્રમે રળેલૂં;
સિંહ સરીખો તેહ, ખાય નહિં ઘાસ પડેલું.
મર્દ તેહનૂં નામ, દેશિસારૂ લડિ મરતો;
જુગ જુગ જાગે જાગ, નામ પોતાનૂં કરતો.

નર્મકવિતા–પૃ૦ ૩૩૬

(૭)

ઉઠો ઉઠો રે ભાઇ, ડરો નહિં વ્હેમ ભમતર્થા;
મારીને લપડાક, છુટા પડિ રહો ગમતથી.
એક એક પછિ એક, એમ મંડળ વધિ જાગે;
પ્રથમ એ પામે દુ:ખ, દોઇ સાથી નવ થાએ

એક વીરનૂં કામ, સાથિ સહુ રહેજે મળતા,
પણ તે કહાં છે રામ, હાય વ્હેમો બહુ નડતા.
કદી મળ્યો નહિં સાથ, તો શુ બ્ડી જોયાં કરવૂં;
પ્રભુ સમરીને હામ, ભિડી સહુનૂં દુ:ખ હરવૂં.

મૂધૂં કરતા ઉંધૂ, કદી વેળાએ થાએ;
જ્ઞાનિ ન કહાડે વાંક, દૈવનો વાંક મનાએ.
ઉપરા ઉપરી હાર, તમે ખાધી છે ભારે;
થયાછ બહુ કમજોર, કારિ લાગ્યા છે ધા રે.

વાત ખરી છે તોય, એસિ શૂં રોયા કરવૂં,
શૂરવીરનૂં કામ, ફરીથી લડના મરવૂં.
મળે જો લડતા યશ, સફળ સઘળો શ્રમ થાએ;
મરણ થાય તોપણ, જગત સહુ કીર્તી ગાએ.

હાર જિત છે બાજિ, જાણિ એ મરદો રાચે;
રણ શોધંતા રેહ, મરણ જેને તુછ સાચે.
સુઘડ સુંદરી નાર, મર્દ પર થાય ફિદા બહુ;
જંગમર્દ જે મર્દ, તેહસૂં પરણે તે સહુ.

જેણે લીધા ઘાવ, તેહને જન બહુ ગાએ;
ગુલામડા કાએર, ધિક્કથી મુઆ ગણાએ.

નર્મકવિતા–પૃ૦ ૩૩૭

(૮)

ધિકક ન થાએ ભાઇ, જગતમા તમને માટે;
જુઓ જુઓ નિજ હાલ, કહૂ છૂ સારા માટે.
રોજ રિયાઓ છોજ, સ્વદેશી પરદેશીથી;
છૂટની વાતો માલ, કેમ રહો છો સુસ્તીથી ?

બાળક બૈરા વૃદ્ધ, ગણાએ જે લાચારે;
દાસપણામા તેહ, પિડાએ છે રે ભારે.
ભાંય ધંનની સાથ, સહૂ સુખસાતા ગઇ ને;
જોયા કરવૂ જોગ, આપણે મરદે બ્હીને ?

સ્વતંત્રતા ને હક્ક, નાજ ખોવાં હૂંપણથી;
એ માણસનો ધર્મ, લહો સાચૂં દૃઢ મનથી.
'નહિં ખોઇશૂં હમે, હમારા હક જિવ જાતે;'
'લડી રાખશૂં તેહ, છોકરાઓને માટે.'
'સાચવશૂ ધરિ ટેક, મરીશૂં સાચવતાં કે;'
'લડે છોકરા તેમ, લડી તે હક લઇ રાખે.'
ઠામ ઠામ હરદમ, ભણાશે એવૂ ક્યારે?
દરબારોની વાત, ઝાઝિ ચરચાશે ત્યારે.
વધશે બહુ વેપાર, ભણ્યા જન થાશે જ્યારે;
તન મન થાશે પુષ્ટ, મુકાશે વ્હેમો ત્યારે.
સ્વતંત્રતાને કાજ, શૌર્ય ના કહાડે જે કો;
પામે નહિં કદિ સૂખ, અહીં તહિં સાચૂં તે કો.
વિના શૌર્ય નહિ તુટે, જાતિના બંધન મ્હોટા;
વિના શૌર્ય નહિં ઘટે, પુજાના ઠાઠો ખોટા
વિના શૌર્ય નહિં વધે, સ્નેહ સાચા દેશીમા;
વિના શૌર્ય નહિ ઐક્ય, થાય કોદી દેશીમા.

નર્મકવિતા–પૃ૦ ૩૩૭

વિના વાણિનૂં ઐક્ય, વિના કહૂં ઐક્ય ધરમનૂં;
રાજઐક્ય વણ જોર, નકામૂં દેશીજનનૂં.
કરવાસારૂ ઐક્ય, પ્રેમ ને શૌર્ય ગજાવો;
ફેરફાર કરિ દઇ, પછી સ્થિરતામા આવો.
પ્હેલે વિદ્યાભ્યાસ, કરો શ્રમ લઇને ભાઇ;
સમજી સારાસાર, સારને લેજો મ્હાઇ.
સદવસ્તૂનૂં ગ્રહણ, કરંતા વિઘ્નો નડશે;
પ્રેમી શૂર ત્હાં થજો, એટલે રસ્તો જડશે.
સત્ય વાત પર પ્રેમ, રાખિને રહેશો દ્રઢ થઇ,
સત્સુખકેરા ભોગ, ભલા ભોગવશો સહુસહિ.

નર્મકવિતા–પૃ૦ ૩૩૮

(૯)

વ્હેમયવનની સાથ, સુધારાદિત્ય લડે છે;
ભર્તખંડમા જુદ્ધ, કહૂં ચોમેર મચે છે.
વ્હેમી બહુ ગુજરાત, તહાં સુધારા પક્ષી;
સેનાનીમાં એક, કવી નર્મદ છે લક્ષી.

પ્રેમશૌર્યમાં મગ્ન, હાલ કડખેદ બન્યો છે;
ઝંપલાવવા રણે, વાટ તે જોઇ રહ્યો છે.
દાખવવાને હાથ, નથી રણુરંગભુમી કો:
દેશ-સમય-જનરંગ, જોઉં છૂં મૂળે ખીકો.
નથી સેન તૈયાર, એક પણુ વાતે દમણ્યા;
નથી પ્રેમ ને નેમ, શૌર્યનાં તો છે સમણ્યાં.
તો પછિ હોએ કેમ, ભલાં હિંમત ને સાહસ ?
એમ રહૂં છૂં હાલ, લડ્યા વણુ હોએ શો જસ ?

નર્મકવિતા-પૃ૦ ૩૩૯



## આશા

( રોલાવૃત્ત )

પ્રેમશૌર્યથી લડી, રજો સદકીર્તી સ્થાઇ;
પૂર્વ કાંડમાં કહ્યું, ઉઠો વ્હેલા સહુ ભાઇ.
ભલો ઉચ્ચ ઉદ્દેશ, કીતિ કિલ્લો લેવાનો;
કૃતાર્થ જેથી અહીં, પછી થઇએ ઝટ માનો.
હતો તમારો દેશ, નથી તે આજ તમારો;
દાસપણામાં સૂખ, લૂટવા પરજન આવે.
ગમે તેહવો ત્રાસ, દેશિ રાજ્યોથી હોએ,
નીજ વડીલનો લહી, ઝાઝું તો ? જન નવ રોએ.
કુસુંપ ઘરમા હોય, તોય સહુ ભેગા થાએ;
જારે ઘર હક સૂખ, લૂટવા પરજન આવે.
એ સ્વાભાવિક તોય, અંગબળ મળે ન તેથી;
કુસુપ નિકળ્યો બ્હાર, ફાવ્યું ત્રીજાનૂં જેથી.
દેશિરાજથી સૂખ, દેશિ પરજાને હોએ;
તનમનધનબળ તેહ, સર્વના સંઘે રહોએ.
પ્રેમ શૌર્ય છે શસ્ત્ર, કીર્તિ કિલ્લો લેવાના,
ગાતા ગુણુ બળ તેહ, ભર્યાં છે ઝાઝાં પાનાં.
રામબાણુ એ શસ્ત્ર, કીર્તિ અર્થે વાપરતા;
આશાને લહિ વાદ્ય, જીતો ઉસકેરે લડતા.
અમર અમર છે આશ, મનુપ પ્રાણીને જારે;
હારિ બેસવૂં કેમ, કેમ ના લડવૂ ત્યારે.

નથી લોભ ઉદ્દેશ, ભલો છે ખોયૂં લેવે;
આશ ફળે નવ કેમ, સુકી મિથ્યા શૂં દેવે ?
કદી ફળી નહિં તોય, લાભ શૂં નથી બિજારે;
એથી જીવે જંન, કરે છે કામો ભારે.
ફળે ન જનને તોય, ફળે તેના વારસને;
ફળે ન એને તોય, ફળે એના વારસને.
સદ્‌ઉદ્દેશે આશ, ફળે કોદી સિદ્ધાંતે:
કા નવ કરવો શ્રંમ, મોત થતાંલગિ ખાતે.
ઓ આ આવ્યો યશ, એમ ભણકારા થાએ;
એથી ચડતૂં શૂર, લડંતા યશો સુહાએ.
હાર થાય તેથકી, મળે નહિં ઝટ સુખસાજે;
તોપણ મોટો લાભ, જગતમા કીર્તિ ગાજે.

નર્મકવિતા–પૃ૦ ૩૪૦



## સુરત

### ( ૧ )

( રોલાવૃત્ત )

આ તે શા તુજ હાલ, ‘સુરત સનાની મૂરત’;
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સુરત.
રે હસી હસીને રડી, ચ્હડી ચ્હડિ પડી તું ખાંકી;
દિપી કુંદનમાં જડી, પડી રે કથિરે ઝાખી.
કંચનમણિનો દેવ, જેમ વેચાયો કડકે;
સુકુમારો તુજ દેહ, તેમ વ્હેંચાયો ભડકે.
ઉર ઉપર બે બુરજ, શોભતા ઉડતા રંગે,
ઢળી પડયા નહિં તુર જ, ક્ષોભ પામે છે ઢંગે.
નેનતણા ચળકાટ, પડ્યાં ફૂલાં કહા આજે !
ભર્યા ગાલના ઠાઠ, પડ્યા ફૂવા કહાં લાજે !
ઠર્યા હોઠ જે લાલ, ધુજે તે ફીકા કાળા;
દાંત તણાતા હાલ, સુઝે મરવાના ચાળા.
રૂડું અણિયાળૂં નાક, બેઠું ચાઠાથી ભાસે;
ગયું હાગ રે નાક, નીચું મ્હોડૂં નીરાસે.

તેજસ્વી મુખ જોઇ, સુરતનું સૂરજ જેવું;
ડરામણું, ફિક્કું તેહ, સુરત તુજ ઘુવડ જેવું.
ગોરૂં કારમૂં રૂપ, ખમાં પ્રેતે જેવું,
થયું વેઠતા ધૂપ, અમાવાસ્યાએ તેવૂં.
તનપર સુરણી લાશ, ઉડી રહેતી સ્હડતીમાં;
ધૂળ ઉડે છે હાલ, ભુંડી દુઃખદા પડતીમાં.

નર્મકવિતા–પૃ૦ ૩૯૪

( ૨ )

ચકચકતૂ તુજ રૂપ, સોળશેં સત્તરશેંમા,
કિલ્લા લાતી કોટ, મચેલા રંગો જેમા.
રંગ રંગ નીશાણ, ફુરાપ વેપારી ધામે,
બંદર ફુરજામાહિ, ધામધૂમો બહુ જામે.
જાત જાતના જંન, જૂજવા રંગો માથે,
ભાત ભાતના વેશ, રસાળામા મુખિ સાથે.
દેશ દેશનો માલ, વળી અહિના બંદરનો,
રહે આવે ને જાય, ભ્હાર લક્ષ્મી મંદિરનો.
બંદરમા જુથ વ્હાણ, જેહને જોતા રાચો;
દોલતની તે ખાણ, મણિપારસ તે સાચો.
ધંધાધારી લોક, વળી કારીગર ઝાઝા,
ઊંચ નીચ સહુ કોય, થયેલા ધનથી તાઝા.
નવાબ બક્ષી મીર, વળા બીજા સરદારો;
સોદાગર ને શેઠ, જાતગે જતા હજારો.
વખાર ને દૂકાન, મ્હેલ હવેલી ને ઘર;
વાડિ વક્ષ્ફા બાગ, ઝગ્ગ ઝગ કરી રહ્યો જર.
હાથ્થી ઘોડા ઊંટ, પાલખી રથના વાહન,
દોડા દોડી ખૂબ, તકતકે તન મન ને ધન.
સુરત તુ લંકારૂપ, સુનૂ ઊછળતૂં સઘે;
રાય રંક સહુ ભાઈ, સંપમાં રહેતા બંધે.
તેહવારોના ઠાઠ, જૂદા જૂદા લોકોમા,
શોભાનો નહિં પાર, વસ્તુઓના થોકોમાં.
જુદા જુદાં સહુ સેન, જુદા જૂદા રાજ્યોના,
જુદા જુદાં હથિયાર, વખાણું કોના કોનાં !

અસવારી સોહાય, ફુલો સૂના રૂપાનાં;
વેરાતાં લૂટાય, ગવાયે જસ હાકેમના.
બંદર કેરો બ્હાર, અહા તાપી તટ કેવૂં,
બ્હાણોનો શો ઠાર, જોઇને ખુશ થઇ રહેવું!
દુરથી જોવાં તેહ, રૂડાં તડકે ચાદરણે;
વળિ કાંઠાનાં ઝાડ, નવાઇ પાયે નયણે.
મછવે કરવી સ્હેલ, રૂડી દોસ્તો સંગાતે;
તારા પાણીમાંહ્ય, જોઇ કહેવૂં શુ આ તે!
કિલ્લા ડક્કા રહોય, વળી ઓવારા કેવા!
ખરે બપોરે તોય, ઘાટ નહિ જેવા તેવા.—૫૪

નર્મકવિતા–પૃ૦ ૩૯૫

( ૩ )

સુરત તારિ શી સુરત, જનો કહાના લલચાવ્યા!
ફિરંગી ને અંગ્રેજ, વલંદા ફ્રાંસિસ આવ્યા.
મત્સર જાગે તેહ, ભુડૂં એકેકનૂં ધારે;
થયો પ્રથમ તો લાભ, તાહરા જનને ભારે.
ઘૂસ્યા જ્યમ અંગ્રેજ, વલંદા ત્યમ બહુ બ્હેકયા;
પછિ વંઠ્યૂ બહુ કામ, સંપને આઘે ફેંકયા.
ખટપટનો લઇ લાભ, શિવાજીયે ભડ ભાળી;
ચોસટ ને સિત્તેર, સોળનામા કરિ ખાલી.
પછિ પાછી તૈયાર, થઇને ચ્હડી ચ્હડી બહુ,
માત્ર સેંકડો એક, પછી પાછી પડતી કહુ.
ઉપરા ઉપરી માર, સુલતાની અસમાની,
પડવા માંડયો ખૂબ, નિશાણી છે બહુ ઘાની.
નવાબ બેદરકાર, કારભારી જાલમ સહુ;
ટોપીની ખટપટ્ટ, લોક ને લશ્કરમા બહુ.
સત્તર સત્તાવીસ, સને મા રેલ જણાઇ;
બીજી મોટી તેહ, જાણુ છોત્તેરે ભાઇ.
એનિ સાથ વંટોળ, દશા બેઠી બહુ રાસી;
દૈવ કોપનૂં ચિન્હ, સુરત તૂ થઇ નિરાસી.
સુડતાળો રે કાળ, સને સત્તર એકાણૂં;
સત્યાસીમા રેલ, બળ્યૂં મારૂં આ ગાણૂં.

સાઠે બીજો કાળ, ચારમા ગને અઢારે;
બારે મોટી આગ, એકવીસે પણ બારે.
બાવિસમાં વળી રેલ, આગ મોટી સડતીસે;
એજ વરસમાં રેલ, ખરાબી થઇ ચતીસે.
દસેક બીજી આગ, ઉપરનીથી જો ન્હાની;
તોપણ બહુ નુકસાન, વાત જાએ નહિ માની.
સન પાંસઠમાં પ્રેમ, ખૂબ ફાટયો શેરોમા,
માયાવાળો ચંદ, પ્રકાશ્યો બહુ સ્હેરોમા.
હાય હાય ઓ સુરત, શેરશેરે ચુસિ લીધી,
હવે શું ઊઠિશ હાય, સુવાડી કરમે દીધી.—૮૪

નર્મકવિતા–પૃ૦ ૩૯૭

( ૪ )

પડયાં ન ઊઠયા ભાઈ, રાજ મોટાં મોટાઓ,
આસિરિયા ને મિસર, ગ્રીસ ને રોમ ગયા ઓ !
કહા હસ્તીનાપૂર, અરે કહું દિલ્હી કહાં છે ?
સિદ્ધપોર પાટણ, અરે તે પૂણા કહાં છે ?
હતા ફિરંગી અહીં, ફરાસિસ અને વલંદા,
તારા ખરતા તેમ, ગયા આજે કહા સંધા ?
સિદ્દી તરસ્યો એક, પેશ્વા તરસ્યો બીજો,
તરસ્યો ગાયકવાડ, મનોરથ કોનો સીઝયો ?
નથી કોઇનૂં ચલણ, વલણ બહુ જનો કરે રે,
સમયે ચ્હડતૂં કોઇ, સમયથી ઢળી પડે રે.
હતી જેવિ ઓ સુરત, તેવિ શું ફરી થવાની ?
નથી લાગતૂ હાય, હવે તૂ મરી જવાની.—૯૬

નર્મકવિતા–પૃ૦ ૩૯૮

( ૫ )

(પણ) સ્વાસલગી છે આશ, આશથી હામ ભિડાએ;
એથી ઉદ્યમખંત, મળે સંધી ફળ થાએ.
જોકે થોડા તોય, પડયા પાછાં ઊઠયા છે;
પુનરજિવન અમૃત ધીર ને ઉદ્યમમા છે.
કુમળી કાયા નાર, શાક હૈડાની જાણૂ;
ઘન મદનો કઇ તોર, હસે વળિ ન્હેજ પ્રમાણૂં.

ખૂબ કરી એ સુરત, નાર થઇ જખમો લીધાં;
ખૂશ મિજાજે તેહ, દુઃખ વિસારી દીધાં.
અહા સુરતને ધંન, હજી ધીરી સંતોષી;
દુખમાં પણ મીઠાસ, જ્ઞાનિ જાણે નિર્દોષી.
વાક નથી કંઇ તુજ, વાંક તો દશાતણો રે;
અસમાની આફ્ત, તેથિ આ રોગ બન્યો રે.
મુંબઇથી અંજાઇ, લોક તો વસ્યા જઇ તહિં;
અસ્ત થયો તુજ સુરજ, રાત તો પડી ગઇ અહિં.
તાપી દક્ષિણ તટ, સુરત મુજ ઘાયલ ભૂમી;
મને ઘણૂં અભિમાન, ભાંય તારી મેં ચૂમી.
સંતતિયે કંઇ શૂર, જુધ્ધમાં નથી જણાવ્યૂં;
પણ વેપારે પૂર, ઇલમમાં ખૂબ બતાવ્યૂં.
ગોપી કેરો વખત, ખરી છુટનો સુખિ જાણું;
મુગલ વખત વેપાર, આજ બનેનૂં સાણું.
આઠ લાખ જે વખત, સર્વને રોજ દિવાળી;
પુણા લાખમાં હાલ, હોળિ સળગે છે ભારી. ૧૧૮

નર્મકવિતા—પૃ૦ ૩૯૮

( ૬ )

અરે સુરત ! એ તુજ છઊં સાચો હૂ બંદો;
ઇલમ જંગ સિપાઇ, ગણાઊં છૂં નવિસ ધંધો.
બહુ મોટૂં ગુજરાત, શ્હેર ઝાઝાં વિખ્યાતાં;
સુરત તુજ સંતાન, જન્મબુદ્ધિમા માતા.
બુદ્ધિ સુઘડતામાંહિ, વધુ તે પ્રેમ સમજવે.
શુરાપણાનૂં ચિહ્ન, સમયવણ કયમ રે જણવે ?
કહૂણ અમદાવાદ, બડાઇ કર તૂં તારી;
નાણાંનો છે તોર, લિધા નથિ જખમો કારી.
સુરત જેવુ નહિ હતૂં, નથી તૂં આજે તેવૂં;
નથી ગર્વનો બોલ, હોય તેવૂં સત કહેવૂં.
નાણાથી જે નૂર, નથી તે આજ સુરતનું;
ચકચકતૂં ભરપૂર, હજૂએ છે કુદરતનૂં.
શરિર ઘસાયૂં તોય, તેટલૂં મંન નથી રે;
પડી પડી પણ હજી, દિપે તન મંનથકી રે;
પેટ પેઠમાં નીત, પછી દીપી કયમ આવે;
તોપણ છે શાબાશ, બિજાંથી ચ્હડતી થાયે.

અમદાવાદી જંન, ટેક ને માન ન જાણે
સારા બહુ કહેવાય, કેમકે ગબ્બર નાણે.
ઉદ્યમિ ખંતિ રોજ, સ્વાર્થને સાધે વ્હેલા;
વ્હાર વિવેકી તોય, માલ મિંઢા ને ગેલા.
હજિ પણ ત્હાંના શેઠ, ગામના જેવાં રહોંચા;
રહોંચા પોચા હોય, શેઠ દિસે નહિ પોચા.
જાણે નહિ રસ રંગ, એક દેશી તે હોયે;
કરે એકઠું તોય, ભોગવીથી ના જોયે. ૧૪૨

નર્મદકવિતા—પૃ૦ ૩૯૯

(૭)

સુરત તારિ લાલાઇ, દુઃખમાં સૂખ કરે છે;
પણ તે છે ચરચાઇ, ગરિબ તો એમ મરે છે.
મૂકિ દે લાલાઇ, છાજતી નથી જ હમણાં;
છાજે ધનથી તેહ, થયા છે તેના સમણા.
મૂકિ દે સહુ દોષ, ભૂખડૂને જે વળગે:
સુરતીગત કહેવાય, એથિ મારો જિવ સળગે.
મારીને લપડાક, ગાલ તૂં રાખે રાતા;
એમા શોરે માલ, ઉદ્યમે કરિ દે માતા.
કરજ કરી કર દિયે, ન્યાત ને વરઘોડાનો,
એમા શી તુજ શાખ, જોસ વાધે છે ધાનો.
(માટે) વિચારથી લહિ છૂટ, તોડિ દે બંધન જૂના;
ભર્યાં ભાદર્યાં કર, ઘરો ત્હારા જે સૂના. ૧૫૪

નર્મકવિતા—પૃ૦ ૪૦૦

(૮)

સુરતતણા ઓ તનુજ, વિશેષે નાગર બચ્ચા,
અનાવળા કાએચ, તમે હઠમા નહિ કચ્ચા.
રૂડીવાતમા હઠ, રાખશો રૂડી રીતે,
સ્વાર્થ અને પરમાર્થ, સાધિ રહેશો સુખિ નીતે.
રાજકાજમાં નજર, તમારિ સારી પ્હોચે;
ઘટતી છુટને લેઇ, ચ્હડી બેસો સુખ ટોચે.

વ્યવહારી વેદાંત સર્વથી સ્હેજ પળાએ;
જાતિભેદ મૂકાય, ઐકયથી શું ના થાએ.
ઉદ્યમ ખંતે રાજ, ભણી ગુણિ વ્હેમો કાડો.
રણે બતાવી શૂર, સુધારા સાથે લાડો.
નર્મદે હું કડખેદ, ગાઇને શૂર ચ્હડાવું;
ઉઠી ચલો સહુ શૂર, ફરી ટાણું નહિ આવૂં.

નર્મકવિતા–પૃ૦ ૪૦૦



## શેરની ગરણી

શેરો લાગતા ઊંફાળા લૂગડાં જો;
લાગે હાલમા તે આકરાં ગોદડાં જો–શેરો૦ ૧

શેરો લાગતા સાકેર જેવા મીઠડા જો;
લાગે હાલમાં તે એળિયા અજીઠડા જો–શેરો૦ ૨

શેરો લાગતા અમૂલ્ય પારસમણી જો;
લાગે હાલમાં તે છેક કથિરની કણી જો–શેરો૦ ૩

શેરો લાગતા સહુને અલબેલડા જો;
લાગે હાલમાં તે સાપના રાફડા જો–શેરો૦ ૪

શેરો લાગતા જે કલ્પવૃક્ષ વ્હાલના જો;
લાગે હાલ કાટા ઝાડ કંટાળના જો;–શેરો૦ ૫

શેરો લાગતા તે લાડકા દીકરા જો;
લાગે હાલમાં તે છેક કાચા ઠીકરાં જો–શેરો૦ ૬

શેરો લાગતા તે કીમીઆની જડી જો;
લાગે ધૂળ રે કવી કહે આલમ રડી જો–શેરો૦ ૭

નર્મકવિતા–પૃ૦ ૪૨૮



## સ્નેહ શૌર્ય તો નથી

સ્નેહ શૌર્ય તો નથી દેશમા, સ્નેહ શૌર્ય તો નથી–ટેક
હતું હતુ પણ નથી નથી રે, નથી લાજ રહી રતી–દેશ૦
બીજા દેશના લોક હસે છે જોઇ આપણી ગતી–દેશ૦

જ્ઞાની કોઇ વળી દયા ખાય છે, જોઇ ફીરતી જતી–દેશ૦
કુસંપ કરીને દેશ ગુમાવ્યો, હિણુપત ભુંડી અતી–દેશ૦
મરણાંતે દુઃખથી છુટવું પણ રહે અપકીરતી છતી–દેશ૦
દાસ કાયરા સદા કહેવાસું, કવિજન લાજે કથી દેશ૦
વીર પૂર્વજો નિરાશ જોએ, ભણિ ધિક ધિક સંતતી–દેશ૦
નર્મદ ઊંચ, વીર્ય જણાવો, જય લઇ રણમા મથી–દેશ૦

નર્મકવિતા–પૃ૦ ૪૯૫



## વીરપુરુષ તે ક્યાં છે ?

વીર પુરૂષ તે ક્યાં છે ભાઇ વીર પુરૂષ તે કયા છે ?
મદ માતા ક્ષત્રી સંહાર્યા, પરશુરામ તે કયા છે ? ભાઇ–વીર૦
નિઃશંક પાપી રાક્ષસ રોળ્યા, રામચંદ્ર તે કયા છે ? ભાઇ–વીર૦
કંસ શિશુપાળ મુરાદિ માર્યા, વસુદેવસુત તે ક્યાં છે ? ભાઇ–વીર૦
કપટી બળીયા કૌરવ છેદ્યા, કૃષ્ણાર્જુન ભીમ કયા છે ? ભાઇ–વીર૦
પરદેશી શક યવનને જીત્યા, નૃપ વિક્રમ તે કયા છે ? ભાઇ–વીર૦
છે તે સધા અહીં પણ કહે છે, સંપ જનમાં ક્યાં છે ? ભાઇ–વીર૦
સંપ શૌર્ય જ્યા જનમા રહોયે, વીર પુરૂષ તે કયા છે ? ભાઇ–વીર૦

નર્મકવિતા–પૃ૦ ૪૯૫



## સજજ થાઓ

સજ થાઓ કરી મનચંગા, એ તો વાજે છે રણ રંગા રે–સજ૦
પૃથવીનો છે છેડો ધર ને, જન એ ધરસુખ સંગાં રે–સજ૦
ધરના સુખને સારૂ મથવું, કરવાને તે અભંગા રે–સજ૦
વેરી તો મંડયા છે હણવા, આપણ ખમિયે તંગા રે–સજ૦
કહી ફુકવાડા કહી દેખ મારો, માંડો જુધ્ધ વળી ધંગા રે–સજ૦
ખાડામાનુ મળજળ પીયે, કા ન પીયે જળ ગંગા રે–સજ૦
નર્મદ વીરા જયસુખ અર્થે, થશું અમે એ ઉમંગા રે–સજ૦

નર્મકવિતા–પૃ૦ ૪૯૬

# ઘાયલ જંગી હો

ઘાયલ જંગી હો, રણમાં જીત દિસેજી;
ઉઠિ સજિ લડિને હો, રંગી રેહો જસેજી—ટેક.

રાત વિતી ને વાયું વ્હાણું, અરૂણોદય દીપતો આ;
પ્રકાશ કુમળો સુતું ઓપતું, શકુન સહ શુભ સોહ્યા—ઘા૦ ૧

થયો ટકોરો ઘડીઆળનો, ફુટયો ટાચકો કરનો;
કરી ટણકારા ધનુષ બાણના, લો લ્હાવો જશ જરનો—ઘા૦ ૨

જે જે જગમાં મોટા સંકટ, તેના અનુભવ લીધા;
હરી કૃપાએ ધાર ધરીને, ટેક ન મૂકી દીધા—ઘા૦ ૩

હરી કૃપાએ શકુન થાય આ, દુઃખનો બદલો વળશે;
કરો પરિશ્રમ થઇ મરણીયા, છે સંધિ તે ફળશે—ઘા૦ ૪

શરૂ કરો ઝટ રણનાં વાદ્યો, શસ્ત્ર રૂડા ખખડાવો;
કૂચ કરો સૌ ઉપાડી પગલા, મનમાં ઉમંગ લાવો—ઘા૦ ૫

નથી રૂઝાયા ઘા તોએ પણ, પ્રાહાણે જોર જમાવો;
ટાકા ટૂટે મરો કદી પણ, હરિ સમરીને ધાઓ—ઘા૦ ૬

કુલીનતાએ દુઃખડાં વેઠયા, મરી ન ગઇ અદ્યાપી;
તેસમું શું હરી નહીં જોશે, દાઝ ભક્તિની લાવી—ઘા૦ ૭

નિરાશ છો તોપણ ઓ ભાઇ, સાચું શૌર્ય જો છે તો;
મરતાં સુધી મથી મચી ઘુમશો. શોક મુકી દઇ વ્હેતો—ઘા૦ ૮

દૈવ તુરંગી વિચિત્ર અતે, કાં નવ યશ સુખ આપે;
નવ આપે તોપણ શ્રમ જોઇ, ઉંચ અમર કરિ થાપે—ઘા૦ ૯

વીર્યથકી ને જન્મથકી છો, વિધ વિધ રણે ઘડાયા;
છાતી જખમથી જશે કરી છે, કુંદન સરખી કાયા—ઘા૦ ૧૦

એવા છો તોએ આખર શું, ડરશો કાયર જાયા ?
પીઠજખમથી કહેવડાવશો, નિત્ય ધિક્ક જીવ છાયા—ઘા૦ ૧૧

નહી નહી ભાઇ મરવું રૂડું. પીખાવું બહુ કડું;
જુઓ તમારૂં શૌર્ય તકતકે, થઇ રહ્યું ઊંડુ ઊંડું—ઘા૦ ૧૨

મ્યાનમાંહેની તરવારો તે, કહે છે હમને કહાડો,
ભણકારા બહુ યશના કાને, પડે શું વાર લગાડો—ઘા૦ ૧૩

ખોઇ ભાય ને ખોયું ધંન જે, રક્તબીજ નવ ખોશો;
ખોશો જો અભિમાન દેશનું, સુખ કો કાળ ન જોશો—ધા૦ ૧૪

દેશદાઝ જાંલગી જીવતી, તાંલગી સઘળી આશા;
ભાંય ધંન સહુ પાછાં મળતા, પડંત મવળા પાસા—ધા૦ ૧૫

એ જોસ્સો જો ગયો સમૂળો, પડ્યા ન ઉઠશો કોદી;
ગુલામ થઇને નીચાં કરમો, સદૈવ કરશો શો દી—ધા૦ ૧૬

માટે કહે નર્મદ સામગ્રી, કરો ઠરીને વ્હેલા;
સમય જોઇને કરો ધસારો, આવે નકી સુખ વેળા—ધા૦ ૧૭

નર્મકવિતા–પૃ૦ ૪૯૭



## ઝટ સજો

( ધોસો–૧૮ )

થશે જીત સ્હેલથકી ભાઇ, ભરાઇ ખતે જો ધાઇ,
ઠરીને રમશો રણ ન્હાઈ, પડો તો રહે કીર્તિ આંહી,
વળી મુક્તીપદ સુખ ત્હાંઇ, જીતે યશ ભોગવશો સ્થાઇ,
તમારી એંધાણીને સહાઇ, રાખશે વંશજ વટ ગાઇ,
નામના ઓત્તારણ લેવાઇ, દેશિજન રેહશે સહુ હરખાઇ,
શૂરને હોય બ્હીક નવ કાંઇ, થાય નહી કાયરની કદી વાઇ,
નર્મદ હામ સુરા છે પાઇ સર શૂર રહે ન છાનો હો—
ઝટ સજો સજો.

નર્મકવિતા–પૃ૦ ૪૯૯.



## સજો સહુ શૂર

( રોલા વૃત્ત )

સજો સજો સહુ શૂર, દેશહિત કાજે સજતા.
સાર્થક જીવ્યું થાય, જુદ્ધમા રંગે મચતાં.
રણથી ભાગે તેહ, દૂધ બગડયું પીધેલો,
દેશદ્રોહ કરનાર, નીચ તૂકમનો મેલો.

સંકટથી જે બીહે, બાયલો કાયર ભૂંડો,
પુરૂષ છતે સ્ત્રી તેહ, એટલુ કે નવ ચૂંડો.

પ્રુરુષાતન જન તોય, પુરુષ સાચો તો ત્યારે,
કર્મથકી તે થાય, છાતિપર ઘા લે ત્યારે.
પ્રુરુષાતન તો તેનું, કહે જે મરૂ કે મારૂં,
દેશઅર્થમા મગ્ન, થઇને જસ લે વારૂ.

રચો રચો ઝટ વ્યૂહ, રૂડો જસ લેવા સારૂ,
સંતતિના સુખકાજ, કરો કેસરિયાં ચારૂ.
શંકા ભયને દુ:ખ, એહના વિચાર ખોટા,
ગયા એથિ ને જશે, ઉંચા સુખ અમૃત લોટા.

ચલો ચલો સહુ શૂર, ચલો શત્રુને મળવા,
લડો મચાવી રંગ, કીર્તિ ઉજ્વળ સુખ રળવા.
નર્મદ મદ ભદપૂર, તેહવા સહુકો થાઓ,
સકળ રાજ્યમા આર્ય, કીર્તિધ્વજ કળશ દિપાવો.

નર્મકવિતા—પૃ૦ ૪૯૯



## રંગડ ઊંચા હો

રંગડ ઊંચા હો, લડતા ઊંચ રહેછ.

અતીધીરથી અકળાઇને, નીચિ રીત નવ ધરતો;
છત થયે તે હંકારો કહી, સાહસકું નવ કરતો—રં૦ ૧

ધીરજ ધરીને હાર પામજે, છળથી જસ તે ખોટો;
ધીરજશસ્ત્રે ઉંચપણાને, ટકાવવે જસ મોટો—રં૦ ૨

સમરાગણમાં સુભટ સહુને, એ સાચવવાં પડતાં;
લડવાનું બળ ઊંણું ન થાએ, બીજું ઊંચપણ પડતાં—રં૦ ૩

દ્રોહ આર્જવ નિંદા ક્રૂરતા, એથી ન જય મેળવતો;
ત્રણ તાપે રીબાઇ મરજે, રખે ઉંચપણ હણતો—રં૦ ૪

ઉપરી હક તુજ હરી લઇને, કરે અન્યનું રૂડું;
સીપાઇ છું તું ગમતું કર પણ, નહીંજ દેશનું ભુંડું—રં૦ ૫

સરવસ ખોજે લાઘણ કરજે, નાગો ભાયે સૂજે;
નિજ પર મર્મ ન બ્હાર કહાડતો, એ ઘા કદી નવ રૂઝે—રં૦ ૬

કુલીનપણાની ધીરજ મૂકતા, ઘાતો નિજપર થાએ,
નીચ તુકમને કંઇ નવ લાગે, ઉલટું બ્હેકી જાએ.—રં૦ ૭

ગરજુ થઇ જાચીશ નહિં કેથે, પાડ ન રાખીશ કહાંનો;
ઘટિત ઉદાર તું થજે શત્રુપર, ટેક એ ઊંચાપણાનો—રં० ૮
રાખી ઊંચપણુ લઇ જુક્તિએ, સાધન કામ લગાડી;
રંગડતા ફક્કડ દરસાવી, જસ લે ઉજળો પ્હાડી—રં० ૯
નબળાનું રક્ષણ કરવાને, સબળાસું સબળ ભાઇ;
હાર થયે જન હસે તેથિ તૂ, પામ ગ્લાનિ કાંઇ—રં० ૧૦
હાર થયે નવ હોસ મૂક પણ, ખતે મથિ મથિ લડજે;
જીત કરી શ્રમ સફળ તું જોજે, અથવા રણમા પડજે—રં० ૧૧
જુની પ્રતિકુળ રીત રાખવે, કુળ મોટપ નવ ધારે,
દેશકાળની કુમક લઇને, નવી રીત સ્વીકારે—રં० ૧૨
ઘાયલપણ નિસ્તેજ બ્હારથી, અંદર છે તેજાળુ;
નર્મદ જહાં ઉજળી રજપૂતી, ત્હાં જ દેશહિત ભાળું—રં० ૧૩

નર્મકવિતા–પૃ० ૫૦૩



## અહીં તહીં મથવું રે

અહીં તહીં મથવુ રે, મથતા રંગ મચેછ.
ધુધવાતી ધીરજથી તનડું, બગડી જાયે વ્હેલુ,
મથવામા મન જાય તેથિ કહું, શોકને આઘે ઠેલું. ૧
મથતા મથતા ક્રોધ સમે પણ, જુદ્ધ મચે બહુ જબરૂ;
જેમા ઘુમતાં હરી ઇચ્છા એ, કર્મ કપાએ કપરૂં ૨
ધામધૂમ બહુ જુદ્ધતણી તે, ગવાય ગામે ગામે;
ઉત્સુકતા ઉદ્યમ વાધેથી, શકુન આશ શુભ જામે. ૩
સકળ જન જહા એક, સપમા એક ઉદ્દેશી થાએ;
સાહિત ત્હા મળિ આવે સ્હેજે, થાય પ્રભુ પણ સાએ. ૪
સ્વતંત્રતાનો માનતણો ને, ધર્મતણો જોસ્સો એ,
ત્રણથી મોટા ફેરફાર થઇ, રંગ ઘણેરા સોહે. ૫
હાય નથી એમાનો એકે, હવે શી કરવી આશા;
ત્રણે થાએ પ્રદીપ્ત ત્હા કેમ, પડે ન સવળા પાસા. ૬
માટે કહે નર્મદ દેશીને, જોસ્સા ઊંચ વધારો;
મથો શોધવા પ્રસંગ જેથી, ફર્યો પેખશો દહાડો. ૭

નર્મકવિતા–પૃ० ૫૦૭

## ધિ:ક દાસપણું

( પદ ૨૯ )

ધિ:ક ધિ:ક દાસપણું દાસપણું;
બળ્યું તમારૂં શ્હાણપણું–ધિ:ક ધિ:ક—ટેક
જીવ વ્હાલો ને સ્થિરતા વ્હાલી, કરી શું જોયા કરવું;
કાયર થઇ અરિને નત્ર મળતાં, દાસપણામા મરવું ?–ધિ:ક૦૧
શૌર્ય કુલીનતા વિના આપણે, માણુસ પુતળાં જોવાં;
જીવ છતે નિર્જિવમા ખપવૂં, એ હીણ લક્ષણ કેવાં–ધિ:ક૦૨
રે સંતોષ અને ડહાપણ પણ, પરવશપણમા રેહવું;
એ સ્થિતિ કેરૂં સુખ ન્ધૂ તે, અસ્થિર નીચું લ્હેવું–ધિ:ક૦૩
સુખ ઊંચાને સુખ નીચાને, તોય શું બંને સરખાં ?
સ્વતંત્રતા જળ હલકા મીઠાં, દાસ્યના ભારી ચરકાં–ધિ:ક૦૪
બણી ઠણીને વેશ્યાચારજ અધમદાસ સુખ માણે;
બતક બગ સારસ હંસ જુથમાં, ભળે ન કાગ પ્રમાણે–ધિ:ક૦૫
નથી શ્હાણપણ ટકટક જોવે, પરજન હક લુટે તે;
મોટપ છે શરાતન દાખે, ઠગને કરવે છેટે–ધિ:ક૦૬
કહે નર્મદ શુભ ઇચ્છી જનનું, નરપણહક સાચવવા;
જીવજતાંલગી મથતા રહેવું, સંતતિને બતલાવ્વા–ધિ:ક૦૭

નર્મકવિતા–પૃ૦ ૫૦૮



## પુરુપપણું હરી લીધું

રંગ શું જોવા રે, નથી કંઇ ઢંગ જનોમાં—ટેક
હીરા કરતા પથ્થર આજે, ગણાય કિંમતી ભારી;
મોતી કરતા સીપ વધારે, એ છે સ્થિતિની વારી–રંગ૦ ૧
પ્રેમ ગયો ને રહ્યો કામડો એ પણ નહિ મર્દાની;
સ્વતંત્રતા ગઇ, રહ્યું દાસપણ, મૈત્રિ સ્વાર્થની માની–રંગ૦ ૨
ગયો રંગ રસ, વધ્યો અર્થ કહું ભુંડો શઠતાવાળો;
શૌર્ય તો ગયું, રહ્યો છે, ઠાઠ મમતનો ચાળો–રંગ૦ ૩
જમીનદારના માન ઘટ્યા ને ઘટ્યા ઉદ્યમો અહિંના;
વધ્યા માન સેવકનાં પદમા ઘટયાછ રજપુત સહિના–રંગ૦ ૪

એ સહુ ચિન્હો દાસપણાંનાં વળી એક નવતરનું;
હાય શસ્ત્ર લઇ લીધા રાજે, જડપણું મિષ જીવતરનું–રંગ૦ ૫
ભાય ધંન વિદ્યા ને ઉદ્યમ, સંધુ આપણે ખોયું;
દૈવ પ્રબળ લહી ધીરજ રાખી, સંતોષે સુખ જોયું–રંગ૦ ૬
સર્વંસ ખોયું છતે પણ આપણ પુરૂષ વળી કહેવાતા;
શસ્ત્ર આપી દીધાથી વ્યંઢલ બન્યા છ પાકુ ખાતા–રંગ૦ ૭
પુરૂષપણું હરી લીધું ભાઇ, સહુને વ્યંઢલ કીધાં;
યશસ્વી આર્યે આટલે વર્ષે, દીસ્ય દામડા લીધા!–રંગ૦ ૮
પ્રજાથી ડરતા રાજ વર્ગજન, તે બ્હીકણુ નામર્દા;
પણ સત્તા તે સત્તા ભાઇ આપણુ નહિ પાવર્ધા–રંગ૦ ૯
કાતો મરવું કાતો લડવું, હવે જીવનં ભુંડૂં;
નર્મદ કહે છે નથી ઉજ્જ્વળ ભાપણુ મારૂં રૂડૂં–રંગ૦ ૧૦

નર્મકવિતા–પૃ૦ ૫૦૮



# હોંસે હોંસે રે

( પદ ૩૫ )

હોસે હોંસે રે, છુટવા હામ ભિડોજી—ટેક.
હોસ વનાનો પ્રાણી પ્હાણો, હોંસે માણુસ હોએ;
ઉંચી હોંગથી સુઘડ બનીને, જશરંગે બહુ રહોએ.–હો૦ ૧
ઉપરા ઉપરી કરી સરસાઈ, સંપ વળી પોતામાં;
સરસાસરસી અવર લોકસું, કરતાં રહેવુ મઝામાં–હો૦ ૨
ધર્મ રીત ભાષા સંબંધી, ઐક્ય દેશિનું થાએ;
રાજકાજમા એક ધોરણું, કેમ ન શ્રેષ્ઠ થવાએ–હો૦ ૩
રાજભકિતમા એક એક જહા, છુટથી હક ભોગવતા;
સ્વરાજ્યકીર્તિ વધારવાને, સંપ શૌર્યથી લડતા–હો૦ ૪
પ્રથમ હોંસ પછી ઉદ્યમ ખંતે, જુકિત સાથ જહા ચાલે;
હોસે વધતા જાય નિરંતર, તહા જન સુખમા મ્હાલે-હો૦ ૫
નથી રસ્તો કો છુટકારાનો, હોસ હામ વણ બીજો,
હામવડે તો દામ હામ ને, પ્રેમ શૌર્યમાં રી[illegible]–હો૦ ૬
હોસ હીંગ તુર તેજ પાણી છે, કિંમતી નર હીરા
નર્મદ જેથી જશ સામગ્રી, મળી આવી રહી જા[illegible]–હો૦ ૭

નર્મકવિતા–પૃ૦ ૫૧૨

## દેશ દાઝ

દેખી દારૂણ દેશીના દુખ, નર્મદ દીલ દાઝે છે,
પેખી પરદેશીના ઊંચ સૂખ, નર્મદ દીલ દાઝે છે,—ટેક.
એ એકલડો ઘેલો ગણાએ, વાત ન સૂણે કોય;
છાંય કુઆની કુઆમાં સમાએ, ઊંડી કોઠીમાં કુકવો હોય—નર્મ૦ ૧
નર્મદનું તેમ ઘણા જણકેરાં, દાઝશે દિલડાં ઝાઝ;
ત્યારે રે ત્યારે ઉપાય સુઝે ને, રહેજે સીઝશે સઘાં કાજ—નર્મ૦ ૨
રૂઢી ધરમ ને રાજતણાં સહુ, છૈયેજ નીચા દાસ;
વેઠવા બંધન દુ:ખ ત્હાં લગી, ઊંચા સુખથી રહેવું નીરાસ—નર્મ૦ ૩
જ્ઞાન અને ઊંચી સગત જોગે, સત્ય વિચારી જેહ;
ભાવી સંકટથી ભય નવ પામી, કરે સ્વતંત્રતા સૂં નેહ—નર્મ૦ ૪
પરદેશીકેરાં સુખ સહુ ઊંચા, જોઇ ન ઇચ્છે તેહ;
નરતન પણ પાષાણ રૂપે, ખૂસા જડભરતો શું ભેદ—નર્મ૦ ૫
સ્વતંત્રતાના સુખના લ્હાવા, જ્યારે રૂડા સમજાય;
ઇતિહાસ વાંચી વિચાર કરેથી, કુણું કાળજ હુનું થાય—નર્મ૦ ૬
નિજ દેશી જનની દાઝ વધે ને, સંપે સદા વરતાય;
મારી ભૂમિ જન ભાઇ મારા, એવું સઘે ભણે જશ થાય—નર્મ૦ ૭
નર્મદ કહે કવિ ભાઇઓ સંધા, જગવોની આર્યાભિમાન;
દેશની ભક્તિ ને શૌર્ય વધારો, ગાઇ સ્વતંત્રતાનાં ગાન—નર્મ૦ ૮

નર્મકવિતા—પૃ૦ ૫૦૫



## ઉત્સુક્તા કયાં છે ?

ઝટ ડોળિ નાખો રે, મનજળ થંભ થયેલું—ટેક.
ઉત્સુકતા નથી જનના મનમાં, તાં લગી સંધું કાચું;
સ્વપ્ને પણ ઉત્કર્ષ ન થાએ, કહું છઊ સાચે સાચું—ઝટ૦ ૧
ભણિ ડાહ્યા આનંદી થાશો, પણ તેમા શું ઉઘડયું;
પડી મોળા કાયર થઇ જાશો, ધિ:ક સુખ એ સડયું—ઝટ૦ ૨
સ્વતંત્રતા અર્થે સાહસ તે, ઉમંગ વણ નવ હોયે;
ધામધૂમથી આમ તેમ સુખ, ઊચ હરખનું સોહે—ઝટ૦ ૩

ઊંચ વીર્યથી ઊંચ ગુણ ને, ઊંચ વીર્ય ઊંચ ગુણે,
વિના ઉષ્ણતા ઊંચપણું નહી, ભરાઇ કેવુ ખૂણે—ઝટ૦

ચેતન વણુ શું સુખ દુઃખ લ્હેવું, તેજ રહ્યું ચેતનમાં;
તેજ તમે ને તેજ તમે કહું, તેજ બનો ગાઢુ મનમાં—ઝટ૦

તેજમાહિં તમે તેજ બતાવો, ઓ લ્હાવાને લઇને;
તેજમાહિં તમે તેજ સમાવો, ઓ સુખ પણ અનુભવીને—ઝટ૦

પ્રવાહ તેજનો નવ ચાલે ત્હાં, તેજ તિમિરના જેવું;
તરંગ તેના ચોમાસાના, જોઇ ન સુખ શું લેવું.—ઝટ૦

થંભ સ્થિતિ જે હાલ તમારી, કરો ગતિમા સારી,
ગતિવાળી સ્થિતિમા પણ જુઓ, રગ લ્હેર સહુ ન્યારી-ઝટ૦

રૂપાંતર ને ધામધુમમાં, છે સૃષ્ટિ બહુ રંગે,
એમાં વ્હાલી ઉંચ હર્ષ તે, કાં નવ ધરવો અંગે-ઝટ૦

ચારગાસના રંગ જોઇને, ઉમંગ રંગને પીશો,
રણુ રંગનો દાખવતા સુખ ને, દાખવિ સુખ જોઇ લો-ઝટ૦ ૧

રડવું તો હર ડગયે વખતે, પડિ રહેવું પણ રોજે,
નર્મદ કાં નવ ધામધૂમનું, સુખ અનુભવવું ખોજે-ઝટ૦ ૧

નર્મદકવિતા—પૃ૦ ૫૦૬



# નિરાધાર નર્મદ

(રોલા વૃત્ત)

રડો રડો મુજ જંન, રડો મુજને સહુ આજે,
થયો છઉં લાચાર, થતું નથિ કંઇ તમ કાજે.—૧

જેમ જાણું હું દુઃખ, તમારૂં મારૂં વ્હાલાં;
તમે ન જાણો તેમ, ભરેલાં સઘે નાળા—૨

કેમે વટવાં તેહ, બગદ તો બેઠા થાકી,
ગલ્લાનો તો આંક, પડયો વચ્ચેથી ભાગી—૩

ભિલડાનો છે ત્રાસ, કરી ધા ને પછિ લુંટતા,
વાઘ રીંછનું રાન, કરાં ઉપરથી પડતા—૪

ટક ટક ન્હીએ જોઇ, અવસ્થા ભુંડી આવી;
તમે રડો હું જોઊં, તણખલાં મુખમાં ચાવી—૫

તમે જીવો હુ મરૂં, નથી મન થાતું તેવૂં;
પ્રેમ દયા છે ઊર, મરણ લગી સરજ્યું રહેવૂં—૬

અહીં તહીં મથવું ફોક, તોય પણ મથું સ્વભાવે;
યોગ કર્મ સંબંધ, જ્ઞાનિ ગાયે છે ભાવે—૭

કર્મ કરતાં આશ, રિક્ત આકાશે ભાસે;
ઉત્તેજન લઇ મથું, પરંતુ ફળ શૂં થાશે ?—૮

જ્ઞાનથકી જે સિધ્ધ, સંધું છે યોગાધારે;
થઇ રહી નિવૃત્ત, લહૂં સુખ દુઃખ વિસારે—૯

પણ પ્રવૃત્તિનિ માંહિં, જન્મિને ઉછર્યો જ્યારે;
કોમળ પ્રેમ સ્વભાવ, થવાયે શઠ કયમ ત્યારે-૧૦

નવ મૂકૂં હું હામ, પ્રાણુ ત્યાંલગી ધુમૂરે;
[પણ] તમે રડો તે જોઇ, ગળગળો છેક બનુંરે-૧૧

મરણ સર્વને હેજ, તાહારે કાં અકળાઓ;
ધીરાં થઇને રહો, દીનને પણ પ્રભુ સ્હાયો-૧૨

દેશો તમે સહુ અહીં, ઝાડને ઓથે વ્હાલા;
હું જઇ ખોળૂં ગામ, એથી સહુ રૂડાં વાનાં-૧૩

ટળે ન સર્જિત ક્લેશ, કાં તો અહિં પાછો આવૂં;
કાં તો છેલ્લી ભેટ, સજનડાં નવ ગભરાવૂં-૧૪

કઠણ કરીને મંન, ઉદ્યમી શિઘ્ર સિધાવો;
નર્મદ લઇ સાહિત્ય, સાંજરે પાછો આવે-૧૫

નર્મકવિતા-પૃ૦ ૫૧૩



## હરિને

### (૧)

સર્વ શક્તિ ધરિ તેં હરિ તીક્ષણ આંખથી જોય:
બને વાત બહુ ખૂણમાં, દીલ ગુફામાં હોય. ૧

જેને, જાણું ગુપ્ત હૂં, તેનો નહિં તું અજાણ;
છાનાં કામ નિહાળતો, જબરો જગનો ભાણ. ૨

જે જે પાપ કરૂં સદા ભણું હું જૂઠાં વેણ,
તેને રે નોંધી કરી, કરે તું કરડાં નેણ. ૩

મુઆ પછી ઇનસાફમાં, વંચાયે સહુ જેહ;
જમે ઉધારો અહિં કર્યા, પુણ્ય પાપના તેહ. ૪

કર બાપા એ માફ તૂં, ઐશ્વરમાં મુજ કામ;
શૂં મ્હોડૂં લઇ આવું હું, પગપામે શુભનામ. ૫

પાપ કરૂં હું નહિં કદી, એ માગે દૈરાવ,
કાં કે પ્રભુ પળપળતણો, જોયે ગુપ્ત બનાવ. ૬

નર્મકવિતા—પૃ૦ ૫૨૩

( ૨ )

જેણે આ દુનિયા રચી, તે ન્હાનો કયમ હોય ?
અગણિત ગુણ છે તેહના, રહેમથકી બહુ જોય. ૧

કુદરતિ સાદો ઘાટ કો, ઘડવા ભીડે હામ;
મથિ મથિ તજવિજ કરિ મરે, પણ ન સરે કંઇ કામ. ૨

પવન પાણિ ધરતી વળી, આતશ ને આસમાન;
કુદરત બહુ રંગે ભરી, ઘણું ઘણું તેનૂ માન. ૩

આફત જો આવે ઘણી, ઇલાજ ના દેખાય,
તે વેળા સંભારતા, ઝટ તે મદદે ધાય. ૫

ઉથાપવે અને થાપવે, તે સરખો નહિં કોઇ;
ઘડી ઘડીની છાનિ તે, જાણી લે સહુ જોઇ; ૫

પાપીને શિક્ષા કરે, ભક્તને રાખે પાસ,
કીડી ને કુંજરતણી, સહુની પૂરે આશ. ૬

નમૂં નમૂં તે દેવને, આવો મોટો જેહ;
નીતી પાળો રોજ હું, રાજી રાખું તેહ ૭

નર્મકવિતા—પૃ૦ ૫૨૪

## સૂર્યદર્શન

( ઇંદ્રવજ્રાવૃત્ત )

બાહ્યાંતરે ઘાટવિચિત્ર ચિત્ર, નાના પ્રકારે વલિ શત્રુ મિત્ર;
સૌંદર્ય લીલા રસિલી પવિત્ર, ગાઊં શું હૂં રે સવિતા ચરિત્ર. ૧
સાંજે સવારે રમણીય માયા, દેશે વિદેશે ખિલિ વિશ્વરાયા;
અજ્ઞાનરૂપી તમ નાશકર્તા, કલ્યાણકારી મતિ દે તું કર્તા. ૨
વ્હેમોતણાં આસુરિ રાજ જાએ, વિચારકેરાં સુરિ રાજ થાએ;
એ સારૂ વંદૂં પ્રભુ વિશ્વનાથ, મ્હોટો યશસ્વી સત તૂજ હાથ. ૩
વિના બળે હૃ ભિડું હામ મ્હોટી, તારે બળે છૂં ધરૂં હાથમોટી;
કાર્યે સુબુદ્ધિ બહુ દે તૂં દેવ, માની લઇ પામર અલ્પ સેવ. ૪

નર્મકવિતા–પૃ૦ ૫૩૫



## દયાનિધિ બ્રહ્મ

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

આકાશે સહુ શોભતાં નિરખતાં, નક્ષત્ર ગંભીર તે,
સર્વે સંપથકી રહી જગજગે, કામો કરે છે રને,
પામે પામર અંગમાં હરઘડી, ઉલ્હાસ ગર્વો ખરે,
આહા બ્રહ્મ પરોપકાર કરતો, હંમેશ મોટો ખરે. ૧
તેની તે જ દશા વળી નવ રહે, સંસારમાં કોઇની,
થાએ રૂપ કરૂપની છળતિ છે, માયાતણી મોહિની;
એ નીમો પ્રભુ તાહરા નહિં મણા, આપે જ શીખામણ,
ડાહ્યો માણુસ તો કસાઇ તજિ દે, પાખંડ ભૂંડાપણ. ૨
પસ્તાતા બહુ પાપિઓ કરગરી, તૂં પાસ સાહી લિયે,
દુખી જે સુખિ થાય તે ભજનની, જો તૂજ કાહી પિયે;
માટે માનવિ નીતિને સમજિ જો, કાપટ્ય છોડી દિયે,
સદ્ધર્મે બહુ ભોગવી સુખ સહૃ, મૂએ જશે મુક્તિયે. ૩
આવો બ્રહ્મ દયાનિધી અનુપ જે, તે કોણ વીસારશે,
રૂડા કાર્ય થતે સમે લવ નહીં, તેના વિના ચાલશે;
સર્વે વિઘ્ન નસાડતો જગપતિ, પ્રેમે જ સંભારવો,
આરંભેલું પુરૂં થયે યશથકી, જે બ્રહ્મ પોકારવો. ૪

નર્મકવિતા–પૃ૦ ૫૩૯

## માતૃભૂમિ માટે પ્રાર્થના

જે જે બહુ અનંત ગોલ ફરતા, દેવાધિદેવા હરે,
તારી આંખ વિના શું વિહરતા યાને હમેષો અરે;
જે જે સર્વ ભર્યાંછ યોગ્ય પગલાં, તે તે કૃપા તાહરી,
કર્તવ્યો બહુ છે હજી તુ હમને, દેજે મતી ઓ હરી. ૧
મંગે રાખિ પરસ્પરે કરવ તૂ, કામો સુધારાતણાં,
દેશીઓતણિ થાય સ્હેજ સ્હડતી, કાંઇ ન રેહે મણા;
જાતિગંધનકોટ જો તુટિ પડે, રસ્તા ભિન્ન મોકળા,
તે તૂં તોડવ બુદ્ધિસાહસબળે, બ્હેનોનિ જાગો બલા. ૨
મોટા સંકટમાં બહૂ ધિર ધરી સામે ઉભું રેહવા,
લાગે આગળ માહસે વધિ જતા, સાથી રૂડા જોઇતા;
મન્મિત્રો ધરવેર તે વિસરિને, પ્રેમે કરે સાહ્યતા,
તેવી તૂં કર પ્રેરણા ઝટ થશે, દેશીનિ ઉત્કર્ષતા. ૩
ઝાઝૂં શું પ્રભુ તૂજને વિનવિયે થોડા હમે તો છિયે,
શત્રૂ તો બળવાન છે રણવિષે, ઘ્મેકરી જીતિયે;
દેશીનૂ હિત જાણિને હુંહુ કરી ઝુંડો કર્યો મોખરે,
હાવા તો સરદાર તૂં જસતણો, ડંકો કરાવે ખરે.

નર્મકવિતા—પૃ૦ ૫૩૯



## પ્રાર્થના

(પ્રભાતિયુ)

બ્રહ્મ તૂં બ્રહ્મ તૂં, આપ ભક્તી સુને, માગું હૂં દીલમા પ્રેમ આણી;
અનુભવજ્ઞાનથી, લહું છું ખોટૂં સહુ, ધર્મનીતી નિયમ સાચ જાણી બ્ર૦ ૧
પળ પછી જીવની વૃત્તિ કેવી થશે, તે તણુ સોણું નહિં લેશ લાધે;
તે છતા હૂ હિણો વિષયમા ગરકિને, વીસરૂ ગૂણ ગાવા અગાધે બ્ર૦ ૨
કો ચ્હડે ઊતરે, કો ધની નિરધની, છે કોઇ હાસ ને હાય બોલે;
એ નિયમ ત્હારો, ડાહ્યો દીસે બહૂ, આણે વઠેલને ભક્તિઓળે. બ્ર૦ ૩
ઘટઘટાનેક તે, આપની આખમા, બહુબહુ બ્રહ્મના ગુણ ઘોળે,
અકેકેકી ચાતુરી, જાણવાજોગ પણ, જ્ઞાનવણ નર્મદો કેમ ખોળે. બ્ર૦ ૪
પર્વતે ઉગતૂં, ફૂલ બ્હાદર છે, વાયુ વટોળસૂં જુદ્ધ માડે;
ભક્તના ઉરમા, બ્રહ્મરંગ ફૂલતે, ભવતણા વાયુને શાંત પાડે. બ્ર૦ ૫
આરબી આફ્રીકી, રેત તાતી મધે, ઊંટ ધીરૂં જ્યમે માર્ગમા માપે
ભક્તજન તે રિતે, ભવપિડાઝાળમા, ધર્મધીરજ ધરી મોહ કાપે. બ્ર૦ ૬
ગેહિ સંસારમા પાળિ નીતિ સહૂ, મંન ભજવે હરિ સ્થિર રાખે;
વિઘ્ન સહુ દુર કરી, હર્ષ હૈડે ભરી, જીવને શિવ કરે સાધુ ભાખે. બ્ર૦ ૭

નર્મકવિતા—પૃ૦ ૪૪૫

## પીડ કોની આગળ કહીએ ?

( ૫૬ )

કોની આગળ કહીયે, પ્રભુ પીડ કોની આગળ કહીયે. ટેક.
મેહનત કરતાં ધન ન મળે કંઇ, પેટડું ડાબી રહીયે. પ્રભુ૦ ૧
સાચવતાં વળી તન બગડે ને, બહુ બહુ રોગી બનીયે. પ્રભુ૦ ૨
વિદ્યા બુદ્ધિયે મન છે તાજું પણ, ઉલટા મૂરખ ઠરીયે. પ્રભુ૦ ૩
દુઃખ ભુલાવવા સુજન મળે પણ, નવછાજે કેમ સહીયે ? પ્રભુ૦ ૪
બધી રીતથી હારિ રહ્યા તુજ, નામે સુખડું લહીયે. પ્રભુ૦ ૫

નર્મકવિતા—પૃ૦ ૫૫૯



## કવિપિતા લાલશંકર

ભાઇ તોફાનમા છે વ્હાણ, ઉપાયો નથી હાથ રે;
તારી જુગતી તેં કીધી ખૂબ, પડી ગઇ રાત રે ૧

પારો માડયો ઉતરવા હેઠ, જાણ્યું સદીસા તાહરે;
મથે ઝાઝૂં ફાવ્યો નહી લેશ, ઘેરો ધાયો વાદળે. ૨

રહેડો કહા કહા ઊડી ગયા દૂર, ફડફડ થઇ ચીથરાં;
છૂટયો ભારી ભુંડો વંટોળ, કરે જન કયમ ખરાં. ૩

વ્હાણુ ડોલમ ડોલાં થાયે, પાણિ ભરાવા માડતૂ,
ભાંગ્યું પૂરેપૂરૂં સૂકાન, ચક્કર ભંમર દોડતૂં. ૪

માલ વામી નાખ્યો જો કે ખૂબ, તોયે ન પૂરૂ તે તરે;
ઘણા તણાયા ખલાસી લોક, ઉતારં તે કાં નામ રે ? ૫

અંધકારમા ધ્રુવ ના દેખાયે, દેખાયે હોકાએ નહિં;
ઉભો ટકટક જુએ ટંડેલ, હુણુંછ કહારે ને કહીં. ૬

જેમ ઝાઝો કીધો હોય ટેક, ફેરીને નહી હોંસ રે,
થાકે ધૂમ થયો ટંડેલ, ધીમે કહાડે શ્વાસરે. ૭

લાલશંકર ટંડેલ—વ્હાણ, ચઢી ખરાબે ભાંગિયૂં;
નર્મદ વારસ તે રહ્યો રોઇ, ખાલીઓ ખોખૂ ના રહ્યુ. ૮

નર્મકવિતા—પૃ૦ ૫૮૨

## દુનિયા જૂઠાની

( ૫૯ )

દુનિયાં જૂઠાંની જૂઠાંની, એ અનુભવ વાત પ્રમાણી. ટેક.
સ્વારથિયાને પાસે રાખે, પરમાર્થીને કહાડે;
ખરા સ્નેહિને નીત રડાવે, કપટીને તો લડાવે. દુનિયાં૦ ૧
જેને ખોળે માથું હોએ, તે તેને ઝટ કાપે,
જેને વચને છાની સોંપી, તે નિજ વચન ઉથાપે. દુનિયાં૦ ૨
જેની સેવામા જે તત્પર, તે તેને હડસેલે;
કીધી ચાકરી મંન ન આણે, ખૂતી બાજી ખેલે. દુનિયાં૦ ૩
જેનું લે તેને નવ આપે, ઉલટી વાણી બોલે;
હકદારોને હાંકી મેલે, ચોર શાહને તોલે. દુનિયાં૦ ૪
પ્રપંચથી જે હક્ક હરી લે, તે જન વ્હાલૂ લાગે. દુનિયાં૦ ૫
સાચૂ ટેકી પીડજ પામે, જૂઠૂં સૂખી થાએ;
પાપ કરંતું બહૂ જિવે ને, ધર્મી ઝટ મરી જાએ. દુનિયાં૦ ૬
કોઇ વસ્તુ નહિં નિત્ય અહીં રે, સહુએ જૂઠી સરખી;
ખરે નર્મદા શોક કરે પણ, ખેલ લહીને હરખી. દુનિયાં૦ ૭

નર્મકવિતા—પૃ૦ ૫૮૬



## જીવડાને

( પદ અથવા લાવણી )

શાને સોચ સળગાવે જીવડા, ભેદ પામર નવ પાવે રે,
જાણે તારું નરસૂં થાયે, દાજ હરીની હિત કરવે રે. ટેક ૧
મૃતકમાટે કલપાત કરે તું, સ્વાર્થી સમજ સહુ દીસે રે;
ઇશ્વરી ધારણ સમજુક કારણ, ભરાય તેપર કા રીસે રે. સા૦ ૨
પ્રકૃતિ પડતીને જગ આધિન છે, મદ રીસ કેમ તું આણે રે;
દેવ દાનવ રાય રંક કરે છે, હાય કલોલ હર ટાણે રે. સા૦ ૩
સાંજ પડે ને વાહણું વાએ, ફુલ કો ખીલે બિડાએ રે;
ઋતઋતના ફેરફાર હોએ, સુખદુઃખના તેમ થાએ રે. સા૦ ૪
દરએક ઘટ ઘટ નાશને જોએ, જગ આ ઘટમાળ જાણે રે;
એક ભરાએ બિજો ઠલવાએ, શિખામણ ડાહી માને રે. સા૦ ૫

# ૫. સમાજ

## 'સુધારાની નિષ્ફળતા'

હિંદુઓ જુના કાળથી એકજ ઠેકાણે છે, પરદેશી પરધર્મી જે દેશી થયલા તે સાથે પણ ભળ્યા નથી. પંદર સોળ કરોડ જેટલી સંખ્યા પોતાની રાખીને સ્વધર્મમા સુખી છે. ( બહારના લોકનો ઉપદ્રવ ઘણું કરીને નહિ ) બહારના હુમલાની રહામા થવું, શત્રુને પાછા કાઢવા, ને કદાપિ તે દેશમાં ભરાય તો તેઓથી અળગા રહેવું, ખાવાપીવા લગ્ન વગેરેનો સંબંધ કરવો નહિં, એ નીતિયે પ્રવૃત્તિથી દૂર રહેલા, મોગલાઇના વિલાસમા મોહ ન પામેલા, બીજા લોકના સંબંધથી નહિ પણ પોતાની બુદ્ધિએ પોતાનો ઉત્કર્ષ કરાવવાવાળા હિદુઓનુ ઐક્ય, દેશ, કુળ, ધર્મ એ ત્રણે વાતે સઘન થયલું તેને શિથિલ કરવાને સુધારાએ હામ ભીડી એ કેટલું ઉછ કળપણ્ ? સુધારાવાળા વીસરી ગયા કે રાજ્યાશ્રયથી બહુ ફાવી ગયલા બૌદ્ધ ત્હેમ્નાત્રો એક પણ આજે હિંદુસ્તાનમાં નથી; એ વિના પાછલાં સેંકડો વર્ષના કાળમાં ભૂમિ, ધન, ધંધા, વેપાર, વિદ્યા, કળાના વિષયમાં કોઇપણ વાતે ઉણા નહોતા. અને હમણાં જો કે, ધન ધધાની અછત છે, ભૂમિનું ઉત્પન્ન જોઇએ તેથી વધારે સરકારી તીજોરીમાં જાય છે, તોપણ ભૂમિ કંઇ ઉપડીને બીજે જવાની નથી. નિવૃત્તિ વિષયમાં હિદુઓએ ને પ્રવૃત્તિવિષયમા હિદુસ્થાને જગતને મોહિત કીધું છે. હિંદુસ્થાને ધન જોઈ ખ્રીસ્તીઓ, આવ્યા વેપારને અર્થે, ને પછી અહીંની અવ્યવસ્થામાં ધણીઆતા થઇ બેઠા, ગરીબ હિંદુઓ પોતાનાં બૈરાં છોકરાંઓ સાથે આજ પણ સુખી છે તેવા યુરોપમાં શ્રીમંતો પણ સુખી નથી યુરોપમાં રાજકુળ નિરંતર ભયમાં રહે છે ને પ્રજાકુળ એકમેકથી સાવધ; એમાંનું અહીં કાંઇ નથી. તો હવે કિયા નિસના ઉદ્દેશને અર્થે સુધારો લોકની પ્રવૃત્તિ વધારવાને ઇચ્છે છે ?

ધર્મવિચાર

## સુધારકવીર મહીપતરામ

પોતાના અંદરના સ્વાર્થને સારૂ મહિપતરામને માન આપો. લોક સરકારથી આબરૂ કમાવવા સારૂ સુકો ભભકો અને ઠગાઇ કરવી એ મને પસંદ નથી આ વેળા હું તમને કસવાને આવી છુ. માહારી એજ ઇચ્છા અને આજ્ઞા છે કે, જે જે માહરા ખરા ભક્ત છે તેઓએ મહિપતરામની સાથે એક પંગિએ ભોજન કરી નવી ન્યાત ઉભી કરવી. રખે તમે બ્હીના, રખે ગભરાતા, તમારાથી એમ કહાવનાં તો ચાલવાનું જ નથી કે જાતિભેદ કપાયા વગર દેશની ચડતી થનાર નથી. તમે એમ કહેશો કે જાતિભેદ તો તોડવો જોઇએ પણ હજી તેમ કરવાનો સમય આવ્યો નથી; તો હુ તમને કહુ છું કે એ તમારાં લુલાં બ્હાનાં છે. તમે કહેશો કે ઘરડાં માબાપને તથા સગાવહાલાને છોડી જુદાં કેમ પડિયે ? ત્યારે શું તમે એમ સમજો છો કે મહિપતરામ માહારી આજ્ઞાથી પોતાના ઘરડા બાપની તથા ન્યાતની મરજી ઉપરાત થઇ વિલાત જઇ આવ્યો છે તે શું અપરાધી છે ; એમ જો અપરાધી તમને લાગતો હોય તો તમારે એને મદદ કરવાની જરૂર નથી. ધન્ય છે મહિપતરામને કે તેણે પોતાના દેશનાં હજારો લોકોના કલ્યાણ ને અર્થે વહેમરૂપી દુશ્મનને છુંદી રસ્તો મોકળો કીધો એ પરાક્રમના બદલામાં જશનો હાર પેહેરાવવાને શું તેને બ્હિકણ, બાએલા, અને તાલમેલિઆ જ મિત્રો મળશે ? નહિં નહિં. આ પ્રસંગે તો ખરેખરા શૂરાઓનુંજ કામ છે સેવકો, તમે કહેશો કે થોડાક જણ ન્યાતબહાર પડવાથી માહરો મહિમા નહિં ચાલે. પણ એમ નહિં થાય,–તમારી હિંમત જોઇને તમને સુખી

જોઇને, બીજા લોકને પણ તમારે દાખલો લેવો પડશે. ખરેખર કહું છું કે, તમારી બીક અને ભૂંડી ઠગાઇ જોઇને લોકો વધારે આગ્રહ રાખી મને નિંદે છે. ખૂબ સમજજો. કથા કરતાં કરી બતાવવું એ પુરૂષાર્થ ને સાર્થક છે.

જૂનું નર્મગદ્ય

## સંસારબાગની સુંદર વેલ

સ્ત્રીકેળવણીથી થતા લાભમાં મોટો તો આ છે કે સ્ત્રી પોતાના પુરુષથી ચહાય છે ને જ્યાં પ્રીત છે ત્યાં બંને પોતાને સુખ થાય તેમ પોતાની આબરૂ વધે ને પોતાના બાળકનું ભલું થાય તેમ કરવામાં હોંસથી ઉદ્યોગ કેમ નહિ કરે? કેળવણી પામેલી સ્ત્રી, પોતાના પિયુની લાડતી પ્યારી, સાચવટથી હમેશ વળગી રહે તેવો દોસ્ત, સલાહમા વજીર ને કામ કરવે ચાકર થઇ રહે છે. અભણ સ્ત્રીઓ ચાકરરૂપે ભૂંડી ગએલે દિલે ને લોકલાજથી ઘર ચલાવે છે ને ભણેલી સ્ત્રી ઉલટથી તથા પોતાની ફરજ છે એમ જાણી ચલાવે છે. એથી સાફ દેખાય છે કે ભણેલીનુ ઘર વધારે સારી રીતે જ ચાલવું જોઇએ ભણેલી સ્ત્રી સુખમા ગમત તથા દુઃખમાં દિલાસો આપે છે પુરુષના ઉદ્ધત જોસ્સાને નરમ પાડનાર અને દુખિઆરા પુરુષનાં આંસુ લૂછનાર તેને પોતાની વહાલી ભણેલી સ્ત્રી જેવું બીજું કોણ છે? સંકટમાં સગાંવહાલા દોસ્ત આશના સૌ આઘા ખસી જાય છે—ફક્ત સ્ત્રીજ તેની થઇ રહે છે. હાલમાં જે થાય છે તે લોકલાજથી જ, પણ હવે જે થશે તે નિજ ઉમંગથી ને પોતાની ફરજ સમજીને. ભણીને મોટપણે પરણતી સ્ત્રી પોતાના વરને આવી કહેશે કે આજથી હું તમારાં સુખદુઃખની ભાગીએણ છઉં, તમારી મરજીથી ઉલટી નહિ ચાલું, તમે મારા પ્યારા ધણી, સાચા મિત્ર ને કદરદાન રાજા છો ને હું તમારી પ્રેમમાં ગગળી ગયેલી સ્ત્રી, અંતલગીની સાથી અને વચનથી વિશ્વાસુ સેવક છઉં. મારું તનમનધન એ સર્વ તમારું છે. કેળવણી પામેલું સ્ત્રી રત્ન કદી પોતાનું તેજ ખોતું નથી—જેમ જેમ તે વપરાય છે તેમ તેમ તે વધારે પ્રકાશ આપે છે. દુનિયાનો છેડો પોતીકું ઘર ને ઘરનો છેડો પોતાની સ્ત્રી એ કહેવું ખોટું નથી. જેમ સ્ત્રીવિના સંસાર સુનો છે તેમ કેળવણી રહિત સ્ત્રી વિના સંસાર સિંહ વાઘના વાસવાળું ભયંકર રાન છે અને ભણેલી સ્ત્રીથી સંસાર એક રમણીય બાગ છે.

નર્મગદ્યઃ સ્ત્રીકેળવણી

## સ્ત્રીકેળવણી

બાળક ને પશુ બરાબર કહેવાય છેજ. જેમ જેમ તે મોટું થતુ જાય છે તેમ તેમ તેની જાણ વધતી જાય છે. માણસને ઘણી ઘણી વાતની જાણ હોય છે, પણ તેની તે સઘળી જાણ ખેડયા વગરના ખેતર જેવી ને ગોઠવ્યા વિનાના ગાંધીના હાટ જેવી હોય છે. ખેતર ચસાઇ ખેડાઇ પોચું થાય છે ને પાણી પીએ છે ત્યારે તે પાક આપે છે અને ગાંધી જ્યારે સઘળા સામાનને જુકિતથી ગોઠવે છે ત્યારે તે પોતાનો ધંધો ચાલાકીથી ચલાવે છે, તેમ જ્ઞાનનું ખેતર પણ ખેડવુ પડે છે ને જ્ઞાનનુ હાટ પણ ગોઠવવું પડે છે—એ જે ખેડવું ને ગોઠવવું તે કેળવણી કહેવાય છે. કણેક કેળવાય છે તો ગેટલી થાય છે, પશુ કેળવાય છે તો આપણા ઉપયોગમાં આવે છે, માણસ કેળવાય છે તો તે પોતાની જાણમાં સહેલથી વધારો કરે છે, અને સદ્‌ગુણી ડાહ્યું તથા સુઘડ બને છે જેમ કસરત કરવાથી શરીરમા શકિત વધે છે શરીર નીરોગી થઇ બાંધો પકડી સુંદર દેખાય છે ને પછી શરીરશકિત કામકાજમાં ઉપયોગી પડી લાભ કરે છે તેમ મનને કેળવવાથી મનશક્તિની પહોચ લાંબી થાય છે એટલે જાણવા સંબંધી આપણી શકિત વધે છે, મન પ્રફુલ્લિત થઇ સુંદર ઊજળું દીપે છે અને આપણી જાણમાં વધારો થયેથી આપણને વધારે સુખ

પ્રાપ્ત થાય છે. મનની કેળવણીથી હરેક વાત સહેલથી સમજાય છે, તે યાદ રહે છે, તે સારી કે નરસી, વાજબી ફાયદો કરે કે ગેરફાયદો કરે તેવી એ સૌ માલમ પડે છે, ફલાણું કામ કરવાની આપણી શકિત કે નહિ, તે કરવામાં આપણને હરકતો આવી પડશે તો તે દુર કરી શકીશું કે નહિ અને ઇચ્છેલું કામ પાર પાડવામા શી શી ચતુરાઇ ને યુકિત કામે લગાડવી પડશે તે સૌ જણાય છે; તેમ આપણી ઉદ્દત લાગણીઓ ક્પાઈ ઘસાઇ હીરાની પેઠે ચળકતી ને કીમતી બને છે, કેળવણીથી સંસારના અનુભવ સંબંધી, ભાષા પ્રકરણ સંબધી, પદાર્થગુણ સંબંધી ઘણી ઘણી વાતોની જાણ તે આપણને સહેલથી પ્રાપ્ત થઇને આપણા સસાર વ્યવહારના કામમા આપણને લાભ કરે છે. તેમ પ્રીતિ–આશ–ધીરજ–દયા–સત્ય–શૌર્ય–સ્વતંત્રતા–માન ઘણા ઘણા સંબંધને લીધે ઘણી ઘણી રીતે વર્તવા વિષે જે નીતિઓ તે ને ઇશ્વિરભકિત એ સૌ કેળવણીથી સુઘડ બની દીપી રહે છે. જેવી જેની ઉંચી કેળવણી તેવું તેનું ઉચુ જ્ઞાન ને જેવું જેનું ઉંચું જ્ઞાન તેવું તેને ઉચુ સુખ હોય છે.

* * * *

માણસ શબ્દમાં પુરુષ ને સ્ત્રી બને છે. બંને આકાર, સ્વભાવ, લાગણી ને સમજણમાં ઘણાખરાં સરખાં છે. પરણ્યા પછી એકમેકની પ્રીતિથી, એકમેકની પતીજથી પુરુષ કેળવાય ને સુઘડ થાય છે–તે કેવળ જોદ્દોજ માણસ બની રહે છે. એ જોતાં પુરુષ પરણ્યા પહેલાં અડધો માણસ છે એમ કહીએ તો ચાલે. પુરુષના સ્વભાવગુણ ને સ્ત્રીના સ્વભાવગુણ મળીને માણસજાતના સ્વભાવ ગુણ થાય છે. તેઓ સંસારમાં એકમેકને સહાય કરવા ઉત્પન્ન થયા છે એ સઘળુ જોતાં સ્ત્રી, પુરુષના કરતાં માણસ શબ્દમાં ખપવાને કંઇ ઓછો હક ધરાવતી નથી સ્ત્રીને પુરુષનું અર્ધાંગ કહ્યું છે તે કંઇ ખોટું નથી. ખાવે પીવે, પહેરવે ઓઢવે, દુઃખ દૂર કરવે ને સુખ ભોગવવે બનેના કુદરતી હક સરખા છે. કેટલીએક બાબતમાં તો પુરુષે પોતે નાજુકાઇ ને મોહીની ઉપર આસકત થઇ રહી એને વધારે હક આપ્યા છે ટાઢ તડકામાં ફરવાનું કામ તેણે રાખ્યું છે ને ઘરનું કામ તેઓને સોંપ્યું છે. સ્ત્રીઓને સંકટમાથી બચાવવાને પુરુષોએ દુઃખ વેઠ્યાં છે ને પ્રાણ પણ ખોયા છે. એવું છતાં તેને કેટલાએક વિદ્વાનોએ અધમ ગણી છે. તેઓ કહે છે કે સ્ત્રી દાસીની પડે ઘરનું વહીતરૂં કરવાને અને પુરુષના સુખને અર્થે ઉત્પન્ન થઇ છે. એ રીતે અધમ ગણવાનાં કારણો આ છે કે પુરુષો પોતાના સંસારકામના યશના અભિમાની છે. તેઓએ સ્ત્રીથી મળતાં સુખની લહેજત લીધી નથી ને તેઓએ કેટલીએક ઠોઠ ને નઠોર સ્ત્રીઓની વર્તણુક જોઇ સાંભળીને સઘળી સ્ત્રી જાત વિષે નરસો વિચાર જણાવ્યો છે.

શું સ્ત્રી જાતમાં ભણવાની બુદ્ધિ નથી? શું સ્ત્રીજાત પુરુષની પેઠે સંસારી કામ કરવાને અશક્તિમાન છે? જે સ્વતત્રતાથી પુરુષ યશ મેળવે છે તે સ્વંત્રતા સ્ત્રીને હોય તો શુ તેવા યશ ના મેળવી શકે? એ બાબતમાં યુરોપ અમેરિકાની સ્ત્રીઓના દાખલા જોઇએ તેટલા છે; તે શું આપણામાં નથી? શું બ્રાહ્મણની કન્યા ગાર્ગીએ જનકરાજાની સભામાં મોટામોટા ઋષિઓની સાથે વાદ કરી તેઓનો પરાભવ નથી કર્યો? શું ભામતીએ ન્યાયશાસ્ત્રસબધી ગ્રંથ નથી કીધો? શુ ડગ જોષીની પુત્રી ભડળી જ્યોતિષમાં પ્રવીણ નહોતી? શું સરસ્વતીએ શંકરાચાર્ય સાથે રસશાસ્ત્રના વાદ કરી પોતાના સ્વામી મંડનમિશ્રનો બચાવ નહોતો કર્યો? શું નોમીએ વિધવાવસ્થાના દુઃખ વિષે અસર કરે તેવું નાટક નથી રચ્યુ? કુંતીએ પોતાના ધર્મરાજાને સિંહાસન બેસતી વેળા ને યુદ્ધમાં જતી વેળા રાજ્યનીતિ ને યુદ્ધનીતિ વિષયની

ઉંડી ને સુઘડ શિખામણ નથી દીધી? શું રજપુતની સ્ત્રીઓ તરવાર લઇ રણસંગ્રામમાં નથી ઉતરી ને નથી શું તેઓએ યશ મેળવ્યા? શું પાર્વતી, સીતા, દ્રૌપદી, વિજળી, રૂકમણિ, આદી લઇ સ્ત્રીઓએ પોતપોતાના સદ્‌ગુણથી પ્રસિદ્ધિ નથી મેળવી? પ્રથમ સ્ત્રીઓના ઉપર લક્ષ, શ્રમ આપી તેઓને કેળવવી તથા સ્વતંત્રતા આપવી અને પછી જોવું કે તેઓ પુરુષના જેવા યશ મેળવી શકે છે કે નહિ. જે માતા પોતાનાં છોકરાંને પ્રેમને લીધે દુઃખ વેઠતાં પેટમાં રાખે છે, પ્રેમને લીધે તેનું પાલનપોષણ કરે છે ને પ્રેમને લીધે રૂડો બોધ આપે છે, જે વહુ પોતાના વરને ઘરની કાળજીથી દૂર રાખે છે, સંસાર કામકાજમા સલાહ આપે છે, દુઃખમાં દિલાસો ને સુખમાં ગમત આપે છે તે માતા તે સ્ત્રીને–સ્ત્રીજાત છે માટે દાસી ગણવી એ શું ન્યાય ને કુલીનતા છે? વારાહીસંહિતાના ભાષ્યમા લખ્યું છે કે બ્રહ્માને સાવિત્રીએ ઉપવીત આપ્યું હતું ને હાલ રૂઢિ પણ છે કે વિવાહ થયો હોય તેવા છોકરાને સાસરેથી જનોઇ આપે છે. અગ્નિ હોત્રાદિક કર્મ સ્ત્રીને સાથે રાખ્યા વિના થતાં નથી. હવે સ્ત્રી જેની મારફતે બ્રહ્મા ને તેના વંશજો સત્કાર પામ્યા છે તે અધમ કેમ ગણાય? ખરો વિચાર કરતા તો આમ જણાય છે કે સ્ત્રી જાતને ધિક્કારનારા પુરુષો પોતેજ ધિક્કારને માત્ર થાય છે. થોડા જણ નઠારા માટે સઘળાજ નઠારા એવો વિદ્વાને વિચાર બાંધવો એમાં તે પોતાનો બળાપો, પક્ષપાત ને પોતાની વિદ્વતાની ખામી બતાવે છે. પ્રથમ પુરુષે સ્ત્રીની મોહિની ઉપર પ્રસન્ન થઇ તેને વધારે મહેનત ન પડે માટે તેને ઘરનું કામ સોપ્યું ને સ્ત્રી પોતાના પ્યારના ઉમળકામાં તેવા વિશ્વાસ ઉપર તાબેદાર થઇ રહી એમ છતાં સ્ત્રી હાલ દાસી રૂપે ગણાય છે એ કેવું અચરતી ભરેલું છે।

નર્મગદ્યઃ સ્ત્રીકેળવણી

## સ્ત્રીશિક્ષણના વિષયો

સ્ત્રીપુરુષના પ્રેમ તથા ધર્મ સંબંધી પુસ્તકો વાંચવાથી પ્રથમ સ્ત્રી એમ સમજશે કે પુરુષ ઘરનો રાજા છે ને હું તેની પ્રધાન છઉં; મારે મારા સ્વામીરાજની ઇચ્છાને આધીન રહેવું જોઇએ ને રાજા પોતાના બહારના કામમાં રોકાયો રહે ત્યારે ઘરનો જુમ્મો મારે શિર રાખવો જોઇએ. તે પોતાના સ્વામીની આગ્ના લોપશે નહિ, પણ જે કામમાં સ્વામીના વિચારથી નુકશાન થાય તેવું હશે તે કામમાં પ્રસંગ જોઇ પોતાના સ્વામીને સમજાવશે. કોઇ રીતે તે પોતાના ઘરને ધુંધવાતું નહી રાખે. ઘણી વખત જોવામાં આવે છે કે પુરુષથી કંટાળી સ્ત્રી પોતાને પીહેર રહે છે, અથવા પુરુષ પોતાની બૈરી જેને સાસરે જવું ગમતુ નથી તેનો ચોટલો સાહી પોતાને ઘેર આણે છે, વળી બાળપણમાં પરણેથી, પ્રીતિનો મોહ ન રહેથી અને અભણ સ્ત્રીઓની મુરખડતાથી કેટલાક પુરૂષો કુછંદમા પડે છે. આ સઘળું સ્ત્રીકેળવણીથી બંધ થઇ જવાનું. જ્યારે સ્ત્રીઓ પોતાના ભણતર પ્રેમ ને સુઘડતાથી પોતાના વરને પ્રસન્ન રાખી શકશે ત્યારે તે તેની વહાલી થયા વિના કેમ રહેશે? તેમ ધણીથી સઘળી વાતે પ્રસન્ન રહેતી અને ઉદ્યમમાં મચી રહેતી સ્ત્રી પણ પતિવ્રતા થયા વિના કેમ રહેશે?

નર્મગદ્યઃ સ્ત્રીઓને જાણવાના વિષય

## ભણેલી સ્ત્રી અને દેશ

ભણેલી સ્ત્રી ધણીનું ઘર ઉપાડી રૂડી રીતે ચલાવશે તેથી અને છોકરાંઓને બાળપણમાં કેળવણી આપશે તેથી ઘરના ધણી પુરુષને તે બે મોટા વિષયની કાળજી ન રહેથી એઓ પોતાના ઉદ્યમમાં ઘૂમ્યા રહશે. ઘરનો ખટલો કંઇ નાનોસૂનો નથી. એ બોજાનો અરધ ભાર આજકાલ અભણ સ્ત્રીઓને લીધે આપણે વેઠવો પડે છે. ફકત સ્ત્રીના હાથમાં મહીને મહીને નાણાંની રકમ આપવી કે તે પછી

તેમાંથી ખર્ચ કર્યા કરે. એ રીતેથી પુરુષને કાળ ઘણો મળેથી દેશમાં ઉદ્યમ ને વિદ્યા વધશે. તેમ સ્ત્રીઓને ભણેલી જોઇ કેટલાએક મૂર્ખાંઓને પણ ભણવાની ચાનક થશે. છોકરાંઓને માતાઓથી નાનપણમાં કેળવણી મળેથી તેઓ મોટપણે પોતાને ઉદ્યોગે વહેલાં વળશે ને જગતમાં મોટાં નામ કરશે.

**નર્મગદ્ય ભણેલી સ્ત્રીથી દેશને થતા લાભ**

## લગ્ન અને પુનર્લગ્ન

અનેક સંબંધમાં ગુંથાયા રેહેવું, આધિ વ્યાધિ ઉપાધિના રણમાં ભટકવું, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ષડ્રિપુની સામા ઘૂમવું એ સઘળી જે ખટપટ તે સંસારચિત્ર છે. એ ખટપટમા—એ સંસારસાગરમાં પડનાર જો વયે, સ્વભાવે, વિદ્યાએ, ગુણે પુખ્ત હોય છે તો તેઓને તેના તોફાનમાં ધારતી જેવું નથી હોતું ને તેઓ કળવળે સુખે તરી પાર પડે છે ને જેઓ ઉપલા વિષયમાં બાળક છે તેઓ તરતજ ડુબી જાય છે ને બીજાં પાણીઓથી સારી પેઠે પિખાય છે.

હવે એવા દુસ્તર સસારમા ઝંપલાવવાની તેયારી કરવી એ પુખ્ત વિચારનું કામ છે, અને જો કે પુખ્ત વિચાર અનુભવ વિના—ઘર માંડયા વિના થતો નથી તોપણ આ તો કોઇથીજ ના નહિ કહેવાય કે પાકી ઉમરનું માણસ કોઇ પણ વિષયમાં થોડેઘણે દહાડે માહીત થઇ રહે છે તથા પુખ્ત વિચારથી કામ કર્યો જાય છે ને કાચી ઉમરનાને બહુજ મુશ્કેલી પડે છે. અગર કાચી ઉમરના ભણેલા હોય તો તેઓને ધારતી જેવું નથી. પણ કાચી ઉમરના અભણ એવા જે હોય તેઓથી યશ મેળવાયજ નહિ. ઇશ્વરે એવું સરજાવ્યું છે કે તેણે સ્ત્રીને પ્રધાન રાખી ઘર રૂપી રાજ્ય ચલાવવુ. પણ પ્રધાન શોધવાનું કામ તેને સોપ્યુ છે, કારણ કે તે તેની મરજી પ્રમાણે તજવીજથી પ્રધાન ખોળી લે ને પછી પરસ્પરનાં ને ઘરમરૂપી રાજ્યનાં સુખને અર્થે કોલકરાર કરી સાથે રહી કામ કરે. જેવું પુરુષને વિષે સરજાવ્યું છે તેમ સ્ત્રીને વિષે પણ સરજાવ્યું છે કે તેણે પોતાને અનુકુળ પડે તેવો રાજા ખોળવો; મતલબ કે રાજા ને પ્રધાન એક બીજાનો પૂર્ણ સ્નેહ રહે ને તેથી થતા ઐક્યથી રાજ્ય ચાલે.

જ્યાં અમુક પુરુષ અમુક સ્ત્રીને અને તે સ્ત્રી તે પુરુષને ઉમળકાથી જોઇ સ્નેહાતુર થઇ જોડાય ત્યા પછી તેઓના કારભારમાં વિક્ષેપ પડવાનો નહિ ને તે કરતાં કદી કોઇ કારણથી વિક્ષેપ પડવાનો પ્રસંગ આવ્યો તો રાજ્યની ખરાબી થશે એમ જાણી બંને પાછાં સંપથી ચાલશે અથવા તેવોજ પ્રસંગ આવ્યો તો પરસ્પરના કોલકરાર સામું જોશે ને લોકલાજથી ડરશે ને તેમ કરતાં છેકજ વાત બગડી હશે તો ડાવકી રીતે જુદાં પડશે. તેઓ પ્રથમ બહારના રંગથી એકમેકને મળવાની ઇચ્છા કરશે. પછી થોડા દહાડા ઉપલક પ્રસંગ રાખી એકમેકના સ્વભાવ મળતા આવે છે કે નહિ તે જોશે ને પછી દીલ કહેશે તો એકમેક સાથે પરણશે. એ રીતે જેને સ્વયવરની રીત કહે છે તે છે. તે ઉત્તમ છે એવુ પૂર્વે આપણામાં હતું ને આજ કેટલાક સુધરેલા દેશોમાં છે ને જે દેશોમાં નથી ત્યાં ઘરસંસારની ખરાબી જોવામાં આવે છે.

બીજે રીતે જો કે કુદરતી રીતે જોતા વાજબી નથી ને સ્વયંવરની રીત જેવી સુખદાયી નથી તો પણ હાલ જે આપણામાં રીત છે તેના કરતાં તે વધારે સુખદાયી છે ખરી—કે માબાપે પોતાનાં છોકરાંઓને નાનપણમાં વિદ્યાભ્યાસ કરાવી તેઓને મોટપણે પરણાવવા.

**—નર્મગદ્ય લગ્ન તથા પુનર્લગ્ન**

## ગુજરાતી વિધવા

ગૃહસ્થો ! અબળા વિધવાઓને જે જે દુ:ખ સહન કરવાં પડે છે, ને 'ભૂખ્યો શુ પાપ ન કરે' તેમ તેઓથી જે જે પાપો થઇ જાય છે તે સર્વનુ ઝાંખુ ચિત્ર તમને બતાવ્યું. એ કંઇ

કોઇ ।। એકના ઘરની વાત નથી. શહેરે શહેર, ગામે ગામ ને ઘેર ઘેર, વિધવાનાં દુઃખથી થતાં પાપથી લોક જાણીતા છે અને કોઇ બાળક વિધવાને તેના એકાંતમાં નિમાસા મૂકતી જોવી અથવા દીલગીરીના વિચારમાં ડુબી ગયેલી જોવી તેને પ્રસંગે પ્રસંગે ( લગ્ન કાર્યમા વિશેષ કરીને ) હડહડ થતી જોવી, તે બિચારી પર ( અજાન અવસ્થામા ) આવી પડેલી ગરિબાઇ અને દાનાઇની તસવીર જોવી, તેને ચારમાં બેઠી છતે પોતાનીજ દીલગીરીમાં કણકણો ખાતી જોવી, તેને નિરંતર શોકથી સુકાઇ જતી જોવી, તેને વેશ ઉતારતી વખત ટટળતી તથા આરડતી જોવી ને આખરે માથુ અફાળતી હજામની પાસે શરમાતી જતી જોવી, અને પાછી રુઢી વહેમના જુલમને સહન કરતી જોવી એ સઘળું શું માણુસ જાતની કુમળી છાતીને વીંધી નાખીને એકદમ દયાનો જોભો આણવાને બસ નથી? પત્થર, લોઢું અને વજ્ર એ જડ છતે પણ વિધવાઓના સ્પર્શથકી પાણી પાણી થઇ જાય,—નથી થઇ જતાં તેનું કારણ આ કે વિધવાઓ સમજતી અવસ્થામાં કુકર્મ કરે છે. એથી તે જડ પદાર્થમાંથી દયા ખસીને તેમનામા ધિક્કાર પેસે છે. રે પત્થર પલળે તો કુમળી છાતી કેમ ન પલળે ?

રે ગૃહસ્થો, વિધવા કુકર્મ કરે છે તે જોવા, તેઓને ગર્ભ રહે છે તે જોવાં, તેઓ ગર્ભપાત કરે છે તે જોવા—આવી આવી રીતે કે ધગધગતા અંગારા બચ્ચાંઓનાં મોઢાંમાં મૂકે છે, કુમળુ ડોકું મરડી નાખે છે, રજળતુ રસ્તામા ફેંકી દે છે, તેના પર છરી મૂકે છે, તેના પર તરતની ઓર ઢાંકીને ગુંગળાવે છે, એ જોવાં, તેઓની અને તેઓના સંગાઓની લોકમાં લાજ જાય છે એ જોવા એ સૌ શું માણુસ જાતની કુમળી છાતીને ફાડી નાખનાર તોપના ધણધણુતા ગોળા અને તરવારના તીખા ઝટકા નથી? તેમાં વેળાએ પોતાના ઘરમાં ગોદા લાગ્યા હોય ત્યારે તો માબાપનાં દુઃખની, તેઓના ગભરાટની અને તેઓના આત્મઘાત કરવાની હાલત જોવી તે શું કમકમાટો ઉપજાવે તેવું નથી ? એઓએ વિધવાને ફરીથી ન પરણાવવાથી જે પાપો થાય છે તેટલાંજ પાપો (બીજાં પાપો તો હાલ ગણુવાં મૂકી દઇએ) પૃથ્વી ઉપર પ્રલય વહેલો આણવાને અને બ્રહ્માંડમાં અંધારું કરવાને બસ છે, પણ હિંદુઓમાંજ એ પાપો થાય છે અને બીજા લોકોમાં નથી માટેજ વાર લાગે છે. એવાં પાપ પૃથ્વી ઉપર સઘળે ઠેકાણે થાય તો દુનિયાની અવધ આવવાને કંઇજ વાર નથી. જે જે દુઃખ અને જે જે પાપ વિધવા પર ગુજરે છે તે તેઓજ સારી પેઠે જાણે છેઃ—

‘ વીતે તે તો જાણે
વિધવાપણું તે ખરેખરું કસાઇ. ’

રે ગૃહસ્થો, વિધવાની એ દશા જોઇને તેઓની લહાય હોલવવાને અને બંધ છોડવવાને આપણને ઘટે છે કે નહિ? જો દયાળુ ધર્મી બ્રાહ્મણ, વાણીઆ છીએ તો તેમ કરવુજ ને કસાઈ તો સારા કે એકદમ જીવ લે છે, પણ આપણે તો વિધવાઓને રિબાવી રિબાવીને મારી નાખીએ છીએ.

હશે, જ્યાંસુધી દુ,ખ જાણ્યુ નહિ ત્યાંસુધી તો સહન કીધું, પણ હવે જાણ્યા છતા તે સાંખ્યા કરવુ અને મચ્છર કરડે તો કરડવા દેવો અને રોગ આવે તો ઓસડ ન કરવું, કર્મમા લખ્યું હશે તે થશે, એમ જો વિચારમાં હોય તો મારે કંઈ બોલવાનું છેજ નહિ. માણસ માત્રનો ધર્મ છે, કે પોતાને સુખ થાય તેમ કરવું, ન કરે તો તે પાપી થાય. માણસ થઇને પોતાનું હિત ન વિચારીએ અને કાર્યાકાર્ય ન સમજીએ ત્યાર પછી ઢોરમા ને આપણામાં ફેર શો?

વિધવાને ન પરણાવવાથી કેટલાએક કુળ નિકંદન થઇ જાય છે ને કેટલાક પુરુષો વાંઢા મરી જાય છે. ત્યા ટુંકામાં, સ્ત્રીની દશા પડતી આવે

છે ને જ્યાં સુધી સ્ત્રીની દશા સુધરી નથી ત્યાં લગી દેશની હાલત પણ સુધરનાર નથી. માટે, સ સારી રીતે જોતા પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

પાપ થાય છે તેથી નીતિને અનુસરીને તે પાપથી મુક્ત થવાને સારૂ પુનર્વિવાહ કરવો યોગ્ય છે.

શાસ્ત્રકારો કંઈ નિર્દય નહોતા, તે મોટા દયાળુ હતા. તેઓએ લોકનાં કલ્યાણને સારૂ શાસ્ત્રો કર્યા છે. એ શાસ્ત્રમાં મના હોય નહિ, ને નથીજ, રે ઉલટી કરવાની ભલામણ કરી છે.

માટે હવે ઓ સજ્જન ગૃહસ્થો! લોકોમાં એ ચાલ વહેલી શરૂ થાય એવી તજવીજ કરો. જ્યારે તમે નહિ કરો ત્યારે કોઇ દહાડો સરકાર એ કામ માથે લેશે. જેમ સતી થવાનો ધારો બંધ કીધો તેમ વિધવાને ગર્ભ રહ્યા માલમ પડયા કે તુરત તેઓને એજ કામને સારૂ રાખેલા સખ્ત હુકમવાળા માણસો પાસે પકડાવી મંગાવીને કેદ રાખશે, ને ત્યાર પછી તમારી આબરૂમાં શી મણા? માટે સરકાર તેમ ન કરે ને તમારી આબરૂ ન જાય તેવી રીતે ચાલો.

અરે! તમે એ ચાલ નહિ ચલાવો માટે તમારા છોકરાં પણ શું નહિ ચલાવે? તમારાં છોકરાં બેશક રાંડેલીઓને માંડેલી જોશેજ. સમયજ તેવો આવે છે. તમારાં છોકરા કરવાના છેજ ત્યારે તમેજ કેમ બહાર નથી પડતા?

હવે એ કામ કરવુ યોગ્ય છે એ વાત તો તમારા મનમા નક્કી થઇ ચૂકી છે, પણ પહેલ કરવાને બીહો છો, પણ હવે થોડા જણ હિમ્મત ધરીને બહાર પડશો તો બીજાઓ મદદ કરશેજ કરશે. બંગાળાના પંડિતો શું મૂર્ખ છે અને શાસ્ત્રથી ઉલટા છે? તેઓમા દશપદર પુનર્વિવાહ થોડી મુદતમાં થઇ ચૂકયા છે. માટે હવે ઉતાવળ કરીને એ બીડાંઓ ઝડપી લો. જેઓ પહેલા કરશે તેઓનેજ માન છે અને તેઓજ વિધવાઓના તારનાર કહેવાશે, અને એ કામ વહેલું થાય તેને સારૂ જે લોકો પુનર્વિવાહ કીધા પછી નુકશાન થશે તેવી બીકમાં હોય ને તે પ્રમાણે વિઘ્ન આવી પડે તો તેઓને તેમાંથી કાઢવા સારૂ પરોપકારી પુરુષોની તરફથી એક ફંડ ઉભું થવુ જોઇએ.

છેલ્લીવારે એજ કહુ છું કે નિરાશ્રિત વિધવાઓ જેઓ વ્રેહને દવે બળતાં વનમાથી બળતી અને વહેમના કાંટાની ઝાડીવાળા રસ્તાઓમાંથી નાસતી ફરે છે તેઓને ઓ દેશી સજ્જનો! દયારૂપી ઠંડા વાદળાંના પરોપકાર રૂપી વરસાદનાં ઝાપટાંઓ વડે ઠંડક કરી નીતિના ધોરી રસ્તા ઉપર સુખનાં રમ્ય અને ઉફાળા ઘરમા પહોચતી કરો.

નર્મગદ્ય : લગ્ન અને પુનર્લગ્ન

## જાહેરમાં રોવાકૂટવાની ઘેલછા

મુઆ પછવાડેની રોવા કુટવાની ચાલ આપણા ગુજરાતીઓમાં છે તે કેવળ ગધાતી છે. જેમ નરકની ગંધ ભંગીઆઓને નહિ. કાદા, માછલાં, તાડી દારૂ વગેરેની તેના ખાનારાઓને નહિ, તેમ રોવા કૂટવાના ચાલની ગંધ આપણને આવતી નથી, પણ બીજી કોમના લોકના નાક તો ફાટી જાય છે.-કેમકે એક તો તેઓને સહવાસ ને બીજું આ કે એ ગંધથી જે જે મહાભારત નુકશાન તથા દુ:ખ થાય છે તેનું તેઓને જ્ઞાન છે.

નર્મગદ્ય : રોવાકુટવાની ઘેલછા વિષે

## કેળવણી

માણસે કુદરતી જ હાલતમાં રહેવું એમ નથી, પણ તેણે પોતાના ઉદ્યમમાં પોતાની હાલત વધારે વધારે સારી કર્યા કરવી એવું ઈશ્વરે નિર્માણ કર્યું છે કુદરતને કેળવ્યાથી વધારે સારી હાલત થાય છે. માટે આપણા મનને પૂરતી કેળવણી આપવી જોઇએ. સ્વભાવરૂપી ઘોડાને વિવેકની લગામ ઘાલી કેળવવો જોઇએ, શરીરને

કસરતથી કેળવી તૈયાર કરવું જોઇએ, પણ તેમ વગર વિચારે બળ ન વાપરતાં નિર્બળનું સંરક્ષણ કરવા વગેરેના કામમાં વાપરવું જોઇએ. ધનને ક્ષણભંગુર મોજશોખમાં, ક્ષણભંગુર માનના લોભથી નાતવરા ને વરઘોડાના ખર્ચમાં ઉડાવી દેવું ન જોઇએ પણ વૃદ્ધકાળ તથા આપત્તિકાળને માટે અને કુટુંબના ભરણપોષણ તથા બાળકની કેળવણીને માટે રાખી, વધતું હોય તે દેશીભાઇના સુખને અર્થે પરમાર્થમાં વાપરવું જોઇએ. તન–મન–ધન–બળ કેળવણીથી વધારવાં, ને વ્યવસ્થા હોય તોજ તે વધે માટે વિવેક વ્યવસ્થા રાખતાં શીખવાને પણ કેળવણી જોઇએ. આપણી કુદરતી શક્તિ ને ઇચ્છા કેળવાયા પછી ઘણામા ઘણી કેટલી છે તે જાણવું, મનની શક્તિઓને જ્ઞાન તથા અભ્યાસથી કેળવી, ઉદ્ધત જોસ્સાને વિવેકમાં રાખવો, રીતભાત સુઘડ રાખવી, અવલોકનશક્તિ તથા વિચાર ડહાપણ વધારવાં, ધર્મનીતિનાં મૂળતત્ત્વ જાણી તેને અનુસરી વર્તવાનો નિશ્ચય રાખવો એ સૌ કેળવણીના વિષય ને કર્મ છે. એક વિદ્વાન કહે છે કે ‘ જે કેળવણીથી માણસ પોતાનાં ને પોતાના દેશનાં કામ પ્રમાણિકપણા વડે, કલાકૌશલ્યવડે અને પરમાર્થબુદ્ધિવડે કરવાને લાયક થાય છે તેજ પુરી ને ખરી કેળવણી છે ’ બીજો કહે છે કે ‘ સ્વાભાવિક વૃદ્ધિને કળાથી દોરવવી તે કેળવણી કે જેથી બુદ્ધિ તથા સદ્દગુણ એ બંને સાથે મળી પ્રકાશિત થાય કેળવણી પામેલા માણસો પણ મરી જાય છે, તો પણ તેઓનીબુદ્ધિ તથા કેળવણી આવતા જમાનાના લોકને ઉત્તેજન આપી બુદ્ધિ વધારનાર, દુઃખ ઓછું કરનાર, ને સુખ આપનાર થાય છે. ’

નર્મગદ્ય : કેળવણી વિષે

**કુળમોટપ**

કુળના યશ, કુળની સમૃદ્ધિ કુળની સુઘડતા એ આપણામાં નવી, તોપણ કુળ શબ્દથી માનેલી મોટાઇથી આપણે કુળનું મોટું અભિમાન રાખીયે છીએ ને અભિમાનથી ફૂલાઇ ઘણાં બન્ધન વેઠીયે છીએ, ઘણો ખર્ચ કરીયે છીએ ને વધારે નઠારી સ્થિતિમાં આવીએ છીએ ને વધારે કુળહીણ થઇએ છીએ. કાળ સ્થિતિને અનુકુળ નહિ એવા ભ્રમની વિચારથી જ્યારે આપણે બાપદાદાનાજ ધંધા કર્યા કરીએ, બાપદાદાનીજ રીત રાખવામાં માન સમજીએ ને ઇચ્છા તથા શક્તિ પ્રમાણે જે ઉદ્યમ કરવાના છે તે ન કરીએ, કાળ પ્રમાણે ધર્મ બદલાય છે તે વિચાર ન આણતાં અને જે બન્ધનથી દુ.ખ પામ્યા છીએ, પામીએ છીએ ને એ જાણીએ છીએ તે છતાં તે બન્ધનને વળગી રહીએ ત્યારે યશ કેમ મળે ને યશ વિના આપણે નવાં કુળ કેમ બાંધીશું ? ‘ ઠંઠણ પાર ને મદન ગોપાળ, ’ ‘ ઘરનાં છોકરા ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો. ’ ‘ ખાવા પીવા ખેરમલ્લા ને ધીંગાણા બોતેરા, ’ ‘ મુખમે રામ બગલમે છુરી, ’ કાળાં કામ કરી જેમ તેમ પેટ ભરવું ને બહાર દેખાડવુ કે શ્રીમંત છીએ એવું જ્યાં હોય ત્યાં વળી કુલીનતા કેવી ?

નર્મગદ્ય : કુળમોટપ

# ૬ ભાષા, સાહિત્ય અને પત્રકારિત્વ

## ખરો કવિ

કવિતા ન હોત તો સદ્‌ગુણ, પ્રીતિ, સ્વદેશાભિમાન, મિત્રાઇ એની શી દશા થાત ? આ સુંદર રમણીય જગતનો દેખાવ કેવો થાત ? આ દુનિયાંનાં દુ ખ અને મોતના ભયની વખતે આપણને દિલાસો ક્યાથી મળત ? અને મુઆ પછી આપણે શી ઉમેદ રાખત ? કવિતાથી સઘળી વસ્તુ પ્રીતિમય થઇ રહે છે, જે ખોડવાળું છે તેને તે શોભીતું કરે છે, ને જે સુંદર છે તેને વધારે સુદર કરે છે. જે ગુણો એક બીજાના શત્રુ છે તેને મીલનસારી કરાવે છે. કવિ જેમ બીજાઓને સુખ, દિલાસા, સદ્‌ગુણ અને કીર્તિ આપનાર છે, તેમ તે પણ જાતે સુખી અને સતોષી હોવો જોઇએ. કવિએ પોતાની કીર્તિની તરફ નજર ને લોકના કહેવા તરફ કાન ન ધરવા. તેણે તો પોતાનાં મનના ઉભરા કહાડ્યા કરવા ને જોવુ કે કુદરતને મળતા આવે છે કે નહી. વિલાતમા લોકના સાંભળવાથી ઘણા કવિ હૈયાશોકે મરી ગયા છે. તેમ મોટા કવિઓએ, ઉગતાઓને હિમત આપી સારો રસ્તો બતાવવો.

જૂનું નર્મગદ્ય

## કવિ અને કવિતા

સંસ્કૃત કવિતાનો પહેલો યુગ તે વેદ. સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ તંત્ર( શિવપાર્વતીનો સવાદ ) વગેરે સસ્કૃત કવિતાના બીજા યુગમાં નીકળ્યા સમજવા. એ કવિતાની ભાષા વેદકવિતાની ભાષા સાથે થોડી ઘણી મળે છે, ને સહેલી છે. પછી જે કવિઓ થયા(જેને ત્રીજો અથવા છેલ્લો યુગ કહીયે તો ચાલે) તેઓએ બાહ્યાંતર્લાપિકા, લાટાનુપ્રાસ અને યમકાનુપ્રાસ વગેરે કઠણ કહાડીને કવિતાભાષાની રચનાને અઘરી કરી મૂકી છે. રામાયણ ને મહાભારત એ બીજા યુગની કવિતા છે. રઘુ, કુમાર, માઘ, નૈષધ અને કિરાતાર્જુની, જગન્નનાથકૃત રસગંગાધર, રસમંજરી ને રસતરંગિણી, શૃંગાર રૂદ્રભટ્ટનું તિલક, દંડીનો કાવ્યાદર્શ, વામન આચાર્યની કાવ્યાલકારવૃત્તિ, જયદેવનો ચંદ્રાલોક વગેરે કાવ્ય તથા સાહિત્ય શાસ્ત્ર નિકળ્યા તે સૌ ત્રીજા યુગમાં. એ ત્રીજા યુગમાં વખાણવાલાયક વિક્રમભોજની વખતમાં કેટલાએક કવિઓ સારા થઇ ગયા છે તેમાં કાલિદાસ ભવભૂતિ ને દંડી એ મુખ્ય છે. કાલિદાસના કીધેલા ગ્રંથ સરસ-સહેલા અને ઉપમા અંલકારથી ભરેલા છે. ત્રીજા યુગમા જે વિષયો લખાયા છે તે સઘળા બીજા યુગનાજ છે, પણ ભાષા જુદી તરેહની છે. રસ ઉપરથી સારી નરસી કવિતા કહેવાય છે. માત્ર અવાજ અથવા સામ્ય હોય તે નકામું, તો પણ કવિતામા રસ આણવાનું અગત્યનું છે ખરૂં.

* * *

## કવિતાના પ્રકાર

કવિતાની ત્રણ મુખ્ય જાતિ છેઃ ગીતકવિતા, વીરકવિતા, અને નાટક.

ગીતકવિતા—એ કવિતા અવશ્યે રાગ તથા તાલના ધોરણ ઉપર રચાય છે ને તેથી તે ઘણુ કરીને ગાયનના સૂરને લીધેજ વધારે અસર કરે છે; બાકી સાદી રીતે વાંચી ગયાથી ઘણી લહેજત નથી આવતી. સંસ્કૃતમા જયદેવ કવિની અષ્ટપદી છે તે એ જાતની કવિતા છે. બ્રીજભાષામાં સુરદાસ વગેરે અષ્ટસખાના પદો છે તે એ જાતની કવિતા છે. આપણી ગુજરાતી ભાષામાં જે જે ભક્ત કવિયો થઇ ગયા છે તેઓનાં પદ, ગરબી,લાવણી ગીતકવિતાછે. એ કવિતામા બીજો પ્રકાર છે, તેને સંગીત કવિતા કવિતા કહે છે,–કે જે ગાયનના સાજ સાથેજ ગાવાને રચેલી હોય છે. ઠુમરી, દાદરા, ખ્યાલ, ટપ્પા, ધ્રુવપદ એ સંગીત કવિતા છે. આપણી ગીત કવિતા પણ સાજ સાથે ગવાય, પણ સાજ સાથે ગાવાને—ગાયન શાસ્ત્રના

નિયમ અવશ્ય રાખી ગાવા ને અને અર્થ વિષે સામાનું લક્ષ જાઓ કે નહિ પણ ગાયન ઉપર આણવુંજ એ હેતુથી સંગીતકવિતા રચાય છે.

રાગ ગાવો અઘરો છે, પણ કવિતાને તેની રચાના પ્રમાણે નીકળતા ઢાળમાં વાંચવી એ સહેલું છે. કવિતા એક જાતનું ગાયન છે. પણ ગાયન કંઇ કવિતા નથી. પદ, ગરબી, લાવણીઓ, વગેરે કરવામાં પિંગળશાસ્ત્રના નિયમ જાણવાની જરૂર નથી, જેઓએ એવી કવિતા કરવી હોય તેઓએ થોડો ઘણો ગાવાનો અભ્યાસ રાખવો. ગાયન કંઇ કવિતાને જરૂરનું નથી, પણ ઉપર કહી તેવી કવિતાને તો જરૂરનું છે. ગીતકવિતા ચાર રીતની–૧. ભજન અથવા ધર્મ સબંધી. ૨. વીરપુરુષ તથા વીરકર્મની સ્તુતિસંબધી. ૩. નીતિ તથા તત્ત્વજ્ઞાન સબંધી. ૪ જમણવાર લગ્ન વગેરે શુભકાર્ય અને પ્રીતિસંબધી, કવિતામા મનનો ઉભરો બહાર પડતો હોય છે. એમા પદ્ધતિ, સંબંધ, વાદ કંઇ જોવામાં આવતું નથી, જેમ કવિનો જોસ્સો બહાર આવે તેમ તે બહાર નીકળી પડે છે, ને ગમે ત્યાંથી ગમે ત્યાં ઉતરી પડે છે. એવી કવિતામા સારી પદ્ધતિની જરૂર નથી તો પણ જેમા એક વાત પુરી લખી હોય તે વધારે સારી કવિતા ખરી. મોટા આખ્યાનો ને રામાયણ મહાભારત વગેરે ગ્રંથો ગાઇને–ગાતાં સાંભળીને સમજવાના હેતુથી દેશીમાં–ઢાળમા લખયા છે, પણ વિષય મોટો ને લખાણ ઘણુ તેથી તે ગીતકવિતા છતે પણ તેને ગીતકવિતા ન કેહવી. ગીતકવિતા તે નાનીજ હોવી જોઇએ. થોડામા પણ વિસ્તારવાળું ધર્મનીતિ સંબધી જે વાર્તારૂપ કથન તે આખ્યાન અને મોટા વિસ્તારવાળું તે વીરરસકવિતામાં ગણાઇ વિષય પ્રમાણે નામ ધારણ કરે છે.

વીરકવિતા–જે કવિતામાં વીરરસનું પ્રાધાન્ય હોય તે. એમાં બીજા શૃંગારાદિક રસો પ્રસંગે હોયજ પણ વીરરસ મુખ્ય છે. બીજી સઘળી કવિતાની જાતિ કરતાં આ જાતિ ઉત્તમ છે. એવી કવિતા કરનારા ઉત્તમ પંક્તિના કવિવર્ગમાં બેસે છે. સંસ્કૃતમાં રામાયણ મહાભારત ને વીર કવિતાના મુખ્ય અને શ્રેષ્ઠ નમુના છે. સંસ્કૃત રામાયણ ને મહાભારત ગાયનમાંજ ગાવાને બનાવેલાં નથી, (આપણે ગાવા ધારીયે તો તો ગાઇ શકીયે ખરા )–શુદ્ધ કવિતામાં છે. આપણી ભાષામાં એ જાતની કવિતા ભાષાંતર રૂપે ઘણી છે. સામળભટની બનાવેલી સિંહાસનબત્રીસી વિક્રમના પરમાર્થ વર્ણનની દહોરા, ચોપાઇ, છે તે કેવળ ભાષાંતરરૂપે નથી.

વીર કવિતા રચવી ઘણી અઘરી છે. ઇતિહાસપુરાણમાની વાતો શોધી વિસ્તારવી, આડકથાથી શોભાવવી, પદાર્થ અને ગુણુમાં તેજી વર્ણનથી રંગવી, અર્થ વિચાર ને અર્થાલંકાર પ્રૌઢ રાખવા અને રચના પણ શબ્દાલંકારયુક્ત સાદી રાખવી. પ્રથમથી તે છેવટ સુધી એકસબંધ વાદપુર:સર રાખી મુખ્ય વિષયને અથથી તે ઇતિલગણ જાગતો રાખવો એ સઘળું વિરલી બુદ્ધિનું કામ છે.

વીર કવિતા, નીતિભક્તિની રામબાણ પણ આનંદ સાથે શિખામણ આપે છે. તેનો ઉદ્દેશ મહદ્ગુણ વધારવાનો છે. મોટું પરાક્રમ, સત્ય-ન્યાય, પ્રમાણિકપણું, મૈત્રી, ધર્મ અને પરમાર્થ વગેરે ગુણો પોતાના અદ્દભુત પૂર્ણ શણગારથી આપણને દર્શન આપે છે. એઓ કહે છે કે આવો અમને ભેટો, અમને તમારાં મન મંદિરમા રાખો, અમારો ખર્ચ ઘણો નથી, અમે ભારે નહિ પડીયે. એઓનાં જ્યાં દર્શન થાય છે તે વેળા આપણે ચિત્ર થઇ રહીએ છીએ. એ સદ્ગુણો પ્રથમ થોડા દિવસ તો આંખ આગળથી ખસતાજ નથી ને વધારે કાળ થતો જાય છે ને બીજાં કામમાં પડીએ છીએ તોપણ તેઓની અસર આપણા ઉપર રહે છે. વીરકવિતા એ દેશના લોકની ઉંચી સ્થિતિ બતાવે છે, મોટી

દોલત છે. એ વડે દેશના લોક પોતાની સ્થિતિ જાળવી રાખે છે. ને નઠારી સ્થિતિ થઇ તો તેમાથી પાછા ઝટ સારી સ્થિતિમાં આવે છે.

રસશાસ્ત્રની એવી બલિહારી છે કે જેવો કવિતાનો રસ હોય તે પ્રમાણે જો સમજુકની આગળ તે કવિતા વાંચી હોય તો સામાના દીલમા તે મોટી સ્થાયી અસર કરે છે. વીર-કવિતાના બંધારણમાં ત્રણ વાતો છે. ૧. મુખ્ય વિષય એકજ જોઇએ. બીજી આડકથા દાખલાની દાખલ આવે, પણ તેને આણતાં મુખ્ય વાત ઢંકાઇ જાય તેમ ન થવું જોઇએ. ૨. મુખ્ય વિષય પ્રૌઢ જોઇએ એવો કે આપણુ મન તરત હરી લે અને કવિતાને પણ પ્રૌઢત્વ આપે. ૩. કર્મ રસભર્યા થયેલાં બતાવવાં જોઇએ.

એ કવિતામાં માણસના ગુણનું સાધારણ વર્ણન તો હોયજ, પણ અમુક સ્ત્રી પુરુષના અમુક ગુણોનું વિશેષ ભભકમાં વિસ્તારે વર્ણન આપવું જોઇએ. મનુષ્ય સ્વભાવમા હોયજ નહિ તેવુ છેક નહિ, પણ વિરલામાં હોય તેવું ખરૂ ને ઉચું ને ઉંચી ભાષામાં તે ચીતરાવું જોઇએ.

નાટક-એ એવી રીતનું લખાણ છે કે જેમાં કવિ પોતાને નામે કોઇ બીજાઓનું વર્ણન નથી કરતો પણ તે બીજાઓને બોલાવી તેમની વાત તેઓનીજ પાસે કહેવડાવે છે. કોઇની વાત આપણે કરીએ તેના કરતાં તે કોઇ પોતાની પોતે કરે તેમાં વધારે સાચાવટ અને એથી વધારે અસર હોયજ. નાટકનાં સંભાષણો ગદ્ય તથા પદ્યમાં બંનેમાં હોય છે.

નાટક બે રીતના છે– દુ:ખપરિણામક નાટક અને સુખપરિણામક નાટક. પહેલાં નાટકમાં મનના જોસ્સા, સદ્‌ગુણ, દુર્ગુણ અને માણસ જાતનાં દુઃખ એઓનાં ચિત્ર પ્રત્યક્ષ માલમ પડે છે, ને બીજા નાટકમાં માણસ જાતની મૂર્ખાઇ, તેઓની રીતભાત, ટેવ, ખોડ મોજશોખ વગેરેનું નકલ દાખલ વર્ણન હોય છે. પહેલામાં કરુણરસ પ્રાધાન્ય હોય છે ને બીજામાં હાસ્યરસ પ્રાધાન્ય હોય છે. ગુજરાતી જુની કવિતામાં નાટકો લખાયાંજ નથી.

વળી વનકવિતા, બોધકવિતા, વર્ણનકવિતા એ નામે પણ કવિતા ઓળખાય છે.

વનકવિતા–એમાં ગામડાં, વાડી, વન, વગેરે સ્થળનુ અને પશુ, પક્ષી અને ઝાડપાન તથા તે સ્થળમાં વસનારાઓ એ સંબંધી કથન હોય છે. ભરવાડ અને ખેડુતના વિષયને લગતી જે બાબતો તે એ કવિતામાં છે. ડુંગર, નદી, સરોવરોનાં વર્ણન પણ એમાં આવ્યાં. સૃષ્ટિના પદાર્થોના દેખાવનાં અને જીવવાળી વસ્તુઓના સ્વભાવનાં-સુખનાં વર્ણન એ કવિતામાં છે. દાણલીલા, મહિના વગેરે છે તે વનકવિતા છે.

બોધકવિતા–એમાં બોધ આપવા ઉપર પ્રાધાન્ય છે. નીતિભક્તિના પદો તે એ વર્ગમાં છે. આપણામાં જે કવિતા ચાબખાને નામે ઓળખાય છે તે પણ એજ જાતિમા છે.

વર્ણનકવિતા–એ ભાગ કોઇ વિષય ઉપરથી જુદો નથી પડયો, પણ હરકોઇ વિષયની કવિ-તાના સ્વરૂપ ચીતરવાની રીત ઉપરથી જુદો પડયો છે. વર્ણનકવિતા એ કોઇ બાબત નથી, પણ બાબતની બતાવવાની રીતિ છે. ઉત્તમ કવિ ને મધ્યમ કવિ વર્ણન ઉપરથી તરત પરખાઇ આવે છે ઉત્તમ કવિનું વર્ણન એવું રંગદાર હોય છે કે વસ્તુનું ખરૂ સ્વરૂપ તરત મોઢા આગળ આવી ઉભું રહે છે. ઉત્તમ રીતે કરેલાં ઋતુઓનાં વર્ણન આપણે વાચીએ તો ભર ઉનાળામાં ભર ચોમાસાની મઝા લેતા હોઇએ તેવી આપણાં દીલમાં અસર થાય છે. ઉત્તમ વર્ણન ઉપરથી ચીતારાઓ જેનુ વર્ણન હોય તેનું ચિત્ર પાડી બતાવે છે.

નર્મગદ્ય : કવિ અને કવિતા

## ગુજરાત અને ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ

માટે હવે ભૂત સ્થિતિનોજ અથવા ઉત્તમ ભાવિ સ્થિતિનોજ વિચાર કર્યા કરવું એ પ્રયોજન નથી. ભૂતભાવિ ઉપર અતિશય મોહ રાખતાં જો વર્તમાન સચવાય નહિં તો તે મોહ કેવળ જડપણુ છે, અથવા ઘેલાપણું છે. ભૂત ઉપરથી વિવેક જાણી ભાવિની આશાએ હોંસીલા થઇ એ બે વડે આપણે આપણી શકિત વધારીશુ તો ભાષાનું બળ પણ વધશે ને સૌંદર્ય પણ વધશે. દ્રવ્યને ઉદ્દેશી નહિ પણ માનને અથવા આનન્દને અથવા વસ્તુનેજ અથવા પરોપકાર ને ઉદ્દેશી જ્યારે કેટલાક જણુ હોસ આગ્રહથી પોતાની વિદ્યા વધારશે ને ગ્રન્થો રચશે ત્યારે ભાષા સહજ સુધરશે. પણ ગુજરાતમાં વિદ્યા વધે ને ગુજરાતી વિદ્વાનો બીજા પ્રદેશના વિદ્વાનોની સાથે સરખાઇ કરે એ તો વિસ્મય જેવુ થાય તોપણુ, સમુહના આગ્રહ ઉત્સાહે વેલુ મોડુ પણુ શું નથી બનતુ ? અને સૈકાપટ ઉપરથી આપણે જાણ્યુ છે કે ભાષા ઉત્તરોત્તર અધિક સસ્કાર પામતી આવી છે, વળી આપણી ઉચ્ચ સ્થિતિનો સૂર્યોદય થયે આપણે તેના સુમંગળ પ્રકાશમાં ઉજમાળા રઇ કામ કરીયે છૈયે–આપણું શુભચિન્તન નિત્ય આજ હોવુ :

કે હિન્દુસ્તાનના સમગ્ર ઉત્કર્ષને અર્થે પ્રથમ તેના અંગપ્રદેશોનો પૃથક્ પૃથક્ ઉત્કર્ષ થવો અવશ્ય છે, તો તેના એક અંગપ્રદેશ ગુજરાતનો ઉત્કર્ષ સત્ત્વરે થાઓ અને એ ઉત્કર્ષની સામગ્રીમાં પ્રથમ ગુજરાતી ભાષાના જયશ્રીરંગ વિરાજો ।

**નર્મકોશ : પ્રસ્તાવના**

## ભાષાવિકાસ

એ પ્રમાણે ગુજરાતી ભાષાનો ઉદ્ભવ તથા સ્થિતિ છે. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ગુજરાતી–ગુજરાતી એ પ્રમાણે ક્રમ છે. એ સ્થિતિક્રમ અને વર્તમાન સ્થિતિએ જોતા જણાય છે કે ભાષા અર્ગ્રકાદિએ એકવડી હતી ને છે, કોમળ હતી ને છે, થોડા વિષયમાં ને વિશેષે કવિતામાં રમતી તે આજ વધારે ને વિશેષે ગદ્યમાં ઘૂમે છે. ભાષા, અર્થપ્રદ અને પાટીલી–સુન્દર થતી આવી છે ને થાય છે ભાષા પોતાના પ્રાકૃત કોમળપણુંવડે કોઇપણ મોટા અર્થને યથાસ્થિત સુન્દર દર્શાવવાને સત્વરે વળી શકે તેવી છે પણ કેળવણીની અછતમાં તે પોતાનું ઉત્કૃષ્ટ સ્વરૂપ દર્શાવી શકતી નથી.

ભાષા, હિંદી મરેઠી કરતાં ગાવિ વધારે લલિત છે ને તેથી તે કોમળ સૌન્દર્યમાં વધારે પડે છે, પણ મોટા મોટા અર્થ સમાવી કઠિન સૌન્દર્ય દેખાડીને વળી કોમળ કઠિન બન્ને સૌન્દર્યના સમ્મિશ્રણે એક નવુ જ ઉત્તમ સૌંદર્ય પ્રકાશે એવી થવાને તેને કેળવણી મળવી જોઇએ. શબ્દભંડોળ વધારવાને અને અનેક વિષય મેલથી લખાતા થાય તેને માટે સારા સારા ગ્રંથકારો થવા જોઇએ. કે એ ... સરલા ને માટે સરળતાથી નવા ... પરભાષાના યોગ્ય જણાશે તે ... પણ રીતે યોજી વપરાતા કરશે. નવો ... ઉદ્દેશ ભંડોળ વધારવો ને કોશવ્યા ક્રમ, સત્ય-શુદ્ધ રાખ્યા કરવી એજ ... પરમાર્થ કેળવણીના છે। ... શણગારથી ... કહે છે ... નમ ... તમારાં ... ધા ...

## ગુજરાતી ભાષા

પૂર્વવર્ણનમાં પ્રદેશ ... રેણાય ... રાતી ને જાત જાતની ભાષાને ગુજરાતી ... આ ... ભાષા કહી છે, પણ વર્તમાન ભાષા વિષે તેમ ... થ ... પ્રમાણીકરણ કરવાનું નથી, વર્તમાન ભાષા ... તો આગગાડી વડે ને છાપખાનાં વડે ગુજરાતના ... ગુજરાતી બોલનારા સકળજનની ખરેખરી ... થઇ છે. સુરતની, અમદાવાદની, કાઠિયાવાડની, એમ

આમણું કેવાય છે તે ચાલતી ઢાકે નહિ કેવાય, સુરતની ભાષા કંઇક હિંગણી નાજુક ને કુમળી છે. અમદાવાદની કંઇક ઉંચી ને કઠણ છે. કાઠીયાવાડની જાડી છે ને શબ્દે શબ્દે ભાર સાથે છૂટી બોલાય છે. પણ એ ત્રણનું મિશ્રણ થવા માંડ્યું છે ને રૂડું થશે. સમ્પ્રમારણ ઉચ્ચારણ પરત્વે પ્રદેશ પ્રદેશમાં ભેદ છે તે ટળી જશે. ચરોતરના દન્તતાલુસ્થાની ચનું ઉચ્ચારણ તે તરફના ગ્રંથકારો પણ વાપરતા નથી, પ્રદેશપ્રદેશમાં ક્ર–ઓના ભેદ રૂપાન્તરો છે, તેમાં પણ કેટલુંક નક્કી થતું જાય છે. બહુ જણ લાખવુ બોલે છે. પણ એ શબ્દ પુસ્તકોમા વપરાતો બન્ધ થયો છે. લેખનશુદ્ધિ, વ્યુત્પત્તિ એ વિષયોમા પણ સુધારો થતો જાય છે. હિન્દુસ્થાનમાં વર્તમાનકાળમાં પ્રદેશપ્રદેશની જેટલી પ્રાકૃતભાષાઓએ છે ને તેમા જેની જણુતી સંસ્કૃત છે, તેમા ગુજરાતી ભાષા સ્થિતિ પરત્વે કેવુ દર્શન દે છે તે જાણીયે. એ ભાષા બોલનારા લોકની સખ્યા સાઠલાખ કેવાય છે ને એ રીતે ક્રમ માંડતાં તે નીચે ઉતરે છે.

નહિ તેવુ છેક બોલનાગ ૪ કરોડ, બંગાલીના ૩ કરોડ,

ખરૂ ને ઉચું ? ૧ કરોડ ને મગેઠીના ૧ કરોડ છે.

જોઇએ. પ્રમાણે ક્રમ આપીએ તો મારા

ાણે તે માત્ર પંજાબીથી ઉપર આવે,

નાટક-એ હિન્દુસ્થાનના ઘણું કરીને સઘળા

જેમાં કવિ પો ઓની અને હિન્દુસ્થાન દેશના દેશી

નથી કરતો માના શ્રેષ્ઠ વેપારીઓની ભાષા

વાત તેજ તે પેલી પ્રતીની શોભે છે. એ શોભા,

વાત ન કોળવાયાથી અને તેથી વધારે જણના

પોતે વામા આવતી થયેથી ઘણી ઘણી સતેજ

અસર ૫ બોલવામા કંઇજ બાધ નથી.

પત્રમાં બનેમાં ૧ નર્મકોશ: પ્રસ્તાવના

નાટક બે સૂ . સરસ કોની ?

નાટક અને ખપરિ ૫૦૦ વરસ થયાં સુધારેલી

નાટકમાં મનના જોસ્સા, રહિત એવી ગાડી ઘેલી

માણસ તના દુઃખ મદ–થી ભાષા સુધરેલી હતી

માલમ પડે છે; ને એઓન વ્યાકરણ, કોશ,

જાતની મૂંઝાઇ, બીજા ના

તેઓની રીતભાત,

રસાલંકારશાસ્ત્રના નિયમ રાખનારાં પદ્યો, અને વ્યાકરણના નિયમથી લખાયલાં મર્મ ભરેલાં અને અસર કરે તેવાં ગદ્યો જાંહાંસુધી જોવામાં ન આવે તાંહાંસુધી ભાષા સુધરેલી કેહેવાય નહીં. વિલાતમાં ૪૦૦ વરસ ઉપર ચાસરે ઘણી સારી કવિતા કરી છે, પણ તે ભાષા હમણાના કરતાં સુધરેલી હતી એમ કોઇ હાલ કેહેતું નથી. હું એમ કહું છુ કે ગુજરાતી ભાષા સુધરતી આવી છે ને હાલના ઉદ્યોગથી સુધરશે. દલપતરામ કવિ કેહે છે કે ગુજરાતી ભાષા સુધરાવી જોઇયે એમ જે કેહે છે તેની ગુજરાતી ભાષાના પંડિતો મશ્કરી છે. પણ હવે ઉપરના ખુલાસાથી તો હું કેહેતાં શરમાઉંછ કે કોઇ પણ ભાષાના મૂરખાઓ પણ ઉપર પ્રમાણેનો વિચાર જોઇને કવિ દલપતરામનેજ હસી કહાડશે. નાગરની ભાષા સહુથી જુની ને સરસ ગુજરાતી છે, તેનાં કારણો નર્મવ્યાકરણમાં કહ્યાં છે. પણ નાગરના પણ ચાર સમવાય છે; જુનાગઢ આદિ બાર ગામ સોરઠ; અમદાવાદ આદિ બાર ગામ ગુજરાત; ઇડર, વાંસવડા આદિ છ પોળ અને સુરત, બરાનપોર ને કાશી એ ત્રણ. એ ચારમાંથી સહુથી સરસ ભાષા કોની? એમ પ્રશ્ન થતે ઉત્તર આજ નીકળવાનો કે સુરતની. જુનાગઢવાળા જંગલી દેશમાં જઇ રહ્યા તાંહાં તેઓએ તાંહાંના વતનીઓની ભાષાના પોતાનામા નવી દાખલ કરેલી તે આજકાલ કેટલાક એણીતરફના (રાજદ્વારી ગૃહસ્થો શિવાય) તને ને મને ઘણુ જાડય રાખે છે. તેમ, અમદાવાદમાં શ્રાવક ને મુસલમાનના સહવાસથી ભાષા બગડેલી. વારુ કહેશો કે સુરતના લોકને દક્ષણીઓનો સહવાસ તેથી તેમા દક્ષણી શબ્દ આવેલા પણ અનુભવથી કેહેવામાં આવે છે કે સુરતના નાગરની ભાષામાં દક્ષણી શબ્દ નથીજ—સુરતના લોકને મુસલમાનનો સંસર્ગ નહી–કેમકે તેઓને સુરતમાં આવ્યાને હજી સો વરસ થયા નથી. તેઓ અશ્વનીકુમાર ફુલપાડા ગામ જે પેશવાને

હસ્તકનું હતું ત્યાંહાં, ચાંપાનેર ભાગ્યા પછી આવીને રહ્યા હતા, તે ખરેખરા જેવી રીતે વડનગરમાં રેહેતા તેવીજ રીતે ત્યાંહાંથી નીકળ્યા પછી પણ રહેતા–વાત ખરી છે કે, આચાર-વિચારમાં, સ્વચ્છતામાં, વેદશાસ્ત્રના અભ્યાસમાં, ભણવે લખવે સુન્ત બિજાં કરતાં વધારે ચઢિયાતું છે એમા તો કોઇથી ના કહીંજ કેહેવાય સંસ્કૃતના મૂળાક્ષરોના ઉચ્ચાર સુરતના લોકજ મૂળ પ્રમાણે કરે છે–જુનાગઢના ને ગુજરાતના કરી શકતા નથી.

ભાષા સંસ્કારવાળી ને સરસ કઇ ? તો કે, જેમાં બાહારના વ્યવહારસંબંધી અને મનના વ્યવહારસંબંધી શબ્દ ઘણા છે, જે શબ્દ કાનને મધુરા લાગે છે, જે શબ્દથી તેમાં રહેલા અર્થો સમજાય છે અને જબરી અસર કરે છે, ને વળી જે ભાષા બોલાય છે તે પ્રમાણે લખાય છે–જે નિયમસર શુદ્ધ અને અસર કરતી લખાય છે તે. સસ્કૃત ભાષાને વિષે તો કોઇને વાંધો નથી જ. સસ્કૃત ભાષા ઉપરજ સઘળી પ્રાકૃત ભાષાઓ આધાર રાખે છે. જ્યહાંની ગુજરાતી ભાષા સંસ્કૃત તરફ વધારે વલણ કરતી હોય તાંહાની ભાષા, જાંહાની ભાષા સસ્કૃતથી ઘણી આઘી રેહેતી હોય તેના કર્તાં વધારે સારી. આ ઉપરથી વિચારવુ કે અમદાવાદની ગુજરાતી વધારે સારી કે જુનાગઢની ગુજરાતી વધારે સારી કે સુરતની ગુજરાતી વધારે સારી.

જૂનું નર્મગદ્ય

## સામળભટ

કવિતામા બે ભાગ રસ ને એક ભાગ તર્ક જોઇએ. રસથી હૈયુ ભેદાય છે ને તર્કથી લ્હેર આવે છે. સામળમાં હૈયું ભેદાય તેવું ઘણ નથી, પણ તર્કથી લ્હેર આવે તેવુ ઘણું છે. પણ તે મધ્યમ વર્ગનું છે. એણે સાધારણ વાતને કવિતામાં સણગારી તેમાંથી નીતિ બતાવી છે તોપણ તેણે ઘણું લખ્યું છે તેથી તેની કવિતામા કેટલેક ઠેકાણે ઘણો જ સારો રસ જોવામાં આવે છે–માધવાનળ, નંદબત્રિશી, અંગદવિષ્ટી વગેરેમાં તર્ક વિશેષ છે. સામળનામાં વીરરસ થોડે ઠેકાણે છે, પણ તે ઘણો સારો છે. હાસ્યરસ તો ઘણોજ છે. શૃંગાર હલકી પ્રતિનો છે અને અદ્ભુત, ભયાનક પણ સારા છે. પ્રેમાનંદમાં તર્ક થોડો ને રસ ઘણો છે, ને એજ મુખ્ય કારણથી સામળ કવિપંગ્તિમાં પ્રેમાનંદથીજ માત્ર ઉતરતો આવે છે. અલંકારો પણ પ્રસંગોપાત સારા સારા છે.

જૂનું : નર્મગદ્ય

## મીરાંબાઇ

એની કવિતા હિંદુસ્તાની ને ગુજરાતીમાં જોવામાં આવે છે ને મારવાડી ભાષામાં પણ હશે ખરી. હિદુસ્તાની પદો, કબીરનાં પદ પ્રમાણે સાધુઓ ગાય છે ને ગુજરાતી પદો ગુજરાતનાં બાઇરાંઓ ભક્તમંડળમાં અને નવરાતના ગરબાઓમાં ગાય છે. મીરાંની સઘળી કવિતા એક ગ્રંથમાં તાકીદે છપાય તો સારૂ. કેટલાંક હિદુસ્તાની પદ તો કબીર અને નાનકનાં પદોના સંગ્રહમાંથી મળી આવશે.

એની કવિતા છુટક પદોમાં અને શૃંગાર રસનીજ છે. કવિતામાં વિદ્વત્તા નથી, પણ પ્રેમભકિતનો જોસ્સો કુમળી કુમળી ભાષામાં સારીપેઠે દરેલો જોવામાં આવે છે. કેટલોક વૈરાગ્ય પણ જોવામાં આવે છે, પણ તે પેલા જોસ્સાને પુષ્ટી આપવાને. કેટલાંક પેદામાંથી માલમ પડે છે કે તેણે શૃગારરસ જાતે અનુભવેલો ખરો. મીરાંબાઇનો વર કુંભો રાણો પણ કવિતા કરતો એવુ રાસમાળામાં લખ્યુ છે.

જૂનું નર્મગદ્ય

## હેમચંદ્રાચાર્ય

એ સંવત્ ૧૧૪૫માં ધધુકામા જન્મ્યો હતો. એનો બાપ મોઢ નાતનો વણીઓ બ્રાહ્મણ મતનો ને મા જૈન મતની હતી. એને આઠમે નવમે વર્ષે દેવસૂરીએ દીક્ષા આપી હતી ને પછી

તેણે સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓમાં જ્ઞાન મેળવ્યું હતુ. એના કરેલા ગ્રંથો આ પ્રમાણે છે. પ્રાકૃત ભાષાનુ વ્યાકરણ (સંવત ૧૧૬૮), જૈનનાં દેવસ્તવન, શુદ્ધયોગ શાસ્ત્ર, અભિધાન ચિંતામણિ એ સંસ્કૃત કોશ સર્વત્ર પ્રસિદ્ધ છે. એની મોટી પ્રસિદ્ધિ સિદ્ધરાજની સભામાં કુમુદચંદ્ર દિગમ્બરની સાથે થયેલા વાદથી થઇ. એ પ્રસંગથી એનો શોભ વધ્યો. એણે રાજાને જૈન કરી જૈન ધર્મનો બહોળો પ્રસાર કરી પોતાનું નામ અમર કરવાનો ઉદ્યોગ આરંભ્યો પહોંચેલા સિદ્ધરાજે ગાંઠયો નહિ, પણ કુમારપાળ ગાદીએ બેઠો ત્યારે એણે કુમારપાળને જૈન કર્યો. પોતે વિદ્વાન, વાચાળ, તાર્કિક ને સાધુ હતો અને મંત્રી તથા બીજા કારભારીઓ જૈન હતા એ કારણોથી હેમચંદ્ર ખટપટ કરી શકયો હતો.

**નર્મગદ્ય : ગુજરાતીઓની સ્થિતિ ભાગ ૨**

## નર્મ કોશ માટે કવિની ઇચ્છા

એ પ્રમાણે આ કોશની સમૃદ્ધિની વ્યવસ્થા છે–શબ્દસંગ્રહ પૂરો નથી, અર્થ લખ્યા છે તે તેની વ્યાપ્તિના પ્રમાણને વિચારે બહુધા છે. મૂળના અર્થ ઉપરથી ઉત્તરોત્તર બીજા અર્થ થતા ગયલા તે ધોરણે યથાસ્થિત ક્રમમા નથી,–( વળી તે વેળાએ ખોટા પણ હશેજ ), અર્થરચના વિષે સર્વત્ર એકસરખા નિયમો રહ્યા નથી ઇત્યાદિ દોષ આ કોશમાં છે ને તે હું જાણું છઉં ને ગ્લાનિ પામુ છઉં કે બાર વર્ષે કોશ પ્રસિદ્ધ કરતા છતે પણ તે સદોષ છે! પણ પાછો એક રીતે સંતોષ માનું છઉં કે બારે વર્ષે પણ ગુજરાતી ભાષાના થોડાઘણા શબ્દોની એકયશોભા લોકને જોવાનો પ્રસંગ આવ્યો. વ્યવહારપક્ષે જો કે હું મારી બાહ્ય સ્થિતિ પરત્વે કાંઇએક સંકોચિત છઉં તો પણ અંતરસ્થિતિ પરત્વે વિદ્યાર્થીના મહેચ્છાનંદનો ને તરુણ યોદ્ધાના પ્રફુલ્લ આનંદનો લાભ પામ્યો છઉં– કોશ કેમ કરવો, કોશમા દોષગુણ તે કોને કહેવા, ગુજરાતી ભાષાનો ઉત્તમ કોશ તે કેવો થવો જોઇએ એ મે જાણ્યુ છે અને ગ્રંથ પ્રગટ કરવાના માર્ગમાં નડતાં વિઘ્નો સાહસબુદ્ધિએ તોડી ઘણે કાળે પણ આ લીટીઓ લખવાનો રૂડો દહાડો જોઉં છઉં! આ કોશ જેવો જોઇએ તેવો નથીજ પણ હવે એ અથવા બીજો કોઇ મનમાનતો ઉત્તમ પ્રકારે રચવો એ બીજાઓનો ઉદ્દેશ હોવો જોઇએ. વર્તમાનમાં ગુજરાતી કોશ સંબંધી મારી આશા આટલી છે કે ગુજરાતી ભાષાની જયશ્રી દર્શાવનારો પૂર્ણ બળસૌંદર્યે ઝગઝગાં કરી રહેલો **એવો કોશ સરસ્વતીને પ્રસાદે** એક વાર જોઉં–એ ઇચ્છા પૂરી પાડવાને તે દેવી પૂર્ણ સ્વતંત્ર, રૂડી, ભક્તવત્સલ ને પરમ ઉદાર છે.

**નર્મકોશ : સુખમુદ્રા**

## નર્મકથાકોશની પ્રસ્તાવના

—. સૂચના :—

જો કે આપણા લોક રામાયણ, મહાભારત ને ભાગવતના થોડાઘણા પ્રસંગથી જાણીતા છે તો પણ એકેક પાત્રજનના અથેતિ સંબંધવાળા ચરિત્રથી અજાણ છે તેમ પુરાણો સાંભળવાનો પ્રચાર ઓછો થયો છે ને નવી પ્રજાને તો તે માહેના પ્રસંગો જાણી લેવા સારૂ રૂચિ ને સાધન નથી. વળી વિશેષે નિશાળોમા વપરાતા કવિતાનાં પુસ્તકોમા ને ગિજાઓમા પણ કેટલાક કથાપ્રસંગ તથા તેમાના નામઠામ સંક્ષેપમા મુકેલા જોવામાં આવે છે ત્યારે વાંચનારને સમજ પડતી નથી–બીજા ધર્મના લોકને તો શેનીજ પડે? કથાપ્રસંગો અને મહાપુરુષોના ચરિત્ર જેવી રીતે સમજવા જોઇએ તેવી રીતે સમજવાથી અનેક સદ્‌ગુણશિક્ષા તથા વિધવિધ રસાનંદ પ્રાપ્ત થાય છે અને આપણા પૂર્વજોના તર્કજ્ઞાન શક્તિનો જે અમર યશ તે આપણા જાણવામા આવે છે અને દેશ, દેશી રાજ્ય, દેશી ધર્મ, દેશી રીતભાત ઇ વિષે આપણને શુભાભિમાન

ઉત્પન્ન થાય છે, ઇ.–એ સઘળાં કારણોથી આ જાતિનાં પુસ્તકની આવશ્યકતા જોઇ મે આ રચ્યું છે. 'મૂળ સસ્કૃત ઉપરથી' નહી પણ ઘણાએક ગુજરાતી, મરાઠી, હિંદી પુસ્તકો ઉપરથી અને 'મૂરની દેવસભા, તથા 'વાર્ડના હિંદુ' એ અંગ્રેજી પુસ્તકો ઉપરથી મે ગયે વર્ષે ગ્રથ તૈયાર કર્યો હતો પણ તે, પછી સંસ્કૃત ભાગવત–રામાયણ વાંચનાર પુરાણીની અને સસ્કૃત મહાભારત વાંચનાના અભ્યાસવાળા એક મારા વૃદ્ધ મિત્રની સૂચના ઉપરથી ઘટતો ફેરફાર કરી તથા નવુ વધારી આ રૂપમા આણ્યો છે. મૂળ સંસ્કૃત ઉપરથી આવો ગ્રંથ રચાય ત્યારે પછી શું ન્યુન રહે ! મોટા પણ એ કામને સાધન અવસ્ય છે !

આ ગ્રંથ જેવો જોઇએ તેવો તો નથીજ.–ગ્રથને અગે જે જે દોષ કહેવાય તેમાંના થોડા ઘણા આ ગ્રથને અગે છેજ તોપણ એ, બિજા ગ્રંથકારોને એ જાતનો સમર્થ ગ્રથ કરવામા આધાર ભૂત થશેજ.

નર્મકથાકોશ

## લેખનશુદ્ધિ

લેખનશુદ્ધિ વિષે જ્યારથી મેં ગ્રંથ લખવા માંડયા ત્યારથીજ બોલવુ તેવુ લખવું એજ વિચારને મૂળ ધોરણ માનતો આવ્યો છઉં. બે ત્રણ વાર નિયમો પણ બાંધ્યા હતા પણ તે પ્રમાણે સર્વત્ર વર્તવા વિષે મે સ્પૃહા રાખી નથી. ત્રણેક વર્ષ થયાં જૂનાં પુસ્તકો વાચવામાં ને શબ્દોની વ્યુત્પત્તિ શોધવામાં મે આનંદ માન્યો છે તે ઉપરથી પણ મારા પ્રથમ વિચારને પુષ્ટિ મળી છે કે બોલવું તેવુંજ લખવું; પછી રુપાંતર મૂળને મળતું આવતુ હોય કે ન હોય. જે ભાષા પૂર્ણ સંસ્કારી થઇ હોય ને પછી વિકૃતિને પામી હોય ને એને પાછી સ્વચ્છ કરવી હોય તો વિકૃત રુપાંતર તથા વિકૃત ઉચ્ચારણ એ બન્નેને મૂળ સ્વરુપ ઉપર લક્ષ રાખતાં રહી થોડે થોડે ફેરવ્યા કરવાં. પણ જે ભાષા નવી વ્યવહારમાં આવ્યા પછી એકે વાર પૂરેપૂરો સંસ્કાર પામી નથી પણ પામવાને પાત્ર થતી જાય છે તે ભાષાને શુદ્ધ સુંદર કરવામાં મૂળના સંબંધનો વિચાર કરવો અવશ્ય નથી. ગુજરાતી ભાષાના શબ્દોના કાળકાળનાં રુપાંતર જોવાથી સ્પષ્ટ જણાય છે કે ભાષા ઉત્તરોત્તર સુધરતી આવી છે હમણાની ભાષાંમા કેટલાક શબ્દ એવા છે કે જે પોતાની છેલ્લી ને ઉત્તમ સ્થિતિમાં આવી રહ્યા છે અને કેટલાએક રૂડો સંસ્કાર પામતા જાય છે.

જ્યાસુધી પરસ્પર સગતિવ્યવહાર વધ્યો નથી, અનેક કોશગ્રથ થયા નથી–જ્યાસુધી પ્રદેશ પ્રદેશોની ભાષા સમિશ્રપણે એકરૂપ થઇ નથી ત્યાંસુધી લેખનશુદ્ધિ વિષે અવિચળ નિયમ બધાવા દુર્લભ છે. હમણા નિયમ બાધવા તે માત્ર એ વિષે લક્ષ તથા ચર્ચા કરાવવાને અને નિશાળમા ભણનારા યથેચ્છ વર્તે તેને અકોશમા રાખવાને માટે છે.

નર્મકથાકોશ : સુખસુદ્રા

## નરસિંહ મહેતો

નરસંહી મહેતો ભક્તકવિ હતો. એ, વિદ્વાન નહી ને કાવ્યશાસ્ત્ર ભણેલો નહીં, તેથી એકકો મોહોટુ પુસ્તક કરીશકયો નથી. એની કવિતા ઇશ્વિર સબધીજ છુટક છુટક પદોમા છે. પ્રથમ એણે પૂર્વ વયમા કૃષ્ણની બાળલીલા ને રાસલીલાના પદો બનાવ્યા ને પછી ઉતર વયમા જ્ઞાનમાર્ગનાં-ઇશ્વિરમહિમાનાં ને ઉપદેશના. એને સસાર સંબંધી સારો અનુભવ હતો, તેથી પોતાનાં પદમાં રસ સારો મુકયો છે. એની કવિતામાં વત્સલરસ, શૃગારરસ, અને શાન્તરસ જોવામા આવે છે. એની શૃગારરસ કવિતા કર્તા એના જ્ઞાનમાર્ગ સંબધી જે પદો છે, તે ખરેખરા વખણવા જોગ છે આહા શૃંગારપરથી કેવો તે વેદાંતપર ચઢી રહ્યો! એ ઉપરથી તે વિદ્વાનમા ગણતીય થાય છે. એની કવિતાની ભાષા પૂર્વવયની ને ઉત્તરવયની

જુદી પડે છે. શૃંગારની છે તે પ્રેમાનંદ અથવા દયારામના જેવી નથી, પણ કંઈક બાયલી છે.; પણ ઉત્તરવયની તો ખરી મરદાની છે. અલબત, શાંતરસની છે એટલે તે વીરરસના જેવી બહાર કાચી ખુલી નીકળે ? પરભાતિયાં તે નરસંહી મહેતાનાજ. જેમ ચાસરનાં સાન્જસવારનાં વર્ણન વખણાય છે, તેમ કેટલાક નરસંહીના પ્રભાતવર્ણનમા સૃષ્ટિસૌંદર્યનું ઘણું સારૂ ચિત્ર આપેલું જણાય છે.

જૂનું નર્મગદ્ય

### અખો

અખાએ જાતે અભ્યાસ કર્યો નહોતો, પણ તે બહુશ્રુત હતો. એના વિચાર સાધારણ નથી પણ પ્રૌઢ છે–પંડિત માન્ય કરે તેવા છે. એણે કવિતા ઉપર કે ઢાળ ઉપર નજર રાખી નથી પણ અર્થ ને દ્રષ્ટાંતોથી ભભકમાં બતાવવા ઉપર સારીપેઠે નજર રાખી છે. એના બનાવેલાં વેદાંતનાં પુસ્તકોમાં પહેલું બનાવેલુ પુસ્તક અક્ષયગીતા–અખેગીતા છે એ ગીતાની શેવટે સંત ૧૭૦૫ ને ચૈત્ર સુદ ૯ ને સોમવારની તિથિ આપે છે. એણે કેટલીએક સાખીયો પણ કરી છે. જો કે અખો સોની હતો તોપણ તેણે મેહેનત કરી વેદાંત જેવા અઘરા વિષયનુ જ્ઞાન સંપાદન કીધુ ને પછી મેહેનત લઈ લખી લોકોને આપ્યું એ ખરેખર સ્તુતિપાત્ર છે.

* * * *

### પ્રેમાનંદ: તેની કવિતા

પ્રેમાનંદનો સમય એવો નહોતો કે સંસ્કૃત કવિની બૂજ ન થાય. વળી જે સમયમાં પ્રાકૃત પુસ્તકોને સંસ્કૃત જેટલુ માન નહોતું તે સમયમા તેણે પ્રાકૃત કયા ઉદ્દેશથી ને કયા પ્રસંગથી લખ્યું એ જાણવુ અવશ્ય છે. હવે એની કવિતા વિષે, જયા સુધી સર્વ ગ્રંથો વર્ષ પ્રમાણે મૂકેલા એવુ એક મોટુ પુસ્તક થયું નથી ત્યાંસુધી ખરેખરો વિચાર આપી શકાય નહિ; પણ જેટલુ મારા વાંચવામા અને ચર્ચવામાં આવ્યું છે તેટલા ઉપરથી આ પ્રમાણે કહી શકાય છે—કવિતાનો આત્મા જે રસ તે પ્રેમાનંદની કવિતામાં ઘણુ કરીને એકસરખો સાધારણ ઉજળો ને ઘાડો હોય તેવો દીપે છે. એની કવિતા કરૂણ ને હાસ્ય એ બે રસથી વિશેષ વ્યાપ્ત છે ને બીજા રસ શૃંગાર, વીર, અદ્ભુત એ પ્રસંગોપાત સારા દેખાય છે. પ્રેમાનંદે સ્વભાવસ્થિતિ–રીતભાતનું વર્ણન અનુકૂળ ગૌરવશાળી શુદ્ધ વાણીમાં રસ ભર્યું કર્યું છે. અલંકાર પણ ઘટતા ને સારા છે. એણે એની પહેલા થઇ ગએલાઓના દેશી રાગ–ઢાળમાં અથવા તેમાં વધારો ઘટાડો કરી નવા કરી એ રીતની વાણીમાં ગ્રંથ રચ્યું છે. હુંડી, શ્રાદ્ધ, હારમાળા, ને મોસાળુ એ ચારમાં નાયક નરસી મહેતો છે, ને એ ચારમાં ઉત્તમ મોસાળું છે. એમા અને સુદામામાં હાસ્ય અને કરુણ એ બે રસ છે. ગુજરાતીમાં જુદા જુદા ત્રણ પ્રકારના હાસ્ય લખનારા અખો, પ્રેમાનંદ, ને સામળ એ થયા છે, તેમના જેવા બીજા કોઇ થયા નથી. ઓખાહરણમાં શૃગાર પ્રધાન છે ને તેથી ઓછો વીર છે. મદાલસામા શૃંગાર, કરુણ ને થોડોએક અદ્ભુત છે. અભિમન્યુમાં વીરનું પ્રાધાન્ય અને બીજા કરુણ ને શૃંગાર છે. નળાખ્યાનમાં કરુણનું પ્રાધાન્ય ને શૃંગાર, હાસ્ય એ છે. વિવેકવણજારામા શાંત છે અને દશમમાં સઘળા રસ છે, પણ વિશેષ વત્સલરસ છે.

વિષયનુ રૂપ અને દર્શાવવાની શક્તિ અને વાચનારના ઉપર થતી અસર એ ત્રણ ઉપરથી કવિતા ઉત્તમ કે મધ્યમ કે કનિષ્ઠ કહેવાય છે. વળી સર્વ કાળના સર્વ સ્થિતિના લોક જેટલી પસંદ કરે તેટલા ગૌરવની ને તેટલી શક્તિથી લખાએલી કવિતા તે ઉત્તમ છે. વાલ્મિક, વ્યાસ, કાલિદાસાદિ એઓએ જે પ્રતિની કવિતા કરી છે તે પ્રતિની કવિતા પ્રેમાનંદની નથી. પ્રેમાનંદે વિશેષ ગુજરાતીઓને પસંદ પડે તેવી કવિતા કરી છે. એની કવિતા ઉત્તમ વર્ગના જનની

સ્થિતિનું ચિત્ર નથી, પણ મધ્યમ વર્ગના જનની સ્થિતિનું વિશેષ છે. એણે પોતાના ગ્રંથોમાં સંસ્કૃતમાંના ને દંતકથાના વિષયો લીધા છે અને તેને પોતાનાં રસ સાગ્જ્ઞાન તથા તર્કશક્તિ એ બેથી શણગાર્યા છે. એની કવિતામાં પાત્રજનોની મૂર્તિ યથાસ્થિત જોવામાં આવતી નથી. વળી એક માણસ જુદે જુદે પ્રસંગે જુદા જુદા રંગમાં દેખાય, પણ તે તેનો તેજ છે એમ તો હોવું જોઇએ એ વિષયમાં પણ અપૂર્ણપણું દેખાય છે. કારણ કે કવિ સ્થિતિવર્ણન કરવાના પોતાના મુખ્ય રસમાં અને પોતાની વખતના લોકને પસંદ કરવાના હોડમાં નિત્ય મગ્ન હતો. એનો સૌથી શ્રેષ્ઠ ગ્રંથ પોતાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખાએલો નળાખ્યાનનો છે. ભાગવત પછી લખ્યું છે, પણ તે વૃદ્ધાવસ્થામાં ને ઉતાવળથી લખેલુ હોય એમ ભાષા તથા વર્ણનશૈલી ઉપરથી જણાય છે.

વર્ણનરસ અને વર્ણનશૈલી એ પ્રેમાનંદની કવિતાની મોટી ખુબી છે અને એ ઉપરથી ગુજરાતીમાં હુંડી, સુદામાચરિત્ર, મોસાળું, ઓખાહરણ એ ગ્રંથો અમુક અમુક ટાણે ઉમંગથી ગાય છે અને નળાખ્યાન ને ભાગવત ચોમાસામાં વાચે છે અથવા સાભળે છે. પ્રેમાનંદની કવિતા એ ગુર્જરી સ્થિતિપ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમા સર્વ ગુજરાતીઓ પોતાનાં રોવાં હસવાં, દુઃખ સુખનાં પ્રતિબિંબ જોઇ જોઇને નિવૃત્તિઆનંદમા રહે છે. કવિ પોતે પણ એજ આનંદ લેનારો હતો. સ્વભાવે માયાળુ, મળતાવડો, વિવેકી ને ટરેલ હતો. સંસાર ઉપાધિમાં છતે તે ગભરાતો નહિ, પણ સૂધે રસ્તે ઉદ્યમ કરી સંતોષથી રહેતો. એ પોતાનાં કુટુંબ મિત્રમંડળમાં ઠાવકી મજાયકી, ઠાવકા અભિમાનથી, ઠાવકા કોડીલાપણાથી રસવાર્તા કરી આનંદમાં કાળ ગુજારતો હોવો જોઇએ.

નર્મગદ્યઃ કવિચરિત્ર

## પ્રેમાનંદની કવિતાના રસ

પ્રેમાનંદની કવિતામાં ચાર રસ વિશેષ છે. કરૂણા, શૃંગાર, હાસ્ય ને વીર એમ ઉતરતે અનુક્રમે જોવામાં આવે છે. કરૂણામાં તો એક્કો છે. એનો શૃંગાર દયારામના શૃંગાર કરતાં પ્રૌઢ છે, પણ તેટલો મસ્ત નથી; તેમ ચિત્ર આપવામા દયારામ કરતાં વધારે સારો છે, તો પણ જેવો કાળીદાસનો, શેકસપિયર–બૈરનનો હાફિઝનો અને સુરદાસનો દરદનો ભરેલો, ચિત્ર આપતો, દુનયાદારી સમજાવી નીતિ બતાવતો ને પંડિતાઇ ભરેલો છે તેવો પ્રેમાનંદનો નથી; હાસ્યરસ ને વીરરસ પણ સારા છે. એની કવિતારચના દયારામના જેવી સરળ નથી, પણ કેટલેક ઠેકાણે ચઢતી છે. એનામાં હિંદુસ્તાની કે ઉરદુ શબ્દ આવતા નથી, મામળે સારી પેઠે લીધા છે, વલ્લભે થોડા અને પાછા દયારામે સારીપેઠે લીધા છે. ખરેખર જો કોઇ બીજી ભાષા બોલનારા લોકને ગુજરાતી કવિતા વાંચવાને આપું તો નરસંહી, પ્રેમાનંદ અને દયારામ એ ત્રણને જ આપું. પ્રેમાનંદે જે પુસ્તકો રચ્યાં છે તેને આધાર તો સંસ્કૃત જ, પણ પછી વિસ્તાર પોતાની તરફનો એટલો કે તે પુસ્તકો ભાષાંતર ન કહેવાય. દશમમાં જેટલું નવું છે તેના કરતા નળમાં વધારે છે ( નળના સંસ્કૃતમાં ઘણા ગ્રંથો છે તે જોયલા તોપણ ) અને નળ કરતાં વધારે ઓખાહરણમાં છે.

જૂનું નર્મગદ્ય

## દયારામજીવનચરિત્ર

આ ચરિત્ર સમાપ્ત કરતાં મને દીલગીરી થયાવિના રહેતી નથી કે મારાથી દયારામ સરખા ગુણીજનના મરણપછી તેના દોષ જાહેરમાં આણવા પડયા છે વાસ્તવિક વિચાર કરતા ગુણ દોષ વિષે બોલવુ સુવેલાંને સરખું છે. પણ કવિનું જન્મચરિત્ર એ તેનું સ્વભાવવર્ણન છે, તેથી લોકને શિક્ષા મળે છે, માટે કવિચરિત્ર યથાસ્થિત

હોવું જોઇએ. જો કે કેટલીક વાત દયારામના ભાવિક સેવકોને દુ:ખદાયક થઇ પડશે, પણ ગ્રંથકારે પોતાનો ધર્મ, ગુણદોષ બતાવવાનો પૂરેપૂરો બજાવવો જોઇએ. હું દયારામના ધર્મ સબંધી વિચારને બિલકુલ પસંદ નથી કરતો, એને મોટા વિદ્વાન દાખલ માન નથી આપતો, હું એના ક્રોધી તથા અભિમાની સ્વભાવની દયા ખાઉ છું, તોપણ એની દરદી કવિતા ઉપર અને તમામ કવિતાની ભાષા ઉપર ખરેખર મોટો આસક્ત છઉં. હિંદુસ્તાની રાગોને ગુજરાતીમા દાખલ કર્યાનું માન તે એનેજ આપું છઉં, તેમ એના સુઘડ વિચારો ઉપરથી એને મ્હારા એકાંતના મિત્ર વર્ગમાંનો એક માનું છું. મારો ગમે તેવો વિચાર છે ને લોકોનો વિચાર તો બે ગોળીના ચડવા જેવો અને સમેસમે બદલાતો હોય છે, તોપણ દયારામની ગુજરાતી કવિતા સમજાય તેવી સારી રચનામા હોયાથી તે ગુજરાતમાં જાણીતી ને માનીતી છે તે જોઇને હું ઘણો સંતોષ માનું છું. ખરેખર દયારામ ગુજરાતનું મ્હોરૂં હતું. અને એની વાણી આપણી ગુજરાતી ભાષાનું ભૂષણરૂપ અંગ છે, ને તે હમેશ તેમજ રહેશે.

જૂનું નર્મગદ્યઃ કવિચરિત્ર

## શિવાનંદ

શિવાનંદ વિદ્વાન શાસ્ત્રી હતો. તેની સાથે તેણે સદાશિવ પંડ્યાની આજ્ઞાથી શિવપૂજન મહિમા વધારવાને મહાપૂજનની કવિતા કરી છે ને એજ એનો ગ્રંથ છે—એ મોહટો છે એણે બીજી કવિતા કંઇ છુટક કરી નથી. એ ગ્રંથનો ઘણોક ભાગ ગુજરાતીમાં છે, અને થોડોક સંસ્કૃતમાં, હિંદુસ્તાની અને મરાઠી પદોથી ભરેલો છે. એણે પોતાની તરફનું નવું ઝાઝું લખ્યું નથી, સંસ્કૃત ગ્રંથોના આધારે લખ્યું છે, પણ જે લખ્યું છે તેમાં કેટલુંક પુરાણની રીતનું સાદુ ને કેટલુંક અર્થરસાલંકારની ચમત્કૃતીવાળું પણ છે. એનાં કેટલાંક વસંત રાગના પદોમાં ખરી કવિતા જોવામાં આવે છે. એની કવિતા જુદા જુદા રાગોમાં છે; ને તે સુરતમાં ગંગ્રપો, શેહેરમાં ઠેકાણે ઠેકાણે શિવાલયોમા હજી પણ ગાયાં જ કરે છે. સુરતમાં શિવાનંદનાં કીર્તનવિષે બાળક પણ અજાણ્યું નથી. બસેં વરસ થયા એની પ્રસિદ્ધિ છે. એ કવિ, બીજા વર્ગની બીજી ટુકડીમાં આવે છે.

જૂનું નર્મગદ્ય

## આપણું ગદ્ય : ભાષાવિદ્યા

આજકાલ ગદ્યમાં લખવું જેવું અઘરૂં છે, તેવું માત્રા અને રાગ કવિતામાં લખવું અઘરૂં નથી અંગ્રેજી ને સંસ્કૃત કવિઓ ગદ્ય પણ સારૂં લખી જાણતા. ગુજરાતી કવિઓ માત્ર મલીન રીતે કવિત ભાષામા જ લખી ગયા છે. ગદ્યમાં તો કંઇજ લખ્યું નથી ને જે કવિઓએ હાલ ગદ્યમાં લખવુ શરૂ કીધું છે, તે રચનામાં ઘણા દોષ જોવામાં આવે છે. કવિતા કરવામાં ઘણી છુટ છે, પણ ગદ્યમાં ઘણી વાતના બંધન છે. વ્યાકરણ ને રચના એ બેના કાએદાની પૂરી માહીતગારી જરૂરની છે. ને માહીતગારી છતા કાગળ ઉપર અને બોલવામા અનુભવ કરવો, એ ઘણુ મુશ્કેલ છે. ગદ્યમા લખેલું આપણી ભાષામા કંઇ નથી. ગદ્યમાં કાગળો લખાતા ને દરબારમાં કામ ચાલતા, પણ કેવી રીતનાં હતાં ને છે તે સહુને માલમ છે ને એ કંઇ ભાષાવિદ્યા ન કહેવાય, ભાષાવિદ્યાને જન્મ આપ્યાનું પ્રથમ માન જેરવીસને છે ને સને ૧૮૨૮ ના વરસને ગુજરાતી ભાષાવિદ્યાનો શક કહેવો જોઇએ, કે જે વરસથી ગદ્યમા લખવાનું શરૂ થયું.

જૂનું નર્મગદ્ય

## અપભ્રંશ ને સંસ્કૃત શબ્દો

હમણાની રીતભાત જોતાં જણાય છે કે, ઉગતી પ્રજા કેટલાક અપભ્રંશ નહી વાપરે, પણ શુદ્ધ સંસ્કૃત વાપરશે. આસરો નહિં પણ આશ્રય.

કવિતા તો રાગમાં ગોવાઇ ને નીગથી રગાઇ એટલે લોકને મીઠી લાગે, પણ ગદ્ય તો, અપભ્રંશથી ને શુદ્ધ ગુજરાતીથી જ માત્ર મધુર થનાર નથી.

—જૂનું નર્મગદ્ય

## ગુજરાતીમાં શબ્દોની પસંદગી

હમારો વિચાર એવો છે કે, જે શબ્દથી પૂર્ણ ને ખરેખરો આબેહૂબ અર્થ સમજાય તેવા રસિક અને જોર આપનારા શબ્દો વાપરવા, પછી તે ગુજરાતી, સંસ્કૃત હોય, ફારસી કે અંગરેજી હોય. પ્રથમ સંસ્કૃત શોધવું પછી સાધારણ ફારસી ને પછી અંગ્રેજી.

પ્રાકૃત ભાષાને હદમાં રાખ્યાથી ઘણું નુકસાન છે—અંગ્રેજી ભાષા જે હાલ પૂર્ણ કહેવાય છે, તે ઘણી ઘણી ભાષાના શબ્દોના ભેળથી થઇ છે. માટે ગુજરાતી ભાષા પણ પરભાષામાંથી પ્રસંગે ઘટિત શબ્દ લઇને શણગારવી.

માટે હાલમાં સહુએ ગદ્યમાં લખવું ને પછી વ્યાકરણ ને કોશ એની મેળે થયાં કરશે. જે લોકો પુસ્તકો નથી લખતા, તેઓએ ભાષાશોધક થવું, પણ પુસ્તક લખનારાઓએ તો પોતાના કામમાં મચ્યા રહેવું એ સારૂં છે. એકનો એક માણસ સઘળાં કામમાં મોંહો ઘાલે તો તેથી એકકે સારૂં ન થાય ને કોઇ સિદ્ધિ પણ વહેલી ન થાય.

જૂનું નર્મગદ્ય : ડાંડિયો

## પૂર્ણભાષા

જે ભાષા ગદ્યપદ્યમાં સારી રીતે ખેડાયલી હોય તેને પૂર્ણ ભાષા કહેવી. ગુજરાતી ભાષા એ બંને વાતમાં ખેડાયલી છે એવું કહેવાની થોડાએકનીજ હિંમત ચાલશે. કવિતાની ભાષા પણ સારી ખેડાયલી છે એમ કહેતાં હમને ભય લાગે છે. કવિતાની ભાષા વિષે લંબાણથી જુદે ઠેકાણે બોલીશું, તોપણ આટલું તો હિંમતથી કહિયેછ કે તેમાં વાર્તાભાગ ઘણો છે અને વર્ણન થોડાં છે, તેથી વર્ણનભાગમાં જેટલા ને જોઇએ તેવા શુદ્ધ શબ્દો નથી. નહીં વાદ ને નહિં વ્યાકરણ

જૂનું નર્મગદ્ય : ડાંડિયો

## ગુજરાતી શબ્દોની દરિદ્રતા

હમારા જોવામાં પણ થોડા ઘણા ગુજરાતી ગ્રંથો આવ્યા છે, તેથી ગુજરાતી શબ્દથી વાકેફ છિયે, તોપણ જ્યારે ગદ્યમાં સંસારનીતિ ભક્તિ યુદ્ધ સિવાએ બીજી બાબતો ઉપર અને એજ પ્રકરણમાં અને બીજામાં શાસ્ત્રીય રીતે લખીએ છ; અથવા પ્રૌઢ સંસ્કૃત અંગ્રેજી ઉપરથી યથાસ્થિત ( ભાવાર્થ નહિ ) ભાષાંતર કરીએ છ તે વેળા ગુજરાતી ભાષાના શબ્દની દરિદ્રતાને નામે રડિયેછ. તેનો અનુભવ હમારા વર્ગી વના બીજાને કેમ આવવાનો ? કહેવા કર્તાં કરવું અઘરૂં છે. અંગરેજી કવિઓના વિચાર અને સંસ્કૃત કવિઓના વિચાર જેવા જેવા શબ્દોમા યોગ્ય સંપૂર્ણ રહેલા છ, તેવા અક્ષર અથવા સંસ્કૃત બોલો આણવાની કંઇ જરૂર નથી. તેઓએ ફકત નિયમ સમજી લેવા. ને પછી ફારસી શબ્દો વાપરીને કવિતા બનાવવી. સહુને રાધવું ગમતું નથી, રાંધેલું જમવું ગમે છે. પણ રસોઇ કેમ બને છે, તે જાણવાની ખાએશ રાખનારે બબરચીખાનાના ધુમાડાને દેખીને પાછા પગલાં ન કરવાં. પારસી કવિતા કરનારાઓ ફકત દસ દહાડા ( ને ગરજી શિખવી હોય તો એક બે દહાડા ) કોઇ સમજતા હિંદુ પાસે જવાની તસદી લે તો હમણાંના કર્તા ઘણા ઉંચા દરજ્જાની કવિતા કરવાને તેઓ શક્તિમાન થાય

જૂનું નર્મગદ્ય : ડાંડિયો

## ગુણદોષદર્શન

સર્વગુણસંપન્ન એવું કોઇ નથી; ને એકલાથી સઘળાં કામ બની શકતાં નથી ત્યારે શું એકની ખામી જે તે પોતે જાણતો નથી, તે બીજા જાણીતાએ ન બતાવવી ? સર્વ માણસોએ

પરસ્પર એક બીજાનાં કામ ઉપર નિધા રાખીને તે વિષે પોતાના વિચાર આપવા. રે માણસાઇ છે તાહા આપ્યા વગર અને લીધા વગર ચાલતુ જ નથી. કોઇએ કંઇ કામ કીધું તો તેમાંના ગુણવિષે તેની તારીફ કરવી, કે જેથી તેવાજ સારા ગુણોજોડે પ્રસંગ પાડવાને ઉત્તેજન મળે, નહારા ગુણવિષે બોલવુ એટલા સારૂ કે, ફરીથી તેવા દુર્ગુણસાથે તે કામ ન પાડે; અને એમ ગુણદોષ ઉઘાડા થવાથી લોકને સાર ને અસાર કેટલા છે તે સેહેજ માલમ પડી આવે.

* * * *

## આપણા દેશમાં જીવનચરિત લખવાનો અભાવ

આ દેશમા ઇતિહાસ અને જન્મચરિત્ર લખવાની વિદ્યા સારી પડે ખેડવામા આવીજ નથી. રાજદરબારી ઇતિહાસો તો જુઠાસાચા કેટલાક મળી આવશે, પણ જન્મચરિત્રના તો વાંધાજ. ઘણાં વર્ષો પૂર્વે થઇ ગયલા કેટલાક ભક્ત અને કવિઓનાં કર્મોને યાદ રાખી રાખીને કેટલાક લોકોએ સ્મૃતિ, પુરાણો બનાવ્યાં ને ઉઘાડું છે કે યાદ રહેલુ અને કવિનું બનાવેલુ તેમાં સાચજુઠનો ભેગ હોએ જ હોએ કાળીદાસ આટલી પ્રસિદ્ધી પામ્યો, તો પણ તેનું જન્મ-ચરિત્ર કોઈ સંસ્કૃત પુસ્તકમાં યથાસ્થિત મળી આવવાનું નહિ. ભોજપ્રબંધ નામનાં પુસ્તકમા તેની અને તેને આશ્રય આપનારા રાજાઓની અને તે વેળાના પંડિતોની કેટલીક વિદ્યાની વાત લખેલી છે. તેના ગ્રંથો ઉપર ટીકા પણ ઘણા જણે કરેલી છે. પણ કોઈએ તેનું જન્મચરિત્ર લખી તેમાં તેના સ્વભાવની, તેના ઘરની, તેની વિદ્યાની, તમામ વાતો બતાવી નથી. એ મહાકવિ કેવી સ્થિતિમા પ્રથમ ઉછર્યો હતો, તે કેમ આટલી ખ્યાતીએ પોહોચ્યો, તેનામા કેવા કેવા ગુણ હતા, વગેરે વાતથી આપણે અણવાકેફ છૈયે.

જૂનું નર્મગદ્ય : ડાંડિયો

## આપણાં સ્રીગીતો

ટુંકમાં છેલ્લુ કહેવાનું આ કે, ગીતનો રાગ, ગીતની ભાષા, ગીતમા રહેલા અર્થ, ગીતમાં રહેલી કવિતા, ગીતમાંની રીતભાત ઇ૦ જોતા સુરતની નાગર સ્રિયોની ઉંચી કુલીનતા ને તેઓની નાગરી સુઘડતા એ બેથી ઉભરાતો જે રસાનંદ, તે આ પુસ્તકમાં ચાદરણારૂપ દીપી રહ્યો છે.

વિશેષ, કે ઉપર લખેલા વિષયથી હમણાંની સુરતની નાગર સ્રીયો વિષે પણ તેવોજ વિચાર બંધાય. પણ દિલગીર છુ કે, આજ કાલ સ્રીયોનો ઉત્સાહ માત્ર લુગડાં ઘરેણા સજવામાં, છોકરાને સાબેલા કરવામાં, સારી કાંચળી ને સારા કબજા પેરી ન્યાતમાં જમવા બેસવામાં અને થોડાક ગીત–જોડયા બોલ ગાવામાં છે. જનોઇ દીધાથી મારા છોકરાને બ્રાહ્મણપણાનો સંસ્કાર થયો, એ ભાવવાળો ઉત્સાહ આજકાલ કોઇ સ્રીમાં નથી. એ રંગ તો ગયોજ !

કોડથી તથા ઉમંગથી અને આંખના ભાગથી તથા તાળીની છટાથી પ્રૌઢ રસિક સ્રીઓ શરદના ચાદરણાવાળી શાંત સલૂણી શાંત સુંદર ભાગી રાતે ટીપના તીણા પણ ઠરેલા કુમળા મધુરા સૂરના સતરંગ પ્રવાહમાં વાસળી, ગોવાળિયા બ્હેડલુ, બાલમ, મોરલો વગેરે રસભરી ગરબીઓને મ્હલાવતી અને શહેરના લોક નાગરીકના ગરબા જાણી દોડી આવી ઠઠે મળતાં અને એક ચિત્ત કર્ણથી રસપાન કરી તૃપ્ત થઇ ધન્ય છે એમ કહેતા, તે રંગ પણ ફરીથી જોવામા આવનાર નથી !

કુલીનતા ને સુઘડતાના રંગ પણ આજકાલ છેક જ ટહાડા થઇ ગયા છે ! એને પાછા પાકા તેજાળા કરવાને નાગરીઓએ વિદ્યાભ્યાસ કરી પોતાની બુદ્ધિનુ ચાતુર્ય તથા કુળાભિમાન એ વધારવાં જોઇએ અને પોતે પણ વિવેક મરજાદથી ઠરેલ થવુ જોઇએ; વળી જુના નવા રસરંગના મિશ્રણથી એક નવો રસરંગ ઉત્પન્ન કરવો

જોઇએ. એમ થયેથી નાગરીયોનો ઉત્સાહ આનંદ પાછો નવા રુપમાં પ્રદીપ્ત થશે.

એ ઉદ્યોગ ચલાવવા સારૂ મેં મારી સ્ત્રીને કહ્યુ. એણે તથા બીજી બેત્રણ સ્ત્રિયોએ તે કામ માથે લીધું ને એઓએ ગીતો ગાવાનો ઝાઝો અભ્યાસ એવી સ્ત્રીયો પાસે જઇ જઇને મ્હોડેના શબ્દો લખી લેવા માંડ્યા. એ પ્રસંગમાં લખાવનારી સ્ત્રીયોમાંની કેટલીએકે કંટાળાને ને કેટલીએકે શરમ ન છંડાય માટે લખાવ્યાં. પણ જ્યારે છપાવવાની વાત તેઓના જાણવામાં આવી ત્યારે તેઓ મનમાં પસ્તાયાં અને નવાં લખાવવાને બ્હાનાં કહાડી બેદરકાર થયાં—એકે તો કહ્યું કે મ્હોડેથી શીખો, લખે કેવાં વળી ? એકે કહ્યુ કે એ તો મને આવડતું નથી. એમ કરતા લખાવે તો કોઇ આગલા બોલ મુકી દે, કોઇ પાછલા, ને કોઇ વચલા. તેઓના મનમાં એવું કે પછી આપણને કોણ પુછતુ આવશે ? તો પણ તેઓમાંની એક વૃદ્ધ સ્ત્રિયે પોતાનાં કાળજાં જેવા ગરબાઓ ( જેને સાંભળવા આખું સુરત શહેર ઉલટતું હતુ ) પ્રથમ ઘણા સંકોચથી પણ પછી ઘોતાળ બુદ્ધિથી લખાવ્યાં છે. એ ગીતો જુદે જુદે ઠેકાણેથી કકડા કકડા રુપે એકઠાં થયાં પછી, એક વિદ્યાભ્યાસી સ્ત્રીયે તે સઘળાંને પ્રસંગ પરત્વે જુદાં પાડી કકડા કકડા સાંધી, પાઠા—ફેર શુદ્ધ કરી, નિયમ પુરઃસર ગોઠવી આ ગ્રંથરુપ આકારમાં મુકયાં છે ને પ્રસંગ સમજાવવાને રીતકથન કર્યું છે. એ રીતે આ મારે માટે તૈયાર થયેલો ગ્રંથ ( સુરતની નાગર સ્ત્રીયોનો અમૂલો ગરથ—ઉંચો રસાનંદ ) સર્વ ગુજરાતી જનમાં પ્રસિદ્ધ કરૂં છુ.

**નાગરસ્ત્રીમાં ગવાતાં ગીતો—પ્રસ્તાવના**

## કાવ્યદોહન કોને કહેવાય ?

પટારા ઉઘડયા ને ગુજરાતી ભાષાનાં પુસ્તકો બહાર નીકળ્યાં, ને તેમાંથી હાલ કાવ્યદોહન નામનું પુસ્તક છપાઇ બાહાર પડયું છે. એ કાવ્યદોહન ગુજરાતી કવિતા રુપ છાશમાથી કહાડેલુ માખણ છે. કાવ્યદોહનમાં આપેલા નમુના, કવિયોની સરસ કવિતાના નમુના છે, તો ગુજરાતી ભાષાની ઘણી ખરી કવિતા પટારામાં પાછી બંધ પડી રહી ઉંબાઇથી ખવાઇ જાય તો સારૂં અથવા સંદેયા ગાંધીની દુકાને વેચાઇ જાય તો સારૂં; અને કાવ્યદોહનમાં આપેલા નમુના, કાવ્યદોહન નામ આપનાર અને કાવ્યદોહન કરનારની કાવ્યવિવેચન શક્તિના નમુના હોય, તારે તો જુની ગુજરાતી કવિતાનો દોષ નહિં પણ દોષ આપણા પોતાની મેળે કદેવડાવતા અથવા મૂરખાઓએ માનેલા અથવા ગર્ગાબને વધારવા સારૂ કેટલાક અંગ્રેજોએ તતુડી ફુંકેલી તેથી કહેવાતા ગુજરાતના કવીશ્વર દલપતરામજી ડાહ્યાભાઇજીનો, અને થોડો ઘણો સરકારનો જે બે ત્રણ અંગ્રેજોની ભલામણ ઉપરથી પુરતી તપાસ કર્યા વના રૂપીઆ આપી મિ૦ હોપની સાત ચોપડીને સારૂ નવી કવિતા કરાવી અને કાવ્યદોહન કરાવ્યું અને વળી એક નવું કરાવે છે. ગુજરાતમાં બે નીકળ્યા—દલપતરામજી ગુજરાતના કવીશ્વર, અને ઉત્તમરામજી. નામદાર કવેસર દલપતરામના ફાવવા વિષે, કાવ્યદોહન વિષે, મિ૦ હોપની સાત ચોપડી વિષે, વગેરે વગેરે વિષયો, પ્રસંગે પ્રસંગે નીકળશે. પણ વાત આટલીતો ખરીકે 'કાવ્યદોહન' શબ્દ કાવ્યદોહન-માંના નમુનાને ઘટતો નથી. એ નમુના તે ખરા નમુના નથી. કાવ્યદોહન સરખો ગ્રંથ જેવો છે તેવો ન જોઇએ પણ જુદી રીતથી લખાવો જોઇએ અને એવા ગ્રંથને રચનાર કવીશ્વર દલપતરામજીના જેવા જોઇએ.

જૂનું નર્મગદ્ય

## સજીવારોપણ

આપણી ગુજરાતી ભાષામા બત્રીસ પુતળીની તથા સુડાબોતેરીની વાતોમાં પુતળી પોપટને સામળ ભટે બોલાવ્યુ છે—ને પ્રેમાનંદે વિવેકવણજારામાં જીવને વણજારો ને તેને પ્રવૃતિ

તથા નિવૃતિ એ બે સ્ત્રીઓ કલ્પી સુંદર રૂપક કર્યું છે; તેમ નળાખ્યાનમાં હંસને મનુષ્યવાચા આપી છે દયારામે ને બીજાઓએ વાસળડીની ગરબી કરી છે, પણ તેમાં કાષ્ટતણો કકડો એમ જણાવ્યુ છે તેથી બીજા કેટલાક દોષથી તે રૂપક બગડી ગયા છે. વળી કેટલાક વેદાંત-સંબધી ગુજરાતી ગ્રંથોમા કેટલાક તેવાં રૂપક છે, પણ નિર્જીવ પદાર્થ ઉભરાતી લાગણીવાળા સજીવની પેઠે બોલતા હોય ને કર્મ કરતા હોય તેવા સજીવારોપણ ગુજરાતી ભાષામાં હજી ગણાયાં નથી. એ રૂપક લખવાને બે વાત ધ્યાનમાં રાખવાની છે એક તો નિર્જીવને અથવા ગુણને સજીવ કરવો હોય તે પ્રૌઢ જોઈએ–ધર્મ, સદ્‌ગુણ, દેશ, ઇત્યાદી વિષયમાં સજીવારોપણ વપરાય તો શોભે, બાકી નીરસ થઈ પડે. બીજી વાત આ કે જબ્બર ઉભરાતી લાગણીથી અલંકારો નીકળતા હોય તો તે રાખવા અને લાગણી ધીમી પડવા માંડી કે તેને લંબાવવી નહિ

**નર્મગદ્ય : સજીવારોપણ**

## ગુજરાતી ભાષાના જયશ્રીરંગ

માટે હવે ભૂત સ્થિતિનોજ અથવા ઉત્તમ ભાવિ સ્થિતિનો જ વિચાર કર્યા કરવાનું પ્રયોજન નથી. ભૂતભાવિ ઉપર અતિશય મોહ રાખતાં જો વર્તમાન સચવાય નહિ તો તે મોહ કેવળ જડપણુ છે અથવા ઘેલાપણુ છે. ભૂત ઉપરથી વિવેક જાણી ભાવિની આશાએ હોંસીલાં થઈ એ બે વડે આપણે આપણી શક્તિ વધારીશું તો ભાષાનું બળ પણ વધશે ને સૌન્દર્ય પણ વધશે. દ્રવ્યને ઉદ્દેશી નહિ પણ માનને અથવા આનંદને અથવા વસ્તુને જ અથવા પરોપકારને ઉદ્દેશી જ્યારે કેટલાક જણ હોંસઆગ્રહથી પોતાની વિદ્યા વધારશે ને ગ્રંથો રચશે ત્યારે ભાષા સહજ સુધરશે. પણ ગુજરાતમાં વિદ્યા વધે ને ગુજરાતી વિદ્વાનો બીજા પ્રદેશના વિદ્વાનોની સાથે સરસાઈ કરે એ તો વિસ્મય જેવું થાય. તો પણ, સમૂહના આગ્રહ ઉત્સાહે વહેલુ મોડું પણ શું નથી બનતું? અને સૈકાપટ ઉપરથી આપણે જાણ્યુ છે કે ભાષા ઉત્તરોત્તર અધીક સંસ્કાર પામતી આવી છે; વળી આપણી ઉચ્ચ સ્થિતિનો સૂર્યોદય થયે આપણે તેના સુમંગળ પ્રકાશમાં ઉજમાળા રહી કામ કરીએ છૈએ–આપણું શુભ ચિંતન નિત્ય આજ હોવું.–

કે હિંદુસ્તાનના સમગ્ર ઉત્કર્ષને અર્થે પ્રથમ તેના અંગપ્રદેશોનો પૃથકપૃથક ઉત્કર્ષ થવો અવશ્ય છે, તો તેના એક અંગપ્રદેશ–ગુજરાતનો ઉત્કર્ષ સત્વરે થાઓ, અને એ ઉત્કર્ષની સામગ્રીમાં પ્રથમ ગુજરાતી ભાષાના જયશ્રીરંગ વિરાજો !

**નર્મકોશ : ગુજરાતી ભાષા**

## ડાંડિયો

(દોહરા)

અમાસ નિશ ઘનઘોરમાં, ચોરિ ધાડનો ભોય;
ઘરમાં વસ્તી દીપની, બ્હાર ડાંડિની હોય –૧
ડાંડિ વગાડે ડાંડિયે, હોય ડાંડિયો જેહ;
મુકે ડાંડપણુ ડાંડિયો, મસ્તી કરતો રહે.–૨
નહીં ડાંડિયા રહાડિયા, પણ વળી લોક અજાણ,
ન્હાના મ્હોટાં નાર નર, સરવે થાય સુજાણ.–૩
ડાંડિની મ્હેનત થકી, ધજાડાંડિ સોહાય,
દેશતણો ડંકો વળી, બધે ગાજતો થાય.–૪

**જૂનું નર્મગદ્ય : ડાંડિયો**

## 'ડાંડિયા'નો આરંભ

હમે હમારી કલબનુ નામ સાક્ષર મંડળ એવું રાખ્યું–એટલે જેમ વ્રત ઉદ્યાપન-વ્રત ઉજવવામા ચોખાનાં મંડળો પુરેલાં હોય છે, તેમ નાના પ્રકારના વિદ્યાના અને દેશહિતકારી વિચારો જેમાં ભર્યાં રહ્યા છે, એવા સાક્ષર એટલે વિદ્વજ્જનોનુ મંડળ. હમે એકઠા મળી એવો વિચાર કર્યો કે, આપણે દર અઠવાડીયે મળવુ ને વિષયો લખી લાવ્યા હોઈયે તે તપાસી નક્કી કરી પંદરે દહાડે ચોપાનિયાના

આકારમાં છાપી પ્રગટ કરવા. પખવાડિયે એટલા સારૂ કે લખવું બની આવે ને ખરચ પણ થોડો થાય. લોકોને ગદ્ય વાંચવાનો બિલકુલ શોખ નહિં તેથી તેઓ અગર વગર ખુશામતે પૈસો ખરચી આપણું છાપું લેવાના નહિં. ગાંઠથી ખરચ તો કરવો પડશે તો પણ સ્પેક્ટેટરના જેવું લખાણ કહાડવુ તો ખરૂં. પછી એમ એકેક જણે વારા ફરતી કહાડવાના. છાપાનું નામ પાડવા માંડ્યું, તેમાં નગીનદાસે કહ્યું કે ડાંડિયો રાખીએ. મે કહ્યુ ઠીક છે.–કેમકે મોહડું નામ રાખી હલકું કામ કરવુ, તેના કરતાં હલકું નામ રાખી મોટું કામ કરવુ વધારે સારૂં અને ડાંડિયા શબ્દના બે ત્રણ અર્થ થાય છે માટે, મારી નજરમાં પણ એ નામ દુરસ્ત લાગે છે. સહુએ એ નામ કબુલ રાખ્યુ, ને પછી તા. ૯ લી સપ્ટેમ્બર ૧૮૬૪ થી ડાંડિયો કહાડવો શરૂ કર્યો. પહેલા બે નંબર તો મફત લુટાવી દીધા ને પછી વરસ દહાડાનો રૂપીઓ એવુ જુજ નામનું લવાજમ રાખ્યુ,

જૂનું નર્મગદ્ય: ડાંડિયો

## 'ડાંડિયો'ની કામગિરી

( રથોદ્ધતા )

'કામની કલમ કામિની છુરી'
'મોહિની જગ સુધારવે શુરી'
'જે ન બેની તળવારથી બને'
'તે શિકાર સિદ્ધિ સાહિ લે કને'

( ન. પિં. અ. )

આજે કબુલાત પ્રમાણે મારી મુદત પુરી થાય છે, માટે એ દરમીયાનમાં મે શુ શું પરાક્રમ કર્યાં છે તે ઉપર નજર ફેરવી લેઉ કે મારાથી કેટલુ થયુ અને કેટલુ બાકી રહ્યું છે તે જણાય.

મારી ઉમ્મર ન્હાની છે. ફક્ત સવા વર્ષનો હુ થયો છુ. પણ પુત્રના લક્ષણ જેમ પારણા-માથી તેમજ મારા જન્મ દીવસે જે વાણી નીકળી હતી તે વાણી[1] આખરે ખરી થઇ ચુકી.

૧. જિજ્ઞાસુઓને તે 'જૂનું નર્મગદ્ય' ના પૃષ્ઠ ૩૭૩મા પર સુલભ છે.

છે. માટે એ વાતનો મને સંતોષ ઓછો થયો નથી, કેમકે ઘણા દહાડ નડતા વેઠેલાઓ આગળ મારૂં તો શું ચાલે પણ વગર ખાડી દેતર નડવે એક જ ધોરણે માર્ગ બાળપણનાં વચનો જાણે શ્રી બ્રહ્મે કહ્યાં હોય તેમ ફળ્યાં છે; અને ઘરડા-ઓને નીચુ જોવાનું થયુ છે.

**સટ્ટો**—બેંક, ફિનાન્સો ખાડા વિગેરે વિશે જે વિચાર મ્હે આગળથી બતાવેલા તેજ પ્રમાણે ઉતર્યું છે. સારા દેશનું સત્યાનાશ વાલ્યુ છે, અને તેને એવો તો કમરમાંથી પુરો કીધો છે કે મેશ્વજીભાઇ, ટેકો આપી તથા દવાદારૂ કરી થાક્યા પણ ટટાર ન થયો, તેથી દુનિયાનો ત્રાસ ઉપજી, મોહ લોભાદીકનો–ખટપટી સંસારનો ત્યાગ કરવો એવો નિશ્ચય કરી, યાત્રા ક્રમન કરવા જવાના છે. અને આખરે મનમા વેરાગ આવે તો ભગવાં પણ પ્હેરે.

**સરકારી**–બાબતો ઉપર જે ચરચા અને ઇશારત હું કરતો આવ્યો છુ તે ઉપર સરકારે ધ્યાન દીધું હોય એવું જણાય છે. કેટલી વાતો મારા બોલવા પછી જ અમલમા આવી છે તેનું પ્રત્યક્ષ પ્રમાણ વાચનારે જોઇ લીધુ હશે. કેટલીએક ઉપર લક્ષ દીધેલુ જણાતુ નથી, પણ મારો દુત ફરતો રહે છે તે ખબર આપે છે કે મારામાના વિષયોનો બરાબર તરજુમો સરકારને રોસન થવાને થયા કરે છે. એજ ઉપરથી મારો ભાર સમજી લેવો

**સંસારી**–બાબતો ઉપર જેટલુ ધ્યાન આપવુ જોઇએ તેટલું અપાયલું નથી. તેથી મને ઘણી દીલગીરી થાય છે. કેટલીએક બાબતો લખાઇ છે તે એવા વ્યંગમા લખાઇ છે કે તેનો હેતુ સાધારણ બુદ્ધિ વાળાઓથી ભાગ્યે સમજાયો હોય. પથ્થરલાલજી[1]આદીકોના નામ કોઇ અમુક

૧. કેટલાક કલ્પિત પાત્રોના કટાક્ષાત્મક રેખા-ચિત્રો–પાત્રો જાણે પોતાના 'સાક્ષરમંડળના અંતરંગ માણસો હોય એવી રીતે–'ડાંડિયો' મા આવતા, તેમાના એક તે આ પથ્થરલાલજી.

પુરૂષનું છીદ્ર કાહાડવાને ધારણ કરેલાં નથી. એવો એક પુરૂષ લેઇ પ્રત્યેક વર્ગમા જે ખામીઓ જોવામાં આવે છે તે ખામીઓ એકજ સંગીક પુરુષમાં એકઠી કરીને વાંચનારને એક ચાડીયો કરી, બતલાવવીઓ એવી મતલબ છે. આ પ્રકરણને એવી રીતે લખવાની કોશીષ પ્રથમ જ નવી આ ભાષામાં થઇ છે. માટે અજુ તેનાં બી રોપાયાંજી, તેના ફળ રાયણના ઝાડની પેડે ઘણે વરશે જ ચખાય. એ બાબત ઘણો જય નથી થયો તેની દીલગીરી નથી. હું તો રજક મુકીને ખશી જાઉ, પછી સળગશે એટલે એની મેળે બાહાર થશે ને ભડકો પણ થશે.

**શાસ્ત્રીય**—વિષયો પણ ભુલી ગયો નથી. કોઇ પણ પ્રકરણ સવિસ્તર લખાયુ નથી, પણ વારેવારે તે ઉપર વિચારો અને તકરારો વચ્ચે-વચ્ચે કરેલી છે તે શુજ્ઞ, જ્ઞાની, વિચારવંત વાંચનારે જોઇઓ હશે અને સમજીને હરખાતા હશે. એ વિષયો ઉપર એટલુ જ ધ્યાન આપી મારી વિદ્વતા બનાવી નથી તેનું કારણ કે લોકોમા એ વાતનો અજુ રસ ઉત્પન્ન થયો નથી એટલે ખુબી શુ સમજે ! જે આકસા એવા વિષયો ઘણા છે તે આકો હલકા ગણાય છે; જેને હું હલકા સમજું છું તેની તારીફ બહુ થાય છે. મુર્ખ લોકો રીજે તેમ કહ્યુ છે કે પછી તેવા વિષયો સમજવાની ટેવ પડે માટે જ અહીંતહી છુટા છુટા દાંણા વેરયા છે. એ ઉપરથી સમજવું કે કેટલાએક વિદ્વાનમાં ખપનારને મારા વગર ચાલતુ નથી તથાપી મને 'નિંદક નુ વિશેષણ આપે છે,' તેઓની તેમાં ભુલ છે તે તેમને દેખાશે. હુ 'નિંદાખોર' નથી પણ જખ-ડાઓ એવા લખાણથી જ સમજે-તેજી ટકોરે ને ગધેડા ઢીકાપાટુએજ પાધરા થાય !

**કેલવણી**—ખાતા ઉપર પણ સપાટા ચલાવ્યા છે તેની અસર અજુ જોવાની છે. એકબે સપાટાને ખંધા ચોર ધ્યાન કરે નહી, ખુબ પડશે ત્યારેજ તેઓની સુદ્ધિ ઠેકાણે આવશે

**ગામઠી રાજાઓ**—પણ હીશાબમાં આવ્યા છે. ને તેઓમાં બહુ મારી હાક બેઠી છે. અને બધ્ધું ઉથળ પાથળ થયું રહ્યુ છે.

**રેલવે**—ખાતું બચી ગયુ છે. તાંહા અંધેર ચાલે છે તેથી હુ અજાણો નથી પરંતુ તે છટકી ગયું છે એ મોટી તાજુબી છે. એક જ ઠોક પડયો છે તેમા એ નિર્લજો પાધરા થાય એવું દીસતુ નથી. જીવીશું તો જોઇ લેશું.

**મારા જાતભાઇઓ**—જાત જાતને ખાય તેમ મારા જાતભાઇઓ તો બીચારા મુગા બેઠા છે. હુ મરૂ છું કે જીવું છું તેની તેમને દરકાર નથી. મારાં તેજમા અંજાયા હોય તેમ જ હુ ગાડુ, ઘેળું, ઊંધુ અવળું લવ્યો હોઇશ પણ મારી ખોડ શુંધા કાહાડી શકયા નથી. બીજી વખતે નજીવી બાબતોમાં બાંહો ચઢાવીને આવે છે ! એ પણ તેમની ખુબી !

આપણું આયુષ્ય ટુંકું, ને કરવું તો ઘણું સબબ બાકી બહુ રહીજ જાય. તેનો શોક શુ કરવો ! મારાથી ઘસડાયું તેટલુ ઘસડયુ. હવે તો વલી બીજે જન્મે-જો જન્મ હોય તો-નહીતો આટલુ જ [1]

ડાંડિયો

1 એ પ્રકરણો ૧૮૬૮ દરમ્યાન 'ડાંડિયો'ના પૃષ્ઠ ૩૭, ૫૩, ૬૦ અને ૭૬મા પર અનુક્રમે, ગેડ પથ્થરલાલ, શાસ્ત્રી જુઠાભટ, 'કલમ કપાયલા અમલદાર' મોતીલાલ અને વકીલ પતગજીરાગ વિગે '૩૦' ઉર્ફે ગિરધરલાલ દયાળદાસ નામે કોલેજ વિદ્યાર્થી અને 'ડાંડિયો'ના વારવારના લેખકની કલમે લખાયા હતા. શેઠ શ્રીના ઘર સંસારનું, એક બે સ્થળે ટૂંક અશ્લીલ સૂચનાવાળુ, પણ એક દર્દ ઠીક ચિત્ર પાનુ ૧૮૬૫ ના પૃ. ૨૨૭મા પર છે ત્યાર વિગે ટૂંકા ઉલ્લેખ પણ ક્યાક ક્યાક આવે છે.

1 'ડાંડિયો'ના અંક ૩૨માનો ('તારિખ ૧૫મી ડીસેમ્બર, સન ૧૮૬૫.' નો અગ્રલેખ ).

# ૭. નાટકોમાંથી વાનગી

## 'રામજાનકીદર્શન' માંથી

અંક ચોથો

પ્રવેશ ૧ લો

(સ્થળ–પંચવટી)

રામ–જાનકી, વનવાસ તો ચિત્રકૂટ છોડયા પછી જો.

જાનકી–ખરેખર ત્યાંથીજ, અયોધ્યાથી નીકળી ગુહનો સત્કાર જોઇ ગંગા ઉતરી ભારદ્વાજની ભેટ લઇ વાલ્મિકનો સમાગમ કરી ચિત્રકૂટ ઉપર આવી રહ્યા પણ ત્યાં અયોધ્યેથી સૌ મળવા આવ્યાં હતાં–તમે પિતાની ઉત્તરક્રિયા કરી હતી, માતા કૌશલ્યાના મનનું સમાધાન કર્યું હતું, સુમિત્રાને દિએર લક્ષ્મણ વિષે નિઃશંક કર્યા હતાં, દિએર ભરતને રાજનીતિ સમજાવી હતી, શત્રુઘ્ન તથા સુમંત્રને રાજકાર્ય આપ્યું હતું ને સર્વને ગુરૂ વશિષ્ઠની સંભાળમાં સોંપી પાછા અયોધ્યે મોકલ્યાં હતા એ સધુ કેવળ સંસારી કાર્ય હતું.

લક્ષ્મણઃ–પણ માત, અત્રિમુનિને આશ્રમે જતાં જયંત કાગે ચરણુને ચાંચ મારી હતી તે અને ત્યાંથી નીકળ્યા પછી માર્ગમાં વિરાધ ઉચકી લઇ ગયો હતો તે સાભરે છે ખરૂ કે?

જાનકી,–કેમ ન સાભરે દિએરજી, વિરાધ ઉંચકી ચાલ્યો તે વેળા તો હુ બેભાન હતી પણ જ્યારે તેણે તમારી સાથે યુદ્ધ કરવાને મને હેઠે મૂકી ત્યારે હું ચમકયાં કરતી ને મારા પેટમાં કઇ કઇ થતુ, જવાદોની તે વાત.

રામઃ અત્રિમુનિની પત્ની અનસૂયાએ તને એકાંતમાં શો બોધ કીધો વારૂ? મળ ન લાગે તેવાં વસ્ત્ર, સુકાય નહિ તેવી પુષ્પમાળ ને રાક્ષસોથી નિર્ભય રેવાય માટે કુંકુમ એ આપ્યાં હતાં તે તો મારા જાણ્યામા છેજ.

જાનકીઃ–સ્ત્રીના ધર્મ સમજાવતાં કહ્યું હતું કે માત, પિતા, ભાઇ, બેન એ સ્ત્રીને હિત ને સુખ આપનારાં છે પણ તે સૌ પતિથી ઉતરતાં છે, સ્ત્રીને જે જે સુખ જોઇયે તે તેને આપનાર તેનો સ્વામીજ છે-આ લોકમાં જસ ને પરલોકમાં પુણ્ય ફળ અપાવનારો તેજ છે, ધૈર્ય, ધર્મ, મિત્ર ને સ્ત્રી એની પરીક્ષા આપત્કાળમાંજ થાય છે, વૃદ્ધ, રોગી, અપંગ, ધનહીન, ધર્મભ્રષ્ટ એવા પતિને જે સ્ત્રી છળે છે કે તજે છે તે યમપુરીમાં અસલ દુઃખો ભોગવે છે. મનસા, વાચા, કર્મણા જેનો પ્રેમ તેલની ધાર પેઠે અખંડ નિજ પતિ ભણી છે તેજ પતિવૃતા,–જેના સ્વપ્નમાં પણ પર પુરૂષ નહિ તે ઉત્તમ, પર પુરૂષને ભાઇ, બાપ કે પુત્ર જાણે તે મધ્યમ, ધર્મ વિચારી સમજીને રહે તે કનિષ્ઠ અને સમય સાધન ન મળવાથી કે સંબંધી લોકના ભયથી અટકી રહે તે અધમ. બીજી બહુ બહુ શીખામણો દીધી હતી પણ તે અમણાં સાંભરતી નથી.

લક્ષ્મણ–અત્રિની પછી શરભંગનાં ને પછી સુતીક્ષ્ણના દર્શન કીધાં, અહીંથી આસપાસના અરણ્યોમા ઋષિયોના આશ્રમોની યાત્રા કરતા–જ્ઞાન, ભકિત તથા નીતિ વ્યવહારનો બોધ લેવામાં ને રાક્ષસોની ત્રાસદાયક વાર્તા જાણી લેવામાં દશ વર્ષ ગાળ્યાં ને પાછા સુતીક્ષ્ણને આશ્રમે આવ્યા. અહીંથી એક મહિનો મુનિ અગસ્તિને ત્યાં વસ્તી

કરી આપણે પંચવટી આવ્યા છીયે;
કેમ બધુ એજ આપણું ભ્રમણ કેની.

**રામ**–યથાસ્થિત સ્મરણ રાખ્યું છે સૌમિત્રેય.

**લક્ષ્મણ**:–માતા જાનકી એક દાડો તમે શંકા કીધી હતી કે વનમાં આવી રાક્ષસોને મારવા એ તો મસારી ક્ષત્રીનો ધર્મ છે. તે પછી બધુએ સમાધાન કીધું હતું કે વનવાસ કરતાર ક્ષત્રીએ પણ તપસ્વીનોજ ધર્મ પાળવો, તોપણ જ્યારે ઋષિઓ રાક્ષસોથી પીડિત થઇ તે ક્ષત્રી તપસ્વીને શરણ આવે ત્યારે તે સર્વના કલ્યાણને માટે તેણે તે સમય ઉપર દુષ્ટને મારવા ને પોતાનો ક્ષાત્ર ધર્મ અવશ્ય પ્રથમ પાળવો. વળી કહ્યું હતું કે મહાત્માથી પણ અજાણતાં વેળાએ પાપ થઇ જાય પણ ભુંડી ઇચ્છાને પેલેથીજ દાબી હોય તો પાપ થવાનો સંભવ છેકજ ઓછો છે.

**જાનકી**:–સાચી વાત છે; ઋષિ સુતીક્ષ્ણનો આશ્રમ મને બહુ રમણીય લાગ્યો; સુંદર ઉપવન વાટિકા, વિદ્યાર્થિઓનાં જુદાં જુદાં સ્થાન, ભસ્મ લેપિત ને ચંદન ચર્ચિત ઋષિઓ અને અનેક સ્વભાવની પણ સઘળીજ ધર્મ કાર્ય તત્પર ઋષિપત્નીઓ મારી આંખ આગળ જોઉ છુ તે–

( લાવણી )

દારૂણ વનમાં વિશાળ આશ્રમ, ઋષિનો આ સોએ,
મનોહર સુંદર આ સોએ,
સુદર શો સોએ રે,
ઠર્યું મન રચનાને જોએ.–દારૂણ. (૧)
વારૂવાટિકા ઉપવન અહિં ત્રહિં વિવિધ વૃક્ષ વેલી
ફૂલ ફળ વિવિધ વૃક્ષ વેલી,
વિવિધ વૃક્ષ વેલી રે
કરે બહુ પંખિ જંતુ કેલી–દારૂણ (૨)
આ પાસે વિદ્યાર્થિઓની કોટડીઓ આવી
જૂજવી કોટડીઓ આવી,
કોટડીગો આવી રે,
ગોઠવણ રૂઅડલી ભાવી–દારૂણ (૩)
આ પાસે લેપિત ભસ્મે ને અર્ચિત ચંદનથી,
ઋષિઓ અર્ચિત ચંદનથી,
અર્ચિત ચંદનથી રે,
વેદને ભણે જુએ મનથી રે.–દારૂણ (૪)
ધર્મ કર્મમાં તત્પર રહેતી ઋષિપત્નિ દેખું
ડાહી કો વેવળિયો દેખું,
વેવળિયો દેખું રે.
પવિત્ર ને સુંદર પણ પેખું–દારૂણ (૫)

**રામ**.–પણ આ સ્થળની પૂર્વકથા ઋષિ સુતીક્ષ્ણે કહી છે તે સાંભરે છે ?

**જાનકી**:–હા, આ પ્રદેશમાં બે રાક્ષસો રહેતા હતા, ને તે વારથી આ સ્થળ અગસ્તિયે પોતાના શિષ્ય સુતીક્ષ્ણને સ્વાધીન કીધુ છે.

**રામ**.–અને એ સ્થળની પૂર્વ કથા ?

**જાનકી**.–ત્યાં બે રાક્ષસો રહેતા, એક બ્રાહ્મણનો વેશ રાખી બીજા બ્રાહ્મણોને યજ્ઞને વિષે તેડતો ને બીજો અજ રૂપે હોમાઇ પ્રસાદ ભોજન રૂપે બ્રાહ્મણોના પેટમાં જતો ને પછી પેટ ફાડી બાર નિકળતો એ પ્રમાણે હજારો બ્રાહ્મણોનો તેઓ સંહાર કરતા, મુનિ ગૌતમ ત્યાં આવી પોતાને શ્રાદ્ધમાં ભોજન કીધું. ને પછી ગંગાનું સ્મરણ કરી બારના રાક્ષસને બોલ્યા કે તે તો યમપુરીમાં ગયો હવે આવવાનો નથી; એ રાક્ષસ ક્રોધમાં આવી જઇ મુનિ ઉપર ધસ્યો પણ મુનિયે પોતાના નેત્રના તેજના ઝળકારાએ તેને ભસ્મ કરી નાંખ્યો.

**રામ**:–રાજાઓ પોતાનાં રાજ સાચવી બેઠા છે, પણ ઋષિઓ રાક્ષસોની સામા અચ્છી ટક્કર લેતા રે છે અને સમયના

પુરૂષને રાજ કરે છે કેવા મહાત્મા મુનિ ! જ્યારે મેં વિનતિ કીધી કે કોઈ રાક્ષસો હણાય તેવી યુકિત દાખવો ત્યારે તેઓએ પ્રસન્ન થઇ વિષ્ણુનું ધનુષ્ય, બ્રહ્માનું બાણુ, બે અક્ષય ભાથા, એક ખડ્ગ, એક કવચ એ આપ્યાં ને કહ્યું કે આજ અસ્ત્રે રાવણનાં શિર ઉડાવજો. વસ્તીસ્થાન પંચવટી દાખવ્યું ને જાનકીનું જતન કરજે કહ્યું. ના જાનકી તારી સ્મરણ શકિતસ્તુત્ય છે. (હસીને) પણ લક્ષ્મણ ! મુનિયે જાનકીનાં વખાણ કીધાં તે તને સાંભરે છે કે ?

જાનકી:–( સલજ્જ ) મારે મારાં વખાણ નથી સાંભળવાં.

લક્ષ્મણ.–માતા, વખાણ કોને નથી ગમતાં ? નિંદાએ તેજ હરાઇ જાય ને સ્તુતિએ પ્રસન્ન થવાયજ; બંધુ, મુનિ બોલ્યા હતા કે રામ લક્ષ્મણ, તમે સીતા સાથે મારે દર્શને આવ્યા એથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. સીતા શ્રમથી કૃશાંગી થઇ છે, એ રાજપુત્રી શુદ્ધ પ્રેમ હોવાથીજ વનનાં સંકટો વેઠવાને નિકળી છે; સ્ત્રીઓનો સ્વભાવ છે કે સંપદામાં વળગતારેવું ને આપદામાં પતિને છોડી દેવો, તેઓ વિજળીના ઝબકારાની પેઠે સાહસ કરે છે, અતિ તીક્ષ્ણ શસ્ત્રની પેઠે વચન વાપરે છે તથા વેર રાખે છે, ગરૂડના વેગની પેઠે અધીરી ઉતાવળી, વાયુની પેઠે ચંચલ ને અતિવિષની પેઠે પરિણામે ઘાતકી થાય છે;–એ સૌ દોષરહિત આ રામ તારી સ્ત્રી છે.

જાનકી–અને પછી તમારા બન્ધુએ મુનિ પ્રતિ શું કહ્યું હતું ?

લક્ષ્મણ –બોલો માતા.

જાનકી:–મારા ઉપર મારા ભાઇ ઉપર ને મારી સ્ત્રી ઉપર મુનીંદ્રની પ્રસન્ન દૃષ્ટિ છે, એથીજ હું કૃતાર્થ છું. એવું આમનું બોલવું હતું.

રામ–શબ્દે શબ્દ સાચજ છે.

જાનકી–પણ એ પ્રસંગ ટળ્યો. જેને હજી કિશોરજી નહોતા બાંધ્યા અતિ જડ કાઢ્યા પેલો પક્ષી જટાયુ જે સસરાજીને ગુરુની માફક સહાય હતો ને જે રાક્ષસો આપણી નગ ન આવે માટે માર્ગમાં પડી આપણી સંભાળ રાખે છે તેને કેમ વિસરી જાઓ છો ?

લક્ષ્મણ–ખરેખર, પર્વત કાંઠા નો મને નજ સાંભર્યો. તેણે પણ પંચવટીમાંજ રેવાનું કહ્યું છે.

રામ–આપણે અહિં સ્થિતિ તો કીધી છે અને વનવાસનો અવધિ કાળપણ થોડો છે પણ હવે આપણે ઉપરાઉપરી ઉત્પાત જોવા છે. બંધુ લક્ષ્મણ કાલે આકાશમાંથી કાળખડગ ઉતર્યું ને તે તે લેઇ વાંસની ઝાડી કાપતા જે રાક્ષસને કાપી નાખ્યો તેનું વેર લેવાને રાક્ષસો આવશેજ મુનિ અગસ્તિની સુચના પ્રમાણે તારે હવે જાનકીને જાળવવી, અને જાનકી તારે ગભરાવું નહિ.

–રામજાનકીદર્શન

## દ્રોપદીદર્શનમાંથી

( રાજમંદિરનો ચોક )

વિરાટ–પ્રધાનજી ! કાલે હું ફરવા નિકળ્યો હતો ને બધે તબેલે ફરી વળ્યો તો જાણ્યું કે ગ્રન્થિકના ઉપરીપણા તળે ઘોડાઓ સારી સ્થિતિમાં છે ને પછે તેણે કેટલાકને ફેરવી, દોડાવી બતાવ્યા, એને પ્રસન્ન દાન કરવું છે તેનો વિચાર કરવો.

પ્રધાન–ઇચ્છામાં આવે તે આપવું મહારાજા ભંડારમાં ખોટ નથી.

**વિરાટ.**–વળી તંતિપાળે ગાય, વૃષભ, ભેંસ દેખાડયાં. ગાય, ભેંસ પ્રથમ દૂજતી તેનાં કરતાં ચોગણી દૂજે છે, તે વળી ઋતુઓને સારી પેઠે ઓળખે છે ને ભવિષ્ય કહી જાણે છે તેનો માટે પણ વિચાર કરવો.

**પ્રધાનઃ**—તેને પણ તેના કામ પ્રમાણે આપવું મહારાજ!

**વિરાટ.**–ચાલો, પણ આજ આપણે બૃહન્નટાએ ઉત્તરાને શુ શિખવ્યું છે અહીં, તે જોઇએ, બોલાવો તેઓને. રાણીને પણ અહીં આવવાનુ કહેવુ.

**પ્રધાનઃ**–રણવાસમાં જાઉં છું મહારાજ!
(જાય છે.)

**વિરાટ.**–ગ્રન્થિક ને તંતિપાળ બેનું કામ જોયું ને કંકનું તો જોઇએ જ છીયે. એ વિપ્ર આવ્યા પછી આપણે ત્યાં ઘણાક રાજવંશી દ્યુતને માટે આવ્યા પણ એણે મારી તરફથી સૌને હરાવ્યા છે; ના ભયો તો છે જ. દ્યુતમાં મળેલુ દ્રવ્ય મને અર્પણ કરી દે છે પણ હુ શું રાજા નથી? તેનું જીતેલું હું કેમ રાખુ? એને હમણાં કંઇ આપવાની અગત્ય નથી.

**પ્રધાન.**–(આવી) મહારાજ! આવ્યા સૌ.

**વિરાટ.**–બેટા! ગા કંઇ, ને બૃહન્નટા! તું ઘુઘરા ઠમકાવી તાલ દેજે

**ઉત્તરા.**–(લાવણી મરાઠી ચાલ,)

પિતા! પ્રિય રે નાટયકળા મારે શીખવી.
રૂડુ નૃત્ય આવડયુ કાંઈ,
કરૂં રાજી સર્વને ગાઈ,
નથી નાટયકળા સમજાઇ.-પિતા.
ત્યા નરનારી સીહાઇ.
કરે વેષ વાણી ચતુરાઈ,
બનાવટ રંગલાની વખણાઇ.-પિતા.
વન ગભા દીપે ચીતરાઈ,
જન જોઇ દોષ ગુણુ માંઇ,
ધરે રીઝી નીતિતણી મહતાઇ-પિતા.

**વિરાટઃ**–આવ બેટા, બેસ મારી પાસે, સારૂં ગાયું તે. બૃહન્નટા તેં સારૂં શિખવ્યું છે. જાઓ હવે.

**પ્રધાનઃ**–મહારાજ! આજ્ઞા કરો તો હવે મલ્લયુદ્ધનો આરંભ થાય

**વિરાટઃ**–ચાલવા દો, કોણ કોણ છે?
(મલ્લો આવેછે.)

**પ્રધાનઃ**–આપણો સોમનાથ ને બહારનો જિમૂત એ બે, મહારાજ!
(યુદ્ધ થાય છે ને જિમૂત જીતે છે,)

**વિરાટઃ**–(હળવે) પ્રધાનજી કેમ કરવું?

**પ્રધાન.**–(હળવે) સૂપશાસ્ત્રી સિદ્ધ છે.

**વિરાટ,**–થવા દો જુદ્ધ તે બેનું.
(બલ્લવ ને જિમૂત એક બીજાને વળગે છે.)

**પ્રધાનઃ**–અચ્છા બાઝયા છે બેઉએ, જેમ બીજા મણમણ ખાઇને બોરૂં કરે છે તેવો બલ્લવ જણાતો નથી.

**વિરાટ.**– ના, ઠીક મચી છે.

**પ્રધાનઃ**–મહારાજ! જુઓ જુઓ, એ પગ પકડીને ઉગરયો જિમૂતને

**વિરાટઃ**– હં, ઉડાવી પાડયો તેને, બલ્લવ જીત્યો. આવ બલ્લવ, બેસ મારી પાસે, હું બહુ પ્રસન્ન થયો. આ બળ તારૂં હું નહતો જાણતો.

(જોનારાઓ સૌ તાળી પાડે)

**સેવક**– (પ્રધાનને) જિમૂત તો ગતપ્રાણ થયો.

**પ્રધાન**– (વિરાટને) મહારાજ! લોકની ઠઠ મળી છે તે આપના ઉઠયા વિના વેરાવાની નથી

**વિરાટ.**– પ્રધાનજી કાલે સભા કરી ગ્રન્થિક તંતિપાળ ને બૃહન્નટા એ સર્વને દાન આપી દેવા.

દ્રૌપદીદર્શન નાટક

## બાળકૃષ્ણ 'વિજય'માંથી
(લલિત)

એકઃ—અધિક છે જહીં જન્મથી વ્રજ,
નિત પ્રકાશતો લક્ષ્મિનો ધ્વજ,
તુજ વડે જિયે જીવિયે અમે,
ઢુંઢિ વળ્યાં દિશા દર્શદો તમે. ૧

બીજી—શરદમાં સરોજ ગર્ભલક્ષ્મી,
કમળનેત્રથી લાજીને નમી,
વધ થયો પુરો તેથી તો નવે,
વધ વિજોગથી કાં દમો હવે. ૨

ત્રીજીઃ—વિષથિ ઉગર્યાં રાક્ષસો થકી,
અનળથી વળી ઇન્દ્રકોપથી,
તમ વડે અને આ સમે હરી,
ભુંડિ ઉવેખતા કેમ રે કરી. ૩

ચોથી—અમ શિરે મુકો પદ્મહસ્ત રે,
ત્રળિ કૂચે મૂકો પદ્મપાદ રે,
અધરચુંબને હાસ્યદષ્ટિયે,
તૃપ્ત રે કરો દુઃખિયાં છિયે. ૪

પાંચમી—વિટિ રમે સુખે શ્યામ કેશને,
ઉડિ ઠરે મુખે ગોરજો વને,
દિપતું તે વળી સંજને સમે,
વદતું ધેનુને વાળતું ગમે. ૫

છઠ્ઠીઃ—ક્ષણું ન દેખીયે કાંતિ તે ભલી,
જુગ વહી ગયો, જાણિએ અલી,
કપટિયે ઘણી વાર તો કરી,
વગર દર્શને જાવું છે મરી. ૬

સાતમીઃ—વગર મૂલની, દાસિ કિંકરી,
પિડિતને કરો સાજિ શ્રીહરી,
તર સતી તણો, ત્યાગ મા કરો,
શરણુ આવિની, બાંહડી ધરો. ૭

—: વસંતતિલકા :—

આઠમી—ધીરે રહી કુચ કઠીણુ વિષે ધરીયે,
પાદારવિંદ કુમળાં જતને કરીયે,
પામે ન શું દુઃખ બહુ વનકાંકરિએ,
છો પ્રાણુ દર્શન દિયો ભમતી ફરીયે. ૮
(કૃષ્ણુ દર્શન દે છે.)

એક—ઉઠો ઉઠો, આવ્યો આપણુને આનંદ કરનારો.

બીજી—પીતાંબર પહેરી, ગુંજને વૈજયંતી મઝી.

ત્રીજી—હું તો મારો હસ્ત તેનાં કમળહસ્તમાં રાખીશ.

ચોથી—(કૃષ્ણને) મારા વ્હાલા, મૂક તારો હાથ મારા ખભા ઉપર.

પાંચમી—હું તારી સભામાં કોપકટાક્ષ કરીશ.

છઠ્ઠિઃ—હું તો મારે તેની સામાંજ જોઇ રહીશ.

સાતમી—અલી જોની મારા રૂવાં હરખે ઉભા થયાં તે.

આઠમી—આ વેળી પ્રીતમ ગોપી મંડળમાં કેવા શોભે છે!

નવમી—આ હું વસ્ત્ર ઉતારી આપુ છું, આસન કરો મોહન!

કૃષ્ણુ—ના, હું ઉભો છું આંહી.

ગોપી—કોઇ ભજનારને ભજે, કોઇ ના ભજે તેને ભજે, ને કોઇ ભજનારને નથી ભજતો એનો ઉત્તર કહો અમને સાધુ!

કૃષ્ણુ—સખિયો! કહું, પ્હેલો ઉત્તર કે પરસ્પર ભજે તેમા સ્વાર્થજ ઉદ્યમ છે ને એમા સ્નેહ કે ધર્મ નથી; બીજો ઉત્તર કે ના ભજનારને ભજે તેમાં અપવાદ વિનાનો ધર્મ છે તથા સ્નેહ છે-કરૂણાવાળા માતાપિતાની પેઠે; અને ત્રીજા પ્રશ્નમા તમારૂ મરમનું બોલવું આવું છે કે ના ભજે તેને ના ભજો પણ અમે ભજીયે છીયે તેને નો ભજો, તો સૂણો તેનો ઉત્તર, ભજનાર ઉભયને ના ભજે તેવા પુરૂષ ચાર પ્રકારના છે. આત્માને વિષે આરામ પામેલા, મનોર્થવાળા, કૃતઘ્ની ને ગુરૂદ્રોહી. સખિયો! ભજનારની વૃત્તિ નિરંતર મારે વિષે રહે તે માટે હુ તેને પણુ નથી ભજતો.

બીજીઃ—એ જ્ઞાનની વાતો અમો કોઇ સમજતા

નથી, પણ રિઝાવ્યાં બહુ પ્રિતમ ! અને હજી તરસાવો છો.

કૃષ્ણ:–એ અબળાઓ, હું જાણું છું કે વેદ, લોક ને સ્વજન એ સહુનો ત્યાગ કરી તમે મને ભજો છો, પણ તમારી ધ્યાનવૃત્તિ મારે વિષે રહે માટે તમારા પરોક્ષને ભજતો હું અંતરધાન પામ્યો હતો પ્રિયાઓ, મારો દોષ બોલવો ઉચિત નથી.

ત્રીજી;–દોષ તો અમારો છે કે અમે ઝંપતા નથી. એવા તે કટાક્ષ બાણ માર્યાં છે કે તારા સંયોગને અર્થે અમે અધિક અધિક અધીરાં થયાં છીયે.

કૃષ્ણ–નિર્દોષ સંયોગ તમારો છે, તમારો ઉપકાર વાળવાને હું સમર્થ નથી, કેમકે અતિ દ્રઢ એવી સંસાર બેડી તેને તોડીને મને ભજતી થયો છો

( ગરબો )

ગોપીયો–માતા પાર્વતીનુ સ્મરણ ગરબે ગાઇયે રે લોલ,
માતા વિઘ્ન ટળે સિદ્ધિ પુરી પામીયે રે લોલ,
માતા જોગણી અંતરીખથી નિહાળશેરે લોલ,
માતા કુમકુમ ને ફુલડાં નીચે નાખશેરે લોલ,

બીજી–ફુલ ફુલ ઘોડી, પિયુ પિયાની જોડી, હાથહાથ જોડી પાગસું સંકોડી, વાવેગે દોડી ચક્કર કુડાળે, સ્વેદબુંદ ભાળે, નાકશ્વાસ ઢાળે, કંપળક ખણકિ ચૂડી, ઘમક ઘુઘરી રૂડી, કાંબી ઠમકે છે, ઝાંઝર ઝમકે છે, શિરપેચ ઝટકે છે કુ, કુમુખ થાયે, ફરર ફટ ચુંદડી, ફરી રહી ફુદડી.

કૃષ્ણ–પ્રિયાઓ, મંડળ બંધાઇ રહ્યું, સંગીત આરંભિયે ફરીયે ને ગાઇયે દાંડિયે.

( એકેકો છેક ધીમી તાલે. )

કૃષ્ણ–શરદ પુનેમની રાતડી, ચાંદો ચઢયો આકાશ
ચારૂ ચાદરણે ચોકમાં કરીયેજ પ્રેમપ્રકાશ
વૃંદા તે વન શોભી રહ્યું, ફલ્યું બેકયૂં ચોમેર
કાલિંદી કેરે કાંઠડે, રમિયે ઉમંગે ઘેર.
હાવે ને ભાવે ગોપિયો, સ્વચ્છંદ પ્રેમસ્વરૂપ
દાખીને લાવો લેઇલો, દર્શન દિવ્ય અનુપ.

( બેબે ઉતાવળી તાલે. )

ગોપી:—( રેણુકી )
ઝનઝન વન સઘન, સહન નહિ ઉપવન,
કુસુમ નિરખિ મન મુદિત હસે,
નિરમળ શશિગગન, પવન ગતિઉદિપન,
લગન ઇછત તન પતિસું ધસે;
ઝગઝગ છબિ ઉગટ, મુગટ મણિ ઝગકટ
લટક મટક પ્રતિઅંગ વસે,
નટવર તજિ કપટ, ઉલટ ધરિ લટપટ
રમે મુજસંગ રસે. ( ૧ )

કૃષ્ણ:—
સુવરણ મણિ વસન, પ્રસન મસદરસન,
મંડળ સુન્દર નેજતરે
તણુ ટણ રવ ઝણણ , તણણ ધમ ધુમધુમ,
રમક ઝમક સુર મધુર ભરે
સુલખણ રાજ વદન, મદનરતિ યનગન,
નયન, નયન શર કેલી કરે,
ધન ધન રત શરદ, વરદ વ્રત સ્મરમદ
ગોપી પ્રેમપદ ઉચ્ચ ધરે, ( ૨ )

ગોપી:—
કેવો મચિયો જુઓ ગોપિયો આવો રસિયો
જાણુ નહિ આલિંગન રભન વિચવિચ
ચુંબન દઇ દઇ બેસો. કેવો.

હું પણ ઘુમતી હરખી રમતી નીરખી
નમતી પીઉ અહી. દેખુ સમુંખ વલ્લભ
શ્રીમુખ જોઉં વળિ બેસે. કેવો

સુંદરશામળ કર ઉતાવળેલુંછે નાગર
સ્વામી સહી. નેમેચુકવી પ્રેમ થકવી આહિર
છેલે. કેવો,

કૃષ્ણ.–( સ્વગત ) મંડળના મધ્યસ્થનાં મારા સ્વરૂપે વિવિધ રાગના આલાપ અને વાદ્યનો ગત એથી આખા વનને

રાગમય કરી નાખ્યું રાધાએ મૃદંગ વગાડવામાં કાંઇ ઓછું રાખ્યું નથી.

ગોપી:–પરોઢના વાયુભર્યાં ફૂલડાં ઉંઘેથી પડ્યાં જો !

કૃષ્ણ:–( સ્વગત ) પૂરી ગંતોખાઇ ( પ્રગટ ) ગોપીઓ હવે તમે ઘેર જાઓ. ભય પામશો નહિં. તમારે ઠેકાણે નવી ગોપીઓ કરી છે તે અદ્રશ્ય થશે.

ગોપીઓ -હવે અમે જઇએ થાઓ.

બાલકૃષ્ણવિજય નાટક

# પ્રકીર્ણ.

## મંડળના લાભ

આપણો હિંદુસ્તાન દેશ ઘણા પ્રાચીન કાળથી જગતમાં પ્રસિદ્ધ છે, પણ એની કીર્તિનો પ્રકાશ જે પૂર્વે હતો તે હાલ નથી. કારણ શું ? આપણા લોક કહેશે કે એમ થવાને ઇશ્વરેચ્છા છે. ઉદય અસ્ત, ભરતી ઓટ, ચડતી પડતી જગતમા થયાંજ કરે છે. હુ પણ કહું છું કે ઇશ્વરેચ્છાથી સઘળું થયા કરે છે, પણ આ રીતે કે ઇશ્વરના ઠેરવેલા નિયમ પ્રમાણે કારણ ઉપરથી કાર્ય બને છે. કોઇ પણ કાર્યને કારણ અવશ્ય જોઇએ; તો હિંદુસ્તાનની પડતી દશા આવવાનાં પણ કારણો હોવા જોઇએ ને એ કારણો ઘણાં છે, પણ તેમા મુખ્ય એ છે કે આપણા દેશમા રાજવર્ગમાંના ભણેલા ને પ્રજાવર્ગમાંના ભણેલા એઓએ એકઠા મળી રાજનીતિસબંધી વિચારો ચર્ચાવડે નક્કી કરવાનો ચાલ રાખેલો નહિ જુદા જુદા પુરૂષો પોતપોતાના સમયમાં પોત પોતાના યશ બતાવતા પણ એકસપે થતા કાર્યના જે જશ તેના લાભ લોકને ન હોતા મળતા. એકના અને છુટક છુટક કેટલાકના બળ કરતાં જુદા જુદા સપના ને પછી એકત્ર સપના બળ વિશેષ હોય છે. એ સપબળ આપણામાં નહિ, ને એ **સંપબળ** વધારવાનો ઘણા જણે એકઠા મળી વિચાર કરવો એ ચાલ આપણામા નહિ, તેથી આપણી દુર્દશા થઇ છે. કોઇ કહે છે કે આપણી દુર્દશા શી થઇ છે તો જુઓ–આપણાં રાજ્ય ગયા, આપણી સત્તા ગઇ, આપણા શૌર્ય ગયાં, આપણાં માન ગયાં, ધન ગયા, ને સુખ ગયાં, આપણે મૂર્ખ, કાયર, નિરૂદ્યમી, વ્યસની, ને દરીદ્ર થઇ રહ્યાં છીએ. આપણે એવા તો આળસુ ને વિચારશૂન્ય થઇ ગયા છીએ કે આપણને ઉદ્યમ કરવાનુ ગમતુ નથી, પણ બજારે બજારે, મોહોલ્લે મોહોલ્લે ને ચકલે ચકલે ભટકી જેની તેની નિંદા કર્યા કરવાનું ને જમવા જમાડવાની વાતો કરવાનું ગમે છે. એવી આજ કાલ આપણી દશા છે, અને મંડળી મળી સંપે વિચાર કરી ઉદ્યમ કરવાનો અભ્યાસ નહિ જારી રાખીએ તો આપણી શી દશા ? જે પ્રમાણે ઢોર પોતાનુ પેટ ભરે છે, જે પ્રમાણે આફ્રીકાના સીદી ને ઉત્તર અમેરીકાના ઇંડિયનો પોતાનું ગુજરાન ચલાવે છે તે પ્રમાણે આપણે દહાડા પુરા કરીશુ.

નર્મગદ્ય : મંડલી મળવાથી થતા લાભ

## સંપ

સંપ ગોરવર્ણો છે. તે બેઠી પણ મજબુત દડીનો પહેલવાન છે. તે ઘણો જાડો નથી તેમ ઘણો પાતળો પણ નથી તેની રગો કપાઇને ઉચકાયલી તૈયાર રહેલી છે. તેનું મોઢું લાલ ને ભરાવ છે. ડાચાં બેસી ગયેલાં નથી પણ મજબુત છે અને તેના ગાલ ઉપર તન્દુરસ્તીની લાલી આવી રહેલી છે તેની આખ કચકડા જેવી નિર્મળ છે ને કાળી ભમ્મર તેજસ્વી કીકી છે. તે ઘણો આરોગ્ય છે સ્વચ્છ લોહીનો ભરેલો છે તેથી તેની ઝુમને લીધે તેની આખ કિંચિત મિચાયલી રહે છે. જાણે કોઇ ચિત્રની ખૂબી જોતી વખત આંખને કઇ એક ઝીણી અર્થાત્ પ્રસરેલી દૃષ્ટિને એકઠી કરીને જોતો હોય તેમ તે જુએ છે. તે નીચી પણ ચાર પાસ ફરતી એવી દૃષ્ટિએ મોટો

ધીર અને વિચારવાળો પુરૂષ દેખાય છે. તેનું નાક મોના પ્રમાણ કરતા કંઇ એક લાંબુ છે અને તેને કાળીને ટુંકી પણ ભરાવ મૂછ છે. તેના બન્ને હાથ એકદમ જોરમાં બાહર નીકળીને કંઇ પરાક્રમ કરવાને વહેલા ઉઠો એમ દેખડાવે છે, ને તે ઝુમને લીધે તેનું જમણું પાસું દસાતાં જોરમાં લગાર અંદર ગયેલું અને ડાબું પાસું બહાર પડતુ દેખાય છે. તેના પગની પાનીઓ જમીન ઉપરથી ઉઠવાની તૈયારીએ ઉંચકાઇ હોય એવી માલમ પડે છે. એ હસતા મોઢાના વીર પુરૂષની આકૃતિ ઉપરથીજ સર્વ મોહજાળમાં પડી જાય છે અને તેથી તે જલદીથી સૌને વશ કરી લે છે માથુ જોઇએ તો ગોળ, મોટું ને કંઇક આગળ પડતું, કપાળ વિશાળ ને ભવ્ય. તેનામાં પ્રૌઢતા, શૌર્ય, વિચાર, ચાતુર્ય વગેરે ગુણો છે તેનો તેના અવયવો ઉપરથી આભસ થાય છે.

નર્મગદ્ય : સંપવિષે

## એકલા શું ન કરી શકાય ?

એ સઘળાઓ એકઠા થઇ નવી ન્યાત કરી, નવો ધર્મ રાખી, નવા સંસારકાયદા કરી, દેશને તાજો કરે તો શી વાર છે? એકલા શ કરે, એકલા વલ્લભે, એકલા સ્વામિનારાયણે, એકલા રામદાસે, એકલા નાનકે, એકલા દાદુએ, એકલા કબીરે આટલા આટલા ફેરફાર કર્યા તો તમે આટલા બધા, થઇ ગયલી પાછલી વાતોને સારીપઠે જાણ્યા છતાં, પૈસે, વિદ્યાએ બુદ્ધિએ ચતુરાઇએ સર્વ વાતથી અનુકુળ હોવા છતાં, તમે માહારો સુધારાનો મહિમા વધારવાને કાં આચકો ખાઓ છો ? જેને કરવાનુ મન નથી તે હજાર બ્હાના કાહાડશે. તેમ તમે બાહાર પડવાના તો નથી પણ માહારી ઇચ્છા છે તે તમને કહુ છુ આ સમય બાયલા થઇને બેસી રહેવાનો નથી. જો આ પ્રસગ તમે ચુકશો તો તમારા જેવા ઠગ બીજા કોઇજ નહિ. તમે માહારા નામને બટો લગાડો છો. આ વખત તો હિંમત રૂપી મદીરાનું પાન કરી રજપૂતની પેઠે એકદમ બહાર નીકળો અને હું તમારે માટે સર્વ દેવની વિનંતી કરીશ કે માહારા ભક્તોની સંખ્યામા વધારો કરી તેમને સુખી કર વાસ્તે છેલ્લુ એજ કહું છું કે, એક સારે ઠેકાણે દક્ષણી ને ગુજરાતી વાણિયા, બ્રાહ્મણ, ભાટિયા વગેરે સર્વ સેવકોએ રૂડાં ભોજનનું મને નૈવેદ ધરાવી તે પ્રસાદી સર્વે જણાએ એકપંગિતએ બેસીને મોટી ખુશીથી માહારા સાચા ભક્ત મહિપતરામ સુદ્ધા આરોગવી.

જૂનું નર્મગદ્ય

## જીવને

રે જીવ ! તું મોટો ભાગ્યશાળી છે—તું રાતદહાડો ઉદ્યોગ કરે છે, ગુજરાન જેટલું ને કંઇક વધારે પણ પેદા કરે છે, નાનાપ્રકારના નિર્દોષ વિલાસ વૈભવ કરે છે, શરીરે નિરોગી છે, તને તારી યોગ્યતા પ્રમાણે બધેથી માન મળે છે, તારા ઉપર સરવે જનનો લોભ છે—હવે તારે શું કરવા રડવુ જોઇએ ? હા, તુ રડે છ તે એક તો તારો ટેક નીભ્યો જશે કે નહિ, એ વિચારથી પેદા થની ધાસ્તીથી, પણ હોય, ચ્હડતી પડતી સહુનેજ છે—હમણા જારે તુ આટલું સુખ ભોગવે છે, તારે પછી દુઃખ પણ સોસજે, રે જ્ઞાનીને વળી દુઃખ કેવુ ? એને તો રડવામા પણ પ્રભુનો ખેલ જાણી આનદ જ છે. બીજુ તું રડે છ તે એટલા સારૂ કે તું લોકની સાથે સીધો છતાં લોકો કેમ તારી સાથે આડા ચાલે છ ને એવાઓનુ જગતમાં ફાવે છ કેમ ? હા, તુ તારી પોતાની વાતથી નિવૃત્ત ( નિરાંત પામેલો ) છે, પણ ઉપર કહેલી બીજી વાતો જોતાં તું ઘણો પ્રવૃત્ત ( રોકાયલો ) છે અને એથી તું ઉદાસ રહે છે.

'ચાકર ચકવા ચતુર નર, નિતપત રહત ઉદાસ;
'ખર ઘૂઘૂ મૂરખ પશુ, સદા મગન પ્રચિરાજ.'

તને તેઓના જેવુ થતાં આવડે છે, પણ માયાનો પસારો જાણી તેમા ફસાવાને તું ઇચ્છતો નથી તેમ સામાની કછાંછળી ચાલ જોઇ દયાથી તું તારા દીલમા દાઝે છે. પણ સમજ—જગતમા ભલા

થોડાજ હોય છે, જોકે ભુંડા ઘણાજ છે તોપણ એઓ, પેલા થોડાને વહેલું મોડું માન આપે છે, વળી ભલાનું સદૈવ કલ્યાણ છે અને ભુંડાનું અંતે કલ્યાણ નથી. હશે! ઓહો, આ શી કુદરત ખીલી રહી છે!

જૂનું નર્મગદ્ય : ડાંડિયો

## દહાડી જતો વખત

આજ તે કાલ, કાલ તે પરમ, પરમ તે ચોથે દહાડો, ચોથો તે પાંચમો, એમ ઓણનું પોર, પોરનું પરાર, પરારનુ ચોથું વરસ, ચોથું તે પાંચમું–એમ પાંચશેમું પાંચહજારમું, પાંચલાખમું–વગેરે થાય છે. દાહાડાના દાહાડા ને વરસના વરસ વહી જાય છે.

કાળને જતા વાર નથી લાગતી ને જીવતરનો તો વિશ્વાસ થતો નથી કે આજનું કામ કાલે કરીશું એમ ખાતરીથી કહેવાય. તેમાં વળી 'રાત થોડી ને વેશ ઘણા' જેવુ છે.–ઘણી ઘણી રીતે જોસ્માને અને જોગવાઇને તાબે થવું પડે છે, ફીકર માંદગી ને ખાટલાના ઓડ તો પાછળ વળગેલાંજ છે, આવુ છે તો ખરૂં, ત્યારે શું રડયાં કરવુ? ના, ના જે ઘડી જાય તે આનંદમાં અને સુકૃતમાં કહાડવી.

જૂનું નર્મગદ્ય : ડાંડિયો

## સ્ત્રી અને પુરુષ

સ્ત્રી ધણીની ગુલામ નથી, તે પણ માણસ જાત છે. જેવો પુરુષ તેવી સ્ત્રી. એકને બીજા વના ચાલતું નથી. તેઓ એક બીજાને સુખી કરવાને તથા સૃષ્ટિ વધારવાને જન્મ્યાં છે. આટલાં કારણથી સ્ત્રી, પુરુષની મિત્ર છે. આવું છે ત્યારે કોઇ કહેશે કે ધણીઆણીએ ધણીની આજ્ઞા શા માટે માનવી? આ સવાલ મુરખાઇ ભરેલો છે. હું પુછુ છુ જે એક મિત્રનુ કહ્યુ બીજાએ ન કરવુ? એકમેકની સારી શીખામણ એકમેકે માનવી ઘટારત છે વિશેષ કરીને ધણીને પોતાનો વડીલ મિત્ર જાણી, કુટુંબ ઘરનો ઉપરી જાણી, તેના ઉદ્યમ ઉપર, તેની બુદ્ધિ ઉપર, તેની વર્તણુક ઉપર સંસાર આધાર રાખે છે એમ જાણી, અને ધણીવડે મહુ છે એમ સમજી સ્ત્રીએ વિવેકથી તેની આજ્ઞામાં રહેવું જોઇએ. અગર ધણી નઠારી વાત કહે તોપણુ તે તે વખત તેણીએ કબુલ કરવી અને પછી તેનો ગીજાસ જોઇને તેને સુધારવો. પણ તેનો હુકમ માન્ય રાખવો; તેને યોગ્ય માન આપવું, અને તેની અદબમાં રહેવું. પ્રજા રાજ્યને ઘટતું માન ન આપે તો તે અનીતિ કહેવાએ, તેમ કુટુંબના ઉપરીનું તેનાં છોકરાંઓએ માન ન રાખવું એ ખોટું છે. સઘળાઓનો અમલ હોય તો રાજ ચાલે નહિં; તેમ કુટુંબના સઘળાં જણ હુકમ ફરમાવે તો સંસાર નીભવો કઠણુ પડે, માટે હુકમ તો ધણીનો સ્ત્રીએ અમલમાં આણવો, પણ તેને મુખ્ય વજીરની પેઠે ઘટતી સલાહ આપવાનો અધિકાર છે.

જૂનું નર્મગદ્ય

## "શેરના કાગળના કનકવા"

આહા! જોતાં જોતાંમાં બજારમાં શો ફેરફાર થઇ ગયો છે! 'બચ્ચાજીઓ સમાલો. કાકા કહેતા તે ખરૂં, એમ કહેવુ પડશે'' એવું જે ડાંડિયો કહેતો તે, તેનુ ચઢી વાગ્યાથી તે ફુલાતો નથી, પણ બજારને પડતો જોઇ ઉલટી સટોરીઆની દયા ખાય છે. 'ધણુ તે થોડાને માટે' 'હસવુ તે રડવાને માટે' 'સુખે સોની ને દુ:ખે રામ' 'જાને જગજીવન ને કાંણે ફીકાભાઇ.' આગળ બજારમાં લગનના જેવી ધામધુમ હતી અને આજકાલ લે મેહેલ મોકકાણની ચુપાચુપી છે–હા હુજી રડારડ ફુટાફુટ ને ઓ ઓ થયું નથી, પણ તે સહુ હવે જે ઘડિ જાય છે તેમાં થવાનુ. રોકકડને બદલે ખોખાં આગળ કહાડી બતાવવામાં આવે છે.

છોકરાઓ રે, તમારે મઝા છે–શેરનાં કાગળીયાના કનકવા બનાવી ચગાવવાનું ઠીક થશે. એ કનકવા ચગશે તારે તેમા ફીનાનસો અને બેંકો દેખાશે અને પછી એકદમ ગોથ ખવાડી તમારા મોટેરાઓને બતાવજો કે તમારી ફીનાનસો અને બેંકો આમ જ હવામાં ચડી ચળકી હશે ને

આમજ પાછી નીચે પડી સુધ ગઇયો હશે અને પછી 'આનુ કરનાર તો આમ ગયુ ને અંડળ-ગંડળ હાથમાં રહ્યું' એમ બોલી હૈયા શોકે હાથમાંની દોરી પણ મુકી દેવી પડી હશે. છોકરાઓ, હવે તમારો વારો છે. પણ જગ સીધા રોહો–દોરી, માંજો, લાહી, કામડી તૈયાર કરવા માંડો, એટલે કનકવાના કાગળો (શેરનાં ખોખાં) પણ રસ્તે કુદતાં કુદતાં તમારી પાસે આવશે !

હોળીઆઓરે હોળીના દહાડા ગયા નથી–પાસે આવે છે, હું તમને હોળીનાં ગીત ગવડાવીશ, પણ હમણાં એકવાર બોલો તો જોઉં ભડ ભડ ભડ ભડાકા ગોદડાં–રામ બોલો ભાઇ રામ !

જૂનું નર્મગદ્ય

## "સટા ઉપર ઇશ્વરનો કોપ"

સામળદાસની મડા પચ્ચીસીની વાતમાંના પેલા સિદ્ધે અમૃત સિદ્ધ કરવાને સારૂ ૧૦૮ બતરીસ લક્ષણાઓને ફોસલાવી તેલની કઢામાં નાંખ્યા હતા તે પરમાણે સટોરિયા સરદારોએ પોતાની મતલબને માટે હજારો અહીંની ને દેશાવરોની રાંક રૈયતને મોહજાળમાં નાખી –આંતરડી કકળાવી તરફડ તરફડ કરાવી મારી નાખી છે, તેજ હાલ તો પેલા સિદ્ધની પઠે કસાઇ ગયા છે. ઇશ્વર ન્યાયી છે. ખરેખર સટા કળજુગથી એટલુ તો પાપ વધી ગયું હતું કે ઇશ્વરે કોઇને આગળથી સ્વપ્નમાં પણ ન સુઝયું તેવી રીતે એકાએક કલકી અવતાર શકતીથી સહુ સટોરિયાઓનો સહકાર કરી નાખ્યો છે. પાછું ધર્મ સ્થાપન થાય–ખરો ઉદ્યમ ચાલવા માંડે. અમેરીકામાં લાખો માણુસ કપાઇ જતાં તે પાપનો કોઇ વિચાર કરતું નહોતુ પણ જે થાય છે તે સારૂં થાય છે કે આપણું ઘર ભરાય છે એવું જે સમજતા તે પાપી ચડાળોને શિક્ષા થઇ છે તે ઠીકજ થઇ છે. કેટલાક ખરા ઉદ્યોગી, ખરા ભકત, ખરા પરોપકારી ને ખરા દેશાભિમાની–ખરા મરદો મનને મારી મારીને સટ્ટામાં પડયા નથી ને ઇશ્વરની પ્રાર્થના કર્યા કરતા હતા કે, પ્રભુ લડાઇનો અંત વેહેલો આણ, સટોરિઆઓના મદને તોડી ભૂમિભાર ઉતાર તે મરદોનીજ પ્રાર્થનાથી હજી પણ આ વખતે સપડાયલા સટોરિયા થોડા ઘણા ઇશ્વરના કોપથી બચશે.

જૂનું નર્મગદ્ય

## નિરાશ્રિતોની આશા

આ ક્ષણભંગુર જગતમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર નામે છ શત્રુ આપણી સારી બુદ્ધિને ચળાવે છે. એઓથી ઇંદ્રિયો સ્વાધીન રાખી, ન ચળી, મનને સ્થિર રાખી પરદુ:ખભજન તરફ નિધા કરીશુ તો તેમાંથી જગતનો કર્તા તે શું, આપણને તેણે શા માટે જન્મ આપ્યો છે, આપણે શું કરવું જોઈએ, વગેરે સારા વિચારો આપણામાં આવશે, હૈયાં કુમળાં થશે અને નઠારાં દુ:ખ દેતાં સાણાં કદી પણ નહી આવે. પારસી, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સઘળાનાં ધર્મપુસ્તકમાં પરોપકારની સ્તુતિ કરેલી છે. તુળસીદાસ કહે છે કે 'તુળસી દયા ન છાડીયે જબલગ ઘટમે પ્રાણ" દુનિયાના સઘળા માણસો ઇશ્વરને મોટો દાતા જાણી તેના ઉપર આધાર રાખે છે. કુટુંબનાં માણસો રળતા પુરુષોના ઉપર આધાર રાખે છે. દેશરૂપી કુટુંબમાં રળતા શ્રીમંત લોક હોય છે માટે, નિરાશ્રિત ભાઈઓ વિશેષ કરીને શ્રીમંતોની આશા રાખે છે.

નર્મગદ્યઃ નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતનો ધર્મ

## ચડતી પડતી

ચઢે તો પડે એવો નિયમજ છે. મોટાં રાજ્ય વેરાન થઇ ગયાં છે તો સુરતની પડતી થઇ તેમાં કાંઇ તાજુબ થવા જેવું નથી; તો પણ ફકત પોણીત્રણસે વર્ષ દરમિઆનમાં જે માછીવાડાએ નાણુદ ન થાય તેવું નામ દુનિઆમાં રોશન

રાખ્યું છે, તેણે જોતાં જોતામાં કંગાલીઆત જોઇ છે ! ટુંકામાં, જેની જમીન ઉપર પ્રથમ પગલા કરી અંગ્રેજ લોકોએ આખા હિંદુસ્તાનની ચક્રવર્તી સત્તા મેળવી છે,—તે માછીવાડાની જુદી જુદી હાલતના જુદા જુદા ચહેરા જોઇને અજબ ગજબ કોણ નહિ કહે ?

નર્મગદ્ય : સુરતની ચડતી પડતી

## શોક વિષે

ગ્રીસ દેશના પ્રખ્યાત જ્ઞાની સોલનને એક દોસ્તદાર હતો તે હંમેશાં દીલગીરી ને ઉદાશીમાંજ રહેતો. બીજા ઘણાઓએ બતાવેલા ઉપાયો તેણે કીધા, પણ તેને શોક જાય નહિ. એક દહાડો સોલન પેલાને એક ઉંચી ટેકરી ઉપર લઇ ગયો. ત્યાંથી આસપાસના તમામ ઘરનાં છાપરાં નીચા દેખાતાં હતાં. સોલન બોલ્યો, ભાઇ ! આ ઘરો જે દહાડાથી બંધાયા ત્યારથી તે આજ સુધીમાં તેમાંના જેટલા બધા લોક મરી ગએલા છે, મરી જાય છે અને મરી જશે એ સઘળાનો શોક કેટલો આખો વારો ? એ સઘળાનો શોક કરવો મૂકી દઇ ને તારાજ શોકને રડયાં કર. હવે પોતાને માટે શોક કરવો અને પારકાને માટે ન કરવો એ તો ગેરઇન્સાફી અને નિર્દયપણું જાણવું. સઘળાં પારકાનો શોક કરવો તેમાં કદી આરો આવવાનો નહિ. માટે ચઢેલું કપાળ ઉતારી નાખવું અને મુળગોજ શોક કરવો નહિ એ ઉત્તમ પક્ષ છે ને આપણાં દુઃખનો આપણે શોક કર્યો અને એને સારૂ દુનિયા નઠારૂ કહી બબડે તો તેને લેખવવું નહિ એજ સારી રીત છે, એમ પેલા ઉદાસી પુરુષે વિચારી શોક કરવો છોડી દીધો. એ સોલન સુગી શિક્ષા આપતો:—તેને કોઇએ પુછ્યું કે માણસની જીંદગી વિષે તમારો શો વિચાર છે ? સોલન કંઇજ બોલ્યો નહિ. પણ ચૂપચૂપ તેને પ્રદક્ષિણા કરીને જતો રહ્યો.

નર્મગદ્ય : રોવાકુટવાની ઘેલાઇ વિષે

## કાળ સ્વરૂપ

એ કાળમાં અર્થ વસ્તુ પ્રાપ્તિના યત્ન, યત્નથી પ્રાપ્ત થયલા જય, વૈભવ ને નાશ એની લીલા દેખાડી. ભયમ કટ દુ.એ પીડિત એવાઓએ અને લોભથી ઉત્કંઠિત એવાઓએ જગતમાં દોડદોડ અને ધુમાધુમ કરી મૂકી. ઇ. સ. પૂ. ૧૮૪ માં હન લોકો ચીનની ગાદી ઝડપીને ઇ. સ. ૨૬૫ થકી રાજ્યમાં અસ્તાવ્યસ્ત હતી. ઇ. સ. ૫૯ પછી બૌદ્ધ ઉપદેશકોએ પોતાનો ધર્મ ચીનાઓ પાસે પળાવ્યો હતો. હિંદુસ્તાનમાં બૌદ્ધોએ ચક્રવર્તી રાજા અશોકનો આશ્રય મેળવી ધર્મપ્રસાર કીધો, સિથિઅન લોકે આવી રાજ્ય માંડેલા તેને વિક્રમે હરાવી દેશમાંથી કહાડયા, બ્રાહ્મણોએ ગ્રંથો લખી વાદ કરી રાજાઓના આશ્રય શોધી બૌદ્ધને પજવ્યા, ને હિંદુસ્તાનમાંથી કહાડયા. સીરિઆના રાજ્યમાંથી પાર્થિઆ તથા બાકટ્રિયા એ બે જુદાં પડયાં ને ઇરાનનું નવું રાજ્ય મંડાયું. રોમનોએ ભીતરના પ્રપંચે ને બહારના યુદ્ધે ઉપરા ઉપરી ઘણાંક મોટાં ને બળવંત રાજ્યો જીતી લેઇ પોતાનું મહારાજ્ય કીધું. આઠ ચોરસ મૈલની ને ત્રણ ચાર હજાર વસ્તીની રોમનગરી ને એજ રાજ્ય તે ૧૫ લાખ ચોરસ મૈલનું ને બાર કરોડ વસ્તીનું મહારાજ્ય અસંખ્ય સમૃદ્ધિથી શોભ્યુ ને પાછળથી મદ્દગુણી રોમનોએ દુર્ગુણી થઇ રાક્ષસની પેઠે મહાવૈભવ કીધો પછી મહારાજ્ય અવ્યવસ્થિત થયું,—(ત્રીજા સૈકામાં) કેટલાંક પ્રદેશો ઉપર ગોથ, ફ્રાંક વગેરે લોકે હુમલા કીધા, (ચોથા સૈકામા) ખ્રિસ્તિ ધર્મે રોમ ઇટલી અને બીજા કેટલાક પ્રાંતોમાં જય મેળવ્યો; (પાંચમા સૈકામાં) હન, ઓસ્ટ્રોગોથ, વીસીગોથ, વાંડલ, આલની, સ્વેવી, ફ્રાંક, બર્ગંડીઅન ઇત્યાદી જંગલી ટોળાં ઉભરાયાં; રોમ જગતનું રાજ્યનગર લુંટાયું, ને મહારાજકીય પ્રલય થઇ રહ્યો.

નર્મગદ્ય : રાજ્યરંગ

## મજુરોની સ્થિતિ

ગોપાળઃ–મજુર લોકોને પોતાની સંસાર સ્થિતિ સુધારવા બાબત કંઇજ ઉપાય રહ્યો નથી કે કેમ ? એવો વિચાર હુ તમને મળી ગયા પછી કરવા લાગ્યો. તે ઉપરથી એવું મનમાં આવ્યુ કે, બીજા દેશમાં જેટલી ઝીરાવત જમીન છે તેટલી જો કે આપણી પાસે નથી તો પણ આપણી પાસે પુષ્કળ પડતર જમીન છે, તેની ખેડ થઇ હોય તો અનાજ વગેરે ઉપજીને ભંડોળ વધારે થશે.

મહેતાજી –પુંજીનું માન હોય તે પ્રમાણેજ ઉદ્યોગ થાય છે વાસ્તે મજુરોને પેટીરૂ આપવાનું જેટલું સામર્થ્ય હોય, તે કરતાં વધારે મજુરોને કામે લગાડતા નથી. સમજ્યો, તેઓ પોતાના રોજના અનાજને માટે કામ કરે છે. તેજ જો તેઓને મળ્યું નહિ તો તેમનાથી કામે લગાવાતું નહીં. ઘણું તો શું પણ તે લાગવાના જ નહીં. કોઇ એક દેશમાંહેની પુંજીની જેટલા મજુરોની સંભાળ થવાની, તેટલાં સઘળાં, મજુરો કામે લાગ્યાંજ હોય છે, ત્યારે જે જમીન ખેડાણ થઇ છે ત્યાં તેઓએ કામ કરવુ કે નવી જમીન ખોદીને કેળવવા માંડવી એ વાતનો માત્ર વિચાર કર્યો જોઇયે ને એ વાત જમીનદારને સોંપવી અને તેઓ જે ઠરાવે તે સાંભળી લેવું. કેમકે જેટલું કસન કરાવી શકાય તેટલું કરી લેવું, એ જેવું મજૂર લોકોના સારાને અર્થે છે તેવુંજ જમીનદારને પણ છે, ઘણું કરીને જૂની જમીનની કેળવણી સુધારવા સારૂ પુંજી નાખવી એથી જેવો ફાયદો થાય છે તેવો નવી જમીનની ખેડ કરવામાં પુંજી લગાડયાથી થતો નથી. કેમકે ઘણા દિવસથી ખેડાણ થએલી એવી જે સૌથી સરસ જમીન, તેના કરતાં જે રહેલી પડત જમીન હોય છે, તે ઘણી રસ વગરની તથા ઉજડ હોય છે અને તેના ઉપર જ્યારે ઘણો ખર્ચ કરીએ ત્યારે તે દેવા માંડે છે. એવુ છતાં એ સદરહુ બન્ને જમીનોની ખેડ કરવા સારૂ લોકો પાસે પુંજી હોય છે, અને હાલમાં એવુ નજરમાં આવે છે કે, પ્રાતો માહેની ખેતીનો ઘણો સુધારો થયો છે, એટલુંજ નહિં પણ ઘણાએક ગૌચરોને વાડ ઘાલીને તેમની ખેડ થતી જાય છે.

ગોપાળઃ-મ્હારૂં બોલવુ આપને વિસંગત લાગતું હોય તો લાગો, પણ ગૌચરને વાડ ઘાલ્યાથી માઠું થયું એવું મ્હારાથી બોલ્યા વગર રહેવાતુ નથી ગામડા ગામમાં રહેનારાઓનાં દુબળાં એવાં જે થોડાં સરખાં ઢોરો તેઓની સંભાળ થવાને જે તે ગૌચરનોજ આસરો હતો. ને હવે નહીં જેવો થયો. એ બાબત ગોલ્ડસ્મિથ સાહેબ કરીને એક સુરસ કવિ થઇ ગયો, તેનાં બે વાક્યો પ્રાકૃતમાં રચેલા છે તે એવાં કે.—

શાર્દૂલવિક્રીડિત છંદ.

વસ્તી દેશ વધી પડે પિડ કરે, કંગાલ દારિદ્રનો ।
શ્રીમંતો ધનને મદે લઇ લિયે, કબ્જે જમીનો અરે. ॥
નીસાસા પડી બંધ ઢોર ચરતાં । ભારી સુકે છે ખરે ॥
વાસો કહાં કરિયે હવે દિન વહે । શોકેજ ભવાડંરે ॥
થોડી એકજ લાકડી બળતરો । દૂધો દહીંમાં સરે ॥
જે તે આજીવીકા હતી ગઇ હવે । રેહે નહીં સ્વાસરે ॥
રોકો ભૂમિ ઘણીજ બાગ બગિચે । ખેડાવિ પાકો જમે ॥
પૈસાદાર સુખેથિ ડાચું ભરિકો । હીણા હમોને દમે ॥

મહેતાજી–કવિનુ બોલવું દેશવ્યવહાર વ્યવસ્થાશાસ્ત્રમાં એક સારૂ પ્રમાણ એમ માનતા નથી. ગૌચરાને વાડ વગેરે નાખ્યાથી થોડાંક દુબળા ઢોરનો ચારો બંધ થશે, પણ તે ગૌચરો વડે ઘણાં સારાં ઢોરોનું પોષણ અથવા સારી ખેતી થવા માંડશે. તેણે કરીને અનાજ વગેરેનું-માન વધશે, અનેક ગરીબોને કેવળ સાક્ષાત્ સબંધનડે પ્રાપ્તિ યદ્યપિ થઇ નહિ તો પણ

છેવટ સારૂંજ પેટીઉં મળવાનું. ગૌચરોને વાડ નાખવા સારૂ તથા તેમને ખેડાણ કરવા સારૂ મજુરો જોઇયે, તેણે કરીને ગૌચરોની આજુબાજૂનાં પાસેનાં ગામડાંના લોકોને એક નવું કામ જાગે છે. એ પ્રમાણે તેમની મહેનતની વધારે ગરજ પડે છે. ગૌચરોઉપરથી તેમનો હક્ક ખુડયાને બદલે તેમને પૈસા મળે છે અને જે ઢોર તેમનાથી પળાતાં નથી, તેઓને જમીનને નવી વાડ વગેરે નાખનારા વેચાતી લે છે.

**ગોપાળ:**—લોકસંખ્યા વધી સતે જે લોકો વધારે થાય તેમની પાસે પડત જમીનની ખેડ કરાવવી એ ઠીક, પણ તેવુ કરાવ્યાથી પણ તેમનું પેટ ન ભરાતું હોય તો કેમ કરવુ. જે ઠેકાણે પેટીઉં મળવુ સહેલુ તથા જ્યાં મહેનતની વધારે ગરજ એવા દેશમાં આપણી તરફના ઉદ્યોગ વગરના માણસોને શા સારૂ મોકલાવા નહિં? અથવા જેમાં વસ્તી થયેલી નહીં એવા જે અમેરીકા માહેના દેશો, ત્યાં તે લોકોએ જઇને નવી વસ્તી શા સારૂ કરવી નહિં.?

**મહેતાજી:**—લોકોની ઘણી ગર્દી થઇ હોય તો તેમને પરદેશમાં વસ્તી કરવાને મોકલવા સિવાએ બીજો ઉપાય નથી ખરો; પણ ઘણુ કરીને એવું છે કે, પરમુલ્કમાં જવું એ લોકોને ઘણું જીવ ઉપર આવેછે અને કેટલાકને અમસ્તી બીક લાગે છે કે, આપણી તરફથી પરમુલ્કમાં વસ્તી થઇ તો આપણા દેશનું જોર કમી થશે, સબબ પરમુલ્કમાં વસ્તી કરવાને સારી પેઠે ઠીક પડતુ નથી,

દેશવ્યવહાર વ્યવસ્થા

### બાવલું કેવું જોઇએ?

એ બાવલાંના ડિઝાઇનમાં વિશેષે આવુ હોવુ કે બાવલાનું નાક કપાયલુ ને માથે પાઘડી ઉલટી ફેરવેલી રાખવી; વળી તેને બેખે બેંક તથા એશિયાટીક બેંકની સામે નીચે મ્હોડે ડાબી તરફ ધુરકાવતું ઉભુ કરવું; ને તેનો જમણો હાથ સીધો પેશી બેંકો બતાવતો રાખવો, ને ડાબો હાથ લટકતો, મોટાં બાવલાંની ડાબી પાસે નાહનાં નાહનાં ઊજળાં પણ દમાગથી ફીકા પડેલાં એવાં માણસોને બતાવતો રાખવો; તેમ તેનો જમણો પગ પેલાઓને કચરી નાખવા જતો હોય તેવો ઉંચકાયલો દેખાડવો. બીજું તો કારીગરે પોતાની નજરમાં આવે તેમ કરવું.

જૂનું નર્મગદ્ય

### આત્મકથામાંથી

'હું ધુંધવાતો ને ધુંધવાતો રહેતો, હું ગપ્પા માર્યા કરતો, વિલાત જવાના તડાકા મારતો, બીજા લેસન કરતા ત્યારે હું માગ પોતાના જ વિચાર કર્યા કરતો, પ્રોફેસરના લેકચર પણ મન દઇ સાંભળતો નહિં. હું લેસન બેસન કાંઇ કરતો નહિ, પણ જ્યારે હાર્કનેસના કલાસમાં ફાલ્કનરના શિપરેકની કવિતા અને વર્ડઝવર્થની કવિતા ચાલતી ત્યારે હું એક ચિત્તે સાંભળતો ખરો... વળી મને સાંભરે છે કે, મેં ઓગસ્ટમાં સોએક લાઇન અંગ્રેજીમાં પરચુરણ પરચુરણ બાબતની જોડીને, મિ. રીડને બતાવી હતી, પણ એણે તે જોઇને મને હસી કાઢયો હતો.'

* * * *

'આ મોહનિદ્રા તે મોહનિદ્રા જ હતી. આ ત્રણ વર્ષમાં એ કહે છે કે 'મેં કોઇ અંગ્રેજી કે ગુજરાતી ચોપડી વાંચી ન હોતી, ને એક હાર્કનેસને કાગળ લખ્યો હતો. તે સિવાય બીજું કંઇ ઇંગ્રેજીમા લખ્યુ પણ નહતુ. ગુજરાતીમાં પણ ત્રણેક ભાષણ લખેલા બીજુ કાંઇ નહિ. જ્ઞાનસાગરમાં મેં કંઇજ લખ્યું નથી, તે દોલત રામ લખતા, હુ ભાંગ પીતો પાક ખાતો, (બીજી કોઇપણ જાતની કેફ કરતો નહિ.) એકાંતમાં હું નામ મેળવવાના (પૈસો મેળવવાના નહિ) અને પ્રેમ સંબંધી વિચારો કરતો. સુધારાના અને તેને પછી અમલમા આણવાના વિચાર, પછી ખાનગી કે જાહેર તે વખત બીલ-

કુલ નહનો. જાતિભેદ, પુનર્વિવાહ મૂર્તિપુજા, અભક્ષ્યાભક્ષ્ય, વગેરેના સુધારા સબંધી વિચારોનું મને સ્વપ્નું પણ નહિ હતું ઉદ્યોગ કરવો, સંપ રાખવો, ભાષણ કરવાં, નિબધો વાંચવા, ગ્રંથો લખવા અને દેશનું ભલું કરવું, એટલુંજ હું સુધારા સબધી જાણતો.'

મારી હકીકત

## નર્મદના કેટલાક પત્રો

ફક્કડ લક્ષ્મીરામ,

તમારો તા. ૨૮ મી આગસ્ટનો ને ભાદરવા વદ ૩ જનો એમ બે આવ્યા છે. હુ મોટમ આપું છુ તેને તમે યોગ્ય નથી એમ તમે લખો છો ત્યારે આજથી ઉપર પ્રમાણે નામ બદલુ છું—ચ્હીડાશો નહી—પણ હુ પુછું, લોક મૈત્રિ મૈત્રિ કહે છે તે શુ હશે વારૂ? એ વિષે તમે અનુભવમાં શુ જોયુ છે ને વિચારમાં શું નક્કી કર્યું છે તે અવકાશ મળેથી લખી મોકલાય તેવુ કરી શકશો ? તમારી કલમ લખાણમાં કેવી ફક્કડ ચાલે છે તે જોવા ઇચ્છુ છું.

હથિયારોની ઉતાવળ નથી—જુની ગુજરાતી ભાષાના નાના મોટા ગ્રન્થ પાનાનો સગ્રહ તમારા જુનાગઢમાથી મળી આવશે? મારો વિચાર આ છે કે આજથી સો ને પછી બસેં ને એમ ૧,૦૦૦ વર્ષ ઉપર આપણી ભાષા કેમ કેમ બદલાતી ગઇ છે તે વિષે યથાસ્થિત જાણવુ—તેમ નરસિંહ મહેતાની પહેલા કોણ કોણ કવિયો છે તે સંબંધી પણ જાણવાનુ છે— એ વિષય અવકાશે તમારા મિત્રમડળમા ચરચજો—મારે ઉતાવળ નથી. નાગરી ન્યાતના ભવાડા થાય છે તે જોઇને દીલગીર છું, મારે વિષે મારી નાતના ઘરડાઓ—જુવાનોનો શો વિચાર છે તે લખશો.

જૈન નિબંધ લખવાને અવકાશ નથી. ઝાંસીની રાણી અને લખનૌરના નવાબ વિષે થોડીક પણ હકીકત આપો તો વળી લખવાનો વિચાર કરૂં. બને તો મોકલજો.

( ૩ )

તા. ૧૮ ઓકટોમ્બર.

ભાઇ લક્ષ્મીરામ,

આસો સુદ ૨ નો લખેો ચિત્રો સાથે આવ્યો છે. સ્નેહ મૈત્રિ—પ્રેમ એનું પરિણામ બેના એક થવું એવું છે. એક થવું કઠિણ છે ને એક થઇ તેમ નિત્ય રહેવુ એ પણ કઠિણ છે. મૈત્રિ કરવામા ને નિભાવવામાં બહુ વિઘ્ન આવી પડે છે. કોઇને પોતાનો કરી રાખવો અથવા કોઇના થઇ રહેવું એ કહેવત ખોટી નથી કે જેથી મૈત્રિ નિભે પણ અતઃકરણનો ઉમળકો રહેવો દુર્લભ છે. એ જો બનેમા હોય તો પછી નાના પ્રકારનાં વિઘ્નો પોતાની મેળેજ દૂર થઇ જાય છે. સાચો સ્નેહ શૌર્ય વિના બંધાતો નથી ને નિભતો નથી.

તેમ સાચા સ્નેહથી શૌર્ય વધે છે ને શૌર્યથી જસ ને પછી સુખ મળે છે એ પણ ખોટું નથી; હા તે જસ લૌકિક વિચારમા કદાપિ તત્કાળે નિંદાય પણ પછવાડેથી વખણાયજ. જ્યારે ગરમ લોહીનાં સ્ત્રી પુરૂષોના પ્રેમ જેવો પુરૂષમાં સ્નેહ જોવામાં આવશે ત્યારે જ ઐકય, ધૈર્ય, યુક્તિ, સાહસ એ સદ્‌ગુણો આપણામા દેશિયોમાં આવશે ને ત્યારે જ તેઓ ઉત્તમ યશ ને ઉત્તમ સુખના ભોક્તા થશે

લી નર્મદાશંકરના આશીર્વાદ

( ૪ )

સૌભાગ્યવતી માનબાઇ,

તમારે વિષે હું કેવળ અજાણ છું એટલે વિસ્તારથી નહિં પણ ટુંકામાંજ લખું છું કેઃ—

જે દાસપણું આપણા લોકોએ સ્ત્રીઓને આપ્યું છે, તેમાથી તેઓને છોડવવાને હાલમાં વિદ્વાનો વાણીથી ને લખાણથી મહેનત કરે છે, પણ જ્યાં સુધી પુરૂષો પોતાના સંબંધવાળી

સ્ત્રીઓને વ્યવહારમાં યોગ્ય છુટ નહિ આપે અને સ્વ.—. સ્ત્રીઓ પોતાની મેળે યોગ્ય છુટ નહિ લે ત્યાંસુધી આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરવાની નથી. એ વિચાર તમારા પ્રાણપ્રિયનો છે ને એથી જ તમે છુટનું સુખ ભોગવો છો એ જોઇ હું બહુ સંતોષ પામું છું.

તમારા ઘર સંસારી કામકાજમાં અડચણ ન પહોંચે ને તમે તમારો અભ્યાસ જારી રાખી શકો અને વળી તમારૂં જોઇ બીજી સ્ત્રીઓને ઉત્તેજન મળે એને માટે મારે કેટલીક સૂચના કરવી છે તે બીજે પ્રસંગે કરીશ.

બાઇ શ્રી—હું તમારા પ્રાણપ્રિયની મ્હોંવેલી ઇચ્છાથી આઘો નથી.

લી. નર્મદાશંકરના આશીર્વાદ

ઉપરનો જવાબ તા. ૨૦ મીનો ૨૧ મીએ આપ્યો છે.

( ૫ )

રૂડા સ્વભાવનાં માનબાઇ,

" ધર્મેષુ સર્વથા " એ બુદ્ધિ તમારી સદૈવ રહો. હું તમારા પ્રાણનાથ સ્વામીનો પરમ સ્નેહી છું ને સંતોષી સ્વભાવનો છું એવું તમે લખો છો એને હું માત્ર ઉપરો વિવેક સમજું છું કારણકે હજી તમો દંપતિને મારી સાથે ઘણો.. ...પડયો નથી. તો પણ તમે ઉભયતાએ મારે વિષે સ્નેહપૂર્વક ઉંચું મત બાંધ્યું છે, એમ દરસાવો છો તેને માટે હું તમારો ઉભયતાનો ઉપકાર માનું છું.

લી. નર્મદાશંકરના આશીર્વાદ

( ૬ )

સુરત આમલીરાન
તા. ૨૫ ઑગસ્ટ ૧૮૭૦

ભાઇ હરિદત્ત,

હું સુરતમાં નહિ તેથી તમારો તા. ૭મી નો મે પરમ મ્હાડે વાંચ્યો છે, એ કાગળથી મારે તમારી સાથે નવું ઓળખાણ થયું છે.

સ્વદશી યદ્દિતાર્થે ચ. સ્વશિરોડપિ ત્યજેદ્ બુધ: ।
કવિતા યામિની કાન્ત નર્મદ ત પ્રણમ્યહમ્: ॥

એ પ્રશંસાને હું કોઇપણ રીતે યોગ્ય નથી૮.

બાળ લગ્નના સમયને માટે મારી પાસે શાસ્ત્રવચન નથી. મારૂં મત લગ્ન ક્યારે ને કેમ થવાં એ વિષે કંઇ જુદું જ છે. શુદ્ધ છે ને હમણાંની જ રીતમાં જો ફેરફાર કરવો તો મારૂં મત આ છે કે લગનકાળ પુત્રીના ૧૧ વર્ષ ને પુત્રના ૧૬ પહેલા ન હોવો. પ્રસંગે પ્રસંગે લખતા રહેશો.

લી. નર્મદાશંકર

નર્મદઃ ગુજરાતીનો દીવાળીઅંકમાંથી ૧૯૨૧

( ૭ )

## સ્વર્ગસ્થ નાનાભાઇ રૂસ્તમજી રાણીનાને કાગળ

તા. ૬ ઠી જુલાઇ. ૧૮૭૦

પ્યારા નાનાભાઇ

બનાવો ( માની લીધેલા સારા ને માઠા ) બને છે, ખૂબી ને ખોડ કુદરતમાં નથી જ- દુનીયાદારીમાં છે. આફરીન છે, કુદરતને કે મોટો ફિલસુફ ને મોટો તપેસરી પોતાની ઉંચી અકકલ- થી અને મન મારવાના મ્હાવરાથી ગમે તેટલો દાબ રાખે, પણ કુદરત આગળ તે હારી જાય છે. દુનિયાદારી—અકકલ તથા મ્હાવરો એને પણ જસ છે કે જો કે આખરે તો કુદરતનેજ તાબે થાય છે, તો પણ તે થોડી ઘણી મુદત સુધી પોતાનું જોર કુદરતની ઉપર છે એમ દેખડાવે છે.

ભાઇ, ન. ક. નું ચોથું નિકળ્યાને ત્રણ વર્ષ થયાં. હજી પૂરેપૂરૂં બિલ મારાથી ચુકવાયું નથી. બહુજ બળી જાઉ છું. સમો ઘણો બારીક જોવામાં આવે છે. એક દિવસ હું ભાઇ માણેકજી બર- જોરજીને ઘેર ગયો હતો. ને વાતમાં તેણે કહ્યું

હતું કે 'યુનિયન ને સમાચાર જોડાયા પછી જેટલુ ન. ક. નું કામ ચાલ્યું તેટલાં કામ સંબંધી મારૂં ને નાનાભાઇનુ તમારી ઉપર જે માગણું નીકળે તેમાંથી હુ મારી પોતીનું તો ચૂકવી દેવાને ઇચ્છું છુ—જ્યારે આટલા વરસ થયા ને નિવેડો નથી આવતો ત્યારે ઠાલો ગુંચાડો શું કરવા રેવા દેવો જોઇએ,—માટે નાનાભાઇને કહીને ન. ક. નું જેમ તેમ માંડી વાળો તો સારૂં ' એ વાત હું તને કહેનાર હતો પણ જોગ ન આવ્યો હવે એ સબંધી તારો શો વિચાર છે ? એ પ્રેસ જોડાયા પછી કેટલું કામ થયું છે ને માણેકજી કેટલાના હકદાર છે એ જો તું મને જણાવે તો તેટલી રકમને સારૂ હુ ને માણેકજી ખાનગી સમજીએ, ને બાકી રહેલો યુનિયનનો અવેજ હું વ્યાજે આણીને અથવા ચોપડીઓ સસ્તે કહાડીને તને પૂરો કરી આપું—પણ પ્રથમ માણેકજીનો આંકડો મારે જાણવો જરૂર છે.

તને મેં કયુરેટર ઉપરનું રા. ૧૪૦) નું બીલ મોકલ્યુ છે, તેના નાણાં તને પોતા કે નહી તે જણાવજે. જે પાંચસે ચોપડીઓ તારે ત્યાં રહી છે તેને પોણા પોણાનુ પુઠું બંધાવવાને સારૂ પોણી ચારસે જોઇએ તે હું તને બંધાઇનું બિલ ચૂકવતી વેળા ગમે ત્યાંથી પણ આણી મોકલીશ. થોડાએક કાઠીયાવાડથી આવનાર છે, ને થોડાએક કોઇના લઇશ. ચોપડીઓ બંધાતાં ઓછામાં ઓછો મહીનો દોઢ તો થશેજ, ને એની અંદર તો હું તને કટકે કટકે મોકલતો જઇશ, માટે બંધાવવા આપજે. ભાઇ, કોઇ પણ રીતે હવે ત્રણેક મહિનામાં, થોથાનુ શેવટ આણી આપ. બારીક વખત જોઇ ગભરાઉ છું પ્રેસના બિલનો નિકાલ કર. વળી—માણેકજીનું રૂાૡ ખાનગી ખાતુ રહ્યુ તો ચિંતા નહિં. આનો જવાબ લખજે.

લી. વખત જોઇ ગભરાતો જતો નર્મદ

**કાન્તસ્મારકમાંથી**

## પારસીઓ

પારસીઓનું મૂળ વતન ઇરાન છે. સાતમી સદીના વચલા ભાગમાં ઇરાન ઉપર આરબ લોકોએ ચઢાઇ કરી અને શાહયઝદેઝર્દને હાંકી કાઢી આરબ લોકો ઇરાનના માલીક થઇ બેઠા. ઇરાનીઓ પોતાનાં ઘરબાર છોડી નાઠા; અને આસપાસના પહાડી મુલકમાં સો વરસ સુધી છુપા ભરાઇ રહ્યા. અહીંયા તેઓને ભારે વીટમણા પડી એટલે તેઓ ઓરમઝમાં આવી વસ્યા. ઓરમઝમાં પંદર વરસ ઠરીઠામ રેહેવા પામ્યા. અહીંયા પણ તેઓને સતાવવા માંડયા એટલે એક મોબેદે ગ્રહ જોઇને તેઓને ઇરાન છોડી હિંદુસ્તાનમાં જવાની સલાહ આપી, તેથી તેઓ ઓરમઝ છોડી, બૈરાં, છોકરાં લઇ, વહાણને રસ્તે કાઠિયાવાડના દીવ બંદરે, ઉતર્યા. અહીંયા તેઓ ઓગણીસ વરસ રહ્યા, પણ પાછું જોશ જોઇ એક બુઢા મોબેદે તેઓને દીવ છોડી બીજે ઠેકાણે જવાની સલાહ આપી, તેથી તેઓ દીવ છોડી સંજાણ ગયા. સંજાણ યાદવ વંશના જદીરાણાના તાબામા હતું, તેથી એક મોબેદ જદીરાણા પાસે ગયો અને તેના મુલકમા વસવાની રજા માગી. એક તો મૂળ પરદેશી ને વળી પાસે હથીયાર એટલે જદીરાણો ગભરાયો અને તેણે તેઓના ધર્મ તથા આચાર વિચાર કેવા છે, તે વિશે પુછપરછ કીધી તેઓ સૂર્ય ચંદ્રને તથા પાણી દેવતા અને ગાયને પુજનારા કસ્તી પહેરનારા અને બૈરાંઓને અટકાવ પાળનારા જણાયાથી, જદીરાણાએ તેઓને સંજાણમાં રહેવાની પરવાનગી આપી, પણ તેઓ પાસે એવી શરત કરાવી આપી કે તેઓએ સંજાણમાં બોલતી ભાષા શિખવી, બૈરાંઓને હિન્દુના બૈરાં જેવો પહેરવેશ પહેરવો, હથીયાર છોડી દેવાં અને રાત્રેજ લગ્ન કરવા. આ શરતે પારસીઓ સંજાણમા રહ્યા અને ત્યાં આતસબેહરામ બાંધ્યો. કહેવાય છે કે પારસીઓ

સ્ત્રીઓને વ્યવહારમાં યોગ્ય છુટ નહિં આપે અને સ્વ.——. સ્ત્રીઓ પોતાની મેળે યોગ્ય છુટ નહિં લે ત્યાંસુધી આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરવાની નથી. એ વિચાર તમારા પ્રાણપ્રિયનો છે ને એથી જ તમે છુટનું સુખ ભોગવો છો એ જોઇ હું બહુ સંતોષ પામુ છુ.

તમારા ઘર સંસારી કામકાજમાં અડચણ ન પહોંચે ને તમે તમારો અભ્યાસ જારી રાખી શકો અને વળી તમારૂં જોઇ બીજી સ્ત્રીઓને ઉત્તેજન મળે એને માટે મારે કેટલીક સૂચના કરવી છે તે બીજે પ્રસગે કરીશ.

બાઇ શ્રી—હું તમારા પ્રાણપ્રિયની મનોવૃત્તી પ્રરછાથી આધો નથી.

લી. નર્મદાશંકરના આશીર્વાદ

ઉપરનો જવાબ તા. ૨૦ મીનો ૨૧ મીએ આપ્યો છે.

( ૫ )

રૂડા સ્વભાવનાં માનબાઇ,

" ધર્મેષુ મહથા " એ બુદ્ધિ તમારી સદૈવ રહો. હુ તમારા પ્રાણનાથ સ્વામીનો પરમ સ્નેહી છુ ને સંતોષી સ્વભાવનો છુ એવું તમે લખો છો એને હુ માત્ર ઉપરનો વિવેક સમજુ છુ કારણકે હજી તમો દંપતિને મારી સાથે પ્રસંગ ...પડયો નથી. તો પણ તમે ઉભયતાએ મારે વિષે સ્નેહપૂર્વક ઉચુ મત બાંધ્યુ છે, એમ દરસાવો છો તેને માટે હુ તમારો ઉભયતાનો ઉપકાર માનું છું.

લી નર્મદાશંકરના આશીર્વાદ

( ૬ )

સુરત આમલીરાન

તા. ૨૫ ઑગસ્ટ ૧૮૭૦

ભાઇ હરિદત્ત,

હું સુરતમા નહિ તેથી તમારો તા. ૭મી નો મેં પ્રથમ ધ્યાને વાંચ્યો છે, એ કાગળથી મારે તમારી સાથે નવું ઓળખાણ થયું છે.

ગૃહશ્રી નંતિનીં યઃ નગૃહિણીરહિત ગૃહમ્ ॥ લિખિત પત્રિકા યાત્ર ગોહ્ન ન પ્રકાશયામ: ॥ એ પ્રસંગાને હું પ્રાકૃત, કંઇ યોગ્ય નહીંજ.

બાળ લગ્નના નિષેધને માટે મારી પાસે સાધન નથી. મારૂં મત લગ્ન કયારે ને કેમ થવાં એ વિષે કંઇ છેહુંજ છે. યુદ્ધ છે ને દમણુંતેજ તેમાં જે ફેરફાર કરવો તો મારૂ મત આ છે કે લગ્નકાળ પત્નીના ૧૬ વર્ષ ને પુરૂષનો ૧૮ પહેલાં ન હોવો. પ્રસંગે પ્રસંગે લખતા રહેજો.

લી. નર્મદાશંકર

નર્મદઃ ગુજરાતીના દીવાળીઅંકમાંથી ૧૯૨૯

( ૭ )

## સ્વર્ગસ્થ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાને કાગળ

તા. ૬ ઠી જુલાઇ ૧૮૭૦

પ્યારા નાનાભાઇ

બનાવો ( માની લીધેલા પ્રસંગ ને સારા ) બને છે, ખૂબી ને ખોડ કુદરતમા નથી જ- દુનીયાદારીમા છે. ચ્યારરીન છે, કુદરતને કે મોટો ફિલસુફ ને મોટો તપેસરી પોતાની ઉંચી અકકલ- થી અને મન મારવાના મ્હાવરાથી ગમે તેટલો દાબ રાખે, પણ કુદરત આગળ તે હારી જાય છે. દુનિયાદારી—અકકલ તથા મ્હાવરો એને પણ જસ છે કે જો કે આખરે તો કુદરતનેજ તાબે થાય છે, તો પણ તે થોડી ઘણી મુદત સુધી પોતાનુ જોર કુદરતની ઉપર છે એમ દેખાડાવે છે.

ભાઇ, ન ક. નુ થોથુ નિકળ્યાને ત્રણ વર્ષ થયા. હજી પૂરેપૂરૂં બિલ મારાથી ચુકવાયુ નથી. બહુજ બળી જાઉ છુ. સમો ઘણો બારીક જોવામા આવે છે. એક દિવસ હુ ભાઇ માણેકજી બર- જોરજીને ઘેર ગયો હતો. ને વાતમા તેણે કહ્યું

હતું કે ' યુનિયન ને સમાચાર જોડાયા પછી જેટલુ ન. ક. નું કામ ચાલ્યું તેટલા કામ સંબધી મારૂં ને નાનાભાઈનું તમારી ઉપર જે માગણું નીકળે તેમાથી હું મારી પોતીનુ તો ચૂકવી દેવાને ઇચ્છું છુ–જ્યારે આટલા વરસ થયા ને નિવેડો નથી આવતો ત્યારે ઠાલો ગુંચાડો શું કરવા રેવા દેવો જોઈએ,–માટે નાનાભાઈને કહીને ન. ક. નું જેમ તેમ માંડી વાળો તો સારૂં ' એ વાત હું તને કહેનાર હતો પણ જોગ ન આવ્યો હવે એ સમ્બધી તારો શો વિચાર છે ? એ પ્રેસ જોડાયા પછી કેટલું કામ થયું છે ને માણેકજી કેટલાના હકદાર છે એ જો તું મને જણાવે તો તેટલી રકમને સારૂ હુ ને માણેકજી ખાનગી સમજીએ, ને બાકી રહેલો યુનિયનનો અવેજ હું વ્યાજે આણીને અથવા ચોપડીઓ સસ્તે કહાડીને તને પૂરો કરી આપું–પણ પ્રથમ માણેકજીનો આંકડો મારે જાણવો જરૂર છે.

તને મેં કયુરેટર ઉપરનું રૂ. ૧૪૦) નુ બીલ મોકલ્યુ છે, તેના નાણાં તને પોતા કે નહી તે જણાવજે. જે પાંચસે ચોપડીઓ તારે ત્યાં રહી છે તેને પોણા પોણાનુ પુઠું બંધાવવાને સારૂ પોણી ચારસે જોઈએ તે હું તને બંધાઈનું બિલ ચૂકવતી વેળા ગમે ત્યાંથી પણ આણી મોકલીશ. થોડાએક કાઠીયાવાડથી આવનાર છે, ને થોડાએક કોઈના લઈશ. ચોપડીઓ બંધાતાં ઓછામાં ઓછો મહીનો દોઢ તો થશેજ, ને એની અંદર તો હું તને કકડે કકડે મોકલતો જઈશ, માટે બંધાવવા આપજે. ભાઈ, કોઈ પણ રીતે હવે ત્રણેક મહિનામાં, થોથાનુ શેવટ આણી આપ. બારીક વખત જોઈ ગભરાઉં છું. પ્રેસના બિલનો નિકાલ કર વળી–માણેકજીનું રૂારૂં ખાનગી ખાતુ રહ્યુ તો ચિંતા નહિં. આનો જવાબ લખજે.

લી. વખત જોઇ ગભરાતો જતો નર્મદ

કાન્તસ્મારકમાંથી

## પારસીઓ

પારસીઓનું મૂળ વતન ઇરાન છે. સાતમી સદીના વચલા ભાગમાં ઇરાન ઉપર આરબ લોકોએ ચઢાઇ કરી અને શાહયઝદેઝર્દને હાંકી કાઢી આરબ લોકો ઇરાનના માલીક થઇ બેઠા. ઇરાનીઓ પોતાનાં ઘરબાર છોડી નાઠા; અને આસપાસના પહાડી મુલકમાં સો વરસ સુધી છુપા ભરાઇ રહ્યા. અહીંયા તેઓને ભારે વીટમણા પડી એટલે તેઓ ઓરમઝમાં આવી વસ્યા. ઓરમઝમાં પંદર વરસ ઠરીઠામ રેહેવા પામ્યા. અહીંયા પણ તેઓને સતાવવા માંડયા એટલે એક મોબેદે ગૃહ જોઇને તેઓને ઇરાન છોડી હિંદુસ્તાનમાં જવાની સલાહ આપી, તેથી તેઓ ઓરમઝ છોડી, બૈરાં, છોકરાં લઇ, વહાણને રસ્તે કાઠિયાવાડના દીવ બંદરે, ઉતર્યા. અહીંયા તેઓ ઓગણીસ વરસ રહ્યા, પણ પાછું જોશ જોઇ એક બુઢા મોબેદે તેઓને દીવ છોડી બીજે ઠેકાણે જવાની સલાહ આપી, તેથી તેઓ દીવ છોડી સંજાણ ગયા. સંજાણ યાદવ વંશના જદીરાણાના તાબામાં હતુ, તેથી એક મોબેદ જદીરાણા પાસે ગયો અને તેના મુલકમાં વસવાની રજા માંગી. એક તો મૂળ પરદેશી ને વળી પાસે હથીયાર એટલે જદીરાણો ગભરાયો અને તેણે તેઓના ધર્મ તથા આચાર વિચાર કેવા છે, તે વિશે પુછપરછ કીધી. તેઓ સૂર્ય ચંદ્રને તથા પાણી દેવતા અને ગાયને પુજનારા કસ્તી પહેરનારા અને બૈરાંઓને અટકાવ પાળનારા જણાયાથી, જદીરાણાએ તેઓને સંજાણમાં રહેવાની પરવાનગી આપી, પણ તેઓ પાસે એવી શરત કરાવી આપી કે તેઓએ સંજાણમાં બોલતી ભાષા શિખવી, બૈરાઓને હિન્દુના બૈરાં જેવો પહેરવેશ પહેરવો, હથીયાર છોડી દેવા અને રાત્રેજ લગ્ન કરવા. આ શરતે પારસીઓ સંજાણમાં રહ્યા અને ત્યાં આતસબેહરામ બાંધ્યો. કહેવાય છે કે પારસીઓ

સને ૭૭૫ માં સંજાણ આવેલા અને સંજાણથી કેટલાએક, ઉત્તરમાં, નવસારી, વરીઆવ, ભરૂચ, અંકલેશ્વર, વાંકાનેર અને ખંભાત અને દક્ષિણમાં થાણા અને ચેઉલમાં જઇ વસ્યા. તેરમી સદીની આખરે અને ચૌદમી સદીની શરૂઆતમાં અલ્લાઉદીન ખીલજીનો સરદાર અલફખાન ગુજરાત ઉપર ચઢી આવ્યો. સજાણનો રજપુત રાણો અલફખાનની સામે થયો અને તેની કુમકે ૧૪૮૦ પારસીઓ ઘોડે બેસી ચઢી આવ્યા.

આ પારસીઓનો સરદાર અરદેશર હતો. મુસલમાન અને પારસી વચ્ચે લઢાઇ ચાલી, પહેલે દહાડે તો મુસલમાન હારી નાસી ગયા, બીજે દહાડે તેઓ પાછા આવ્યા અને પાછી લડત ચાલી. અરદેશર લડાઇમાં કપાઇ મુઓ તેથી સને ૧૩૦૫ માં પારસી મોબેદો આતસ લઇ સંજાણ છોડી પૂર્વ તરફ આઠ મૈલ દૂર, ભરૂચ ડુંગરમાં ભરાઇ બેઠા. આ જગોએ બાર વરસ રહી વાંસદે ગયા, અને વાંસદે ચૌદ વરસ રહી નવસારી ગયા. દીન પર દીન સંજાણમાં પારસીઓ, ધર્મભ્રષ્ટ થવા માંડયા, આચાર વિચાર છાડી દીધો, સદરા કસ્તી કાઢી નાખ્યા, પોતે કોણ, કયા ધર્મના, કયાંથી આવ્યા, એ પણ ભુલી ગયા. ઘણાઓ હિન્દુના આચાર વિચાર પાળતા થયા અને મુસલમાની નવાઇત પંથમા ભળી ગયા.

પંદરમી સદીની શરૂઆતમા ઇરાનથી કેટલા એક નવા પારસીઓ ગુજરાતમાં આવ્યા, તેઓએ બોધ કરી પોતાના ધર્મમા દાખલ કર્યા. સને ૧૫૭૮ માં ઝરતોસ્ત ધર્મના સિદ્ધાંત અને તેના આચાર વિચાર સમજવાને અકબર બાદશાહે નવસારીના મોબેદને બોલાવ્યા હતા

મોબેદોએ બાદશાહને બધું સમજાવ્યુ હતુ અને તે ઉપરથી બાદશાહે સદરો અને કસ્તી પહેરવા માંડયા અને આતસ અહોનિશ ચેતતો રહે છે કે નહિં, તેની દેખરેખ રાખવા અબુલ-ફઝલને ફરમાવ્યુ. બાદશાહે ખુશ થઇ મોબેદોને નવસારી પાસે ઘેલ કરી જાગીર આપી. સત્તરમી સદીની આખરે અને અઢારમી સદીની શરૂઆતમાં પારસીઓમાં માંહિમાંહે ભારે કુસંપ ચાલ્યો.

નવસારીના મોબેદો અને સંજાણના મોબેદો જે નવસારીમાં આવી રહ્યા હતા, તેઓની વચે ભારે તકરાર ચાલી. એ તકરાર વધી પડી અને સને ૧૬૮૬ માં તેઓ વચે ભારે મારામારી થઈ તેમાં કેટલાએક માણસો મરી ગયા. સંજાણના પારસીઓનું ચાલ્યું નહિ તે ઉપરથી તેઓ ૧૭૩૩ માં સુરત ગયા અને પછી આતસબહેરામ લઇ વલસાડ ગયા અને આખરે ૧૭૪૨ માં ઉદવાડે જઇ રહ્યા અને સજાણનો અસલ આતમ તે અહીયા રાખ્યો. આજ અરસામા વળી બીજી પણ ધર્મ સબંધી તકરાર ચાલી. સને ૧૭૩૬ માં ઇરાનથી એક શખ્સ જમશેદ નામનો આવ્યો, તેણે ગુજરાતના પારસીઓની વરસની ગણતરીમાં એક મહિનાની ભૂલ કાઢી.

કેટલીએક તકરાર ચાલ્યા પછી, સને ૧૭૪૫ મા પારસીઓમાં શહેનશાહી અને કદમી એ નામના બે વિભાગ પડયા ઇરાનમાં ચાલતી ગણતરી માન્ય રાખી, જેઓએ ફેરફાર કર્યો એટલે જમશદનો મત સ્વિકાર્યો તે કદમી અને જેઓએ ચાલુ વહિવટ કાયમ રાખ્યો તે શહેન-શાહી કહેવાયા. સને ૧૭૬૮ માં સુરતના કદમી પારસીઓએ ભરૂચના મોબેદ કાઉસ અને તેના છોકરા પેસ્તનને ઇરાન મોકલ્યા. કાઉસ અને પેસ્તને ઇરાનમાં બાર વરસ રહી ઝરતોસ ધર્મ સંબંધી ઘણુ જ્ઞાન મેળવ્યુ. કાઉસ ઇરાનથી સને ૧૭૮૩ માં પાછો આવ્યો અને મુંબાઇમાં કદમી પારસીઓનું આતસબહેરામ બાંધ્યું જે મુંબાઇનું જુનામાં જુનું આતસબહેરામ છે.

કદમીઓએ કાઉસને પોતાનો દસ્તુર માન્યો. કાઉસ પછી તેનો દીકરો પેસ્તન જે મુલ્લાં ફીરોઝને નામે ઓળખાય છે તે ૧૮૮૨માં દસ્તુર થયો. હાલમાં પણ કદમીઓનો દસ્તુર એજ ઘરમાંથી થાય છે. સને ૧૭૮૩ માં ભરૂચમાં શહેનશાહી અને કદમી વાસીઓ વચ્ચે ભારે તકરાર ચાલી અને તેમાં એક કદમી ઓરતનો જાન ગયો. હાલમાં એ બે મતવાળાઓ માંહોમાંહે લગ્ન કરે છે પણ આગળ કરતાં નહિ.

ગુજરાતમાં સને ૧૭૯૦ માં ભારે દુકાળ પડયો ત્યારે ઘણા પારસીઓ ગુજરાત છોડી મુંબાઇ ગયા. સુરતનો વેપાર પડી ભાગ્યો તેથી તથા સને ૧૮૩૭ માં સુરતમાં મોટી આગ લાગી તેથી સુરતના ઘણા પારસીઓ ધીમે ધીમે મુંબાઇ જઇ વસ્યા. સને ૧૮૫૭ માં ભરૂચમાં પારસી અને મુસલમાન વચ્ચે ઘણી મારામારી ચાલી હતી. એક બેજનજી નામના શખ્સે મુસલમાની મસ્જીદ અભડાવી, તે ઉપરથી મુસલમાન ઘણા ઉશ્કેરાયા અને હુલ્લડ કીધું. તા. ૧૫ મી મે ને દહાડે બસે મુસલમાન બ્હોરા, શહરે બહાર બાવારાહાત આગળ એકઠા થઇ શહેરમાં આવી પારસીવાડામાં ભારે તુફાન મચાવી મુક્યું. પારસીઓ ઘરમાં ભરાઇ ગયા. મુસલમાનોએ બેજનજીને પકડી કાઢયો અને મરત માર માર્યો, બેજનજી મરી ગયો અને તેની લાસને મહોલ્લે મહોલ્લે ફેરવી. લશ્કરના માણસો આવી પહોચ્યા તેથી લાસને રજળતી નાખી, આતસ બહેરામમાં ભરાઇ મુસલમાનોએ, એક મોબેદને મારી નાખ્યો. વડોદરેથી લશ્કરી માણસ આવ્યું અને સલાહ શાન્તિ થઇ. હુલ્લડ કરનારાઓને ફોજદારી કામ ચાલી યોગ્ય સજા થઇ અને બે ફાંસીએ ગયા.

ગુજરાત સર્વસંગ્રહ

# નર્મદનું સરસ્વતીમંદિર

સંવત ૧૯૩૦ ના કાર્તિક સુદ ૧ ને દિવસે હું ખાનગી કામે સુરત ગયો હતો તે દિવસે કવિએ પોતાના મંદિર પાસે સભા ભરી હતી. તેમાં કવિતા બોલવાનું નિમંત્રણ માનપૂર્વક મને કર્યું હતું. ત્યાં મેં કેટલીએક નીતિ સબંધી કવિતા સંભળાવી ને આ નીચે લખેલી કવિતા કહી હતી. તેમાં એક અર્થમાં દેવની સભાનું વર્ણન છે; અને બીજા અર્થમાં સભામા બીરાજેલા ગૃહસ્થોનાં નામ આવે છે.

## દોહરો.

સ્મરૂં મંગળા ચરણમા, પ્રભુ મંગળ કરનાર.
મંગળકારી દિવસ શુભ, વળી છે મંગળવાર,
શ્વેતશંકર[1] સુતને નમી, માગુ તેની પાસ,
લાલશંકર સુતની સદા ઇશ્વર પૂરે આશ.

## પદ.

'નાથ કૈસે ગજકો બંધ છોડાયો.' એ રાગનું
સરસ્વતિ મંદિર છે આજ સારૂં,
જોતાં મુદિત થયું મન મારૂં,–સરસ્વતિ.
જયાં જગજીવન[2] જગત વિદિત છે,
ચતુર અને નામ ચારૂ.
આજ સરસ્વતિ મંદિર સમિપથી
એનું સ્વરૂપ નથી ન્યારૂં–સરસ્વતિ.

---

૧. શંકર શરિરે ધોળા છે તેના પુત્ર ગણપતિ એમાં પરિકરાલંકાર છે.
૨. વિષ્ણુ અથવા જગજીવનદાસ ખુશાલદાસ.

બ્રહ્મસભા આ સભામાં ભળી છે,
બ્રહ્મા તે પ્રત્યક્ષ લેખો.
જેશંકર ૩ પાંડુરંગ બીરાજે છે
દુર્ગા ૪ સહિત વળી દેખો—સરસ્વતિ.

આ વર્ષ માંહિ આ સર્વના ઉરની,
ઉમેદ ૫ રામ કરે પૂર્ણ.
ધીરજ૬લાલ વદન પ્રમુદિત કરી,
ચિંતા કરે સૌની ચૂર્ણ—સરસ્વતિ.

મુકુંદરાય વળી નામ છે જેનું,
તે થજો સૌને પ્રસન્ન,
કે ખુશ રોજ રહે સઉ સજ્જન,
આજ દિવસ ધન્ય ધન્ય—સરસ્વતિ.

કવિ ૯ નર્મદે અતિ સ્નેહથી સ્થાપિત,
સુરત શહેર મોઝાર,
તે મન્દિરની સમિપમાં આ અવસર
શોભે સભા છે શ્રીકાર—સરસ્વતિ.

ઓગણીસેં અને ત્રીશમું આજે,
વિક્રમનું બેઠું વર્ષ,
દલપતરામ કહે દુનિયામાં,
ઉપજાવે અતિ હર્ષ—સરસ્વતિ.

—દલપતરામ : દલપતકાવ્ય ભાગ ૨ જો

---

૩. શ્વેતરંગના શંકર અથવા શંકર પાંડુરંગ.
૪. દુર્ગારામ મહેતાજી.
૫. ઉમેદરામ આણંદરામ.
૬. ધીર પુરૂષથી જન્મેલા સૌનાં મુખ રાતાં કરીને અને બીજા અર્થમાં ધીરજલાલ નામ.
૭. વિષ્ણુ અથવા મુકુંદરાય મણિરાય.
૮. કેખુશરો હોરમજજી.
૯. માણસ માત્રમાં કાંઈ ખામી તો હોય છે તે ગણુ ન જોતાં ગુણનું ગ્રહણ કરવું એવી નજરથી જોતાં આ કવિ સ્વદેશાભિમાની, હિંમત બહાદુર, વિદ્વાન અને દેશમાં ઘણો ઉપયોગી હતો એમાં સંશય નથી.

## કવિ નર્મદનું મંદિર

(ધ્વનિત)

વીર નર્મદ ! તુ જગમા લડી જંગ ગયો,
તુજ વીર છબી નિરખી ચખ અશ્રુ ભરે,
કંઇ પુષ્પ નવા ખીલતા તુજ પ્રેમ કરે,
સ્થળ વિખેરી દઇ કૃતકૃત્ય થયો.
તુજ પ્રેમ-ઝરો નિશદિન અખંડ વહ્યો,
ભરી બધુ-ઉરે ભૂમિ ખરે દાઝ ખરે,
જાતું તેજ અમાસ પછી જ્યમ આભ-ઉરે
ચડતો અમીચંદ્ર દીપે ત્યમ દીપી રહ્યો,
તુજ પુષ્પ સુવાસિત છે હજી નૂતન હા,
દિનદિન નવીન સુભાવ હૃદે જગવે,
તુજ લેખ સ્વદેશની ભક્તિનું મંદિર છે,
જહિં દેશપૂજા પ્રીતથી કરવા શિખવે,
વળી પ્રેમ સુશૌર્ય બન્યું વીર જીવન જ્યા,
ગુરુ નર્મદ ધન્ય ઉભો તહિં તું વીર છે !

ખબરદાર



## અમર નર્મદ

અમર નામ નર્મદા, સર્વદા આ અવનીપર,
કર્યું તારું ખરે, અહો ધીર વીર કવીશ્વર,
ગુણ તારા સૌ ગાય, રંગે નરનારી,
અનુપમ કવિતા લેર, અનુપમ છબી પણ તારી.

* * * *

વીર પ્રેમ શૃંગાર, સકળ રસ ઉચ્ચ ગુણજ્ઞાતા,
પૂરણ કરૂણારસે, આજ તુજ બન્યુ ન્હાતા,

* * *

કાવ્ય અલંકૃતિ અધિક, તેમ વ્યાકરણ વિજ્ઞાસી,
નાટક ત્રૌટક કાવ્ય, ગદ્ય પદ્યાત્મક ખાસી.

કરી રચના રૂચિકાર, વસ્તુતઃ રસે ભરીને,
ગૂઢ છતા ગુણ યુક્ત, પુખ્ત વિચાર કરીને.
શબ્દકોશ તેં પ્રથમ, રચ્યો જે મોટો રૂડો,
અણહદ એ ઉપકાર, ભુઝે નહિ જે જન ભૂંડો.
નર્મદ, એ સહુ કેમ, અરે ! અમથી વિસરાશે,
ગુર્જરી ભાષા સાથ, સતત તુજ નામ ગવાશે ?
અદ્‌ભુત જગસૌંદર્ય, હરિલીલા અભ્યાસી.
જીવ્હાગ્રે સર્વદા, વસી શારદ સુખરાશી.
ટેઠી રસિકના તારી, ખરી ખુબિવતી જોઇ,
ઇતર જેનો પણ રહ્યા, ખરેખર તુ પર મોહી
કહ્યુ કરી દાખવ્યુ, શબ્દ ના વદ્યો તું વ્યર્થ જ.
ગરજ ગરથની તજી, નર્મદા તૂં તો મર્દ જ.

કાનજી ખંભાળિયાકર



# નર્મકાવ્યની કવિતા : તેનું ભાવિ

અગિયાર વરસ થયા નર્મદાશંકરે કવિતા લખવા માંડી છે તે બધી એકઠી કરી હોય તો સુમારે દયારામકૃત કાવ્યસંગ્રહના બે ચોપડા જેવડુ થાય ખરૂં. ઘણા ગુજરાતી કવિયોના આખા જન્મારાના લખાણ જેટલું આ તરૂણ કવિની કલમમાંથી આટલી મુદતમાં નિકળ્યું એ વાત એના ઉદ્યોગ અને ચપળ બુદ્ધિની અચૂક નિશાની છે. એ લખાણની છટાએ મુંબઇ, સુરત, ભરૂચ, અમદાવાદ, કાઠિયાવાડ આદિ ઘણી જગોએ એના નામને પ્રસિદ્ધ કરી મુકયું છે. એ લખાણથી દેશમા ઉચુ રસજ્ઞાન પસરવા માંડયુ છે, અને કાવ્ય ને પદ્યમાં શો ફેર છે તેની હમણાંજ ગુજરાતી ભાઇઓને કંઇ કંઇ સમજ પડવા લાગી છે. ઘણાખરા અંગ્રેજી ભણેલા તો ગૂજરાતી કવિતામા નર્મદાશંકરનુ જ ઉંડુ કાવ્ય ભાવથી વાચે છે, શાસ્ત્રીયો જે કે સંસ્કૃતમાં જ કવિતા હોય એમ માની બેઠા છે, અને સઘળા પ્રાકૃત પુસ્તકો તરફ ધિક્કારની નજરથી જુએ છે તે પણ નર્મકવિતા વિષે કહે છે કે પ્રાકૃત પ્રમાણે ઠીક છે ત્યારે ઘેને મ્હોએ "ખૂબ" એમ કહી રસલીન થવાનું પ્રગટ ચિત્ર દરશાવે છે, અને એ કવિના થોડાક મિત્ર તો દુનિયાના ઉત્તમ કવિઓ સાથે પણ એનો મુકાબલો કરતાં આચકો ખાતા નથી. પણ તેમજ ઘણાખરા સાધારણ લોકોને એની કવિતાનો કેવળ અનાદર છે, અને તે કરતા હલકામા હલકી ગરબી કે લાવણી વધારે પસંદ કરે છે. બીજા ગૂજરાતી કવિયો વિષે બધાનો વિચાર ઘણું કરીને એક સરખો છે, પણ નર્મકવિતાની ખુબી પીછાનવામા તો જાણે દેશમા બે થડા બંધાઇ ગયાં હોય એમ જણાય છે, અને તે થડા હમેશા એક બીજા સાથે આગ્રહ અને જુસ્સાથી આથડતાં માલમ પડે છે.

પણ જ્યાં સુધી સઘળા પોતાની લાગણી ઉપરથી પોતાનો જ કક્કો ખરો કર્યા કરશે, અને જ્યા સુધી કાવ્યવિવેચનના અચળ નિયમ બાંધી તે પ્રમાણે નર્મકવિતાની વાદ સાથે તોલના કરનાર રસજ્ઞાનીઓની નિષ્પક્ષપાત, ડાહી, અને પોતાના નિષ્પક્ષપાતપણાથી અને ડહાપણથી સર્વેને માન્ય એવી સભા ઉભી થઇ નથી ત્યાસુધી ચાલતી તકરારનો નિવાડો આવે એમ લાગતું નથી. પ્રેમાનંદ અને શામળ સંબંધી થોડા વખત ઉપર જાહેરમાં ચર્ચા ચાલી રહી હતી તે ઉપરથી હજી આપણા વિદ્વાનોમાં પણ કવિતા તોલવાનું કેવું નાનુ અને અશાસ્ત્રીય માપ છે તે જણાઇ આવ્યું. તોપછી બીજા લોકોના તો કવિતા સંબંધી વિચારનું પૂછવું જ શું ? ઘણા તો સારા રાગમાં વૈદકશાસ્ત્રનું પણ માપવાળું લખાણ હોય તો તેને કવિતા સમજે, અને તેમાં ઝડઝમકના તડાકાભડાકા તથા સસ્સામમ્માવાળા પાંચ સાત શબ્દ શબ્દ જોડે ગુથેલા જોય તો તેને ઉત્તમ કવિતા કહી પોતાના મનમા નિશ્ચય કરે કે અમારા જેવા કવિતાના પરખુ કોઇ નથી, તેઓના વિચારમા શબ્દનો ધ્વનિ એજ કવિતા છે, અર્થની ઝાઝી પરવાહ તેઓ રાખતા નથી. એમ નથી વિચારતા કે ભાષાના શબ્દના ધ્વનિ અને રોડાની પેઠે મનસ્વી આકારમાં ગોઠવવું એજ કવિતા હોત તો કાળિદાસને યુરોપખંડમા વખાણાવાનો લ્હાડો ક્યાંથી આવત ? અને હોમરના તર્જુમામાંથી તો ઝડઝમક અને સઘળું શબ્દચાતુર્ય ઉડી જઇ માત્ર અર્થની જ ખુબી રહે છે, અને તે અર્થની ખુબોને માટેજ કાળિદાસ, હોમર, શેકસપિયર, અને બીજા મોટા કવિયો દુનિયામા વખણાય છે. કેટલાક લોકો ભાષાની શુદ્ધતા, સરળતા, અને મીઠાશને જ કવિતાનું માપ ગણે છે. કેટલાક હસાવવુ એજ કવિતાનો મુખ્ય હેતુ સમજે છે. એ હિસાબે તો ભાટ અને તર્કડીયો એ બે જ મોટા કવિરાજ તો ! કેટલાક દહોડડાહ્યા પદ્યમા નીતિના ભાષણો હોય તેને જ કવિતા કહે છે. ઉત્તમ કવિતામા નીતિ તો અલબત્ત હોય જ, પણ તે વ્યંગ રૂપે ઇસપની રૂપકોમા છે તેમ રહેલી હોય છે, નિબંધરૂપ હોતી નથી વળી કેટલાક રસિક પણ કાવ્ય શાસ્ત્રના ઊંડા વિચારે રંક પુરૂષો, રડાવે તેનેજ ઉત્તમ કવિતા કહે છે. એમ હોય તો મિલ્ટનનુ અમર કીર્તિપાત્ર "પેરેડાઇઝ લૉસ્ટ" નિરસજ ગણવું જોઇએ, કેમકે એ ગંભીર કાવ્યમાં કરૂણરસ નથી એમ કહીએ તોપણ ચાલે. ફક્ત લાગણીઓ જ કવિતાનું માપ હોય તો વીરરસ કવિતાને માથે શૃંગારરસ કવિતાને જ ચઢાવી દેવી પડે, પણ એમ કયો વિદ્વાન કરે છે ?

આ પ્રમાણે તરેહતરેહવાર કવિતા સંબંધી એકદેશી વિચારો ચાલે છે. શબ્દનો ધ્વનિ એ કવિતા નથી પણ રાગ છે. કવિતા તો અર્થમા રહેલી છે.—

જે અર્થ આપણા મનમા ચિત્ર પાડી નાના પ્રકારની લાગણીયો ઉપર અસર કરે છે તે કવિતા, અને એ ચિત્રની સાચાઇ અને સંપૂર્ણતા ઉપરથી કવિતાના ક્રમ બંધાય છે. કુદરત અથવા માયાના સ્વપ્નનું ખરેખરૂ પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા કુદરતના એકાગી ચિત્ર પણ થાય છે, અને વખતે એવાં અપૂર્ણ ચિત્ર મન ઉપર વધારે અસર કરે છે, તોપણ તે કદી ઉત્તમ કવિતાના નામને યોગ્ય થતા નથી. આ વિષય વિસ્તારથી લખવાનું આ ઠેકાણું નથી, પણ જો 'માયાનું પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા' એ વ્યાખ્યા લક્ષમા રાખી મુકી હોય તો કવિતાની જાતિ કેટલી, તેમા ઊંચી કઇ, અને એવી બીજી સઘળી કાવ્યશાસ્ત્રની ગૂંચવણો દૂર થઇ ધોરી રસ્તો નજરે પડશે.

આ માપથી તપાસી જોતાં નર્મદાશંકરના લખાણમાં ઊંચી જાતની કવિતા જણાય છે. પ્રેમાનંદ, શામળભટ્ટ, દયારામ, અને નરસિંહમહેતો જે ગુજરાતી કવિયોમાં પહેલા વર્ગના ગણાય છે તેમાંથી માત્ર પ્રેમાનંદ જ નર્મદાશંકરની જોડે બેસવાને કંઇ દાવો કરી શકે એવો છે. નરસિંહમહેતાના પદમા અત્યંત ભક્તિ, તે ભક્તિમાં સમી ગએલુ થોડું પણ ઉંડું બ્રહ્મજ્ઞાન અને બીજા વર્ગનો શૃંગારરસ જોવામાં આવે છે. એના શાંત રસમાં જ્ઞાન અને નીતિબોધ છે, વૈરાગ્ય નથી, એટલે જેમ બીજા ઘણાખરા કવિયો માયાનું જૂઠુ—ચલિતરૂપ ઓળખાવી ગાંભીર્યની સાથે સંસાર ઉપર કેટલોક કંટાળો ઉત્પન્ન કરે છે તેમ એના શાંતરસથી થતું નથી, પણ આખા હિંદુસ્તાનમા સતદાવે પ્રખ્યાત થએલા આપણા નરસિંહમહેતાની ભક્તિ અને હરિવિશ્વાસ ઉપરથી ધારી શકાય તેમજ એમા આનંદયુક્ત જ્ઞાન છે. એની ભાષા ઘણી શુદ્ધ અને કોમળ છે. પહેલા વર્ગના બીજા ભક્તકવિ દયારામને ભોળા લોકો નરસિંહમહેતાનો અવતાર ગણે છે, તેમ આપણે પણ બંનેના કવિત્વના સરખાપણાનો વિચાર કરીએ તો કહી શકીએ. માત્ર એ કળીયુગમાં મોડો જનમ્યો તેથી એના મન ઉપર માયાનુ આવરણ વધારે હતું. બંનેની કવિતા એકજ જાતની, પણ દયારામની વધારે સારી. આત્મપરિતાપ સંબંધી જે દયારામના પદ છે ને તેની સાચાઇ અને ઉલગતા જુસ્સાથી વલ્લભ શિવાય બીજા બધા ગૂજરાતી કવિયોના એવા લખાણથી ઝટ ઓળખાઇ આવે છે. આત્મપરિતાપની જોડે જ કરૂણાસિંધુ પરમેશ્વર સાચી ભક્તિ જોઇ સઘળુ ક્ષમા કરશે એવો પણ દૃઢ નિશ્ચય બહાર પડતો જોવામા આવે છે. પણ દયારામ તેના શૃંગારને માટે ઘણો વખણાય છે. એ શૃંગારનો નર્મકવિતા સાથે મુકાબલો કરી શકાય ખરો દયારામના 'ભજનમા' વિયોગનું દરદ કેટલી જગોએ સારી રીતે કથેલુ છે, અને ઘણા ગૂજરાતી ભક્તકવિયોની ચાલુ રીત છોડી કૃષ્ણનું દક્ષનાયક પ્રમાણે વર્ણન કરવાને પ્રયત્ન કીધો છે, તો પણ તેમા વિલાસવર્ણન વધારે છે, અને શઠનાયકનાં પણ ચિત્રો આવી ગયાં છે. નર્મશૃંગાર દરદથી જ ભરેલો છે અને તેમા ઠેકાણે ઠેકાણે અનુકૂળ નાયકના પૂર્ણ ચિત્રો, અને કોઇ ઠેકાણે દક્ષનાયકની છાયા જોવામાં આવે છે. એમા નાયકનું અને દયારામમા નાયિકાનું બોલવુ વધારે છે. નવે નાયિકા પરકીયાના ઘણાખરા ભેદ, અને માનાદિ શૃંગારનો સઘળો વિસ્તાર દયાસખીના કાવ્યમા ઘણો જોવામા આવે છે. નર્મશૃંગારમા ઘણું કરીને પ્રૌઢાપ્રોષિતપતિકાજ પોતાના પ્રેમથી મહાલીને રસિક જનોનાં મન હરણ કરે છે. એમા ધીરાધીરાનાયિકાનુ પ્રાધાન્ય રાખ્યું તેથી રંગ વધારે જામે છે. એમા ઘણે ઠેકાણે સ્વકીયા વર્ણન છે અથવા પરકીયા વર્ણન હોય એવું જણાતું નથી. જારપ્રીતના જુસ્સામા વેદ અને લોકની લજ્જા તોડી આગળ ધસની સાહસ અને ધીર, અધીરા પરકીયાનુ જ વર્ણન દયારામે તો ઉઘાડે છોગે કીધું છે. દયારામભાઇનું શૃંગારરૂપી રત્ન ખરા પાણીએ ચમકતું, નાયિકાદિભેદે વિસ્તીર્ણ, સુવર્ણ સરખા શબ્દોમા જડિત, અને તાલસૂરના તેજોમય સિંધુમા તરતું છે, તોપણ ભાષાના વાદળાથી અડધા વીટાયલા નર્મશૃંગાર રૂપી સદા બળતા અને બીજાને બાળતા શુદ્ધ સૂરજની આગળ તે રત્ન અમને તુચ્છ અને રમત સરખું લાગે છે.

કવિપંક્તિમા શામળને દયારામની ઉપર મુકવામાં આવે છે તે તેના રસને માટે નહિ, પણ તર્કને માટે. સંસાર સબંધી વાર્તા પોતાની અક્કલથી યોજીને લખવાનો સંપ્રદાય

આપણા કવિમંડળમા હતોજ નહિ. તેથી એમ પ્રથમ કરવાનું માન શામળને ઘટે છે. અને એ કારણને લીધેજ અગર જો કે એને કેટલીક વાર્તાનો આધાર મળેલો ખરો, અને તે આધાર ઉપરથી વિસ્તાર કરવામાં એણે કંઇ ઉચી જાતનો તર્ક બતાવ્યો નથી, તોપણ પ્રેમાનંદથી ઉતરતું આસન એને આપવામાં આવે છે. બાકી એની વાર્તા યોજવાની શક્તિને તર્ક નહિ પણ ઉડતા તરંગનું નામ શોભે. તર્ક તો વ્યાસ અને વાલ્મીકિનો કે જેમાથી ગર્જના કરતા પ્રૌઢ 'ઇતિહાસો' નીકળ્યા. શામળની બુદ્ધિ ( Arabian Nights ) ના બનાવનારને વધારે મળતી આવે છે. શામળને કવિ નહિ પણ એક ( Novelist ) કહીયે તો ચાલે, અને એ જાતના અંગ્રેજી ગદ્ય લખનારા બુલ્વર લીટન, સ્કોટ આદિ બીજા કૈંડીબધ છે તેના આગળ એના કંઇજ હિસાબ નહિ લાગે. એનામા ઘણુંજ સંસારજ્ઞાન અને કેટલુંક ચાતુર્ય છે. એની કવિતા વ્રજભાષાના કવિયોની છટાને મળતી છે, પણ તે ખેલાડીયો તો છટાની સાથે રસ સાગ મુકી જાણતા હતા, તેમ શામળથી કંઇ ઘણુ બની શક્યું નથી. એની કોઇ રીતે પણ નર્મ-કવિતા સાથે મુકાબલો થઇ શકતોજ નથી. કદાપિ એણે પણ નીતિબોધ ઘણો અને ઠીક લખ્યો છે એમ કોઇ કહેશે, પણ તેનો જવાબ એટલોજ છે કે નર્મનીતિબોધના ઊંડાણની સામા કોઇ પણ જૂના કવિનો નીતિબોધ ક્ષણભર પણ ઉભો રહેવાને લાયક નથી.

હા, પ્રેમાનંદ તો એને હઠાવે એવો ખરો. શુદ્ધ અને ઊંડા પ્રેમનો પ્રૌઢ લખનારો પેલો વડોદરાવાળો પ્રેમાનંદ કે જેનુ નામ સઘળા રસિક જનોને પ્રેમ અને આનંદ આપી વહાલું થઇ પડ્યું છે, તે જૂના કવિયોમા રાજપદવી ભોગવે એમા કાઇંજ નવાઇ નથી, અને મારા વિચાર પ્રમાણે તો એના તખ્તના પગથીયા આગળ પણ પહેલા વર્ગના બીજા ત્રણ કવિયોને બેસવા દે છે તે એક એની મોટી મહેરબાની! ખરેખર, પ્રેમાનંદને માટે તો ગૂજરાતીયોએ અભિમાન ધરવું જોઇએ એને રસની બાબતમા છેક મારી જાય એવો બીજો કોઇ પણ પ્રાકૃત ભાષામા તો કવિ નથી મોરોપંત, વામન, અને બીજા મરાઠી પંડિત કવિયો વિદ્યામા બેશક બહુ ચટે, પણ તેમના કાવ્યમા એના જેટલો રસ નથી. વ્રજભાષાના કેશવદાસ, બિહારીદાસ, અને બીજા થોડાક રસિક કવિયો, અર્થગૌરવમા, ચાતુર્યમા, અને મસ્ત શૃંગારમા એને કયાનો કયા પછાડી મૂકી દે, પણ તેમ તેમનાથી એના કરૂણરસને પણ ન પહોચાય. કરૂણરસ તો પ્રેમાનંદના બાપનોજ. એની કવિના રસ, અલંકાર, અને ચિત્રથી ભરપુર છે. એના પુસ્તકો ઉપર કેટલાક ભાષાંતરનો દોષ મૂકે છે પણ તે વ્યાજબી નથી. કેટલોક તર્ક અને રંગ તો બિલકુલ એનોજ.

નર્મકવિતા અને પ્રેમાનંદના પુસ્તકોની તુલના આપણે સમદૃષ્ટિયે કરી શકીયે તેની પહેલા એ બે કવિશ્વરોની વાણીમાં શો ફેર છે તેનો આપણે અવશ્ય નિર્ણય કરવો જોઇએ, કેમકે ભાષાની મોહિની એવી છે કે ભલભલાને ગુલતાન કરી નાખે છે, અને ઘણા ખરાને તો તેજ રસ છે એમ સમજાવી ખરા કવિત્વને ઓળખવાનો ( પરખાવાનો તો કયાંયીજ ? ) દહાડો આવવા દેતા નથી. પ્રેમાનંદની ભાષા ઉત્તમ પ્રતિની છે. કવિચરિત્રના કર્તા કવિ પંડિતે એક જગોએ એને દયારામ કરતાં ઉતરતી ગણી છે, પણ મને લાગે છે કે એ અભિપ્રાય ભૂલ ભરેલો છે. એક કુલીન, વિદ્વાન, અને સંસારમા બહુ ફરેલો પુરૂષ જેવી વાતચીત કરે તેવી દયારામની વાણી છે, અને કુલીન, અનુભવી, શાસ્ત્રીના લખાણ જેવી પ્રેમાનંદની ભાષા છે. મારા વિચાર પ્રમાણે તો પહેલા

વર્ગના ચારે કવિની ભાષા તેમના વિષયને યોગ્ય છે, કોઇમાં કાંઇ દોષ કહાડવા સરખું નથી. પ્રેમાનંદની વાણીમાં જે કંઇ એક જાતની પ્રૌઢ મીઠાશ છે તે તેનાં પુસ્તકોને લાગુ છે. વ્યવહારમાં અને સંસ્કૃત કાવ્યોમા ઘણીવાર વપરાયાથી પ્રસિદ્ધ અને અધિકાર પામેલા શબ્દોથી જ પ્રેમાનંદે પોતાની કવિતા શણગારી છે. એવા શબ્દોને જોતાંજ જાણે તે જૂના મિત્ર હોય તેમ આપણે આનંદથી માન આપીએ છઇએ. તે કાન ઉપર પડતા જ આપણા મનમાં તેવા પ્રસંગનું ચિત્ર પડી રહે છે, અને તે રમમા મગ્ન થઇ જઇએ છીએ. એક શબ્દથી શ્રોતાઓને જીતવાનું બળ તે આવા કવિઓનુ. વળી એવી ભાષાની સાથે ઊંચી જાતનું થોડુંઘણું કવિત્વ, અને પ્રસંગને અનુસરતા રાગની સહાયતા હોય તો પછી તેની અસરમા શું પૂછવું ? વડોદરાને પ્રખ્યાતિ આપતા ભટ પ્રેમાનંદનું નામ ગૂજરાતના આ છેડાથી પેલા છેડા લગી ગાજી રહે તેમાં શી નવાઇ ? જૂના કવિમંડળમાં તે સૂર્યની માફક પ્રકાશી લોકોમાં આનંદ આનંદ વરસાવી રહે એમા શું આશ્ચર્ય ?

એથી ઉલટી નર્મકવિતાની ભાષા જૂની ગૂજરાતીના અભ્યાસીને તથા સાધારણ લોકોને લાગે છે. સાધારણ લોકો તો બરાબર સમજતા નથી, કેમકે એમા કેટલાક અપ્રસિદ્ધ અને અપૂર્ણાર્થ સૂચક શબ્દો આપેલા છે, અને વાકયરચના કિલષ્ટ થઇ ગએલી જણાય છે. એમા ફારસી અને સસ્કૃત શબ્દો સામસામા ઘુરકતા માલમ પડે છે. વિષયને નહિ શોભે એવા બોલ પણ વચમા વચમા કોઇ ઠેકાણે આવીને રસભગ કરે છે. આટલી સખ્ત ટીકા એ કવિના શરૂઆતના લખાણને લાગુ પડે છે. ચાર પાચ વરસ થયાં તો એની ભાષા ઘણી સુધરી ગઇ છે, અને 'હિંદુસ્તાનની પડતી' તથા આશરે તે વખત પછીની લખાએલી સઘળી કવિતાની ભાષા કિલષ્ટ નથી પણ પાણીના રેલાની માફક વહેતી છે. તોપણ જૂના સારા કવિયોથી તો ઉતરતીજ, અથવા વાસ્તવિક રીતે બોલીએ તો નર્મ-વિતાની બાનીજ જૂદી છે, કેમકે જરા એ પણ વિચાર કરવાની વાત છે કે નર્મદાશંકરના પદ્યની ભાષા શા માટે ઉતરતી હોવી જોઇએ. એનું ગદ્ય શુદ્ધ, રસિક, ફાંકડું, અને ભાષામા સર્વોપરિ એ તો સહુકોને માલમજ છે. ગદ્યનો લખનાર તો એ એકકો ગણાયજ છે, ને એની બોલવાની ભાષા વિષે મારો તો એજ અભિપ્રાય છે કે આ સમયના કુલીન વિદ્વાન ગૂજરાતીએ કેમ બોલવુ જોઇએ તેનો નમુનો (Ideal) છે, અથવા એટલું તો ખરૂંજ કે એના જેવો બોલનાર ગૂજરાતમા હાલ તો નથીજ. હુ વાચાળતાની વાત નથી કરતો, પણ શુદ્ધ, રસિક, મર્માળી, અને તેની સાથે સરળ ભાષાની. ત્યારે જે માણસનું ગદ્ય સર્વોપરિ, સંભાષણ ઉત્કૃષ્ટ, અને જે માણસ ગૂજરાતી કોષ અને વ્યાકરણ વિદ્વતાથી લખે છે, તે માણસમાં કવિત્વ નહિ હોય તો કદાપિ થાય ખરૂં, પણ રસિક નર્મદને વિષે તો એમ કોઇથી કહેવાતુંજ નથી. એના કટ્ટામાં કટ્ટા દુશ્મનો પણ માત્ર મોટામા મોટો દોષ ભાષાનો કહાડી શકે છે. ત્યારે એનું કારણ શું ? ઘણો વિચાર કરી ઊંડું જોતા મને તો આમ લાગે છે. ગૂજરાતી અને તેમજ બીજી બધી હિંદુસ્તાનમા બોલાતી ભાષાઓ હાલ મોટા વમળમા પડી છે. દલપતરામ કવિ કહે છે કે નરસિંહ મહેતાના સમયથી તે દયારામભાઇના વખત સુધીની પાંચસો વરસની મુદતમા ગૂજરાતી ભાષામા ફેર પડયો નથી. એ કેટલેક દરજ્જે ખરૂં છે, તોપણ એ પાચસો વરસમા જેટલો ફેરફાર થયો છે તેથી સો ગણો ફેર આવતા પચાશ વરસમાં પડનાર છે એ નિશ્ચય

જાણવું. સમય બદલાય તેમ ભાષા પણ બદલાય છે. આજકાલ ભણેલા જુવાનીયાની ભાષા શું જૂના લોકો કરતાં જૂદી નથી ? જૂના જમાનામાંના કેટલા થોડા ન્યુસપેપર વાંચી બરાબર સમજી શકે છે ? ઘણા મહાવરાથી તેમાના થોડાએક સમજવાને શક્તિમાન થયેલા જોવામાં આવે છે. મુંબઇમાં વધારે સમજે છે તેનું કારણ એજ કે તેઓને મહાવરો વધારે છે, અને મુંબઇના સઘળા લોકોની કેવી ભાષા થઇ ગઇ છે તેજ જુઓની. સભાઓમા ભાષણ વચાય છે અને પછી જે ચર્ચા ચાલે છે તેમા શું જૂના લોકોને બરાબર સમજણ પડે છે ? હાલના ગદ્યની, મણિરત્નમાળાની ટીકાની, અને વાચનામૃત આદિ જૂના ગદ્યની ભાષામા શુ અશમાન ને જમીનનો ફેર નથી માલમ પડતો ? વચનામૃત લખવાને તો ઘણી મુદત પણ નથી થઇ. એ ફેરફાર નિરતર આપણી નજર તળે થયા કરે છે તે આપણા લક્ષમાં નથી રહેતો, પણ ભાષા બદલાઇ અને બદલાયછે એમાં તો કંઇ શક નહિ. ત્યારે એ બદલાએલી ભાષા નર્મદાશંકરના હાથથી કેટલોક સંસ્કાર પામી એની કવિતામાં દર્શન આપેછે તેથી આપણે આશ્ચર્ય શા માટે પામવું જોઇએ ? જો એ વિકૃતિ આપણી ભાષાનું દૂષણ છે, તો એ દૂષણ લગાડવાનો ચાલ્લો કોઇ એકને શિર નથી, પણ આ સમયને એટલે આ સમયે સઘળા વિદ્વાન લખનારા અને બોલનારાને શિર છે. હમણા આપણી ભાષા શા કારણથી અને શી રીતે વિકૃતિ પામે છે તેનો જો વિચાર કરીશું તો એ દૂષણ છે એમ કહેવાનું આપણને સ્વપ્ને પણ નહિ સૂઝે. જ્યારે મુસલમાનોનુ પ્રબળ હિંદુસ્તાનમાં ઘણું વધ્યું અને તેઓની સાથે રોજ સહવાસ થવા લાગ્યો, ત્યારે આ દેશની સઘળી બોલીઓમા દેખાદેખી ફારસી ભાષાના શબ્દોનો પ્રવેશ થવા લાગ્યો. તેમાના ઘણાખરા શબ્દોનો કાઇ ખપ તે બોલીમા હતો નહિ. તેથી તે સમયની વિકૃતિને દૂષણ કહીએ તો ચાલે. પણ હાલની તો રીતજ જૂદી છે. અંગ્રેજીમાના થોડાજ શબ્દો આપણી ભાષામા આવ્યા હશે. વાકયરચનામા તે ભાષાની રૂઢીનો કંઇક બેમાલુમ અશ કોઇ વખત આવી જાયછે ખરો, પણ જે ભાષામા મૂળ સારૂ ગદ્યજ નહિ ત્યા બીજો ઇલાજ શો ? ત્યારે આપણી ભાષા વિદ્વાનોને હાથેજ વિકૃતિ હમણા શા માટે પામે છે ? કારણ ખુલ્લુ જ છે. અગ્રેજી વિદ્યાના પ્રતાપે આપણા દેશમા હજારો નવા વિચારોને તથા નવી લાગણીયોને જન્મ આપ્યો છે. તેમનો સમાવેશ સાકડી ગુજરાતીમા થઇ શક્યો નથી, તેથી તે નિરૂપાય થઇ સંસ્કૃત અને ફારસી ભાષાના અણહદ મેદાનમા જઇ વિશ્રામઠામની યાચના કરે છે. વખતે એમ બને છે ખરૂ કે પોતાની બાલ્યાવસ્થાની ઉદ્ધતાઇ અને અધીર ચપળતાથી સાકડી પણ થોડી ઘણી વસ્તીવાળી ગુજરાતીમા અને વસ્તીથી તરવરી રહેલી સંસ્કૃતમા તેમને અનકૂળ આવે એવા વાસ હોય છે તો પણ તેની ખોળ ન કરતા નવા બેડોળ મકાન બાંધી તેમા સાકડેમોકડે નિવાસ કરે છે; પણ એક તો જાતે તે મુલકના વતની નહિ, બીજું તે ભાષાજ્ઞાનરૂપી ભોમીયો તેઓને પૂરો સ્વાધીન નહિ, અને ત્રીજું જેઓને એ ભોમીયો સ્વાધીન છે તેમની સાથે ગમે તે કરતાં પણ દીલોજાન દોસ્તી થતી જ નથી, તેથી એ બિચારાનો કાઇ ઝાઝો વાંક નથી. જેમ જેમ સમજણ આવતી જાય છે અને આસપાસનો ખરો અનુભવ થતો જાય છે તેમ તેમ ઉતાવળમા પસંદ કરેલા ઘરની ખોડખાપણ સુઝતી જાયછે, અને વખતે ઉચાળો ભરી જૂના

મકાનોમાથી એક અનુકૂળ જોઇ તેમાં ઠરી ઠામ રહે છે. વખતે નવું ઘર અયોગ્ય છતા જોઇએ તેવું સહ્યુ તો ત્યાજ અઠેદ્વારકા કરે છે. આ બે વિધિયે આપણી ભાષા હમણાં વિકૃતિ પામે છે. તેમાં બીજી વિધિયે એને સુધારવાને નર્મદાશંકરે જે પરિશ્રમ કીધો છે તેને માટે આપણે એનો ઘણોજ આભાર માનવો જોઇએ. એનું ગદ્ય વખણાય છે તે આ કારણને માટેજ, હાલની નવી બાનીએથી પદભ્રષ્ટ કરેલા ઘણા ગુજરાતી શબ્દોને પાછો એણે અધિકાર અપાવ્યો છે, સસ્કૃતમા વપરાતા ઘણા પૂર્ણાર્થસૂચક શબ્દોને શોધી નવા વિચારોની સેવા કરાવી છે, અને કેટલાક નવા શબ્દો પોતાની મેળે જોડી કહાડયાછે તેમા પણ રસિક પંડિતાઇ બતાવી છે. કોઇ વખત એનાથી પહેલી વિધિયે વરતાઇ ગયું હશે, પણ એક માણસથી જેટલું ગૂજરાતી ભાષાના લાભમાં બને તેટલુ એણે કરવામા કસર રાખી નથી. નવા પ્રૌઢ વિચારોનું ઓળખાણ અને તે વિચારોને શું શું અગવડ પડેછે તેની પૂરી કદર ન હોવાથી જે લોકોને આ ભાષાની વિકૃતિ જોઇ ખેદ ઉત્પન્ન થાય છે તે લોકો તો અલબત્ત દોષજ કહાડશે, પણ ભાષામા જે ફેરફાર ચાલી રહ્યો છે તે કોઇના હાથમા નથી, અને એજ ફેરફાર થતી ભાષા આગળ પ્રસાર પામવાની છે, પછી એને મીઠી ગણો કે કડવી ગણો, શુદ્ધ ગણો કે અશુદ્ધ ગણો. જેમ જેમ દેશમા નવા વિચારો દાખલ થતા જવાના તેમ તેમ નવા શબ્દો ભાષામાં પ્રવેશ કરતા જવાના, અને જૂના શબ્દોનુ જોર વત્તુઓછુ થઇ જવાનુ. વ્યાકરણયુક્ત અન્વય થઇ શકે એવા અને અર્થગૌરવ, ચાતુર્ય, વાદ, અને રસનો સંક્ષેપમા સમાવેશ થઇ શકે એવા યુક્તિથી રચેલા વાક્યો હવેના વિદ્વાનોના લખાણમા માલમ પડવાના—પછી 'તે ગયો, તું આવ્યો, હુ ખુશી થયો,' એવી તુટક દેશીયોના વાચનારથી તે ન સમજાઓ તો ન સમજાઓ અને કિલષ્ટ કહો તો કહો. આ રીતે વિચાર કરતાં તો નર્મપદ્યની ભાષાના કેટલાક દૂષણો ભૂષણરૂપ થઇ જાય છે, અને એમ મનમા સહજ ખ્યાલ ઉઠે છે કે તે જે વાતને માટે હમણા એ બહુ નિંદાય છે તેને માટેજ આવતા જમાનામાં કદી એની ઘણી તારીફ થાય, માટે એનીજ બાનીજ જૂદી છે એમ ગણી એની કવિતાની તુલના કરવામા તેનો વિચાર દૂર રાખવાની હુ જૂજ ભલામણ કરૂં છુ તે કોઇ પણ રીતે ખોટી છે એવું તો દુરાગ્રહી સિવાય કોઇ કહી શકનાર નથી.

જ્યારે બાનીજ જૂદી અને તે બાની પણ છેક દોષરહિત નહિ, ત્યારે તે બાની જૂની બાનીના શોકીનને અપ્રિય લાગે એમા કાંઇ અચરત સરખુ નથી, પરંતુ તેઓનો એ ધર્મ છે કે એ વિષય પર તેઓએ શાંત રીતે ખરા કવિત્વનો વિચાર કરવો. નર્મદાશંકરની ભાષા વિષે મેં મારો તો અભિપ્રાય ઉપરજ જણાવ્યો છે, પણ વાદને અર્થે તેઓ ધારે છે તેથી પણ ઘણીજ નઠારી છે એમ ગણીએ, તોએ માત્ર ભાષા ઉતરતી હોવાથી શુ થઇ ગયું ? ગુણીજનો ઠીકરાના વાસણમાંથી પણ અમૃતનો જ સ્વિકાર કરે અને રત્નજડિત કંચનના પાત્રમા દૂધ હોય તે તરફ લોભાઇ જાય નહિ. માટે ભાષાનો વિચાર દૂર કરી એ બે કવિયોને સરખાવી જોઇએ. કરૂણારસમા પ્રેમાનંદ બેશક ચઢે, અને હાસ્યરસ પણ એણે લખ્યોછે તે સારો અને એ કવિને શોભે તેવો છે. નર્મદાશંકરે કવિતામા હાસ્યરસ લખવાનુ હજી માથે લીધુ જ નથી, અને ગદ્યમા હસાવવાનું જોર એનુ જબરૂં જણાય છે. તેથી એ પ્રેમાનંદથી એ

રસમાં ઉતરે એમ કહેવું એ ખરો ન્યાય તો નહિ, તોપણ કવિતામા નથી એટલાજ કારણથી એક બેઆની ઓછી આપીએ તો ચાલે. પ્રેમાનંદનો શૃંગાર નિશ્ચય ઉત્તમ જાતિનો છે, પણ નર્મદાશંકરનો એવાજ ઉંચા પાણીનો અને ઘણો છે. પ્રેમાનંદે છૂટક ગીત કવિતા પણ ઘણી લખી છે એમ એકનું કહેવું છે તે ખરૂં પાડવાની ખોળમાં ઉદ્યોગી વિદ્વાનોએ રહેવું જોઇએ, કેમકે તેમા બેશક શૃંગાર બહુ હશે, અને તેથી આ બાબત ખરો ન્યાય કરવાનાં સાધન આપણે હાથ લાગશે. તો પણ એમ જયા લગી નથી થયું ત્યાં લગી તો નર્મદાશંકર કરતા એનો શંગાર ઓછો એમ કહેવાની ફરજ પડે છે. વળી પ્રેમાનંદના શૃંગારથી ચિત્ર પડે છે. પણ નર્મશંગારમા ઘણા ઊંચી જાતના અને પૂર્ણ ચિત્ર છે. અફસોસ છે કે આપણામા ચિત્રકળાની કળા સુધારાના સૂરજને ન ગણકારતા હજી બીડાયલી જ ઉભી છે, બાકી કોઇ ચતુર ચિતારો નર્મકવિતામાના તાર્કિક ચિત્રોને રસિક સ્ત્રી પુરૂષોની દૃષ્ટિ આગળ મૂર્તિમાન મૂકી તેના મનોહર રૂપથી સાનંદાશ્ચર્યમા સ્તબ્ધ કરી મૂકત. પ્રેમાનંદમા વીરરસ ઘણો જ છે, પણ કલ્પિત શસ્ત્રો વડે કીધેલા અસંભવિત પરાક્રમોના વર્ણનથી હાલના અગ્નિરથ અને વિજળીયંત્રના કુદરતી ચમત્કારથી ચમકી રહેલા ઓગણીસમા સૈકામા રસમગ્ન થઇએ એ તો મુશ્કેલ જ તો. અદ્‌ભુત સાથે વિરરસ ઉડી ગયો—એ બને વચ્ચે આત્મા અને શ્વાસનો સંબધ છે. નર્મકવિતામા શિક્ષારૂપે જે વીરરસ લખ્યો છે તે ઘણો જુસ્સાવાળો અને અસર કરતો છે પ્રેમાનંદે શાંત રસનો લખ્યોજ નથી, અને નર્મદાશંકરે લખ્યો છે તે ઘણો જ સરસ છે. નીતિબોધકવિતા તો ગુજરાતીમા નર્મદાશંકરની જ. એનો લખેલો વૈરાગ્ય ઊંડો અને ઉત્તમ પંક્તિનો છે — એટલો ઊંડો કે વિદ્વાન નહિ હોય તો દુઃખીયારાથી પણ નહિ સમજાય, અને દુઃખી વિદ્વાનને એવો વૈરાગ્ય ગુજરાતી ભાષામા તો શું પણ બીજી ખેડાયલી ભાષામા પણ મળવો મુશ્કેલ. સૃષ્ટિસૌંદર્ય સમજવાની શકિત તો સંસ્કૃત ભાષાના લયની સાથે અથવા તેની પણ પૂર્વે આપણામા કરમાઇ ગઇ હતી તે જાણે પાછી નર્મકવિના મનમા પ્રફુલ્લિત થઇ હોય એમ જણાય છે. પ્રાતઃકાળના, સાયંકાળના, મધ્યરાત્રિનાં, ઋતુઓના—કાળવર્ણન પાછળા કવિયો થોડું ઘણું કરી જાણતા હતા, પણ વર્ણન કરવામાં તો કેવળ અજ્ઞાની હતા એમ કહીએ તો તે કંઇ ખોટુ નહિ કહેવાય—એલચીની જોડે આમલી ને એરંડાના નામ મુકી ‘અથા’ મેળવ્યા એટલે વન વર્ણન કીધુ એમ કંઇ નહિ કહેવાય

બીજું જુના કવિયોની કવિતા સ્વાભાવિક અને નર્મદાશંકરની શાસ્ત્રીય છે. જુની ઉત્તમ કવિતા છેક શાસ્ત્રરહિત છે એમ હું નથી કહેતો. કાઇ પણ શાસ્ત્ર વગર તો સારી કવિતા થાય જ નહિં. શામળનું કવિપ્રીયા, દયારામનુ રસમંજરી, અને પ્રેમાનંદનું સઘળા રસશાસ્ત્રનું સ્વબુદ્ધિએ શોધેલુ સત્વ તે શાસ્ત્ર એમ તેઓના પુસ્તકો ઉપરથી જણાઇ આવે છે. તોપણ તેમાના કોઇની બાની શાસ્ત્રીય નથી. તેઓના પુસ્તકો પાઠશાળામા શિખવવા લાએક નથી, પણ માત્ર રાગમા ગવાતા સાંભળી આનંદ પામવાના છે. શામળની કંઇએક હિંદુસ્તાની ઢબની શાસ્ત્રીય બાની છે ખરી, અને હું ધારૂં છું કે દલપતરામ એજ કારણને માટે એને વખાણતા હશે. વાક્ય તો બોલે બોલ પ્રયોજનવાળા—તેમાંથી એક પણ કહાડી નાખીએ અથવા બદલીએ તો અર્થના ચિત્રનું અંગ ખંડિત થાય, ને શબ્દના ક્રમમા ફેર કરીએ તો રસમા ઘટારો

થાય—ઝડઝમકનાં ભૂષણ ધરેલાં તથાપિ તે અંગના જ અવયવ હોય એમ જણાય, નિરર્થક વિસ્તાર નહિ કીધેલો પણ ચતુરને માત્ર ચેતવણી હોય, સંક્ષેપમા લખેલું પણ વિદ્વાનને એક શબ્દ પણ ઉમેરવો ન ગમે, જેમા પિંગળશાસ્ત્રનો પણ એક નિયમ ખસેલો નહિ—એવી અર્થ-ગૌરવ અને વ્યંજના યુકત કવિતા આપણી ભાષામા નથી જ; એ ખૂબી તો સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યમાજ રહેલી છે એવી જાતની શાસ્ત્રીય કવિતાનો નર્મદાશંકરે આપણી ભાષાનો પ્રારંભ કીધો છે.

આ બધી વાતોનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે એમ જ લાગે છે કે પ્રેમાનંદ સુદ્ધા સઘળા ગૂજરાતી કવિયો કરતાં નર્મકાવ્ય ઘણી ઊંચી જાતનુ છે, અને અગરજો નિત્યના સહવાસથી નર્મદાશંકરના કવિત્વની ખૂબીઓનો પૂરેપુરો ખ્યાલ આપણા મનમાં આવી શકતો નથી, તોપણ આવતા જમાનામા એ કવીશ્વર હમણા કરતા ઘણું જ વધારે માન પામશે, અને કદાપિ તે તે વખતના વિદ્વાનોને અમૃત સરખું પણ લાગશે કે આવા જૂના કવિયો સાથે એનો મુકાબલો જ શા માટે કીધો હશે.

નવલરામ



## સમયમૂર્તિ નર્મદનો અંત

આધિ દુ:ખમાં કવિની લગભગ અર્ધી જિંદગી ગઇ હતી, પણ છેવટે વ્યાધિએ આવી તે તમામ પૂરી કીધી. સંધિવા કે એવી જાતના કોઇ બીજા રોગથી છેલ્લા ૭–૮ મહિના કવિના પગ અટકી ગયા હતા કોઇની મદદ વિના ઉઠી બેસી શકાતું નહિ. છેલ્લા મંદવાડમા જો કોઇ કવિને બેઠેલા જોય ને એમનુ ઉત્સાહભર્યું બોલવું સાભળે તો તેને કદી પણ નહીં લાગે કે કવિને કંઇ મંદવાડ હશે દેહ છોડયો તેના એક કલાક અગાઉ એમની બુદ્ધિ હતી તેવી ને તેવી જ રહી હતી. અનેક વૈદ્ય દાક્તરોના ઔષધ કર્યાં પણ તેથી કાંઇ ફાયદો ન થતા સને ૧૮૮૬ના ફેબ્રુઆરીની તા. ૨૫ મીને ગુરુવારે આ આપણા ગુર્જર કવિએ અને સાચા દેશભકતે આ દુ:ખરૂપ સંસારનો ત્યાગ કરી કૈલાસવાસ કર્યો. આ સમર્થ ટેકી, અને સાચા નરના મરણથી આખા ગુર્જરપ્રાંતને ભારે શોક થયો, અને ઠેકાણે ઠેકાણેથી એના ગુણ સંભારી દુ:ખના પોકાર ઊઠવા લાગ્યા. વિરુદ્ધ મનના પણ તમામ આર્યો એના ગુણ જ સંભારવા લાગ્યા; અને વસ્તુત: બધાને એમ લાગ્યું પણ ખરૂં કે ગમે તેવો હતો પણ આજે જે આ નર આપણા દેશમાંથી ઉપડી ગયો તેની ખોટ જલદીથી પુરાવાની નથી. વિદ્યાનો આનંદ, દેશાભિમાનની મસ્તી, સ્પષ્ટ વાણી, નિ:સ્પૃહી ભાવના, ઉંચો ટેક અને સાચી દેશદાઝ એ ગુણો નર્મદાશંકરમા મૂળથી છેવટ સુધી અખંડિત જ્યોતથી જ પ્રકાશી રહ્યા હતા. આવા જીવનને તે કોણ ધન્ય નહી કહે? અને ભાગ્યશાળી પણ શા માટે નહી? સંસારી સુખ દુ:ખ તો બહુ વેઠવાં પડયા, પણ ધન્ય છે નર્મદ તને કે તેં ટેક સત્યાદિકની ઊંચ નીતિ તારા જીવનને માટે ઊછળતી જુવાનીમા જ ઓળખી કાઢી,

અને તે પ્રમાણે જ તારું આખું જીવન પૂર્ણ કરવાને શક્તિ માન થયો. "નવ કરશો કોઇ શોક" એવું જે પદ તે આવા અશુભ ટાકણાને માટે અગાઉથી લખી રાખેલુ તે અમને હાલ યાદ આવે છે, અને અમે તે હજારોવાર વાંચેલુ—સાભળેલું તો પણ આજે જ્યારે ફરીથી જોઇએ ત્યારે માલમ પડે છે કે અહો ! તે વેળાએ પણ કવિએ પોતાને માટે કેવી ઊંચા જીવનની મૂર્તિ બાંધી રાખી હતી, અને કેવા દારુણ તપોબળથી આખરે અક્ષરે અક્ષર ખરી પાડી ! તેં તારૂં જીવન ખરેખરૂં જ કૃતકૃત્ય કર્યું છે, અને તેમ છે તો પછી આ નિરૂપણ, તને સદા અણગમતો શબ્દ "બિચારો" બોલીને શા માટે પૂરૂં કરવું જોઇએ ? તું જ ખરો યશસ્વી અને ભાગ્યશાળી હતો.

નવલરામ : નવલગ્રંથાવલી



## નર્મકવિતાની પ્રસ્તાવના

નર્મકવિતાને પ્રસ્તાવનાની જરૂર શી ? પ્રસ્તાવના એટલે ગ્રંથના ગુણ પરિશ્રમાદિક સંબધી જે પુર્વકથની, તે તો નવા અજાણ્યા પુસ્તકને માટે હોય. પ્રસિદ્ધ પુસ્તકોનું નામ એજ તેની મોટી પ્રસ્તાવના છે. સોનાને રસવુ શું, અને સૂર્યને ઓળખવો શો ?

એ તો કયારનું સર્વાનુમતે સિદ્ધ થઇ ચૂક્યું છે કે આ જમાનાના કવિ તે એજ: નર્મદાશકર અને દલપતરામ, આ સમે કવિતા કરનારા તો જોઇએ તેટલા છે, અને તેમા સારા કવિ પણ છે, પરંતુ જ્યા કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યા પ્રથમ પ્રતીતિ સર્વે ગુજરાતીના મનમાં આ બેમાંનાજ કોઇ એકની થાય છે. ગુજરાતના આ છેડાથી પેલા છેડા સુધી અને બાળ કે યુવાથી વૃદ્ધ પર્યંત સર્વેને જાણીતા એવા તો આ જમાનાના કવિ એજ બે છે. એ બંનેની પ્રસિદ્ધિમા ફેર હશે, બંનેની પરસ્પર ગણનામાં મતભેદ છે, અને વખતે એકથી મોહીત જનો બીજાને દોષપાત્ર જ ઠેરવવા મથતા હશે, તો પણ નિષ્પક્ષપાત ગંભીર બુદ્ધિને તો એ બને આ જમાનાની કાવ્યમૂર્તિના પ્રતિબિંબ રૂપે સમાન જ પ્રકાશતા માલમ પડે છે, દેશકાળથી પર એવી જે સામાન્ય કવિરૂપ ગણના તે તો એ બનેની હવે પછીના જમાનામા યથાર્થપણે થાય, પરંતુ જો એ બનેની શૈલીનુ કાઇ પૃથક્‌પણે સ્વરૂપ જાણ્યું હોય તો મિથ્યા ખેંચાખેંચ કોઇને રહે નહિ.

દલપતરામની કવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઇ ભરી, અને સભારંજની છે. એ નવે રસમા પ્રસગોપાત્ત વિચરે છે, પણ તે શાંતિ અને વિવકની સાથે; વ્યવહારની મર્યાદા એજ આ કવિતામા રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઇ પણ રસની મસ્તી એ આ કવિતાને મન ગાડાઇ છે. સસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવુ અને તેમાથી વ્યવહારોપયોગી બોધ લેવો એ દલપતશૈલીને સૌથી વધારે રૂચિકર છે. એ શૈલી જાતે દર્દથી મૂક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાજ મોટું સુખ માણે છે. ઠાઉકું હાસ્ય ( Humour ), મર્માળા કટાક્ષ Wit, વાણીની મીઠાશ, અને રચનામા વિવિધ પ્રકારના ચાતુર્ય,

એ વડે દલપતશૈલીનાં શાંત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યા છે. દલપતરામની ચોટ સદા સભાના મન રંજન કરવા ઉપર જ રહેલી હોય છે, અને તેમા તે બરોબર ફતેહ પામે છે, કેમકે શ્રોતાના મનમાં ઉતરીને તેને કેમ લાગે છે તે જોવાની શક્તિ આ કવિનામા છે.

નર્મદશૈલીનું સ્વરૂપ તથા ઉદ્દેશ આથી ઉલટાજ છે. એ સભાને રંજન કરવા નહિ, પણ પોતાના અંતરનો ઉભરો બહાર કાઢવા જ કવિતા કરે છે. કવન વેળા દલપતરામની સમક્ષ જેમ શ્રોતાની મૂર્તિ આવીને ઉભી રહે છે અને તે તરફ જોઇ જોઇને જ એ પોતાની શૈલીનો ઘાટ ઘડે છે, તેમ અહિંયા કવિતા કરવાને સમે અમુક લાગણી કવિની રગેરગમા વ્યાપી રહે છે, અને જેમ પ્રેરે છે તેમજ એ ઉદ્‌ગાર કરે છે. નર્મદની લાગણી કવચિત્ જ વિનોદી પણ બહુધા તો ગંભીર અને આતુર એટલે દર્દથી ઉછળતી હોય છે. એ કારણે નર્મદશૈલી હમેશાં પોતાના જ તાનમા મસ્ત રહે છે. વખતે મન્નોમત્ત થઇ ભાષા તથા વ્યવહારના બંધનો પણ તોડી નાખે છે. શાંતવૃત્તિમા પણ નર્મદની કાવ્યદેવી વ્યવહારના પટને ભેદી શાસ્ત્રીય કે કાલ્પનિક પ્રદેશમા જ ભ્રમણ કરવાનું પસંદ કરે છે. નર્મદશૈલીમા સ્વભાવ તથા શાસ્ત્રનુ બળ ઘણું, પણ ચાતુર્યનુ થોડું જ દીઠામા આવે છે.

પ્રાકૃત કવિઓ કવિતાના અંગમાં રસ ને ચાતુર્ય એવાં બે વાના જૂદા ગણાવતા આવ્યા છે. કોઇ પૂછશે કે ચાતુર્ય તે જૂદુ અંગ કેમ સંભવે ? રસ વિનાની તે કવિતા જ કેમ કહેવાય ? અમારી સમજમા એનું સમાધાન આ પ્રમાણે છે. આ ઠેકાણે રસ શબ્દનો અર્થ "**रसात्मकं वाक्य काव्य**" એ સિદ્ધાંતમા જેટલા બાહુલ્યથી થાય છે તેમ કરવો નહિ, પણ એમાં ગંભીર મસ્ત રસ છે તેટલાજ ગણવા, અને હાસ્યાદિક લલિત રસોને અથવા રસના લલિત રૂપોને ચાતુર્યના પેટામા મૂકવા. કવનવેળા કવિના મનની સ્વસ્થતા, પદ્યબંધકળાનું પરિપૂર્ણ કૌશલ્ય, અને શ્રોતાને રંજન કરવાની વૃત્તિ તથા શક્તિ, એ ચાતુર્યશૈલીની કવિતામા મૂખ્ય લક્ષણ છે. ચાતુર્યશૈલી રાજદરબાર તથા સભામા બહુ પોષાય છે, અને તેથી અમે તેને અહિંયા સભારંજની કહી છે.

છેવટે ટુંકામા એકજ શબ્દમા કહીએ તો દલપતરામની શૈલી સભારંજની, અને નર્મદાશંકરની તે મસ્ત. આ શૈલીઓ પરસ્પર અપ્રમેય (Incommensurable) એટલે એક બીજા સાથે માપી શકાય એવીજ નથી. તે પોતપોતાને સ્થળે ઉત્તમ જ છે. દેશસુધારાના વિષયમાં આ પૃથક્ પૃથક્ શૈલીઓ આ બે કવિઓએ વાપરી છે, અને તેમનું ફળ જૂદે જૂદે રૂપે પણ એક જાતનુ અને સમાન જ થયુ છે. દલપતરામે હસાવી રમાડી ધીમે ધીમે લોકને વહેમ ઉપર અનાદર કરાવ્યો, અને નર્મદાશંકરે "યાહોમ કરીને પડો" એવી મસ્ત વાણીથી તેમને તે છોડવા પ્રવર્તમાન કર્યો. આ બંનેની કવિતાનો કેટલોક ભાગ ગુજરાતી ભાષામા અપૂર્વ અને લાંબા વખત સુધી રહે એવો છે.

સુધારાનું નામ લેતા અમને સાભરી આવે છે કે નર્મદાશંકર કવિરૂપે જ નહિ પણ અનેક રૂપે આ જમાનાના એક મૂખ્ય અગ્રણી હતા ગુજરાતી ભાષામાં પ્રથમ કોષકાર, પ્રથમ પિંગળકાર, પ્રથમ રસાલંકારની સમજ આપનાર, અને પ્રથમ રૂઢ ગદ્ય લખનાર તે નર્મદાશંકર

જ છે. નોકરી ધંધો છોડી કલમને જ પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કરવાનું મહામાન નર્મદાશંકરને જ છે. દેશાભિમાન શબ્દ પહેલવહેલો નર્મદાશંકરે જ ગૂજરાતી ભાષાને આપ્યો, અને તે લાગણીના ઉત્તમ નમુના રૂપ એમનું જીવન હતું. રાજકીય બાબતો ઉપર પહેલવહેલો વિચાર કરનાર ને લખનાર પણ આ કવિજ, કે જે વેળા આખો સુધારાસાથ માત્ર ઉચ્છેદક સંસારસુધારાની ચર્ચામાંજ ગુંથાએલો હતો. સંસારસુધારાને તો કવિએ આખા દેશમાં એકવાર ગજાવી મૂક્યો હતો, અને તેને ઉચ્છેદક રૂપ આપનારામાં કવિ સૌથી મોખરે હતા. આજકાલ જે આખા ભરતખંડમાં સર્વ ઠેકાણે જમાનાની ઝોક ધર્મસંરક્ષણ તરફ દેખાય છે તેની અસર પણ ગૂજરાત ખાતે પહેલવહેલી નાજુક પારદયંત્રની ( Barometer ) પેઠે નર્મદાશંકરના જ અંતઃકરણ ઉપર થઇ; અને તે થઇ એટલે એણે પોતાનુ મતાતર જાહેર કરવામા કઇ પણ ખોટી લજ્જા ન રાખતા તે દૃષ્ટિએ જ દેશહિતના વિચાર પ્રબોધનારામાં અગ્રણી પદ ધારણ કર્યું. ટુંકામાં આ જમાનાની એટલે પાછલા ત્રીશ પાત્રીશ વર્ષમાં ગુર્જરમંડળના ચિન્મય આકાશમા જે જે લીલાઓ થઇ છે તેની ખરેખરી મૂર્તિ નર્મદાશંકર છે. નર્મદાશંકરને જ આ કાળની સમયમૂર્તિ અમે ગણીએ છિયે.

આવો સમયમૂર્તિ પુરૂષ જો કવિ હોય છે, તો તેના કાવ્યમા તે સમયનુ સર્વાંગ ચિત્ર તેના વિવિધ રંગ, પ્રકાશ, ને છાયા સહિત આવી જાય છે. નર્મકવિતા આવી જાતનું પુસ્તક છે, અને તેથી તે જેટલું મસ્ત શૃંગારના ભોગીને તેટલુ જ ઉછળતા સુધારકને, અને જેટલુ ઉછંતા સુધારકને તેટલું જ વિચારવંત દેશહિતૈષીને પ્રિય છે. સ્વાતંત્ર્ય તથા દેશભક્તિનું મસ્તપાન કરવાનું તો આખા ગૂર્જર કાવ્યપ્રદેશમા આ જ વિરલુ સ્થળ છે.

આવી અનેક રસમય, અનેક ગુણમય ને આ જમાનાના અંતરાત્માની પ્રત્યક્ષ જ આરસી તેનો તે પ્રસ્તાવ અમે શું કરીએ ? વાંચો, એનો રસ ચાખો, ઉચ્ચ વૃત્તિઓ ખીલવો, ને નર્મદ કવિની દેશાભિમાન રૂપી અમૂલ્ય પ્રસાદી પામી " ભવરણમા પ્રેમશૌર્યથી ઘૂમો " । તથાસ્તુ ।

નવલરામ : નવલગ્રંથાવલી



## નર્મદ : એક ગદ્યકાર

નર્મદાશંકરનો કવિરૂપે ઉદય વર્ણવતાં તેણે ગૂર્જર ગદ્યકાર દાખલ એથી પણ વધારે કીર્તિ આ સમે મેળવી હતી તે બાબત તો બોલવાનું જ રહી ગયું છે. ગૂજરાતી ગદ્ય તો ૧૮૫૫ થી નિઃશંકપણે જ લખાવા માડયું હતુ. અત્યાર સુધી જે આડંબરી સંસ્કૃત–ગૂજરાતી ચાલની હતી તે કાઢી નાખી રૂઢ, રમતી, મર્માળી વાણી ગૂજરાતી ગદ્યમા દાખલ કરવાનું મહા-માન નર્મદાશંકરને જ છે. હોપ સાહેબે ગૂજરાતી નિશાળોને માટે જે વાચનમાળા રચાવી તેમાં કેવળ સરળતા ઉપર જ લક્ષ રાખતા ભાષાનો મરોડ પણ નીકળી ગયો હતો. નર્મદાશંકરનું

ગદ્ય જેવું સરળ તેવું જ રૂઢ અને જેવું રૂઢ તેવું જ પ્રસંગ પર પ્રૌઢપણું પણ હતું. આ કારણથી એનું ગદ્ય જેના વાંચવામાં આવતું તે મોહ પામતા. ભણેલા ને ન ભણેલા સઘળાને એ વહાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સસ્કૃત વિદ્વાન એ બંનેને તે સમાન જ પ્રીતિકર હતું. આ નવી શૈલીનું લખાણ બુદ્ધિવર્ધક ચોપાનીયામાં આ સમે ઘણું આવતું અને તે ખાતર તેના નવા અંકને માટે વાચનાર તલપી રહેતા હતા. કવિએ કેટલાક માસ ૧૮૫૮મા બુદ્ધિવર્ધકનુ અધિપતિ-પણું પણ ચલાવ્યુ હતુ.

નવલરામ : નવલગ્રંથાવલી



## નર્મદની નૈતિક હિંમત

પોતાના સુધારા સંબંધી વિચારો જ્યારે બદલાઇ ગયા, ત્યારે તે જાહેર કરવા જોઇએ એમ એને પ્રતિપળે લાગવા માંડ્યું. એને માલુમ હતું કે આમ કરવાથી હું મારા સુધારાના સાથીઓમા અળખામણો થઇશ, અને કોઇને પણ "ભૂલ્યા ત્યાથી ફરી ગણો" એમ પોતાને માટે જાહેરમા બોલવું એ સ્વાભાવિક અભિમાનવૃત્તિથી જ ગમતું નથી તે છતા નર્મદાશંકરનો સ્વભાવ મૂળથી જ પોતાના મનમાં જે મનાયું તે નિડરપણે લોકમા પ્રકાશવાનો હોવાથી તે બાબત "ગુજરાતી" પત્રમા ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માડ્યુ, અને છેવટે તે બધું પુસ્તકના આકારમા છપાવ્યુ અમે જાણીએ છીએ કે આવે પ્રસગે ઘણા માણસો પોતાના બદલાએલા વિચારો પોતાના મનમા જ રહેવા દે છે અથવા ખાનગી મડળોમાં જ સાથીઓના મો જોઇ જોઇ ધીમે ધીમે ઉચ્ચારે છે, અને જાહેરમા તો થોડો ઘણો સુધારાનો ડોળ રાખ્યા કરે છે. આ અપ્રમાણિક, ભીરુ રહેણીકરણી નર્મદાશકરે ન રાખી ને માટે અમે તો એને ઘણી જ શાબાશી આપીએ છીએ એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમા પાછા ખેચવા એ ખરેખરા સ્વાર્પણનું જ કામ હતુ. પણ અભિમાન તથા કીર્તિલોભ જઇને આ વેળા નર્મદાશકરના મનમા શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી, અને તેથી એને દેશહિતનો માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનુ ખાસ કર્તવ્ય સમજીને એણે જણાવ્યો.

નવલરામ : નવલગ્રંથાવલી



## નર્મદ : કેટલાંક સંસ્મરણો

### નર્મદનાં નાટકો

મુબઇમાં સને ૧૮૭૫મા પાછા નિવાસ કરવાને આવ્યા પછી અર્થપ્રાપ્તિને ઉદ્દેશે રચેલા નાટકોમા 'કૃષ્ણા-કુમારી' નો નાટક ગણાય એમ નથી. એ નાટક 'નર્મકોષ' લખવાનો

આરંભ કર્યા પૂર્વે સુરતમા લખાયો હતો અને તે કોઇપણ નાટક મંડળીએ ભજવી બતાવવો એવો હેતુ જ નહતો. "રાજ્યરંગ" અને "મેવાડની હકીકત" લખતા એ સમયના ઇતિહાસ સાહિત્યનું કવિએ નિરીક્ષણ સુક્ષ્મ રીતે કરેલું અને તે સમયના રજપુતોના જીવનવ્યવહાર વગેરે અને કુળ મર્યાદા તથા સંસારપદ્ધતિ પર બહુજ એમને પ્રીતિ ઉત્પન્ન થયેલી. આ ઉપરથી રજપુત રાજકુટુંબની સમગ્ર નીતિરીતિનું વર્ણન કોઇક સરસ નાટકરૂપે લખવુ એવી ઉર્મી ઉઠી તે સંકલ્પ દ્રઢ થયો, ને આ નાટક નાટિકાનો જન્મ થયો. કવિએ પોતે બે ત્રણ વખત એમ કહેલું કે "એ ચાલુ જમાનાનું ચિત્ર છે જ નહિં, તેમ ચાલુ જમાનાને રૂચે એવું કરવા મેં પ્રયાસ પણ કર્યો નથી માત્ર મારા મનમા જે રજપુત રજપુતાણીના ગૃહસંસાર, વ્યવહાર, નીતિરીતિ કેવાં ઉજ્જવળ ને 'પ્રેમશૌર્ય' મય હતા એ કોઇક રીતે દર્શાવવા બનતો પ્રયાસ કરી મારે આદર્શરૂપ બંધાયલો વિચારસંદર્ભ તે દ્વારા બતાવવો એ ઉપરથી એ નાટક લખ્યુ છે."

## નાટકઉત્તેજક મંડળી

મારા લેખમા (સમયવીરના સંસ્મરણો) મે ઇસારો કર્યો છે કે આ મંડળીના ઉપસ્થાપક મિ. કેખુશરૂ નવરોજજી કાબ્રાજી હતા. એઓના તંત્રમા 'રાસ્ત ગોફતાર' નામનું પત્ર પણ હતું. મિ. કાબ્રાજી ગુજરાતી ભાષાના અભિમાની પારસી ગૃહસ્થ હતા, અને તે સાથે એમના મનમાં એવો પોતાને માટે અભિપ્રાય પણ ખરો કે મારા જેવુ 'ગુજરાતી' તો ઘણા ગુજરાતી લેખકોને પણ આવડતું નથી. આરંભમા ગુજરાતી વર્તમાનપત્ર તરીકે શુદ્ધ ગુજરાતી લખનાર 'ગુજરાતી' નામના વર્તમાન પત્રની હસ્તી નહિ, એટલે 'રાસ્ત ગોફતાર' જ ખરૂં શુદ્ધ ગુજરાતી લખાણ કરે છે એમ તેઓ અંતઃકરણ પૂર્વક માનતા અને કોઇ સાક્ષર ગુજરાતી લેખકના લખાણમા પણ અમુક અમુક ભુલો છે એમ માનતા. હવે "હરિશ્ચંદ્ર" "નળદમયતી" વગેરે નાટકો એમને રા. રા. સાક્ષર રણછોડભાઇએ રચી આપેલા અને તેવા કોઇક નાટકમા તેમણે પોતાની માન્યતા પ્રમાણે અમુક ફેરફારો કર્યા. તે વખતની ચર્ચાઓ ઉપરથી મારા જાણવામાં આવેલું કે આ ઉપરથી રા. રણછોડભાઇએ પોતાના નાટકો તેમને આપવાનું બંધ કર્યું ને 'ગુજરાતી નાટક મંડળી' નામનું મંડળ મહા પ્રયાસે ઉભુ કરીને 'લલિતા દુખદર્શક' રંગભૂમિ માટે તૈયાર કરાવ્યું. આવા સંજોગોમાં, મિ. કાબ્રાજીએ કવિ પાસે 'રામજાનકી-દર્શન' રચાવ્યું ને પ્રયોગ કર્યા. આ ઉપરાત કોઇ પણ નાટક મિ. કાબ્રાજીને કવિએ આપ્યું નથી, ને તેમણે ભજવ્યુ પણ નથી. કવિ પણ પોતાના લખાણમા મિ કાબ્રાજીને તો શુ પણ બીજા હરકોઇ ગુજરાતી સાક્ષરને પણ અક્ષર માત્રા સુદ્ધાનો ફેરફાર કરવા દે એવા હતા નહિ, ને મિ. કાબ્રાજીનો પોતાને માટે અભિપ્રાય જુદીજ જાતનો હતો, એટલે પરસ્પર સમજી ગયા કે આ જાતનો સંબધ નીભી શકે તેમ નથી. સારાંશ કવિએ બીજું નાટક મિ. કાબ્રાજીને આપ્યુ પણ નથી, ને મિ. કાબ્રાજીએ તેવી ઇચ્છા પણ દર્શાવી નહતી. ત્યાર પછી કવિએ દ્રૌપદીદર્શન અને સારશાકુંતલ એ બે નાટકો 'અર્થનીતિ દર્શક' નામના બીજા ગુજરાતી મંડળ માટે બનાવ્યા ને તેના પ્રયોગો અનેકવાર 'ગુજરાતી નાટક મંડળી' નાજ સમયમા થયા ને બહુ સારી રીતે લોકમાં પ્રશંસા પામ્યા. આ ઉપરથી એક નવુ મંડળ ગુજરાતી કન્બીઓનુ ઉભું થયું, ને તેમણે 'બાળકૃષ્ણ વિજય' રચાવીને તેના પ્રયોગો કર્યા. આ છેલ્લા મંડળનુ કેટલાક કારણોને લીધે, બહુ લાંબુ આયુષ્ય થયુ નહિ. સારાંશમા એમ છે કે 'નાટક ઉત્તેજક મંડળી' જે પારસીઓનું મંડળ હતુ તેને તો કવિએ માત્ર 'રામજાનકી દર્શન' જ આપેલુ.

ગદ્ય જેવું સરળ તેવું જ રૂઢ અને જેવું રૂઢ તેવું જ પ્રસંગ પર પ્રૌઢપણું પણ હતું. આ કારણથી એનું ગદ્ય જેના વાંચવામાં આવતું તે મોહ પામતા. ભણેલા ને ન ભણેલા સઘળાને એ વહાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સંસ્કૃત વિદ્વાન એ બંનેને તે સમાન જ પ્રીતિકર હતું. આ નવી શૈલીનું લખાણ બુદ્ધિવર્ધક ચોપાનીયામાં આ સમે ઘણું આવતું અને તે ખાતર તેના નવા અંકને માટે વાચનાર તલપી રહેતા હતા. કવિએ કેટલાક માસ ૧૮૫૮માં બુદ્ધિવર્ધકનું અધિપતિપણું પણ ચલાવ્યું હતું.

નવલરામ : નવલગ્રંથાવલી



## નર્મદની નૈતિક હિંમત

પોતાના સુધારા સંબંધી વિચારો જ્યારે બદલાઇ ગયા, ત્યારે તે જાહેર કરવા જોઇએ એમ એને પ્રતિપળે લાગવા માંડ્યું. એને માલમ હતું કે આમ કરવાથી હું મારા સુધારાના સાથીઓમાં અળખામણો થઇશ, અને કોઇને પણ "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" એમ પોતાને માટે જાહેરમાં બોલવું એ સ્વાભાવિક અભિમાનવૃત્તિથી જ ગમતું નથી. તે છતાં નર્મદાશંકરનો સ્વભાવ મૂળથી જ પોતાના મનમાં જે મનાયું તે નિડરપણે લોકમાં પ્રકાશવાનો હોવાથી તે બાબત "ગુજરાતી" પત્રમાં ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માંડ્યું, અને છેવટે તે બધું પુસ્તકના આકારમાં છપાવ્યું. અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાએલા વિચારો પોતાના મનમાં જ રહેવા દે છે અથવા ખાનગી મંડળોમાં જ સાથીઓના મો જોઇ જોઇ ધીમે ધીમે ઉચ્ચારે છે, અને જાહેરમાં તો થોડો ઘણો સુધારાનો ડોળ રાખ્યા કરે છે. આ અપ્રમાણિક, બીકુ રહેણીકહેણી નર્મદાશંકરે ન રાખી તે માટે અમે તો એને ઘણી જ શાબાશી આપીએ છીએ. એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનું જ કામ હતું. પણ અભિમાન તથા કીર્તિલોભ જઇને આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી, અને તેથી એને દેશહિતનો માર્ગ હાલ ખરો ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્તવ્ય સમજીને એણે જણાવ્યો.

નવલરામ : નવલગ્રંથાવલી



## નર્મદ : કેટલાંક સંસ્મરણો

### નર્મદનાં નાટકો

મુંબઇમાં સને ૧૮૭૫માં પાછા નિવાસ કરવાને આવ્યા પછી અર્થપ્રાપ્તિને ઉદ્દેશે રચેલા નાટકોમાં 'કૃષ્ણા-કુમારી'નો નાટક ગણાય એમ નથી. એ નાટક 'નર્મકોષ' લખવાનો

આરંભ કર્યા પૂર્વે સુરતમાં લખાયો હતો અને તે કોઇપણ નાટક મંડળીએ ભજવી બતાવવો એવો હેતુ જ નહતો. "રાજ્યરંગ" અને "મેવાડની હકીકત" લખતા એ સમયના ઇતિહાસ સાહિત્યનું કવિએ નિરીક્ષણ સુક્ષ્મ રીતે કરેલું અને તે સમયના રજપુતોના જીવનવ્યવહાર વગેરે અને કુળ મર્યાદા તથા સંસારપદ્ધતિ પર બહુજ એમને પ્રીતિ ઉત્પન્ન થયેલી. આ ઉપરથી રજપુત રાજકુટુંબની સમગ્ર નીતિરીતિનું વર્ણન કોઇક સરસ નાટકરૂપે લખવુ એવી ઉર્મી ઉઠી તે સંકલ્પ દૃઢ થયો, ને આ નાટક નાટિકાનો જન્મ થયો. કવિએ પોતે બે ત્રણ વખત એમ કહેલું કે "એ ચાલુ જમાનાનુ ચિત્ર છે જ નહિં, તેમ ચાલુ જમાનાને રૂચે એવું કરવા મેં પ્રયાસ પણ કર્યો નથી માત્ર મારા મનમા જે રજપુત રજપુતાણીના ગૃહસંસાર, વ્યવહાર, નીતિરીતિ કેવાં ઉજ્જવળ ને 'પ્રેમશૌર્ય' મય હતા એ કોઇક રીતે દર્શાવવા બનતો પ્રયાસ કરી મારો આદર્શરૂપ બંધાયલો વિચારસંદર્ભ તે દ્વારા બતાવવો એ ઉપરથી એ નાટક લખ્યું છે."

નાટકઉત્તેજક મંડળી

મારા લેખમાં (સમયવીરના સંસ્મરણો) મે ઇસારો કર્યો છે કે આ મંડળીના ઉપસ્થાપક મિ. કેખુશરૂ નવરોજજી કાબ્રાજી હતા એઓના તંત્રમાં 'રાસ્ત ગોફ્તાર' નામનું પત્ર પણ હતું. મિ. કાબ્રાજી ગુજરાતી ભાષાના અભિમાની પારસી ગૃહસ્થ હતા, અને તે સાથે એમના મનમા એવો પોતાને માટે અભિપ્રાય પણ ખરો કે મારા જેવુ 'ગુજરાતી' તો ઘણા ગુજરાતી લેખકોને પણ આવડતું નથી. આરંભમા ગુજરાતી વર્તમાનપત્ર તરીકે શુદ્ધ ગુજરાતી લખનાર 'ગુજરાતી' નામના વર્તમાન પત્રની હસ્તી નહિ, એટલે 'રાસ્ત ગોફ્તાર' જ ખરૂ શુદ્ધ ગુજરાતી લખાણ કરે છે એમ તેઓ અંતઃકરણ પૂર્વક માનતા અને કોઇ સાક્ષર ગુજરાતી લેખકના લખાણમાં પણ અમુક અમુક ભુલો છે એમ માનતા. હવે "હરિશ્ચંદ્ર" "નળદમયંતી" વગેરે નાટકો એમને રા. રા. સાક્ષર રણછોડભાઇએ રચી આપેલા અને તેવા કોઇક નાટકમા તેમણે પોતાની માન્યતા પ્રમાણે અમુક ફેરફાર કર્યા. તે વખતની ચર્ચાઓ ઉપરથી મારા જાણવામા આવેલું કે આ ઉપરથી રા. રણછોડભાઇએ પોતાના નાટકો તેમને આપવાનું બંધ કર્યું ને 'ગુજરાતી નાટક મંડળી' નામનું મંડળ મહા પ્રયાસે ઉભુ કરીને 'લલિતા દુખદર્શક' રંગભૂમિ માટે તૈયાર કરાવ્યું. આવા સંજોગોમાં, મિ. કાબ્રાજીએ કવિ પાસે 'રામજાનકી-દર્શન' રચાવ્યું ને પ્રયોગ કર્યા. આ ઉપરાત કોઇ પણ નાટક મિ. કાબ્રાજીને કવિએ આપ્યું નથી, ને તેમણે ભજવ્યું પણ નથી. કવિ પણ પોતાના લખાણમા મિ. કાબ્રાજીને તો શુ પણ બીજા હરકોઈ ગુજરાતી સાક્ષરને પણ અક્ષર માત્રા સુદ્ધાનો ફેરફાર કરવા દે એવા હતા નહિ, ને મિ. કાબ્રાજીનો પોતાને માટે અભિપ્રાય જુદીજ જાતનો હતો, એટલે પરસ્પર સમજી ગયા કે આ જાતનો સંબંધ નીભી શકે તેમ નથી. સારાંશ કવિએ બીજુ નાટક મિ. કાબ્રાજીને આપ્યુ પણ નથી, ને મિ. કાબ્રાજીએ તેવી ઇચ્છા પણ દર્શાવી નહતી. ત્યાર પછી કવિએ દ્રૌપદીદર્શન અને સારશાકુંતલ એ બે નાટકો 'અર્યનીતિ દર્શક' નામના બીજા ગુજરાતી મંડળ માટે બનાવ્યા ને તેના પ્રયોગો અનેકવાર 'ગુજરાતી નાટક મંડળી' નાજ સમયમા થયા ને બહુ સારી રીતે લોકમાં પ્રશંસા પામ્યા. આ ઉપરથી એક નવું મંડળ ગુજરાતી કણબીઓનુ ઉભુ થયું, ને તેમણે 'બાળકૃષ્ણ વિજય' રચાવીને તેના પ્રયોગો કર્યા. આ છેલ્લા મંડળનુ કેટલાક કારણોને લીધે, બહુ લાંબુ આયુષ્ય થયુ નહિં. સારાંશમા એમ છે કે 'નાટક ઉત્તેજક મંડળી' જે પારસીઓનું મંડળ હતુ તેને તો કવિએ માત્ર 'રામજાનકી દર્શન' જ આપેલું.

ગદ્ય જેવું સરળ તેવું જ રૂઢ અને જેવું રૂઢ તેવું જ પ્રસંગ પર પ્રૌઢપણું પણ હતું. આ કારણથી એવું ગદ્ય જેના વાંચવામાં આવતું તે મોદ પામતા. ભણેલા ને ન ભણેલા સઘળાને એ વહાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સંસ્કૃત વિદ્વાન એ બંનેને તે સમાન જ પ્રીતિકર હતું. આ નવી શૈલીનું લખાણુ બુદ્ધિવર્ધક ચોપાનીયામાં આ સમે ઘણુ આવતુ અને તે ખાતર તેના નવા અંકને માટે વાચનાર તલપી રહેતા હતા. કવિએ કેટલાક માસ ૧૮૫૮મા બુદ્ધિવર્ધકનુ અધિપતિપણું પણ ચલાવ્યુ હતું.

નવલરામ : નવલગ્રંથાવલી



## નર્મદની નૈતિક હિંમત

પોતાના સુધારા સબંધી વિચારો જ્યારે બદલાઇ ગયા, ત્યારે તે જાહેર કરવા જોઇએ એમ એને પ્રતિપળે લાગવા માડ્યુ. એને માલમ હતું કે આમ કરવાથી હું મારા સુધારાના સાથીઓમા અળખામણો થઇશ; અને કોઇને પણ "ભૂલ્યા ત્યાથી ફરી ગણો" એમ પોતાને માટે જાહેરમા બોલવું એ સ્વાભાવિક અભિમાનવૃત્તિથી જ ગમતું નથી. તે છતા નર્મદાશંકરનો સ્વભાવ મૂળથી જ પોતાના મનમા જે મનાયુ તે નિડરપણે લોકમા પ્રકાશવાનો હોવાથી તે બાબત "ગુજરાતી" પત્રમા ધીમે ધીમે પોતાના નામ સાથે એણે લખવા માડ્યું, અને છેવટે તે બધુ પુસ્તકના આકારમા છપાવ્યુ અમે જાણીએ છીએ કે આવે પ્રસંગે ઘણા માણસો પોતાના બદલાએલા વિચારો પોતાના મનમા જ રહેવા દે છે અથવા ખાનગી મડળોમા જ સાથીઓના મો જોઇ જોઇ ધીમે ધીમે ઉચ્ચારે છે, અને જાહેરમા તો થોડો ઘણો સુધારાનો ડોળ રાખ્યા કરે છે. આ અપ્રમાણિક, ભીરુ રહેણીકરેણી નર્મદાશકરે ન રાખી ને માટે અમે તો એને ઘણી જ શાબાશી આપીએ છીએ એના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમા પાછા ખેંચવા એ ખરેખરા સ્વાર્પણનુ જ કામ હતું. પણ અભિમાન તથા કીર્તિલોભ જઇને આ વેળા નર્મદાશકરના મનમા શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેવી હતી, અને તેથી એને દેશહિતનો માર્ગ હાલ બગે ભાસ્યો તે દેશીઓને પોતાનું ખાસ કર્તવ્ય સમજીને એણે જણાવ્યો.

નવલરામ : નવલગ્રથાવલી



## નર્મદ : કેટલાંક સંસ્મરણો

નર્મદનાં નાટકો

મુબઇમાં સને ૧૮૭૫મા પાછા નિવાસ કરવાને આવ્યા પછી અર્થપ્રાપ્તિને ઉદ્દેશે રચેલાં નાટકોમા 'કૃષ્ણા–કુમારી' નો નાટક ગણાય એમ નથી. એ નાટક 'નર્મકોષ' લખવાનો

આરંભ કર્યા પૂર્વે સુરતમાં લખાયો હતો અને તે કોઈપણ નાટક મંડળીએ ભજવી બતાવવો એવો હેતુ જ નહતો. "રાજ્યરંગ" અને "મેવાડની હકીકત" લખતા એ સમયના ઇતિહાસ સાહિત્યનું કવિએ નિરીક્ષણ સુક્ષ્મ રીતે કરેલું અને તે સમયના રજપુતોના જીવનવ્યવહાર વગેરે અને કુળ મર્યાદા તથા સંસારપદ્ધતિ પર બહુજ એમને પ્રીતિ ઉત્પન્ન થયેલી. આ ઉપરથી રજપુત રાજકુટુંબની સમગ્ર નીતિરીતિનું વર્ણન કોઇક સરસ નાટકરૂપે લખવું એવી ઉર્મી ઉઠી તે સંકલ્પ દ્રઢ થયો, ને આ નાટક નાટિકાનો જન્મ થયો. કવિએ પોતે બે ત્રણ વખત એમ કહેલું કે "એ ચાલુ જમાનાનું ચિત્ર છે જ નહિં, તેમ ચાલુ જમાનાને રૂચે એવુ કરવા મેં પ્રયાસ પણ કર્યો નથી માત્ર મારા મનમાં જે રજપુત રજપુતાણીના ગૃહસંસાર, વ્યવહાર, નીતિરીતિ કેવાં ઉજ્જવળ ને 'પ્રેમશૌર્ય' મય હતા એ કોઇક રીતે દર્શાવવા બનતો પ્રયાસ કરી મારો આદર્શરૂપ બંધાયલો વિચારસંદર્ભ તે દ્વારા બતાવવો એ ઉપરથી એ નાટક લખ્યુ છે."

નાટકઉત્તેજક મંડળી

મારા લેખમાં (સમયવીરના સંસ્મરણો) મેં ઇસારો કર્યો છે કે આ મંડળીના ઉપસ્થાપક મિ. કેખુશરૂ નવરોજજી કાબ્રાજી હતા એઓના તંત્રમા 'રાસ્ત ગોફતાર' નામનુ પત્ર પણ હતું. મિ. કાબ્રાજી ગુજરાતી ભાષાના અભિમાની પારસી ગૃહસ્થ હતા, અને તે સાથે એમના મનમાં એવો પોતાને માટે અભિપ્રાય પણ ખરો કે મારા જેવું 'ગુજરાતી' તો ઘણા ગુજરાતી લેખકોને પણ આવડતુ નથી. આરંભમાં ગુજરાતી વર્તમાનપત્ર તરીકે શુદ્ધ ગુજરાતી લખનાર 'ગુજરાતી' નામના વર્તમાન પત્રની હસ્તી નહિ, એટલે 'રાસ્ત ગોફતાર' જ ખરૂ શુદ્ધ ગુજરાતી લખાણ કરે છે એમ તેઓ અંતઃકરણ પૂર્વક માનતા અને કોઇ સાક્ષર ગુજરાતી લેખકના લખાણમા પણ અમુક અમુક ભુલો છે એમ માનતા. હવે "હરિશ્ચંદ્ર" "નળદમયંતી" વગેરે નાટકો એમને રા. રા. સાક્ષર રણછોડભાઇએ રચી આપેલા અને તેવા કોઇક નાટકમા તેમણે પોતાની માન્યતા પ્રમાણે અમુક ફેરફારો કર્યા. તે વખતની ચર્ચાઓ ઉપરથી મારા જાણવામા આવેલું કે આ ઉપરથી રા. રણછોડભાઇએ પોતાના નાટકો તેમને આપવાનુ બંધ કર્યુ ને 'ગુજરાતી નાટક મંડળી' નામનુ મંડળ મહા પ્રયાસે ઉભુ કરીને 'લલિતા દુખદર્શક' રંગભૂમિ માટે તૈયાર કરાવ્યુ. આવા સંજોગોમા, મિ. કાબ્રાજીએ કવિ પાસે 'રામજાનકીદર્શન' રચાવ્યું ને પ્રયોગ કર્યા. આ ઉપરાંત કોઇ પણ નાટક મિ. કાબ્રાજીને કવિએ આપ્યું નથી, ને તેમણે ભજવ્યું પણ નથી. કવિ પણ પોતાના લખાણમા મિ કાબ્રાજીને તો શુ પણ બીજા હરકોઈ ગુજરાતી સાક્ષરને પણ અક્ષર માત્રા સુદ્ધાનો ફેરફાર કરવા દે એવા હતા નહિ, ને મિ. કાબ્રાજીનો પોતાને માટે અભિપ્રાય જુદીજ જાતનો હતો, એટલે પરસ્પર સમજી ગયા કે આ જાતનો સંબંધ નીભી શકે તેમ નથી. સારાંશ કવિએ બીજું નાટક મિ. કાબ્રાજીને આપ્યુ પણ નથી, ને મિ. કાબ્રાજીએ તેની ઇચ્છા પણ દર્શાવી નહતી. ત્યાર પછી કવિએ દ્રૌપદીદર્શન અને સારશાકુંતલ એ બે નાટકો 'અર્યનીતિ દર્શક' નામના બીજા ગુજરાતી મંડળ માટે બનાવ્યા ને તેના પ્રયોગો અનેકવાર 'ગુજરાતી નાટક મંડળી' નાજ સમયમા થયા ને બહુ સારી રીતે લોકમા પ્રશંસા પામ્યા. આ ઉપરથી એક નવુ મંડળ ગુજરાતી કન્ફીઓનુ ઉભુ થયુ, ને તેમણે 'બાળકૃષ્ણ વિજય' રચાવીને તેના પ્રયોગો કર્યા. આ છેલ્લા મંડળનુ કેટલાક કારણોને લીધે, બહુ લાંબુ આયુષ્ય થયુ નહિ. સારાંશમા એમ છે કે 'નાટક ઉત્તેજક મંડળી' જે પારસીઓનુ મંડળ હતુ તેને તો કવિએ માત્ર 'રામજાનકી દર્શન' જ આપેલું.

## સર્વાનુભવરસિક અને સ્વાનુભવરસિક

આવા ભેદ પાશ્ચાત્ય નાટ્યશાસ્ત્રને કવિતાના વર્ગને કસોટી ગણી રા. નવલરામ, કવિની અને બીજા પ્રાચીન ગુજરાતી કવિઓની તુલના કરેછે. અને તે વિચારના પ્રવાહમાં નર્મદાશંકર સર્વાનુભવરસિક નહતા માટે તેમનું નાટક લખવામા કવિત્વ સિદ્ધિ પામતું નથી એવા આશયનો મત બાંધેછે. હવે Subjective અને Objective Poetry જેવા વર્ગ આપણા સાહિત્યમા દાખલ કરવાનું માન, તેમજ તેને માટે 'સ્વાનુભવરસિક' ને 'સર્વાનુભવરસિક' એવા વિચિત્ર શબ્દોને જન્મ આપવાનુ માન પણ હાલના અંગ્રેજી ભણેલા પંડિતોનેજ આપવાનુ છે, એમાં કોઇનો દાવો ચાલી શકે એમ નથી. બીજા કોઇ વળી 'સ્વલક્ષી' ને 'પરલક્ષી' એવા શબ્દો યોજેછે. રા. નરસિંહરાવે કે બીજા કોઇક સાક્ષરે એ શબ્દો સંબંધે ચર્ચા પણ ઉઠાવેલી એવું ઝાંખુ સ્મરણ મને છે, અને કિયા શબ્દો યોગ્ય છે એવા નિર્ણય ઉપર આવેલા કે નહિ તે જાણવામાં નથી. રા. નવલરામભાઇ જેવા ગુજરાતી સાહિત્યના ટીકાકાર થયા નથી, અત્યારે છે પણ નહી એ નિર્વિવાદ છે, છતાં તેઓની બધીજ ટીકા વેદવાક્યરૂપ માનવી, ને તેમનો મત સર્વાંશે સત્યસ્વરૂપ છે એમ સ્વિકારવું એ તો કોઇ પણ વિદ્વાન અંગીકાર કરી શકે નહિ. પ્રસ્તુતમાં પણ મુખ્ય વાત એ છે કે આપણા પ્રાચીન કે અર્વાચીન કવિઓના કાવ્યમાં મુખ્ય તતુ ઇશ્વિરભક્તિનોજ હોયછે, જેથી સારામા સારા બાહ્ય વર્ણનોમા છેવટે કે ગમે ત્યા આતર સ્થિતિના તતુઓના ઝણઝણાટ થઇ જાયછે. માટે આપણા કવિઓમાં આ Subjective, objective નો ભેદ In kind નથી પણ In degree હોય છે, વસ્તુગત ભેદ નથી, પ્રમાણગત ભેદજ છે. નર્મદનીજ બાબતમાં રા. નવલરામભાઇને જો કોઇયે પૂછ્યુ હોત કે 'કબીરવડ' 'નર્મટેકરી'નુ વર્ણન છુટા છુટાં પ્રવાસ વર્ણનો, 'રૂદનરસિક' આગગાડીના વર્ણનો ઇત્યાદિ અનેક કાવ્યોને તમે સ્વાનુભવ રસિક એટલે Subjective કહેશો કે ? અને એનો શો ઉત્તર મળતે ને વિચારવા યોગ્ય થઇ પડતે. પ્રેમાનંદ 'સર્વાનુભવરસિક' હોવાથી એ વિષયમા ચઢેછે એવુ પણ નવલરામ ભાઇ લખેછે: દિલગીરી એટલીજ કે નવલરામભાઇના સમયમા પ્રેમાનદના નામથી ઓળખાવવામા આવતાં પેલાં એચાર નાટકો પ્રસિદ્ધ થયા નહિં. જો થયા હોત તો પછી નવલરામભાઇ એ નાટકને માટે અથવા પ્રેમાનદને માટે શો અભિપ્રાય કે વિવેચનરૂપ ટીકા કરે તે તે પણ જરા આનંદપ્રદ થઇ પડતે. અમને તો ભય રહેછે કે હજી એવા પ્રેમાનંદ કે શામળને નામે પાચસાત નાટકો કા નહિં નિકળી પડે ? પછી ગુજરાતી સાહિત્યમા નાટકોની સખ્યા કાઇક સ્પર્ધામા ઉતરવા જેવી થાય ખરી, ને તેમાજ આપણુ અહો ભાગ્યછે.

## સુધારો ને સુધારાવાળા

સુધારાવાળા ખોટા માટે 'સુધારો' ખોટો એમ કવિએ માન્યું નથી. અથવા માન્યું હોય તો બહુ જબરી ભૂલ કરી છે એમ પાછળના કેટલાક સમાધાનીઓ દર્શાવવા પ્રયત્ન કરેછે. આમા બીજી વાતનોજ આપણે વિચાર કવિના લેખો ઉપરથી કરીશું. સુધારાવાળા 'ખોટા માટે સુધારો ખોટો' એમ તો આપણે સ્વીકારી શકીએ નહી.

જોકે અત્યારે સુધારાવાળા તો એમજ ન્યાય લઇ બેઠાછે. માન્ત્રિકો ઉપાસકો ખોટા માટે મંત્ર ઉપાસના ખોટા, જ્યોતિષીઓ ખોટા માટે જ્યોતિશાસ્ત્ર ખોટું; પૌરાણિકો ગપ્પાં મારનાર માટે પુરાણ પોતેજ ગપ્પાં! આમ પગલે પગલે ખાડામાં ઝોકાવનાર સુધારાવાળા ખોટા હોય એમાં વિવાદ હોયજ નહિં, પણ જગ શાન્તિ ને ધૈર્યથી તથા વિવેકબુદ્ધિનો પ્રદીપ જાગ્રત્ રાખી કવિનો ધર્મવિચાર વાચનારને સ્પષ્ટ જણાશે કે કવિની માન્યતા એવીજ થએલી કે સુધારાવાળાએ ડોહોળેલા સુધારાજ ખોટા હતા. વર્ણવ્યવસ્થા, જ્ઞાતિવ્યવસ્થા, મૂર્તિપૂજા, શિષ્ટાચાર, સ્ત્રીપુરૂષના પારસ્પરિક સંબંધ ને સ્થિતિ, સ્ત્રીસ્વાતંત્ર્ય, વિધવાવિવાહ વગેરે દરેક વિષયના સુધારા પર કવિએ છચોક વિરૂદ્ધતા બતાવી છે, અને તેને માટે એકલો, 'ધર્મવિચાર' જ વાચવો બસ છે, અવતરણો એટલા બધા થઇ પડેછે કે આવા અનુપૂરક લેખમાં તે લખવું અસ્થાનેછે.

રાજારામ રામશંકર શાસ્ત્રી



## સુધારો

ગુજરાતના સદ્વંશી આર્યબન્ધુમા દ્રુટ પડી, ગુર્જરીના સૌભાગ્યનો અસ્ત થયો, આર્યત્વનો ઉજાસ ઝાંખો થયો, ધીરજનો દૃઢસ્થંભ ભાંગી પડયો, ધર્મનું ધુસરૂં નમી ગયું. પ્રચંડ પ્રતાપનો તાપ મલિન થયો, એક વ્રતનું ઐક્ય ગયું, કે અમારી પ્રિય આર્યરત્નમાલાનો મધ્યમણિ કવિ નર્મદાશંકર લાલશંકર અમને તજી ગયો! એ આર્ય સજ્જનની સ્મૃતિજ હવે રહી! પણ તે સ્મૃતિ કાવ્યરૂપે, સુધારૂપે, ધર્મરૂપે, શુરરૂપે, સાહસરૂપે, દૃઢતારૂપે, વિવિધરૂપ રૂપાંતરે અમારા હૃદયને પ્રમોદ પમાડે છે, અંતરને ઉત્સાહ પ્રેરે છે, મનને શોક સૂચવે છે, અને આ સ્તુતિગાનરૂપી છેલ્લી શ્રાદ્ધાંજલિના કર્તવ્ય તરફ અમને દોરે છે. અહા कथमपि भुवनेऽस्मिन्‌ता दृशाः संभवन्ति એવા મહાપુરૂષો તે કોઇ વારજ જેમ તેમ અર્થાત મહાપુણ્ય પ્રભામા કોઇ વિક્ષોભ થતા દેવલોકમાંથી કાંઇક કાલ મનુષ્ય લોકને પણ તેજિત કરી જાય છે. સત્ય છે क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति–પણ તારા પ્રતાપથી, ધૈર્યથી, સાહસથી, વિદ્યાથી ને સર્વ કરતા સ્પષ્ટવક્તૃત્વયુક્ત નિઃશંક સત્યમાત્ર પરાયણ એક વ્રતથી પ્રાપ્ત કરેલા પુણ્યે તને સ્વર્ગવાસ અવિચલ હો, અને તારા અંત્યસમયે પ્રાર્થેલો કૈવલ્યાનંદ, તને તો અજાણ્યો, પણ અમારી દૃષ્ટિએ તને નિરંતર રહો.

દુરાચારી, દુરાગ્રહી, જેમ તેમ ઝંપલાવવા તૈયાર થઇ હઠીલા માણસ ઉપર આ શો મોહ! આ શી ખુશામદ! એમ અમારા ભાઇબંધો ભલે કહો. અમારા હૃદયનો આવેગ અમે સત્ય માનીયે છીએ અને અમારા મરનાર મિત્રના સ્વરૂપની હકીકત જણાવતા અમારા વિચારની સત્યતા સમજાવીએ છીએ. માણસોના છિદ્ર જોવાને તો ઘણાએ ભેગા થશે, ચન્દ્રમા પણ કલંકનો આરોપ કરવા લાખો કવિઓ પણ કથી મરશે, તથાપિ ચન્દ્રનું ચંદ્રત્વ ટાકયું

રહેશે શુ ? મરનાર પણ માણસજ હતો, એટલે દોષ તો હતા અને હશે, પણ હાલ તેનું વિવેચન કરવાની અમારી ધારણા નથી, અમને તો સત્પુરુષોના મહદ્ગુણનું વર્ણન કરી સદ્વસ્તુ ઉપર સર્વને પ્રીતિ કરાવવામાજ આનંદ લાગે છે, ને તેટલામાજ અમારા શ્રમની કૃતાર્થતા અમને સમજાય છે, હો. એ મહાપુરુષનું જીવનચરિત લખનાર એ વિષે વિચાર કરશે.

સર્વ ગુજરાતમા આ પુરુષ માનપાત્ર થઇ ગયો એમાં કાઇ વાંધા જેવું નથી આ માનનુ શુ કારણ ? એવું માન પામવાની ઇચ્છા રાખનારાઓએ પણ એ વાતનો વિચાર કરી જોયો છે ? એની કવિતાથી કે એના સાહસથી કે સુધારાથી કે પુનર્લગ્નથી કે શાનાથી એ પુરુષની મહત્તા ગણાય છે ? અમારા કવિ સુધારાનુ ઉત્તમાગ હતા એ નિર્વિવાદ છે. ગુજરાતમાં જ્યારે ચોતરફ અધકાર ચાલતો હતો, ત્યારે મુબઇમા કવિ નમદાશકર, રા. ગિરધરલાલ, રા. કરશનદાસ, રા. નગીનદાસ, રા. ગગાદાસ, ડાક્તર ભાઉ દાજી, શેઠ નાનાભાઇ રુસ્તમજી વગેરે ગૃહસ્થો અગ્રેજી કેળવણી પામી વિલાયતનો સુધારો આપણામા દાખલ કરી સર્વને સુખી કરવા ધમધોકાર મહેનત ચલાવી રહ્યા હતા. તેમને પ્રથમ તો નાતિભેદથી અડચણ આવવા માડી ને વિલાયત જઇ ત્યાના તેજોમય સુધારામાં ભળવામા વિઘ્ન આવવા માંડયાં; મિત્રવર્ગમાં પણ સ્નેહનો પ્રયોગ મંદ થવા માડયો, સ્ત્રીવર્ગ તરફ જોતા પુનર્લગ્ન વિના તેમની સ્થિતિ ઘણી દુર્ઘટ અને તેથી મંડળ સમસ્તમા અનીતિનો પ્રચાર તેમની દૃષ્ટિએ ચડવા લાગ્યો: ધર્મ તરફ વિચારતા પણ એકેશ્વરનુ પુજન કરતા ક્રિશ્ચિયન લોક કરતા આપણા દેવ દેવલાના પંથ તેમને વિકટ લાગવા માડયા તથા લોકોની અત્યંત મંદતા તેમના લક્ષમા આવી. ધર્મ, પુનર્વિવાહ ને જ્ઞાતિબંધન સિવાય બીજી ઘણી બાબતો ઉપર તેમણે લક્ષ આપ્યા હશે, પણ તે હાલ વિવેચનમા લેવા જેવી પ્રસિદ્ધ પદવીએ તેમના શ્રમથી પહોચ્યા નથી. આ બધી વાતમા કવિ અગ્રણી હતા તે ફક્ત વચન માત્રથી જ નહિ પણ મન કર્મને વાણીથી ! ! કવિના ભાષણો તથા તેમના સાથીઓના લખાણથી ગુજરાતી ભાષામા પણ નવુ પિત્ત આવવા માડ્યું અને "બુદ્ધિવર્ધક" તથા દાડીઆ રૂપે પરિણામ પામતે પામતે હાલના આપણા પ્રસિદ્ધ ગદ્ય અને કાવ્યનુ રૂપ સ્પષ્ટ રીતે બધાયું. આ તમામનો સમાહાર કરી એમ કહીએ તો ચાલે કે સંસાર, ધર્મ ને વિદ્યા એ ત્રણ બાબતમા જેમ બનાવ્યુ તે રીતે આ ગૃહસ્થોએ ઘણી હોંશથી હાથ ઘાલવા માડયો હતો. તેમના શ્રમથી જે પરિણામ થયુ હોય તે ખરૂ; આપણે એ વાતનો વિચાર છેવટે કરીશુ, પણ જે બાબત વિષે આપણે અદ્યાપી પણ નિર્ણય કરી શકયા નથી તે બાબતોમા આજથી ત્રીસ વર્ષ ઉપર પગ ઘાલી લોકના તિરસ્કાર વેઠીને પણ જેમણે એકનિષ્ઠાથી પોતાનું કર્તવ્ય કરી ઇશ્વર પૂજન કર્યું તે શા માટે સર્વને વંદનીય નથી, શા માટે સર્વને સ્તુત્ય નથી ?

ધર્મની બાબતને સંસારની બાબતથી જુદી પાડવી ઘણી મુસ્કેલ છે, માટે ધર્મ ને ઘર ઉભયનો વિચાર સાથે જ કરવાની જરૂર છે. વિવિધ પ્રકારની મૂર્તિના પૂજન કરવાથી વ્યગ્રચિત્ત થવામા શો લાભ છે ? શાસ્ત્રપુરાણમાની વાતો અસગત અને અજમજસ છે એટલે તે ઉપર બુદ્ધિમાન લોક કેમ પ્રત્યય કરે ? સ્વર્ગનરકના વિચાર અને પુનર્જન્મ થવાનો સંભવજ નથી

એટલે વ્યર્થ છે, કેવળ નીતિમાર્ગમા રહી, એક ઇશ્વરનો ભય રાખી, સર્વને સુખ થાય એવો માર્ગ સાધવો એજ ખરો ધર્મ છે. આ રીતે વિચાર કરતાં જ્ઞાતિનો ભેદ પાળવાથી શો ફાયદો છે ? સ્ત્રીઓએ પતિના મરણ પછી ફરી પરણી આનંદમા રહેવું તેમા શી હરકત છે ? એ વગેરે વિચારો પ્રચંડ રીતે જાગ્રત થયા અને પાશ્ચાત્ય લોકના અભિપ્રાય સાથે મળતા આવવાથી, તથા તે લોકના મુખ્ય ગૃહસ્થો તરફથી અનુમોદન મળવાથી આપણા સુધારક મંડળના મુખ્ય સિદ્ધાંત થઇ બેઠા. આજ વિષયોના ભાષણ, એજ રીતના કથન વારવાર ચાલુ થયાં, કવિએ તો તન મન ને ધનથી ઝંપલાવ્યું, દેશ વિદેશ પોતાને ખરચે અટન કરી જ્ઞાતિભેદ, વિધવાવિવાહ, દેશાટન, સભાના લાભ વગેરે ભાષણોનો આરંભ કર્યો. પણ રંગ છે કવિ ! ધિરજ એનુ જ નામ, કહ્યુ પણ એનું જ નામ કે વિલાયતથી આવી જ્ઞાતિબહાર થયેલા રા. મહિપતરામ સાથે પણ ભોજન કરી પોતાનો સિધ્ધાત ખરો કરી બતાવ્યો, પોતાનાજ આશ્રયમાં આવી રહેલી વિધવાઓને પોતે જ સંગ્રહી પોતાના માથે મોટો દાવાનલ ખેંચી લેતા પણ આચકો ન ખાધો ! ધન્ય છે રા. કરશનદાસને પણ કે વિલાયત જવા હામ કરી, અને ધન્યવાદ હો એ સર્વ મંડળને કે તેને તથા કવિને અતુલ સહાય કરવા બાકી ન રાખી ! મુંબઇમા " બુધ્ધિવર્ધક " સભા પણ ગર્જના કરવા લાગી અને તેની વિદ્વતાથી, શૌર્યથી, એકાગ્રહ બુદ્ધિથી આનંદ પામી સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા જુના આસ્તિક ગૃહસ્થો પણ રંજિત થયા, અને રા. રા મન.સુખરામભાઇ જેવા તથા રા. પ્રાણલાલ મથુરાદાસ જેવા ગૃહસ્થોને પણ તેજ સ્થળેથી પસંદ કરી પોતાના સહવાસ માટે રાખતા ગયા ! આખરે આ મંડળે લોકો ઉપર એટલી તો અસર તાદશ રીતિએ જોઇ કે તેમણે વૈષ્ણવ સંપ્રદાયના રૂઢ અને ઘણાં કાળથી સ્થિર થયેલા દુષ્ટ પ્રચાર ઉપર ઝપાટો ચલાવવાનો ઠરાવ કર્યો, અને કુલીન અબળાઓની શુદ્ધ વૃત્તિ સાચવવા તથા તેમને પુરૂષતુલ્ય બનાવવા પ્રયત્ન કરનાર લોક ધર્મને નામે ચાલતા અનાચાર ઉપર ક્રોધ કરે એમા નવાઇ પણ શાની ? પણ લોકો પોતાની મેળે જઇ જઇને ખુશીથી અનીતિમા ફસાવામા પુણ્ય સમજે એવી રીતે જે ધર્મે સર્વત્ર મૂલ ફેલાવેલા તેના ઉપર હાથ ચલાવવો એ એક બે માણસનું કામ નહિ. પણ આપણા સુધારાવાળાનાં વચનો કાઇ વ્યર્થ જતા ન હતા, તે કાઇ રેતી ઉપર પાણી ન હતુ; અરણ્યમા રૂદન ન હતું: લોકોને અસર થઇ હતી. લોકના મનમા સત્યાસત્યનો જેવી રીતે બતાવ્યો તેવી રીતે તર્ક પેદા થયો હતો. આવી અવસ્થા હતી ત્યારે તો પછી સુધારકોને બાકીજ શું ? તેમણે મહારાજોની સત્તા ઉપર તડાકો કરવા માંડયો ને પ્રખ્યાત લાઇબેલ કેસમાં સવં વાતની ફજેતી બહાર પાડી એવા ગુરૂઓનો ઘણો ખરો ઢોગ તો ખરેખરો તોડી પાડયો. આ રીતે લોકને ધર્મના બંધનમાંથી છોડાવ્યા ? જ્ઞાતિભેદનો બંધ પણ શિથિલ પાડયો. આ ઉપરાત સામાન્ય રીતે કેલવણીમા પણ આ મંડળનું લક્ષ ન હતું એમ નહિ. બુદ્ધિવર્ધક કન્યાશાળા સ્થાપી તેમા છોકરીઓને જ્ઞાન આપવાનો પણ આરંભ થયો, અને એક રીતે સ્ત્રીકેળવણીનો પણ પાયો રોપવા માડયો. સ્ત્રીપુરૂષના હકની સમાનતા વિષે તકરારો શરૂ થઇ, અને જે છુટથી પુરૂષો હરે છે, ફરે છે, મળે છે તેજ છુટ સ્ત્રીઓને માટે પણ આ નવા લોકો માગવા લાગ્યા. આ પ્રમાણે સંસારમા તથા ધર્મમા ફેરફાર થવાથી તમામ જુના પ્રચારનો નાશ થવા લાગ્યો, કહીં ખુણે ખોચરે તે ભરાઇ રહેવા લાગ્યા. મુંબઇ શહેરમા તો આ સર્વ વાત ખુબ જામી ગઇ. બહાર પણ સુરતમા સુધારાના અગ્રણી પ્રસિદ્ધ

મહેતાજી દુર્ગારામના સપાટા જારીજ હતા; અમદાવાદ, નડીઆદ, તરફ પણ રા. ગિરધરલાલ કે રા. મહિપતરામ જેવાનાં પ્રયાણ કે સ્થિતિ ચાલુ જ હતા. પણ ઉત્તર તરફ તો ઝાઝી અસર થઇ શકી નહિ. આટલી વાત તો સિદ્ધ રીતે ફેલાઇ ગઇ કે જેને સારા વિદ્વાન વર્ગની સંમતિ મેળવવી હોય, જેણે જાતે પણ તેવામાં ગણાવું હોય તેણે સુધારાવાળા કહેવાવું જોઇએ. સુધારો શબ્દ હાલ જે અર્થમાં વપરાય છે તે ઘણું કરી તે વખતથી ઘડાયલો છે; જ્ઞાતિનો બાધ ન ગણવો, પુનર્વિવાહને ઉત્તેજન આપવું, સ્ત્રીપુરૂષને સમાન ગણવાં ને પૂર્વજન્માદિક ન માનતાં કેવલ માણસનું સુખ સધાય તેવી નીતિમાં લક્ષ રાખી સાધારણ રીતિના ધર્મ કર્મના વહેમ ન રાખવા એ સુધારાના લક્ષણ અદ્યાપિ પણ સુપ્રસિદ્ધ છે. સુધારકો ધર્મની બાબતમાં નાસ્તિક યાને અંગ્રેજીમા જેને સ્કેપટીક કહે છે તેવા નીવડયા, અને સંસારની બાબતમા કેવળ ઐહિક સુખને વળગી રહેનાર ચાર્વાક જેવા અથવા અંગ્રેજીમાં જેને યુટીલીટેરીઅન કહે છે તેવા થઇ બેઠા. મનુષ્ય જાતિનો સ્વભાવ છે કે જેમ બને તેમ સ્વતંત્ર થઇ સ્વચ્છંદી થવાય તો તે તરફ પ્રથમ લક્ષ આપવુ, ને વળી લોકમા માન પમાય એવી રીતે જો સ્વચ્છંદી થવાતું હોય તો તે કોણ આજ પણ નહિ ઇચ્છતું હોય ? આમ હોવાને લીધે સુધારકોએ જેટલો બન્યો તેટલો નાશ તો ઘણી ઝડપથી કરી આપ્યો, ને લોકોને પણ તે અનુકુળ પડયો. નાશ કરવાનું કામ ઘણું સહેલું છે, તેમ જરૂરનું પણ છે. જ્યા સુધી કોઇ રીવાજ કે ધર્મ શુદ્ધરૂપે દ્રઢ હોય છે ત્યા સુધી તો તેના ઉપર નાશનું બલ ચાલી શકતું નથી પણ જ્યારે તે એટલી બધી વિકૃતિ પામે છે કે શુધ્ધ શું ને અશુધ્ધ શુ તેનો પણ નિર્ણય થઇ શકતો નથી, તથા અમુક સિધ્ધાતના કારણ પણ આ વિકૃતિને લીધે સમજાઇ શકતા નથી, ત્યારે આ વ્યવસ્થામાથી સારી સ્થિતિ ફરી પ્રાપ્ત થવા માટે તે વ્યવસ્થાનો નાશ થવો આવશ્યક થઇ પડે છે. પોતાની મેળેજ ભાગી પડવા તૈયાર થયેલી વાતને જ્યારે અનુકૂલ મદદ કરનાર કોઇ મળી આવે છે, ત્યારે તેનો નાશ થવામા વાર લાગતી નથી. આ પ્રમાણે આ પ્રસંગે થયું.

નાશ અને સ્થિતિના સાધારણ નિયમો પ્રમાણે આપણા સુધારાવાળા જે નાશ કરી શકયા તે ઘણો જરૂરનો હતો. તથા સિદ્ધસ્વરૂપે વ્યવહારને દર્શાવવા માટે યુક્ત કસોટીરૂપે હતો નાશ કરવાનું કામ જેમ સહેલુ છે, તેમ નવીન રચના કરવાનું કામ સુલભ નથી. મનુષ્ય જાતિની સહજ પ્રકૃતિમા પણ એવોજ નિયમ જણાઇ આવે છે. જેથી કરી સ્વચ્છંદે ચાલી શકાય એવો આચાર કોઇ પણ તુરત પકડી લે છે, જેમાં કાંઇ સંકોચ વેઠવો પડે તેવો સદાચાર તેટલીજ સરલતાથી ગ્રહણ થતો નથી. સુધારાવાળાઓએ જે નાશના બીજ રોપ્યાં તેના ફલ માણસ જાતિની આ સહજ પ્રકૃતિને લીધે ઘણા સારાં થવા લાગ્યા; ને જો કેવલ ફળ ઉપરથી જ અમુક વ્યવહારની સારાસારતા સિદ્ધ થઇ શકતી હોય તો આપણા સુધારાવાળાનો શ્રમ સાર રૂપ હતો એમ પણ કહ્યા વિના ચાલે નહિ લોકોમા એક તરફથી અંગ્રેજીવિદ્યાનો શોખ પેસતો જતો હતો ને બીજી તરફ સુધારાના ઉપદેશ નિરંતર જાગ્રત જ હતા. આ ઉપદેશનું મુખ્ય સ્વરૂપ અંગ્રેજ લોકના રિવાજ ઉપરથી લીધેલું હોવાને લીધે એવી સ્વાભાવિક સંકલના થઇ આવી કે અંગ્રેજી ભણવા સાથેજ સુધારાનો પ્રવેશ પણ થવો જોઇએ. આટલુ જ નહિ પણ આગળ કહ્યુ છે તેમ પ્રતિષ્ઠિત વર્ગમાં ગણાવાની ઇચ્છા રાખનારને પણ સુધારાની છાપ સિવાય સત્કાર

મળતો નથી એમ સર્વને લાગવા માંડ્યું. અંગ્રેજી ભણતર અને સુધારાના વ્યવહાર એનો નિકટ સંબંધ થતો ગયો, તેમ અંગ્રેજી ન ભણેલામાં પણ પ્રતિષ્ઠાનો ને સુધારાનો તેવોજ દૃઢ સંયોગ ઘડાતો ચાલ્યો. આમ થવાને લીધે સમજીને કે વગર સમજીને, કારણે કે અકારણે પણ ઘણા ખરા મુખ્ય કહેવાતા લોકોમા ' સુધરેલા ' આચારની પ્રવૃત્તિ થવા માંડી.

જ્યારે કોઇ કોઇ કામ લઇ બેસે છે ત્યારે તે કામના ફલની બે રીત સંભવે છે. એક તો તે કામે કેટલા ઉપર અસર કરી તે સંખ્યા ઉપરથી, અથવા કેવી અસર કરી તે ગુણ ઉપરથી. માણસને અમુક આચારની યોગ્યતા બતાવવા માટે ને તે યોગ્યતા બતાવી લલચાવવા માટે સંખ્યાના નિયમથી જ કાર્ય માત્રની સારામારતા તુલવી ઠીક પડે છે. પણ જો ગુણનો નિયમ લાગુ કરવામાં આવે તો સંખ્યાના નિયમે બતાવેલા પરિણામ તરત જ ઊંધા થઇ બેસે. જે તત્કાળ સર્વને રૂચી કરાવી પ્રવર્તાવવાના વિષયો છે તેમાં સંખ્યા એ સારો રોચક નિયમ છે, તે પ્રમાણે આ સુધારાના પરિણામમાં પણ થવા માડ્યું. સંખ્યાબધ સ્ત્રીઓએ કેલવણી લેવી શુરૂ કરી, ઘણાં લોકોએ જ્ઞાતિભેદ ખાનગી ખાનગી રીતે ન ગણકારવા માડ્યો, સ્ત્રીઓના હક એકદરે પુરૂષની સમાન મનાઇ સ્ત્રીઓને છુટ પણ મલવા લાગી, પુનર્લગ્નના પણ ઠામ ઠામ દર્શન થવા લાગ્યા, ધર્મ કર્મની કેવલ શિથિલતા થઇ ગઇ, આ બધું ખરૂ પણ કોણે કઇ વાત કેટલો ગુણ ગ્રહણ કરીને સ્વીકારેલી એનો તપાસ કરીએ તો આ બધાં પરિણામ ફક્ત દેખાવ માત્રના જ હતા અને મૂલમા કાંઇ ફરક પડ્યો ન હતો એમ હાલ આપણે નિ:શંક થઇ કહી શકીશું. સ્ત્રીઓએ ભણવા માંડયું પણ શું ? પોતાને ખરા ઉપયોગનું ? ખરો ખોટો ઉપયોગ નક્કિ કરનાર આ સુધારકો જ હતા એટલે તેમણે જે યોજના કરી તે રસ્તે સર્વે વળ્યા, પણ પરિણામે જણાય છે કે આજ સ્ત્રીકેળવણીમા એક તલભાર પણ વધારો ન થતા ઉલટો કાંઇક અંશે તે વિષયનો અનાદર પેદા થયો છે તો તેનું કારણ તે વખતની યોજનાની શિથિલતા અને દેખાવ—માત્ર સંપાદન કરવાની આતુરતા સિવાય બીજું કાંઇ હોવું જોઇએ નહિ. લોકોના મનમા આ વિષયમાં અણગમો થવાના કારણ એ કેળવણીનાં ફલ સિવાય બીજાં તે શું હોય ? જો આ ફલ ઠીક ન નીવડયા, ને તે આખા ત્રીશ વર્ષ સુધીમાં પણ ઠીક ન નીવડયાં, ત્યારે તો દોષ કોને દેવો ? જે યોજના થઇ તે લોકે તો ગ્રહણ કરી પણ તેમા પળ્યું કાંઇ નહિ. એજ રીતે જ્ઞાતિબધનની શિથિલતામાથી પણ લોકોમાં સ્વચ્છદ વધ્યો ને ગુપ્ત દુરાચાર સિવાય બીજું પેદા થઇ શકયું નહિ. સ્ત્રી પુરૂષને સમાન ગણવાના પરિણામમાં પણ એથી સારી આશા કયાથી રાખી શકાય ? મૂલે જે સ્ત્રીઓ પોતાનું સ્વરૂપ કે કર્તવ્ય સમજતી ન હોય, ને જે તેમને સમાન ગણી હક આપનાર તેમના પતિ તે પણ સ્વતંત્રતાનો પુરો અર્થ સમજતા ન હોય, ત્યા સારા પરિણામની આશા કેટલી રખાય ? પુનર્લગ્નનાં પરિણામ અદ્યાપિ આપણી દૃષ્ટિએ જ છે. લગ્ન એટલે શું એ ન સમજે તેને વળી પુનર્લગ્નનો શો વિચાર ? કેવલ પશુવૃત્તિ—પાશાણાદિક માટેનાં જેવા લગ્ન તેવા પુનર્લગ્ન ! એમા પરણનાર કે પરણાવનારની કોઇ પ્રકારની કૃતાર્થતા અમારી નજરે તો જણાતી નથી. આ સર્વ ઉપરાંત ધર્મની બાબતમાં જે શિથિલતા આવી ગઇ તેણે તો સીમા કરી નાંખી. ઇશ્વર છે પણ તે કેવો કયાં અને કેવી રીતે તેનો વિચાર કોઇએ કર્યો જ નહિ. જો ઇશ્વર હોય તો તેની મરજી મંપાદન

કરવી એનું નામ જ સુખ હોવું જોઇએ. પણ આપણા સુધારાના પાદરીઓ ઇશ્વર શું તે ખોલતાં પણ જેમ સમજતા ન હતા તેમ ઇશ્વરેચ્છાને અર્થાત્ સનાતન ધર્મને શું અનુકૂલ છે તેના આભાસને પણ સ્પર્શ કરી શકતા ન હતા. ઇશ્વર હો તો ભલે હો પણ ઇશ્વરેષ્ઠ સિદ્ધાન્તો આ અમે તમને સમજાવીએ છીએ તેજ છે એમ તેઓ વારંવાર લોકોને સમજાવતા, અને મૂર્તિપૂજન, યજ્ઞકર્માદિ ક્રિયાને દૂર ખસેડીને સર્વ સ્થલે પોતેજ પૂજ્ય થઇ ઉભા રહેતા. જેવી કરીને જાતે સુખી રહેવાય, સંકોચ થોડો ખમવો પડે અને સર્વની સાથે સ્વચ્છંદે વર્તાય એવી નીતિનો એકંદરે સ્વીકાર કરી ઇશ્વર છે એમ કહેવું એ સ્પષ્ટ રીતે વ્યર્થ જ છે. આટલા જ કારણથી અમે ગત સુધારાને નાસ્તિક ગણ્યો છે, અને તે સુધારાના સિદ્ધાન્તોમાં દોષ પણ ગુણરૂપ જણાય તેનું મુખ્ય કારણ પણ આ નાસ્તિકપણું જ છે. આ વાત અમે ફરીથી સ્પષ્ટ કરી બતાવીશું.

આ પ્રમાણે જ્યારે તે વખતે પ્રવર્તેલા સુધારાને તેનાં હાલના પરિણામ સાથે મેલવી જોઇએ છીએ ત્યારે આપણને તે કાલના સુધારાની નિઃસારતા અને શુષ્કતા સિદ્ધ રીતે જણાઇ આવે છે. એ ઉપરાંત જ્યારે આપણે એમ જોઇ શકીએ છીએ કે તે વખતે જે જે વાતો દાખલ થઇ હતી તે આજ વૃદ્ધિ ન પામતાં ઉલટી બીજે જ માર્ગે જવા લાગી છે, અથવા બંધ તો છે, તેમજ છે ત્યારે આપણને તે વખતના સુધારાની નિઃસારતા જણાયા વિના કેમ રહે? આર્ય ધર્મની મહત્તા આ પચીશ વર્ષમાં બહુ સારી રીતે સિદ્ધ થઇ આવી છે, તે તેમાથી સ્પષ્ટ ફલિત થયું છે કે અત્રત્ય રીવાજ અને નીતિ કેવલ અવિચારવાળા કે અસલ જાણતા હતા તેવા બેવકુફાઇ ભરેલાં નથી. આજ તો હિંદુશાસ્ત્રોના સિદ્ધાન્તોનુ રક્ષણ કરનારા ઠામેઠામ જડી આવશે. આ ઉપરથી લગ્નના વિચારોમા, કેળવણીના વિચારોમાં, ધર્મમાં ને જ્ઞાતિબંધન વગેરે બાબતોમા લોકોની વૃતિઓ જેવી થઇ છે તેવી જોઇને રા. કરસનદાસ કે રા. ગીરધરલાલના સ્વર્ગવાસી આત્માને ખેદ થતો હશે! લોકોમા સાધારણ રીતિએ આવી વૃત્તિ થઇ છે, તેવામા જો કોઈ સુધારાનું નામ દે છે તો તિરસ્કારયુક્ત મંદ હાસ્ય સિવાય આપણા આર્ય બંધુના મુખ ઉપર બીજું કાંઇ જણાતું નથી. સુધારાવાળા ઉપરથી સર્વનો વિશ્વાસ ઉઠી ગયો છે, ને તેમાં પણ અસલના જે કોઇ કોઇ રહેલા છે તેમના આચાર તેમની કહેણી સાથે મળતા ન આવવાથી આ વિશ્વાસ ઉઠી જઇને તિરસ્કાર રૂપે પરિણામ પામ્યો છે. આવી રીતે સુધારાનો ખેલ લગભગ પુરો થઇ ગયો છે એમ કહ્યા વિના ચાલતું નથી.

ગતસુધારાના સાથીઓએ જે આ નાશ કર્યો તે કેવલ નિરૂપયોગી હતો એમ અમારૂં કહેવાનું તાત્પર્ય નથી; તેનો પરિપૂર્ણ ઉપયોગ અમે અમારી હાલની આ લખવાની પ્રવૃત્તિમાંજ જોઇ શકીએ છીએ. જો તેમણે આવો નાશ ન કર્યો હોત તો આ સમયે સુધારાના શુદ્ધ સ્વરૂપના જે વિચાર ચાલે છે તે કયાથી ચાલતા હોય? સુધારકોના ગુરૂ તો અંગ્રેજ હતા! અને ધર્મગુરૂ પાદરીઓ હતા! આપણા હાલના ગુરૂ અને ધર્મગુરૂ તો મનુ, પરાશર, વ્યાસ, શંકર, વગેરે જે પુરાતનથી છે તેજ છે! અગ્રેજ પાદરીઓના ગુરૂપણાથી જ ઇશ્વરનો ભ્રમ કાયમ રહ્યો ને સુધારામા ધાધળ પેસી ગયું! આપણને તો પુજ્ય મહાત્મા દયાનંદ જેવાએ તથા પોતાના ધર્મનો તિરસ્કાર કરીને આપણા ધર્મની મહત્તા બતાવનાર પ્રસિદ્ધ કર્નલ

ઓલ્કાટ અને મેડેમ બ્લેવેટસ્કી જેવાએ પરધર્મનું તત્ત્વ તપાસવાની રૂચિ પેદા કરી છે, ને આપણે આપણા પુરાતન કાલથી અવિચલ રહેલા તેજસ્વી સ્વરૂપને ઓળખીને તે સ્વરૂપને પામવાનો પ્રયત્ન કરવામા મગરૂર છીએ. અમને ખાત્રી છે કે જેને વિચારવાને મન છે અને જોવાની આંખ છે તથા સાભળવાના કાન છે તેને તો આ બધું જોઇને વિચાર થયા વિના રહે નહિ. અસલના સુધારાવાળાના પ્રસગે કરીને હજુ પણ 'સુધારા'ની હીમાયત કરનારા ગુજરાતી કે પારસી ભલે ન સમજે, પણ અમને પાકો ભરોસો છે કે એજ કરસનદાસ અને ગીરધરલાલ જો જીવતા હોત તો આપણા પ્રિય નગીનદાસની પેઠે ભુલેશ્વરનાં દર્શન કરવા પણ જાત અને એકાદશીના જાગરણ પણ કરત. જે લોકોએ સુધારાના ઇતિહાસ ઉપર આ રીતે દૃષ્ટિ ચલાવી ગુજરાતના અથવા હિંદુ કોમના સુધારાનું હાલનું અને અસલનું સ્વરૂપ મુકાબલે મુકી જોયું નથી તેવા, કેવલ એકજ વાતથી ટુકી દૃષ્ટિમાં મશગુલ થઇ ગયેલા પુનર્લગ્ન કરાવવા માટે સરકારને કાયદા કરવાની ભલામણ કરે અથવા હિંદુઓ કહે તેમ કરતા નથી એવા ટાણા મારે તેથી તેમની જ આ બાબતો ઉપર બોલવાની અયોગ્યતા સિવાય બીજું કાઇ સિદ્ધ થતું નથી.

જેમ હાલ રા. નગીનદાસ કરે છે તેમ કવિએ પણ કરવા માડયું હતું. અથવા કયો વિચારવંત માણસ યોગ્યાયોગ્ય વાત સમજ્યા પછી પણ તેમ નહિ કરે? એક વખત જે કહ્યું તેજ ખરૂં ને તે ખોટું જણાય તો પણ તેજ ખરૂં એમ તો કેવળ મૂર્ખ હોય તેજ આગ્રહ કરે. છતા પણ ઘણાએક તેવા આગ્રહ નથી કરતા તેમ નથી. તેથી જ કવિને પરિપુર્ણ માન ઘટે છે કે જે વાતમા ભૂલ જણાઇ તે તિરસ્કારના દાનાવલની દરકાર ન કરતા તરત સુધારી અને જેટલી દૃઢતાથી અસલ સુધારો પકડયો હતો તેટલીજ દૃઢતાથી ખરો માર્ગ ગ્રહણ કર્યો ખરી વિદ્વતાનું, ખરા જ્ઞાનનું ને ખરી દેશદાજનુ એજ સુલક્ષણ છે. સિદ્ધ રીતે હાલ એમ સમજી શકાય છે કે ધર્મનું સ્વરૂપ ન સમજવાને લીધેજ અસલના સુધારકો આડે માર્ગે ગયા અને લોકોમાં જોઇએ તેવાં પરિણામ પેદા કરી શકયા નહિ. તેમનો ધર્મ કેવલ ક્ષણિક સુખ ઉપર દૃષ્ટિ રાખતો હતો તેથી તેમના સુધારા પણ તેવાજ ક્ષણિક અને ખેદકારક નીવડ્યા! ધર્મ અને નીતિ અથવા સુધારો એ બે વચ્ચેનો આવો દૃઢ સંબધ અમે વારંવાર પ્રતિપાદન કરેલો છે અને જુના સુધારકોમાના અમારા પ્રિય કવિ આ સંબધ સારી રીતે સમજી શકયા હતા એમ કહેવાની અમને પુરેપુરી હિંમત છે. ધર્મ એ નિત્ય છે, ને માણસને મોટામા મોટું જે સુખ મળી શકે તેનુ સ્થાન છે, ને નીતિ કેવળ તે સુખને પામવાનો રસ્તો છે. જે લોકો સાધારણ વાતોને મહાસુખ રૂપ માંને છે તેની નીતિ પણ તેવીજ ઘટે છે, ને જે પરમ બ્રહ્મરૂપ તત્વને સુખથી લહે છે તેની દૈવી ગતિ પણ ઓરજ નીવડે છે! કવિ આ વાત ખુબ સમજ્યા હતા અને તેથીજ પોતાના કરેલા સુધારાની ભૂલ તેમણે દીઠી હતી. પાકી મર્દાઇ, પાકી વિદ્વત્તા ને દૃઢતા એનુ જ નામ કે એકવાર જે ભૂલ થઇ તે પાછી સુધારી; ને એટલાજ માટે કવિની મહત્તામા અમારી દૃષ્ટિએ તો ઘણો સારો વધારો થયો છે. જે લોકોએ કવિને પુજ્ય ગણેલા તે આ વખતે કવિને તુચ્છ માનતા હતા, પણ તેનો દોષ શો ? ફક્ત ગધેડાનું પુછડું પકડી ન રાખ્યું તેજ કે બીજો? એમ છે ત્યારે તુચ્છ કોણ? કવિના અત સમયે લોકો જે એના ઉપર તિરસ્કાર બતાવતા હતા તે કેવલ અયોગ્ય હતો : કવિએ જણાવેલો હવેનો સુધારો તેજ ખરો સિદ્ધાન્ત છે એમ સર્વેને સમ-

જવું જરૂરનું છે. લોકોનો વિચાર સારાસાર ગ્રહણ કરી શકતો નથી એ માટે કવિને જેટલો ખેદ હતો તેટલો બીજાને નહિ જ હોય ને તે ખેદ તેમણે આ લખનારને મરતાં પહેલાં બે એક માસ આગળ ઘણી કરૂણાથી આ મુજબ કહેતાં જણાવેલો:—"મને તો લોકો મૂર્ખ કહે છે, મારા વિચાર બદલાયા તેથી મને મારા મિત્રો તજી ગયા છે-પણ હું મારા મનમાં સંતોષ રાખું છું કે ફીકર નહિ, તમારા પોતાના જ મંડલમાં મારાજ વિચાર ખરા કરી બતાવનાર એક છે" વગેરે વગેરે. કવિની આ લાગણી કોને અસર ના કરી શકે? એ સજ્જનની આવી આશા આ લખાણથી કોઇ પણ અંશે પૂર્ણ થાય એટલા ઉદ્દેશથીજ આ ચર્ચા ચલાવેલી છે. લોકો તેની ગમે તે ગણના કરે.

સુધારાનું આ પચીશ વર્ષનું સ્વરૂપ આપણે સ્પષ્ટ કરી તપાસી જોયું તથા તે સાથેનો કવિનો તે સુધારા સાથેનો સંબંધ પણ નક્કિ કર્યો. કવિના વિચારોમાં જે ફેરફાર થયો તે એમના ધર્મવિચારમાં જણાવ્યા પ્રમાણે ખૂબ સમજવા જેવો છે, તે પણ આપણે જણાવી ગયા છીએ, અને તે ઉપરથી હાલના સુધારાવાળાને કાઇ નાનો સુનો બોધ લેવાનો નથી. સુધારાના મુખ્ય સિદ્ધાતનું પાકું સ્વરૂપ લક્ષમાં આવ્યા સિવાય, ફક્ત બહારના ડોળની ખાતર કે વિદ્વાન કે સુધરેલા વર્ગમાં ખપવાની ઉછરતી જીજ્ઞાસાની ખાતર, જે ફાંફા રાખવામા આવે છે તેનાં પરિણામ સારા ન થતા નઠારાં થાય છે એ નિઃસંદેહ છે. આ સર્વ બાબતના ઉદાહરણરૂપ આપણા મરનાર મિત્રની જીંદગીનુ ચિત્ર છે. તે ગમે તે રસ્તે ગયો, તેણે ગમે તેવા કુમાર્ગગામી ચેલા પોતાના દાખલા ઉપર ઠામ ઠામ કરી મૂક્યા, પણ સદ્‌યોગે કરી મરણ વખતે તેની બુદ્ધિમા પોતાના સ્વરૂપનો શુદ્ધ સસ્કાર ઉઘડ્યો અને સુધારાનો સિદ્ધ નિયમ તેના લક્ષમા જડાયો. જેમણે એને એક વખત ગુરૂ માનેલો તેઓ હાલ તેને તજી ગયા પણ તેમા તેમણે જ ભૂલ કરેલી. તેમના ગુરૂની ભૂલ અમને જણાતી નથી, એ અમે પ્રતિપાદન કરી ગયા છીએ સુધારાનું ઉત્તમાંગ એવી ઉપમા જે પ્રારભે આપી હતી તે આ રીતે આપણા કવિના સબધમા સાર્થક થઇ રહે છે.

હાલ મરનારના સબંધમાં તેના લખાણ અને તેની અસર તથા તેની કિમતનો વિચાર કરવો જ બાકી રહેલો છે. સુધારાનો સંગ્રામ મચાવતે આ શૂરવીર જે 'યા હોમ કરીને પડો,' તે વખતના તેના મનોબલથી, રાજ્યરગના તરગમા જ્યારે એ વીર દેશદાઝથી ઘુમ્યો ત્યારના તેના વિરત્વથી, શૃગારના પ્રેમમય ગાનમા વસત ઋતુ જેવા વિલાસમય થઇ રહેલા એ રસિકના ઋતુ વર્ણનથી, સર્વને એના પ્રેમાનુભવનો, દેશપ્રીતિનો તથા વીરત્વનો પ્રત્યક્ષ અનુભવ થતા તેની સ્તુતિ ચારે તરફ ગવાઇ રહી છે. આજ પણ એ વાત વિવાદગ્રસ્ત છે કે નર્મદાશંકર તે કવિ કહેવાય કે નહિ અથવા અમુક લખનાર કરતા તે સારો કહેવાય કે નહિ. જેમ ઉત્તર ગુજરાતમા ફાર્બસ સાહેબ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને દલપતરામે દેશી ભાષા ઉપર સર્વનો પ્રેમ ઉત્પન્ન કર્યો તથા કવિતાનો રસ ચખાડવા માડ્યો, તેમ દક્ષિણ ગુજરાતમા મુંબઇના શેઠીઆઓ, બુદ્ધિવર્ધક સભા અને નર્મદાશંકરે સર્વને તેવોજ બોધ કરવા માડ્યો. જેમ ઉત્તરના લોક કહેવાતા સુધારામા મંદ હતા તેમ તેની કવિતાશક્તિ પણ ઉછળી ન હતી, જેમ દક્ષિણના લોક સુધારામા કુદી પડ્યા હતા તેમ તેમની કવીતા પણ તેવીજ હતી. વિચારનું

ઉચ્છૃંખલપણું અને કાવ્યનો આવિર્ભાવ એ એનો સંબંધ નિકટ છે. આ તરફના પંડિતો જુના વિચારના ને જુના મતના અનુયાઇ એટલેજ જુને રસ્તે ચાલ્યા જતા. તે તરફના પંડિતો નવા સુધારાના શિષ્ય એટલે નવે રસ્તે ગયા. જુના સિદ્ધાન્ત ગ્રંથોનાં રહસ્ય કોઇ દેશના રહસ્ય ગ્રંથોથી હઠે તેવા નથી તથાપી તે દૃઢ અભ્યાસીથી સાધ્ય છે; આધુનીક અંગ્રેજી મારફતના વિવેચન જેના લક્ષમાં કાંઇક સૂક્ષ્મતાથી ઉતરે છે, તેને તે ગ્રંથાવલોકનનું ફળ સહજમા મળે છે. આવો યોગ આ કાવ્યકલા સંબંધમાં અમદાવાદ મુંબાઇ વચ્ચે થઇ આવેલો સમજવામાં આવે છે. જુને રસ્તે ફુંકીને પગ ભરનારા અમદાવાદી ઘણા ઉંડા ઉતરી શકયા નહિ, તેમ સુધારાનું પાકું સ્વરૂપ આમ કે તેમ સમજી શકયા નહિ, તેથી કાવ્યમાં પણ અધવચ રહી અલંકાર પિંગલાદિકને રસ્તે ચાલતાં રૂઢીમા છપાઇ રહેલી કવિતા કરવા લાગ્યા. મુંબઇવાળા તો જુની વાતનુ તત્ત્વ સમજવા દરકાર કરતા ન હતા, છતાં કાંઇ થોડું ઘણું જાણી અંગ્રેજીદ્વારા સંસ્કાર પામી પિંગલ અલંકાર ઉપર લક્ષ ન દેતાં, છુટે વિચારે કાંઇક રસની છાયામાં પોતાના કાવ્યના ઉદ્દગારને ધમડી જવા લાગ્યા. આ રીતનું વિવેચન એક બે અંશ આગળ લેઇ જતાં એક તરફનું 'દુરાચારી વ્યભિચારી જો વિચારી' અને બીજી તરફનું 'ધમ ધમ ધમ લોહી વહે ઇશકડો મહાલે' એ વૃતિનુ આંદોલન સહજમા સમજી શકાશે કવિ તો ઉભય તરફનાને થવાની મરજી, પણ કાવ્યના મૂલ સ્વરૂપને ન વળગતા, એકે છુટ લીધી તો બીજાએ સજડ પકડી રાખ્યું, એમ વિચારમાં-ને તે પણ ફક્ત 'સુધારાના સંબંધમા વિચારમાં કાંઇક વાર યુદ્ધ ચાલ્યું. આ એક રીતની છોકરવાદીના તોરમા એક તરફથી 'નાતિ ભેદ તોડો બાકી હવે એટલું છે, બંગલા બારીઓ બની દીધા ઢાંકણકાચના' તથા બીજી તરફથી 'કોની પાઘડી છે શેર પાચ, જેની લાંબી ઘણી છે ચાંચ' એમ અન્યાન્યના ઉપહાસ કરવા પર વૃતિ ચાલી. ઉભયે કાવ્ય માત્રને ઉદ્દેશીને પણ ઘણાંએ લખાણ કરેલાં છે તે ઉપરથી જ તેમના કવિત્વનું અનુમાન કરવાને બની શકે તેમ છે. ઉપર જણાવ્યા તેવા વિષયના જેટલા કાવ્ય છે તે ચાલુ વિવેચનના સંબંધમાં બાજુ પર રાખવા જેવાં ઠરે છે.

કાવ્ય અથવા જેને હાલ આપણે કવિતા કહીએ છીએ તેનું સ્વરૂપ આપણે કેવુ માનવુ ? આ વિષયનો નિર્ણય કર્યા સિવાય કોઇના પણ કવિત્વ ઉપર અભિપ્રાય આપવો વ્યર્થ છે. કાવ્યના ઘણાં લક્ષણ અપાઇ ગયેલા છે, પણ તેમાનું એકજ અત્રે ટાંકી જેમ બને તેમ ટુંકામા આ વિષયનું વિવેચન કરવાની મરજી છે. वाक्यं रसात्मकं काव्यम् । રસ એજ જેનો આત્મા હોય અર્થાત્ કેવલ રસમય હોય તેવુ વાક્ય (શબ્દ તથા અર્થની યોગ્ય રચનાએ ઘડેલુ) તે કાવ્ય સમજવું. આ લક્ષણમા જે રહસ્ય બતાવ્યું છે તે થોડે ઘણે અંશે પણ સર્વ સાહિત્ય-કારોએ કબુલ રાખ્યું છે. કાવ્યનો આત્મા રસ કહ્યો છે, અર્થાત કાવ્યરૂપ શરીર જો રસરૂપ આત્મા ન હોય તો હજારો વસ્ત્રાભૂષણથી આનંદ પેદા કરનાર નથી જ. યદ્યપિ 'વાક્ય' શબ્દ વડે કરીને શબ્દ તથા અર્થનું ગ્રહણ કર્યું છે, શબ્દાલંકાર તથા અર્થાલંકારને સ્વિકાર્યા છે, તથાપિ તે શબ્દાર્થાલંકારજ કાવ્યરૂપ છે એમ નીકળતું નથી. સિદ્ધ એ થયું કે કાવ્ય શરીર, રસ જીવ, અને અલંકાર આભૂષણ. રસ જ્યારે કાવ્યનો આત્મા છે ત્યારે રસ તે શું ? હર્ષ, ભય, શોક, વિષાદ, ઉત્સાહ વગેરે જે વિકાર તેવા તેવા પદાર્થ જોતા હૃદયમા પેદા થઇ કાંઇક

કાલપર્યંત સ્થિર ઠરી રહે છે ને હસવું, રડવું, નાસવું, લડવું વગેરે રૂપે બહાર જણાઇ આવે છે તથા આસપાસના સંબંધ વિચારતાં પુષ્ટિ પામે છે, તેને કવિઓ રસ એવું નામ આપે છે. આ રસની તાદશ છાપ જ્યારે કોઇ કાવ્ય વાંચતાં જ મનમાં ખડી થાય, ત્યારે તે કાવ્ય કે તેના લખનારા ' રસિક ' કહેવાય છે. આ રસ કાવ્યમાં આવ્યો કે થઇ રહ્યું એમ પણ કવિઓએ રાખ્યું નથી. જે રસ ઢાંકયો રહે અને ખરા સહૃદયના હૃદયમા જ નિર્મલ સ્ફટિકમા પ્રતિબંબની પેઠે પ્રવેશ કરી જાય, તે રસને પ્રથમ પંક્તિ આપી છે. આવાં કાવ્યને વ્યંગ્ય કે ધ્વનિવાળા કાવ્ય કહે છે ને આ રીતે કાવ્ય કરવામા શબ્દનો યથાર્થ ઉપયોગ થાય માટે શબ્દના અર્થ વિષે પણ અભિધાલક્ષણા–વ્યંજના વગેરે યુક્તિ ગોઠવેલી છે. જેમા રસ સ્પષ્ટ રીતે પ્રતિત થયો હોય તેવા કાવ્યને બીજા વર્ગમા મુકયું છે: ને **शब्दचित्रं वाक्यचित्रमव्यंग्यं त्ववरं स्मृतम्** જેમા વ્યંગ્ય અર્થાત્ પ્રથમ કહ્યો તેવો ગુઢ રસધ્વનિ નથી, પણ કેવલ શબ્દાલકાર ( ઝડઝમક અનુપ્રાસ વગેરે ) કે અર્થાલંકાર (ઉપમા ઉત્પ્રેક્ષા વગેરે ) થી જ દીપતુ છે તેને તો ' અધમ ' આ સંજ્ઞાથી કહેલું છે.

આ અમારો કાવ્ય વિષેનો સિદ્ધાન્ત: ને એમાં જે ' પાસ ' થાય તે કવિ. આ કસોટીએ ચઢાવતાં નર્મદાશંકરને કવિનો ખરેખરો ઇલકાબ અપાય કે નહિ એ સંશયની વાત થઇ પડે છે. એમણે ' દલપત પ્રાસે વહાય ' તથા ' શામળ જેવા કવિ થઇ ગામડીઆ રહે મ્હોય ' વગેરે આરોપ કરી કાવ્યના સ્વરૂપનું પોતાને ભાન છે એમ સૂચના કરેલી છે ખરી, પણ પુર્ણ રૂપે પોતે આ રસની અચુક અભિવ્યકિત બતાવી નથી. તથાપિ અમે નર્મદાશકરને કવિ કહીશું; પણ કેવલ ઉન્મત્ત ઉચ્છૃંખલ એટલે લગામ વગરના કવિ કહીશું. આ કહેવાથી એમ ન સમજવું કે કવિત્વની શકિતને વળી લગામ હોઇ શકે એવો અમારો નિર્યમ છે. અમે સારી પેઠે માનીએ છીએ કે ' જ્યા ન પહોચે રવિ ત્યા પહોંચે કવિ ' એ થવાને તો લગામ ઘોડાની પીઠ પરજ મુકવી પડે; પણ જ્યા રસ ભેગા રસના અયોગ્ય થઇ પડતા હોય, શૃગારમા બિભત્સ કે કરૂણામાં હાસ્ય દાખલ થઇ જતા હોય, ત્યાં લગામ હાથ ન રાખવી એ દોષ છે; નહિ તો માણસના મનોભાવનું ચિત્ર કરનાર કવિ અને લવારો કરનાર ગાંડા વચ્ચે તફાવત શો ? કવિ થવા માટે પ્રથમ તો વસ્તુમાત્રમાં તન્મય થઇ જઇ મનોભાવ પુરેપુરા પરખાય એવી રસબુદ્ધિ જેને શકિત એ નામથી શાસ્ત્રમાં કહે છે તે જોઇએ, પછી અભ્યાસ ને પછી ગુરૂ પાસે બોધ.

આ શકિત નર્મદાશંકરમા સર્વાશે હતી એમાં શક લેવાનું જરા પણ કારણ નથી ને એથી જ એમને કવિની સજ્ઞા નિર્વિવાદ ઘટે છે. માણસના મનોભાવ એટલે રસ ને તેમા પણ રસરાજ–શૃગાર–એમણે સારો હાથ કરેલો હતો, તેમજ વીર. કરૂણા પણ વારંવાર ઠીક ચીતરતા હતા.

પણ એ પુરૂષે આખા ગુજરાત ઉપર જે અમર મોહોર મારી આપી છે તે તો એમનું ગદ્યનુ લખાણ છે. ગદ્યમાં કવિતા ન આવે એમ જાણવું મૂર્ખાઇનું કામ છે. **वाक्यम्०** આમ આગળ કહેલું જ છે, એટલે વાકયમા પણ કવિતા રહે છે, કેવલ છંદમા જ નહિ. એનું :ગદ્ય લખાણ રસમય તથા જોરદાર અને કેવલ કાવ્યરૂપ ઠામ ઠામ જણાઇ આવે છે. ગુજરાતમા પ્રથમ

ગદ્યરચના પ્રથમ હતીજ નહિ એમ કહીએ તો ચાલે, પણ કવિ નર્મદાશંકરના સમયથી તે શુદ્ધ રૂપે ચાલુ થઇ. આ ઉભય કારણથી અમે એ પુરુષને કવિ અને એક વિરલ બુદ્ધિમાન પુરુષની પદવી નિઃશંક આપીએ છીએ. પોતાના વચલા સમયનું મહાકર્મ એમનો 'કોશ' છે. એ કોશની અંદર પોતે જે શ્રમ લઇ ગુજરાતી ભાષાના તત્ત્વનો સંગ્રહ કરવાની યોજના કરી છે તે જોઇ અમે એમને ગુજરાતના ડાક્તર જોન્સનની ઉપમા આપીએ તો વ્યર્થ ગણાશે નહિ. હવે પછી થનારા વિદ્વાનો ગમે તેવા ગ્રંથ રચે અથવા તે ઉપરથી એ કોશમાં સુધારો કરે, તથાપી એ કોશનું મહાભારત કામ સંપાદન કરનારને જ ખરૂં માન ઘટે છે.

કોઇ માણસ સર્વ વાતે પુર્ણ હોતું નથી. લખનાર તરીકે પ્રૌઢ પંક્તિએ ચઢેલા આપણા કવિએ ઉત્તરાવસ્થામાં થોડા નાટક વગેરે લખવાનો પ્રયત્ન આરંભેલો, તે કેવલ નિષ્ફલ થયો એમ જો કે કહી શકાતું નથી, છતા એમના બીજા ગ્રંથ જેવો સફલ થયો મનાય તેમ લાગતું નથી.

આ પ્રમાણે સુધારાના મુખ્ય વીર નાયક તરીકે આધુનિક કવિઓમાં અગ્રણી જેવા તથા ગુજરાતી કોષના પ્રથમ રચનાર અને ગુજરાતી ગદ્યના નિરૂપક તરીકે કવિ નર્મદાશંકરને કોણ માનની દૃષ્ટિએ નહિ નિહાળે ? આ સર્વ ઉપરાંત તેનું ધીર, સાહસ, તથા સત્યપરાયણ એકતાની બુદ્ધિ માટે કોણ એનું અનુકરણ કરવા નહિ ધારે ? જે 'ઉત્તમ નાયિકા' નો એ શુદ્ધ નાયક હતો, તેનાં પ્રેમજલ લોહોવા આજ કોણ પોતાના હાથ ઊંચા નહિ કરે ? આવા વીર મહાત્માઓનાં જીવનચરિત સર્વને બોધદાયક હોય છે, જેને માટે જ તેમની યાદગીગે જે તે રીતે સર્વના લક્ષમા નિરંતર રહે તેવી યોજના સર્વ દેશમાં પ્રસિદ્ધ રીતે થતી ચાલી આવે છે. સાધારણ લોકોના પરાક્રમ આવા સદુપદેશના બલથી જ સતેજ થાય છે, ઉદ્દીપિત થાય છે ને વધે છે. આવા હેતુથી જ આપણા મરનાર કવિ જેવા પુરૂષોના ચરિત અભ્યાસનીય છે, અને તેમના સ્મરણાર્થે કાંઇ તાદૃશ પ્રયત્ન અને તેટલી ત્વરાથી થવાની જરૂર છે. અમારો આ લખાણ કરવાનો હેતુ આ સત્પુરૂષની ગુજરાત ઉપર કેટલી ભક્તિ હતી, તથા તેણે શું શું એ દેશ માટે કર્યું છે એ બતાવતા એમનાં ભવ્ય ચરિતની નોધ રાખવાની સર્વેને કેટલી જરૂર છે એ બતાવવાનો છે. તેનો કાંઇ અંશ પણ પૂર્ણ થયો હોય અને સર્વની દૃષ્ટિમા અમે જે નિષ્પક્ષપાત વિવેચન એક તટસ્થ તરીકે કરી ગયા તે ઉપર ભાવ થઇ આવ્યો હોય તો આવા સજ્જનના નામસ્મરણાર્થે તત્પર થવામા વિલંબ કરવો વ્યર્થ છે. સાંભળવા પ્રમાણે મુબઇના કેટલાક મુખ્ય ગૃહસ્થો તરફથી એમના કુટુંબના પોષણ માટે એક ફંડ ચાલતું થયું છે, તથા બીજું તેમના નામસ્મરણાર્થ 'સત્યવક્તા' ના તંત્રીઓ તરફથી થવાની વાત આ સાથે વધાગ તરીકે વહેંચવા મળેલા હેંડબીલ પરથી જણાય છે. આ પ્રમાણે થશે તો બહુ આનંદની વાત છે, અને આવા યોગ્ય પુરૂષને અનુમોદન મળવાથી ગુજરાતને સામાન્યત. ઘણા લાભની વાત છે. અમે અમારી આ વિવેચના બંધ કરતા મરનારના આત્માને સર્વથા અવિચલ આનંદ ચાહિએ છીએ, તેના કુટુંબના શોકમાં ભાગ લઇએ છીએ, ગુજરાતમાં એ વીર પુત્રને અભાવે બીજા એવા થાઓ એવી આશીષ આપીએ છીએ અને સત્પુરૂષના ગુણ સ્તવનના યત્નથી અમારો શ્રમ કૃતાર્થ સમજીએ છીએ.

મણિલાલ દ્વિવેદી: સુદર્શન ગદ્યાવલી

કાલપર્યંત સ્થિર ઠરી રહે છે ને હસવું, રડવું, નાસવું, લડવું વગેરે રૂપે બહાર જણાઇ આવે છે તથા આસપાસના સંબંધ વિચારતા પુષ્ટિ પામે છે, તેને કવિઓ રસ એવું નામ આપે છે. આ રસની તાદ્દશ છાપ જ્યારે કોઇ કાવ્ય વાંચતાં જ મનમાં ખડી થાય, ત્યારે તે કાવ્ય કે તેના લખનારા 'રસિક' કહેવાય છે. આ રસ કાવ્યમાં આવ્યો કે થઇ રહ્યું એમ પણ કવિઓએ રાખ્યું નથી. જે રસ ઢાંકયો રહે અને ખરા સહૃદયના હૃદયમા જ નિર્મલ સ્ફટિકમા પ્રતિબિંબની પેઠે પ્રવેશ કરી જાય, તે રસને પ્રથમ પંક્તિ આપી છે. આવાં કાવ્યને વ્યંગ્ય કે ધ્વનિવાળા કાવ્ય કહે છે ને આ રીતે કાવ્ય કરવામાં શબ્દનો યથાર્થ ઉપયોગ થાય માટે શબ્દના અર્થ વિષે પણ અભિધાલક્ષણા–વ્યંજના વગેરે યુક્તિ ગોઠવેલી છે. જેમા રસ સ્પષ્ટ રીતે પ્રતિત થયો હોય તેવા કાવ્યને બીજા વર્ગમા મુકયું છે; ને **शब्दचित्रं वाक्यचित्रमव्यंग्यं त्ववरं स्मृतम्** જેમા વ્યંગ્ય અર્થાત્ પ્રથમ કહ્યો તેવો ગુઢ રસધ્વનિ નથી, પણ કેવલ શબ્દાલંકાર ( ઝડઝમક અનુપ્રાસ વગેરે ) કે અર્થાલંકાર (ઉપમા ઉત્પ્રેક્ષા વગેરે ) થી જ દીપતું છે તેને તો 'અધમ' આ સંજ્ઞાથી કહેલું છે.

આ અમારો કાવ્ય વિષેનો સિદ્ધાંત: ને એમાં જે 'પાસ' થાય તે કવિ. આ કસોટીએ ચઢાવતાં નર્મદાશંકરને કવિનો ખરેખરો એલકાબ અપાય કે નહિ એ સંશયની વાત થઇ પડે છે. એમણે 'દલપત પ્રાસે વહાય' તથા 'શામળ જેવા કવિ થઇ ગામડીઆ રહે મ્હોઇ' વગેરે આરોપ કરી કાવ્યના સ્વરૂપનું પોતાને ભાન છે એમ સૂચના કરેલી છે ખરી, પણ પુર્ણ રૂપે પોતે આ રસની અચુક અભિવ્યક્તિ બતાવી નથી. તથાપિ અમે નર્મદાશંકરને કવિ કહીશું; પણ કેવલ ઉન્મત્ત ઉચ્છૃંખલ એટલે લગામ વગરના કવિ કહીશું. આ કહેવાથી એમ ન સમજવું કે કવિત્વની શક્તિને વળી લગામ હોઇ શકે એવો અમારો નિર્યમ છે. અમે સારી પેઠે માનીએ છીએ કે 'જ્યાં ન પહોચે રવિ ત્યા પહોંચે કવિ' એ થવાને તો લગામ ઘોડાની પીઠ પરજ મુકવી પડે; પણ જ્યા રસ ભેગા રસના અયોગ્ય થઇ પડતા હોય, શૃગારમાં બિભત્સ કે કરૂણામાં હાસ્ય દાખલ થઇ જતા હોય, ત્યાં લગામ હાથ ન રાખવી એ દોષ છે; નહિ તો માણસના મનોભાવનું ચિત્ર કરનાર કવિ અને લવારો કરનાર ગાડા વચ્ચે તફાવત શો ? કવિ થવા માટે પ્રથમ તો વસ્તુમાત્રમાં તન્મય થઇ જઇ મનોભાવ પુરેપુરા પરખાય એવી રસબુદ્ધિ જેને શક્તિ એ નામથી શાસ્ત્રમાં કહે છે તે જોઇએ, પછી અભ્યાસ ને પછી ગુરૂ પાસે બોધ.

આ શક્તિ નર્મદાશંકરમા સર્વાંશે હતી એમાં શક લેવાનું જરા પણ કારણ નથી ને એથી જ એમને કવિની સંજ્ઞા નિર્વિવાદ ઘટે છે. માણસના મનોભાવ એટલે રસ ને તેમા પણ રસરાજ–શૃગાર–એમણે સારો હાથ કરેલો હતો, તેમજ વીર. કરૂણા પણ વારવાર ઠીક ચીતરતા હતા.

પણ એ પુરૂષે આખા ગુજરાત ઉપર જે અમર મોહોર મારી આપી છે તે તો એમનું ગદ્યનુ લખાણ છે. ગદ્યમાં કવિતા ન આવે એમ જાણવું મૂર્ખાઇનું કામ છે. **वाक्यम्०** આમ આગળ કહેલું જ છે, એટલે વાકયમા પણ કવિતા રહે છે, કેવલ છંદમા જ નહિ. એનું ગદ્ય લખાણ રસમય તથા જોરદાર અને કેવલ કાવ્યરૂપ ઠામ ઠામ જણાઇ આવે છે. ગુજરાતમાં પ્રથમ

ગદ્યરચના પ્રથમ હતીજ નહિ એમ કહીએ તો ચાલે, પણ કવિ નર્મદાશંકરના સમયથી તે શુદ્ધ રૂપે ચાલુ થઈ. આ ઉભય કારણથી અમે એ પુરૂષને કવિ અને એક વિરલ બુદ્ધિમાન પુરૂષની પદવી નિઃશંક આપીએ છીએ. પોતાના વચલા સમયનું મહાકર્મ એમનો 'કોશ' છે. એ કોશની અંદર પોતે જે શ્રમ લઈ ગુજરાતી ભાષાનાં તત્ત્વનો સંગ્રહ કરવાની યોજના કરી છે તે જોઈ અમે એમને ગુજરાતના ડાક્તર જોન્સનની ઉપમા આપીએ તો વ્યર્થ ગણાશે નહિ. હવે પછી થનારા વિદ્વાનો ગમે તેવા ગ્રંથ રચે અથવા તે ઉપરથી એ કોશમાં સુધારો કરે, તથાપી એ કોશનું મહાભાગ્ત કામ સંપાદન કરનારને જ ખરૂં માન ઘટે છે.

કોઈ માણસ સર્વ વાતે પુર્ણ હોતું નથી. લખનાર તરીકે પ્રૌઢ પંક્તિએ ચઢેલા આપણા કવિએ ઉત્તરાવસ્થામાં થોડા નાટક વગેરે લખવાનો પ્રયત્ન આરંભેલો; તે કેવલ નિષ્ફલ થયો એમ જો કે કહી શકાતું નથી, છતાં એમના બીજા ગ્રંથ જેવો સફલ થયો મનાય તેમ લાગતું નથી.

આ પ્રમાણે સુધારાના મુખ્ય વીર નાયક તરીકે આધુનિક કવિઓમાં અગ્રણી જેવા તથા ગુજરાતી કોશના પ્રથમ રચનાર અને ગુજરાતી ગદ્યના નિરૂપક તરીકે કવિ નર્મદાશંકરને કોણ માનની દૃષ્ટિએ નહિ નિહાળે ? આ સર્વ ઉપરાંત તેનું ધીર, સાહસ. તથા સત્યપરાયણ એકતાની બુદ્ધિ માટે કોણ એનું અનુકરણ કરવા નહિ ધારે ? જે 'ઉત્તમ નાયિકા' નો એ શુદ્ધ નાયક હતો, તેનાં પ્રેમજલ લોહોવા આજ કોણ પોતાના હાથ ઉંચા નહિ કરે ? આવા વીર મહાત્માઓનાં જીવનચરિત સર્વને બોધદાયક હોય છે, જેને માટે જ તેમની યાદગીરી જે તે રીતે સર્વના લક્ષમાં નિરંતર રહે તેવી યોજના સર્વ દેશમાં પ્રસિદ્ધ રીતે થતી ચાલી આવે છે. સાધારણ લોકોના પરાક્રમ આવા સદુપદેશના બલથી જ સતેજ થાય છે, ઉદ્દીપિત થાય છે ને વધે છે. આવા હેતુથી જ આપણા મરનાર કવિ જેવા પુરૂષોના ચરિત અભ્યાસનીય છે, અને તેમના સ્મરણાર્થે કાંઈ તાદૃશ પ્રયત્ન અને તેટલી ત્વરાથી થવાની જરૂર છે. અમારો આ લખાણ કરવાનો હેતુ આ સત્પૂરૂષની ગુજરાત ઉપર કેટલી ભક્તિ હતી, તથા તેણે શું શું એ દેશ માટે કર્યું છે એ બતાવતાં એમનાં ભવ્ય ચરિતની નોધ રાખવાની સર્વને કેટલી જરૂર છે એ બતાવવાનો છે. તેનો કાંઈ અંશ પણ પૂર્ણ થયો હોય અને સર્વની દૃષ્ટિમાં અમે જે નિષ્પક્ષપાત વિવેચન એક તટસ્થ તરીકે કરી ગયા તે ઉપર ભાવ થઈ આવ્યો હોય તો આવા સજ્જનના નામસ્મરણાર્થે તત્પર થવામાં વિલંબ કરવો વ્યર્થ છે. સાંભળવા પ્રમાણે મુંબઈના કેટલાક મુખ્ય ગૃહસ્થો તરફથી એમના કુટુંબના પોષણ માટે એક ફંડ ચાલતું થયું છે, તથા બીજું તેમના નામસ્મરણાર્થ 'સત્યવક્તા' ના તંત્રીઓ તરફથી થવાની વાત આ સાથે વધારા તરીકે વહેંચવા મળેલા હેંડબીલ પરથી જણાય છે. આ પ્રમાણે થશે તો બહુ આનંદની વાત છે, અને આવા યોગ્ય પુરૂષને અનુમોદન મળવાથી ગુજરાતને સામાન્યતઃ ઘણા લાભની વાત છે. અમે અમારી આ વિવેચના બંધ કરતાં મરનારના આત્માને સર્વથા અવિચલ આનંદ ચાહિએ છીએ, તેના કુટુંબના શોકમાં ભાગ લઈએ છીએ, ગુજરાતમાં એ વીર પુત્રને અભાવે બીજા એવા થાઓ એવી આશીષ આપીએ છીએ અને સત્પુરૂષના ગુણ સ્તવનના યત્નથી અમારો શ્રમ કૃતાર્થ સમજીએ છીએ.

મણિલાલ દ્વિવેદીઃ સુદર્શન ગદ્યાવલી

કાલપર્યંત સ્થિર ઠરી રહે છે ને હસવું, રડવું, નાસવું, લડવું વગેરે રૂપે બહાર જણાઇ આવે છે તથા આસપાસના સંબંધ વિચારતા પુષ્ટિ પામે છે, તેને કવિઓ રસ એવું નામ આપે છે. આ રસની તાદશ છાપ જ્યારે કોઇ કાવ્ય વાચતા જ મનમા ખડી થાય, ત્યારે તે કાવ્ય કે તેના લખનારા ' રસિક ' કહેવાય છે. આ રસ કાવ્યમાં આવ્યો કે થઇ રહ્યુ એમ પણ કવિઓએ રાખ્યું નથી. જે રસ ઢાંકયો રહે અને ખરા સહૃદયના હૃદયમા જ નિર્મલ સ્ફટિકમા પ્રતિબંબની પેઠે પ્રવેશ કરી જાય, તે રસને પ્રથમ પંકિત આપી છે. આવાં કાવ્યને વ્યંગ્ય કે ધ્વનિવાળાં કાવ્ય કહે છે ને આ રીતે કાવ્ય કરવામાં શબ્દનો યથાર્થ ઉપયોગ થાય માટે શબ્દના અર્થ વિષે પણ અભિધાલક્ષણા–વ્યંજના વગેરે યુકિત ગોઠવેલી છે. જેમા રસ સ્પષ્ટ રીતે પ્રતિત થયો હોય તેવા કાવ્યને બીજા વર્ગમા મુકયું છે; ને **शब्दचित्रं वाक्यचित्रमव्यंग्यं त्ववरं स्मृतम्** જેમા વ્યંગ્ય અર્થાત્ પ્રથમ કહ્યો તેવો શુદ્ધ રસધ્વનિ નથી, પણ કેવલ શબ્દાલંકાર ( ઝડઝમક અનુપ્રાસ વગેરે ) કે અર્થાલંકાર (ઉપમા ઉત્પ્રેક્ષા વગેરે ) થી જ દીપતું છે તેને તો ' અધમ ' આ સંજ્ઞાથી કહેલું છે.

આ અમારો કાવ્ય વિષેનો સિદ્ધાન્ત: ને એમાં જે ' પાસ ' થાય તે કવિ. આ કસોટીએ ચઢાવતાં નર્મદાશંકરને કવિનો ખરેખરો ઇલકાબ અપાય કે નહિ એ સંશયની વાત થઇ પડે છે. એમણે ' દલપત પ્રાસે વહાય ' તથા ' શામળ જેવા કવિ થઈ ગામડીઆ રહે મ્હોઇ ' વગેરે આરોપ કરી કાવ્યના સ્વરૂપનું પોતાને ભાન છે એમ સૂચના કરેલી છે ખરી, પણ પુર્ણ રૂપે પોતે આ રસની અચુક અભિવ્યકિત બતાવી નથી. તથાપિ અમે નર્મદાશંકરને કવિ કહીશું; પણ કેવલ ઉન્મત્ત ઉચ્છૃંખલ એટલે લગામ વગરના કવિ કહીશું. આ કહેવાથી એમ ન સમજવું કે કવિત્વની શકિતને વળી લગામ હોઇ શકે એવો અમારો નિર્યમ છે. અમે સારી પેઠે માનીએ છીએ કે ' જ્યાં ન પહોચે રવિ ત્યા પહોચે કવિ ' એ થવાને તો લગામ ઘોડાની પીઠ પરજ મુકવી પડે, પણ જ્યા રસ ભેગા રસના અયોગ્ય થઇ પડતા હોય, શૃગારમાં બિભત્સ કે કરૂણામાં હાસ્ય દાખલ થઇ જતા હોય, ત્યાં લગામ હાથ ન રાખવી એ દોષ છે; નહિ તો માણસના મનોભાવનું ચિત્ર કરનાર કવિ અને લવારો કરનાર ગાડા વચ્ચે તફાવત શો ? કવિ થવા માટે પ્રથમ તો વસ્તુમાત્રમાં તન્મય થઇ જઇ મનોભાવ પુરેપુરા પરખાય એવી રસબુદ્ધિ જેને શકિત એ નામથી શાસ્ત્રમાં કહે છે તે જોઇએ, પછી અભ્યાસ ને પછી ગુરૂ પાસે બોધ.

આ શકિત નર્મદાશંકરમા સર્વાશે હતી એમાં શક લેવાનુ જરા પણ કારણ નથી ને એથી જ એમને કવિની સંજ્ઞા નિર્વિવાદ ઘટે છે. માણસના મનોભાવ એટલે રસ ને તેમાં પણ રસરાજ–શૃગાર–એમણે સારો હાથ કરેલો હતો, તેમજ વીર. કરૂણા પણ વારંવાર ઠીક ચીતરતા હતા.

પણ એ પુરૂષે આખા ગુજરાત ઉપર જે અમર મોહોર મારી આપી છે તે તો એમનું ગદ્યનુ લખાણ છે. ગદ્યમાં કવિતા ન આવે એમ જાણવું મૂર્ખાઇનું કામ છે. **वाक्यम्०** આમ આગળ કહેલું જ છે, એટલે વાકયમા પણ કવિતા રહે છે, કેવલ છંદમાં જ નહિ. એનું ગદ્ય લખાણ રસમય તથા જોરદાર અને કેવલ કાવ્યરૂપ ઠામ ઠામ જણાઇ આવે છે. ગુજરાતમાં પ્રથમ

ગદ્યરચના પ્રથમ હતીજ નહિ એમ કહીએ તો ચાલે, પણ કવિ નર્મદાશંકરના સમયથી તે શુદ્ધ રૂપે ચાલુ થઇ. આ ઉભય કારણથી અમે એ પુરૂષને કવિ અને એક વિરલ બુદ્ધિમાન પુરૂષની પદવી નિઃશંક આપીએ છીએ. પોતાના વચલા સમયનું મહાકર્મ એમનો 'કોશ' છે. એ કોશની અંદર પોતે જે શ્રમ લઇ ગુજરાતી ભાષાનાં તત્ત્વનો સંગ્રહ કરવાની યોજના કરી છે તે જોઇ અમે એમને ગુજરાતના ડાક્તર જોન્સનની ઉપમા આપીએ તો વ્યર્થ ગણાશે નહિ. હવે પછી થનારા વિદ્વાનો ગમે તેવા ગ્રંથ રચે અથવા તે ઉપરથી એ કોશમાં સુધારો કરે, તથાપી એ કોશનું મહાભાગ્ત કામ સંપાદન કરનારને જ ખરૂં માન ઘટે છે.

કોઇ માણસ સર્વ વાતે પુર્ણ હોતું નથી. લખનાર તરીકે પ્રૌઢ પંક્તિએ ચઢેલા આપણા કવિએ ઉત્તરાવસ્થામાં થોડા નાટક વગેરે લખવાનો પ્રયત્ન આરંભેલો, તે કેવલ નિષ્ફલ થયો એમ જો કે કહી શકાતું નથી, છતાં એમના બીજા ગ્રંથ જેવો સફલ થયો મનાય તેમ લાગતું નથી.

આ પ્રમાણે સુધારાના મુખ્ય વીર નાયક તરીકે આધુનિક કવિઓમાં અગ્રણી જેવા તથા ગુજરાતી કોષના પ્રથમ રચનાર અને ગુજરાતી ગદ્યના નિરૂપક તરીકે કવિ નર્મદાશંકરને કોણ માનની દષ્ટિએ નહિ નિહાળે ? આ સર્વ ઉપરાત તેનું ધીર, સાહસ, તથા સત્યપરાયણ એકતાની બુદ્ધિ માટે કોણ એનું અનુકરણ કરવા નહિ ધારે ? જે 'ઉત્તમ નાયિકા' નો એ શુદ્ધ નાયક હતો, તેનાં પ્રેમજલ લોહોવા આજ કોણ પોતાના હાથ ઊંચા નહિ કરે ? આવા વીર મહાત્માઓનાં જીવનચરિત સર્વેને બોધદાયક હોય છે, જેને માટે જ તેમની યાદગીરી જે તે રીતે સર્વના લક્ષમાં નિરંતર રહે તેવી યોજના સર્વ દેશમાં પ્રસિદ્ધ રીતે થતી ચાલી આવે છે. સાધારણ લોકોના પરાક્રમ આવા સદુપદેશના બલથી જ સતેજ થાય છે, ઉદ્દીપિત થાય છે ને વધે છે. આવા હેતુથી જ આપણા મરનાર કવિ જેવા પુરૂષોના ચરિત અભ્યાસનીય છે, અને તેમના સ્મરણાર્થે કાંઇ તાદશ પ્રયત્ન અને તેટલી ત્વરાથી થવાની જરૂર છે. અમારો આ લખાણ કરવાનો હેતુ આ સત્પુરૂષની ગુજરાત ઉપર કેટલી ભક્તિ હતી, તથા તેણે શું શું એ દેશ માટે કર્યું છે એ બતાવતાં એમનાં ભવ્ય ચરિતની નોંધ રાખવાની સર્વેને કેટલી જરૂર છે એ બતાવવાનો છે. તેનો કાંઇ અંશ પણ પૂર્ણ થયો હોય અને સર્વની દષ્ટિમા અમે જે નિષ્પક્ષપાત વિવેચન એક તટસ્થ તરીકે કરી ગયા તે ઉપર ભાવ થઇ આવ્યો હોય તો આવા સજ્જનના નામસ્મરણાર્થે તત્પર થવામાં વિલંબ કરવો વ્યર્થ છે. સાંભળવા પ્રમાણે મુબઇના કેટલાક મુખ્ય ગૃહસ્થો તરફથી એમના કુટુંબના પોષણ માટે એક ફંડ ચાલતું થયું છે, તથા બીજું તેમના નામસ્મરણાર્થ 'સત્યવક્તા'ના તંત્રીઓ તરફથી થવાની વાત આ સાથે વધાગ તરીકે વહેંચવા મળેલા હેંડબીલ પરથી જણાય છે. આ પ્રમાણે થશે તો બહુ આનંદની વાત છે, અને આવા યોગ્ય પુરૂષને અનુમોદન મળવાથી ગુજરાતને સામાન્યતઃ ઘણા લાભની વાત છે. અમે અમારી આ વિવેચના બંધ કરતા મરનારના આત્માને સર્વથા અવિચલ આનંદ ચાહિએ છીએ, તેના કુટુંબના શોકમાં ભાગ લઇએ છીએ, ગુજરાતમાં એ વીર પુત્રને અભાવે બીજા એવા થાઓ એવી આશીષ આપીએ છીએ અને સત્પુરૂષના ગુણ સ્તવનના યત્નથી અમારો શ્રમ કૃતાર્થ સમજીએ છીએ.

મણિલાલ દ્વિવેદીઃ સુદર્શન ગદ્યાવલી

# નર્મદની અદ્વિતીય સાહિત્યસેવા

આધુનિક ગુજરાતી સાહિત્યનો આરંભ પણ સુરતમાં જ થયો. ત્યાં સાહિત્યક્ષેત્રમાં ત્રણ રત્નો એકી વખતે ઝળહળી નીકળ્યાં. એ રત્નોએ સાહિત્યનો વિકાસ જુદા જુદા માર્ગમાં કર્યો. એ રત્નોમાં સાહિત્યની અનન્ય સેવા કરી વિવિધ માર્ગે ખિલવનાર, 'રૂઢ, રમતી, ને મર્માળી ભાષામાં ગુજરાતી ગદ્યના ઉત્પન્ન કરનાર, ગુજરાતી કોશના આદ્ય પ્રણેતા, સંસાર સુધારાનો ઝુંડો ઉઠાવનાર, વહેમદુર્ગનો વાગ્બાણના વજ્રપ્રહારથી નાશ કરનાર, 'આંખમાં ઝગઝગીયા સાથે' કલમને ખોળે બેસનાર, કલમને ખોળે જ ૨૪ વર્ષ લાડલડનાર, એ ટેક જવાનો સમય આવતે દિલગીરીથી તે છોડવો પડયો ત્યારે અવશિષ્ટ જીવન ખેદથી નિર્ગમન કરનાર, સાહિત્યસેવામા જીવન અર્પણ કરવાથી આદર્શભૂત પ્રતિજ્ઞા અવસાન પર્યંત પાળનાર, જુવાનીના ઉચ્છેદક વિચારોના ત્યાગપૂર્વક સંરક્ષક વિચારોનો સ્વીકાર દર્શાવનાર, 'ધર્મગ્રંથ' પ્રસિદ્ધ કરવાની અડગ હિંમત ધરાવનાર, ધીટ, નરવીર, 'ગરવી ગુજરાત' ને સાહિત્યમા ઉચ્ચતમ સ્થાને પહોંચાડનાર, 'પ્રેમશૌર્ય' અને સ્વદેશાભિમાનની ઉચ્ચ વૃત્તિ જનસમૂહમા જગવનાર અને ઉત્તેજનાર, સ્વાનુભવરસિક કવિ નર્મદે અદ્વિતીય સાહિત્યસેવા બજાવી છે ને દ્રવ્યની આપત્તિમા એકલે હાથે, સરકાર કે રાજ્યના આશ્રય વિના ગુજરાતી સાહિત્યની જે ભિન્ન ભિન્ન દિશામા ખિલવણી કીધી છે તે હાલના, પ્રગતિની વાતોમા જ કાર્યની પરિસમાપ્તિ માનનાર વાચાળ જમાનામા એક આદર્શભૂત ને સર્વથા અનુકરણીય દ્રષ્ટાંતની છે. તરુણ લેખકોએ આની નકલ યથાશકિત કરવા પ્રવૃત થવું જોઇએ. તેઓ સાહિત્યની સંગીન સેવા બજાવવા તત્પર થશે તો સાહિત્યવૃક્ષ શાખાપ્રશાખાથી ચારે તરફ ફાલી સમૃદ્ધ થશે.

કમળાશંકર ત્રિવેદીઃ સાતમી સાહિત્યપરિષદને પ્રમુખપદેથી



## નર્મગદ્ય

'નર્મગદ્ય' માં 'નિબંધો,' 'રામાયણ ને મહાભારતનો સાર' 'કવિ ને કવિતા, 'પ્રેમાનંદ આદિ કવિઓનાં જીવનચરિત્ર' 'પ્રાચીન ને અર્વાચીન જગતનો ઇતિહાસ' 'મહાપુરુષો' 'તત્વવેત્તા ને સંશોધકોના જીવનચરિત્રો,' અને 'ગુજરાતની ને મેવાડની હકીકત' મા બહુ ઉપયોગી ને એમના સમયમાં વાચકને અન્યત્ર દુષ્પ્રાપ્ય બાબત જુસ્સાદાર ને સંસ્કારી ભાષામા કવિએ આપી છે. "રાજ્યરંગ" ના આદિ વાકયો નર્મદના કીર્તિસ્તંભના મોખરાના લેખ છે;—

'એક છે અનેક છે, નિવર્ત્તે છે, પ્રવર્ત્તે છે' ઇત્યાદી, તેમજ 'બ્રહ્માંડમા પૃથ્વી શું? પૃથ્વી ઉપર જનસમુહ શું? રાજ્ય શુ? રાજ્યના રંગ શુ? હું નર્મદ શુ? એ સંધુ રમબિંદુના કંઠ ઉપરની કણિકા પણ નથી, તો પણ તે કાંઇ છે ને રંગ છે. એ રંગ હું મારી તોતલી વાણીથી વર્ણવવા ઇચ્છુ છું. દે પ્રસાદ રંગાઉ–ઉદય શ્રી રંગ!'

ધન્ય છે કવિના વિનયને!

'પિંગલપ્રવેશ' અને 'અલંકારપ્રવેશમા' કવિએ છન્દો ને અલંકારોનું વિવેચન કર્યું છે. 'રસપ્રવેશ' માં રસ અને વ્યભિચારી ભાવોનું વિવરણ છે. નાયિકાવિષયપ્રવેશમાં નાયક નાયિકાના સ્વરૂપનું વર્ણન છે.

કવિએ 'શ્રી કૃષ્ણાકુમારી' 'દ્રૌપદીદર્શન' વગેરે નાટકો પણ રચ્યા છે. એ નાટકોમા ગદ્ય ભાગ વિશેષ છે, પદ્ય ભાગ થોડો છે. પણ 'રામજાનકી'મા પદ્યો સારા છે ને પૂરતી સંખ્યામાં છે. ગુજરાતી પત્રના તંત્રીએ એ નાટકોની નવીન આવૃત્તિ પ્રસિદ્ધ કરવી જોઇએ.

જે સમયમાં, હાલના જેટલો ઉચ્ચ કેળવણીનો પ્રચાર અને સુગમતા નહોતા તે સમયે એકલે હાથે કવિએ કરેલી આ અનુકરણીય સેવાની જેટલી સ્તુતિ કરીયે તેટલી ઓછી છે.

કમળાશંકર ત્રિવેદી: સાતમી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી



## નર્મદ કવિનું શિષ્યમંડળ

કવિના રસતરંગમાં એના શિષ્યો સદ્‌ગત સવિતાનારાયણ, વિજયાશંકર વગેરે હમેશ ન્હાઇ અજ્ઞાનરૂપી મેલ ધોઇ ઉચ્ચ સંસ્કાર પામતા હતા.

કવિ વિજયાશંકરની 'વિજયવાણી' એ આ સમાગમનું ફળ છે. એજ કવિનું ગૃષ્ટિત્વ સરળ ભાષામા સંવાદરૂપે વેદાન્તના ગૂઢ તત્વનુ જ્ઞાન આપે છે. એમા ગુરૂશિષ્યના સંવાદના રૂપમાં ઘણુ તત્વજ્ઞાન છે. વાર્તાઓ, પૌરાણિક દષ્ટાંતો સાથે તેમજ ઉપનિષદો, ગીતા, યોગવાસિષ્ઠ, અને શંકરાચાર્યના ગ્રંથોમાંથી ઉતારા આપી એમણે રસિક રીતે બહુ જ્ઞાન આપ્યુ છે. દિલગીરી સાથે કહેવું પડે છે કે આવો વિદ્વતા ભરેલો ગ્રંથ લોકોમા પ્રચાર પામ્યો નથી એટલું જ નહિ પણ એનું નામ પણ કેટલાકના જાણવામા નહિ હોય. જેમ કવિઓ ન હોય તો રાજાઓનાં ચરિત્રોની મહત્તા ન થાય એવું એક સંસ્કૃત કાવ્યમા છે તેમ વિદ્વાનોની કૃતિઓ પણ પ્રસિદ્ધિમા આણનાર મિત્ર ન હોય તો જગતમા અપ્રસિદ્ધિ જ રહે છે. સવિતાનારાયણના 'કાવ્ય' તેમજ 'અલંકાર ચન્દ્રિકા' પણ એ ગુરૂચરણ સેવાના પ્રસાદ રૂપ છે.

કમળાશંકર ત્રિવેદી : સાતમી સાહિત્યપરિષદને પ્રમુખપદેથી

## એકલ સાહિત્યવીર : નર્મદ

પરંતુ સાહિત્યસેવાનો ઇતિહાસ તો એ દ્રષ્ટિથી સુરતનો હક સ્થાપવાને માત્ર એક નામ–મ્હોટા અક્ષરે લખવાનું નામ – બસ છે,—નર્મદ કવિ. જે જમાનામાં કવિનો ધંધો ઉદરનિર્વાહનું સાધન ગણાઇ તે દીન ભાવનાની સાથે અવશ્ય જોડાયેલા કેટલાક આત્મગૌરવવિરોધી ગુણો પ્રગટ થતા હતા; રાજાની સ્તુતિ, રાજ્યના અમલદારોની ખુશામદ, એ હલકા ભાવોથી કવિતા બહુ બહુ વાર પ્રેરાતી હતી; સરસ્વતીને દેવીપદમાંથી ભ્રષ્ટ કરી દાસીપદ અપાતું હતું;–તે જમાનામા એ દેવીની અનન્ય ભાવથી, આત્મગૌરવના બળથી ઉત્તેજિત થઇ, દેશસેવાના ઉત્સાહથી ઊભરાઇ જઇ આપણા ગુર્જર સાહિત્યક્ષેત્રમાં સેવા કરનાર નર એક નર્મદ જ હતો. કવિ તરીકે હેનામા ઘણી ઊનતાઓ હશે, ભલે, તે આપણો પ્રશ્ન નથી. પરતુ ઉપર દર્શાવેલા ગુણોથી સાહિત્યસેવાને ગૌરવને ગૂંગળાવનારા રાજદરબારના પ્રદેશમાથી કાઢીને વિશુદ્ધ ભાવના વાતાવરણમા મૂકનાર કવિ નર્મદાશંકર આ સુરત શહેરના ઇતિહાસમા અસાધારણ દીપ્તિથી દીપનાર નક્ષત્ર તરીકે આપણા સાહિત્યના વ્યોમમંડળમા ચિરકાળ સ્થિર રહેશે. અસહાય, આત્મબળ ઉપર જ ભરૂસો રાખનાર નર્મદે ગમે ત્હેવો પણ આદિ પ્રયાસના ગુણોથી ભરેલો ગુજરાતી ભાષાનો કોશ કર્યો છે. તે પછી આજ સૂધી એ દિશામા ઊનતાપૂરક પ્રવૃત્તિ કોઇની પણ થઇ છે ખરી ? માત્ર કોશથી જ નહિ, પણ ગદ્યપદ્યમય અનેકાનેક કૃતિઓથી, નવીન ભાવનાના ઉત્સાહબળ વડે પ્રેરાયલી કૃતિયોથી, પોતાની આસપાસ વિશાળ મંડળમા એ ભાવનાનો તેજસ્વી સંપર્ક લગાડીને સાહિત્યપ્રવૃત્તિનો ઉચ્ચ અધિકાર સ્થાપીને, નર્મદ કવિયે ગુર્જર સાહિત્યની અનન્ય સેવા કરી છે.

નરસિંહરાવ દીવેટીઆ : પાંચમી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી



## નર્મદાશંકર

કવિ નર્મદ વિશે આડકતરા ઉલ્લેખ ઉપરના વૃતાન્તમા આવ્યા, મ્હારે એ કવિ જોડે સાક્ષાત્ પ્રસગ જીવનમા માત્ર એક જ વાર પડેલો; તેટલો નોધુ છું. મ્હારા પિતાની સાથે મુબાઇમા નર્મદ કવિને ઘેર મળવા હમે કેટલાક ગયા હતા. આ નર્મદનો ઉત્તરકાળનો 'ધર્મવિચાર'ની રચના પછીનો શાન્તિની વૃત્તિનો આશ્રમ હતો કવિતામાં અને જીવનમા ઉધ્ધત, ઉચ્છૃખલ, વાણી અને વર્તન, સુધારાને અનુચિત કલક લગાડનારા પ્રહારો, એ સર્વ ભૂતકાળમા, રાત્રિના તિમિરમા પ્રગટ થયેલી ભૂતાવળ સૂર્યોદય થતા પલાયન કરી જાય તેમ, વિલીન થઇ ગયા હતાં. કવિની અસાધારણ બુદ્ધિ, સંસ્કારિતા, ઉચ દર્શન, ઇત્યાદિ ગુણોની છાપવાળી મુખમુદ્રાએ મ્હને મુગ્ધ કર્યો; હેમના ઉચ વિષયોના ઉચ વિચારો દર્શાવનાર વાર્તાલાપે મ્હારા મનમા એ વીર નર તરફ માનવૃત્તિ ઉત્પન્ન કરી. મનને ખેદ થાય છે કે એ ગુર્જર માતા અને સરસ્વતીની અનન્ય ભક્તિથી પૂજા અને સેવા કરનાર વીરનો ફરી પ્રસંગ મ્હારે પડયો જ નહિ.

નરસિંહરાવ દીવેટીઆ: સ્મરણમુકુર

## નર્મકવિતા: એક પર્યેષણ

આવી કવિતા સામે ત્રણ જુદી જુદી દિશામાથી ટીકાઓ થાય (૧) અલંકારશાસ્ત્રીઓ ઉપમા, રૂપક, પરંપરિત રૂપક, સજીવારોપણ, અતિશયોક્તિ, વિરોધ, શ્લેષ, યમક વિગેરે અલંકારોની વ્યાખ્યા પ્રમાણેના આમા લક્ષણો કેટકેટલાં, નથી અથવા પૂરતા સ્ફુટ નથી તે બતાવે એ યોગ્ય છે. પણ અલંકાર પોતે પોતાનેજ માટે નથી. કોઇ લક્ષણ-લક્ષણો ન હોવાથી કે અસ્ફુટ હોવાથી અર્થમા જેટલી કચાશ રહેતી હોય તેટલા અંશમાં જ આવી ટીકા ઉપયોગી ગણાય. (૨) ચોખલિયા આની સામે ટીકા કરે કે સ્ત્રીના સ્તન વગેરેનું સૂચન પણ અનીતિમય,–તો એવુ મહીપતગમી ધોરણ વિચારવા જેવું પણ નથી. કમળારોગી બધું પીળું પીળું દેખે તેમ ચોખલિયો બધે જ અનીતિ કલ્પે છે, જ્યા ને ત્યા અભડાય છે. (૩) ભાવનાવાદી– ( Idealist ) આની સામે ત્રીજી જાતની ટીકા કરશે એ વર્ગના પંડિત કહેશે. આંખમા ફુલાં, અથવા ગાલમા કુઆ, નાકપર ચાઠા, તાણમા દાત સીડાય, ઘુવડ જેવો દેખાવ, વગેરે વિગત કુત્સિત છે, સુરૂચિ ભંગ કરે એવી છે. આની ટીકાઓમા સત્ય હોય છે ખરૂં. પરંતુ તેનું મૂલ્ય કેટલું તે મતભેદનો વિષય છે. વાસ્તવિકતા અને સુરૂચિ વચ્ચે વિરોધ પડે, તેમા વાસ્તવિકતા ( Realism ) અને સુરૂચિમાથી કોને કેટલી જતી કરવાની વારૂ ? આ પ્રશ્ન ઉપર મતભેદ સદાય રહેશે. શબ્દોથી આલેખાતો અર્થ ચિત્રોથી આખે વળગતા અર્થ જેટલો ઉત્કટ નથી હોતો, ખાળના ચિત્રમા પણ વાસ્તવિક ખાળની દુર્ગંધ નથી હોતી, નેત્રગ્રાહ્ય વાસ્તવિકતાજ હોઇ શકે, વગેરે કલા અને કલાસાધનોની જાણીતી મર્યાદાઓ જર્મન પર્યેષક લેસિંગે ( Lessing ) એના લાઓકૂન ( Laokoon ) ઉપરના ગ્રન્થમા સુઝાડેલી સૂક્ષ્મ દૃષ્ટિનો ઉપયોગ કરીને, ટીકાકારે લક્ષમા રાખવાની છે, વળી આ પણ નિર્વિવાદ છે કે વાસ્તવિકતાને ગાળી નાખીને સુરૂચિ જ રાખવામાં આવે છે, તો ઊર્મિપ્રવાહ અને અર્થબોધ પણ ઝાંખો અને નબળો પડી જાય છે.

બલવંતરાય ઠાકોર : આપણી કવિતાસમૃદ્ધિ



## પૂજાર્ઘ્યનું વિરલપાત્ર નર્મદ

એ જમાનાના કાર્યની મ્હારી આ વિહંગદૃષ્ટિથી આપને કદાચ લાગશે કે હું એની કદર કરવામા મન્દ છું. પણ વસ્તુતઃ તેમ નથી. હું એટલી જ દૃઢતાથી માનું છું કે નર્મદાશંકરમા સાચું હૃદયનું કવિત્વ હતું. કવિત્વના અનેક પ્રદેશમા એમણે પોતાની શક્તિ પ્રસારી છે. એમના અનન્ય સાધારણ કવિજીવન માટે, એમના નીડર સાંસારિક જીવન માટે, એમણે ઉત્તર કાળમાં દર્શાવેલી વિરલ સત્યનિષ્ઠા અને ઐતિહાસિક દૃષ્ટિ માટે ( પછી ભલે એમાં આપણે સંમત થઇયે વા ન થઇયે ) તેમજ એકલ હાથે ગૂજરાતી ભાષાની એમણે કરેલી સેવા માટે, મ્હારૂં શિર એમને ચરણે નમે છે.

આનંદશંકર ધ્રુવ : નવમી સાહિત્યપરિષદને પ્રમુખસ્થાનેથી

## નર્મદના ગ્રંથો

નર્મદાશંકરે પદ્ય ઘણું લખ્યું છે પણ તેથી પણ વધારે ગદ્ય લખ્યું છે. એમનું કિંમતી કાર્ય તો ગદ્યમાં જ થયું છે પણ એઓ કવિ તરીકે જ જાણીતા થયા હતા અને કવિ તરીકે જ ઓળખાવાનું એમને પસંદ હતું, તેથી એમના સાહિત્યજીવનની તે દિશાએ કૃત્રિમ મહત્વ ધારણ કર્યું છે કવિના ગદ્ય અને પદ્ય ગ્રંથોની યાદી નવલરામે લખેલા કવિના જીવન ચરિત્રમાથી મળી આવશે. એ ગ્રંથોનો જુમલો લગભગ ૫૮ નો થાય છે. પણ એમના કાર્યના કિંમતીપણાનો ખ્યાલ તો એમના બે ગ્રંથો,—કાવ્યોનો સંગ્રહ "નર્મકવિતા" અને ગદ્યલખાણોનો સંગ્રહ "નર્મગદ્ય ,'—પરથી જ આવી શકશે. પ્રાચીન કવિઓના ચરિત્ર એમણે લખ્યાં છે, તેમ જ દયારામકૃત કવિતા, પ્રેમાનંદના દશમસ્કંધ અને નળાખ્યાન અને સ્વામિનારાયણ પંથના કવિ મનોહર સ્વામિના પદો, એટલા ગ્રંથો એમણે સંશોધન કરી પ્રગટ કર્યા છે.

### જીવનનો ફળપ્રદ કાળ

નર્મદાશંકરના જીવનનો "પૂર્ણ યશઃકાળ" ૧૮૫૮ થી ૧૮૬૫ સુધીનો હતો. એ સમયે જ એમની ઉત્તમ કૃતિઓ રચાઇ હતી. જો કે એમણે ત્યાર પછી પણ કવિતા લખી છે, પણ કવિ તરીકેની એમની નામના તો એ જ સમયથી થઇ, નર્મકવિતા ૧ના અંકો એક પછી એક જેમ જેમ બહાર પડતા ગયા તેમ તેમ એમનું નામ વધારે ને વધારે લોકોને મ્હોડે ચડતું ગયું. હિંદુ વિધવાની કરૂણાજનક દશાનો ચિતાર આપતી અને વિધવાવિવાહ પરનો અંકુશ દૂર કરી એ દશામાંથી એમનો ઉદ્ધાર કરાવવા લખેલી એમની કવિતાથી જુના વિચારવાળાઓમા તેમજ સુધારકોમાં ખળભળાટ મચી રહ્યો, અને એમની એ પછીની કવિતા, ઋતુવર્ણન (૧૮૬૧), વનવર્ણન (૧૮૬૨), અને પ્રવાસવર્ણન (૧૮૬૩) કાંઇક તદ્દન ઓરજ શૈલીએ લખાયલી છે. વળી હિંદુઓને એમણે ચાબખા માર્યા છે તથા જે દુષ્ટ સાંસારિક રૂઢિઓને લઇને માનવ જાતિમા હિંદુઓ અધમ દરજ્જો ભોગવે છે તે રૂઢિઓના મૂળપર કુહાડીના ઘા કર્યા છે, તે કવિતા એટલી તો સફળ થઇ છે કે એમણે એ કવિતાને—"હિંદુ સુધારકના બાઇબલ"ની ઉપમા આપી હતી.

દિવાન બહાદૂર કૃષ્ણલાલ ઝવેરીઃ ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો



## મહાપુરુષઃ ગુજરાતના નવયુગનો

Great as a Poet: Great as a social thinker: Great as a man.

### વીર નરઃ પ્રેમશૌર્ય એની વીરહાક

૬. નવયુગના છેલ્લા ૭૫ વર્ષમા ગુજરાતમાના કેટલાને વીર નર કહી શકાશે ? શ્રીકૃષ્ણે અર્જુનને 'નરપુંગવ !' 'ભરતર્ષભ !' સમ્બોધેલ છે. પોણોસો વર્ષમા કેટલા ગુજરાતીઓને એમ 'બલધારી' કહી સમ્બોધી શકાશે ? ગુજરાતમા નવયુગના નર્મદ જેવા યે ન્હાનકડા અર્જુન કોણ ? ગુજરાતમા નવયુગનો એ મહાપુરુષ.

ખ. કઠોપનિષદની શિક્ષાવલ્લીમા ઋષિમુનિ–તપસ્વીઓએ કહ્યુ છે કે અમારાં યે સુચરિત હોય તે લેજો. न इतराणि.

નર્મદની યે જીવનની વિચારની કવિતાની ભૂલો ન હતી એમ નથી. નવલરામભાઇના ઉતારાઓમાં એમાની ઘણી ખરી કહેવાઇ ગઇ છે. નર્મદના યે સુચરિત લેવાના. न इतराणि

જમે ઉધારની બાદબાકી પછી પણ સરવાળે નર્મદ મનુષ્ય તરીકે મહાવ્યક્તિ.

ગ. સંસારને હલમલાવનાર Great Power. મહાશક્તિ. કોઇ વાર સંસારને હલાવી જોયો છે ? આ ભીંતને તો હલાવો : ડુંગરને ક્ય્હાં હલાવીએ ? સંસારની પર્વતમાળને યે જે ને તે હલમલાવી શકતા નથી.

ઘ. કોઇ પણ ન્હાનો કે મ્હોટો કવિ સ્વદેશાભિમાન વિનાનો જાણ્યો છે ? હોમર કે મિલ્ટન કે શેકસપિયર : કાલિદાસ, ચન્દ બરદાઇ, કે ભૂષણ : બાયરન કે શ્રી હર્ષ : ફિરદૌસી કે ડાન્ટે : દલપત કે નર્મદ. નર્મદ Great Patriot—મહાદેશપ્રેમી.

સૂરતિઓ ! ત્હમારા ઇતિહાસથી મગરૂર થાવ : 'સ્વદેશાભિમાન' શબ્દ સૂરતમાં ઘડાયો છે; ત્હમારા વીરપુત્ર નર્મદે ગુજરાતી શબ્દકોષમા ઉમેરેલો છે.

ચ. ટેકી, બહાદુર, સાહસિક, નિડર, એ વિશેષણોના Import—અર્થસંદર્ભ આપણે સ્હમજીએ છીએ ! એ ભાવ અનુભવ્યા છે ?

એ ભાવનાના મૂર્તસ્વરૂપના ગાંધીજીનાં દર્શન તો સહુએ કીધાં છે.

શિશોદિયા અટંકા હતા, સ્પાર્ટનો એવા હતા. ૨૪ વર્ષનું નર્મદનું સાહિત્યસંન્યાસનું વ્રત; આપણે નોકરીમા ઉછરેલા એ વ્રત–એ અટંકનો ટેક–શુ સ્હમજવાના હતા ?

એ કેસરીને કાંધ પડી નહતી; છેવટે–જીવનના સૂર્યાસ્તસમયે ઘરડા સિંહને પાંજરે પૂર્યો. સ્હામા પૂરે તરનારો નર્મદ નર હતો.

નવલરામ સમયમૂર્તિ કહે છે; એ સમય–એ યુગ પુરો થયો છે ? એ સંસારપ્રશ્નોનો નિવેડો આવી બીજો યુગ મંડાયો છે ? નર્મદ આપણા યુગની સમયમૂર્તિ, આપણા યુગનો મહાપુરુષ.

નર્મદને જન્મ્યે ૮૫ વર્ષ વીતી ગયા, નર્મદને દેવ થયે ૩૫ વર્ષ આથમી ગયા. ગુજરાતી સાક્ષરતામા બીજો નર્મદ પાકવો બાકી છે.

સૂરતનો એ સ્પાર્ટન. સૂરતનો એ શિશોદિયો, સંસારના રણસંગ્રામનો એ સહાયોધ;

જનની જણ તો ભક્તજન, કા દાતા, કા શૂર;
નહી તો રહેજે વાઝણી, મત ગુમાવીશ નૂર.

અહોભાગ્ય સૂરત ! ત્હારૂં. એ શૂર પુત્રને જન્મ આપી સૂરત ! ત્હેં ત્હારૂં નૂર રાખ્યું છે.
એ સંસારયોધનું આજે શ્રાદ્ધ સૂરતે સરાવ્યું, મ્હારી શ્રદ્ધાંજલિ સમર્પું છું.

છ. શું જોશો મનની છબિ ? ત્હેમા નથી નવાઇ;
નિરખો મુજ મનની છબિ, ભલા પરિક્ષક ભાઇ. (દલપત કાવ્ય)

નર્મદનો કીર્તિસ્થંભ આ છબિ ઉપર નથી, કે મ્હારા—ત્હારા ગુણગાન ઉપર નથી. દેવમન્દિરમાં ત્રણ શિખરો સમાં નર્મગદ્ય, નર્મકવિતા, નર્મકોષ : નર્મદનાં એ ત્રણ કીર્તિશિખરો.

શિવજીને ત્રણ પાંખડીનું બીલીપત્ર ચ્હડે છે, નર્મદને શિરે તે નર્મગદ્ય નર્મકવિતા નર્મકોષ એ ત્રણ પાંખડિયાળો સાહિત્યમુગટ ચિરંજીવ વિરાજે છે.

નર્મદનું આયુષ્ય પચાશેક વર્ષનું હતું; નર્મદનું કીર્તિઆયુષ ગુજરાતી ભાષાના આયુષ્ય જેટલું તો છે જ.

ન્હાનાલાલ કવિ : સાહિત્યમંથન



## નર્મદનાં ટેક અને ઉદારતા

કદાચ કવિની પોતાની ઉદાર વૃત્તિનુ ભાન બધાને સારી રીતે કરાવી શકાય તો તેથી આજના શ્રેષ્ઠ વર્ગને તથા ગુજરાત સમસ્તને વધુ ઉદાર બતાવવાની તત્પરતા થાય, એટલા માટે જણાવવાની રજા લઉં છુ કે જ્યારે ૧૮૬૪–૬૫ મા નર્મકવિતાનુ મોટુ પુસ્તક છપાઇ તૈયાર થતું હતું, ત્યારે કવિને પોતાને નાણાંભીડ બહુજ હતી. આર્થિક સંકડામણમાં પોતે બહુ હતા છતાં એમના ઔદાર્ય, સુઘડ રસિકતા તથા શુદ્ધ સ્નેહનો એક પ્રસંગ જાણી જવાની જરૂર છે. કવિમિત્ર કરસનદાસ માધવદાસ બડા કદરદાન અને ગુણગ્રાહી ગૃહસ્થ હતા. એ બે મિત્રોને થયેલી પરસ્પર વાત ઉપરથી એકના મનમા એમ આવેલું કે હું નર્મકવિતા કરસનદાસને અર્પણ કરીશ અને કરસનદાસના મનમા થયેલું કે કવિને છપામણી ખર્ચ આપવો. પરંતુ કાળની ગતિ ન્યારી છે. પુસ્તક પ્રેસમાથી હજી તો તૈયાર થઇ બહાર આવ્યુ નહતુ અને એટલામા ૧૮૬૫ ના શેરસટ્ટાના વંટોળાયામા કરસનદાસ સપડાયા. નવલરામ લખે છે કે 'શનિ કે રવિવારનો દિવસ હતો. હું રોજના નિયમ પ્રમાણે કવિને મળવા ગયો તો કંઇક ઉદાસી ચહેરે જાણે મ્હારી રાહ જોતા હોય એવા દેખાયા. મને જોતાવાર કવિએ કહ્યું, " ભાઇ ! કંઇ જાણો છો ? કરસનદાસ ભાગ્યા. " આ શબ્દો બોલતાં કવિની આખમા આંસુ ભરાઇ આવ્યા.' નવલરામને કવિનો હાથ કેટલો ભીડમાં છે તેની ખબર હતીજ. એમણે દિલાસો આપતા એમની વ્યવહારનિપુણ દૃષ્ટિએ સૂચના કરી કે કરસનદાસ શાણા સ્નેહી છે તો તમે બીજા કોઇને પુસ્તક અર્પણ કરી ખર્ચ મેળવવાની પેરવી કરશો તો ખોટું લગાડે તેવા નથી. કવિના દિલને આ વાત રૂચી નહિ અને સ્નેહી ને મનથી અર્પણ કરવાના નિશ્ચયને વળગી રહી એમણે કરસનદાસનેજ નર્મકવિતા અર્પણ કરી.

કુળચંદન મંડન અને દીપક કીર્તિ પ્રકાશ,
સુપુત્ર માધવદાસના, ધનધન કરસનદાસ.

નંદનાથ દીક્ષિતઃ 'ગુજરાતી' સાપ્તાહિક
તા. ૨૦–૬–૧૯૩૩ નો અંક

## નર્મદ : એક પ્રસંગ

આ કરતાં વધારે મોટું દિલ દર્શાવનારો એક બીજો પ્રસંગ કહું. મેં તે શ્રીમતી સ્વર્ગસ્થ ડાહીગૌરીની પાસે સાંભળ્યો છે. એ પ્રસંગનો વિચાર આવતા, સ્મરણ થતાં પણ કવિને માટેની પૂજ્ય બુદ્ધિ જાગૃત થાય છે. આખમા આસુ આવે છે. તે પ્રસંગ આ પ્રમાણે યાદ આવે છે. એક સુંદર સવારે, ઘણું કરીને બેસતા વર્ષને દહાડેજ, કવિ પોતે ગુલાબી ઠંડી હોવાથી ચાહ પીને શાલ ઓઢી, દિવાનખાનામાં બેઠા હતા. ત્યાં એક ઉત્તર હિન્દુસ્તાનનો ગવૈયો આવી ચઢયો–કુરનેસ કરી બેઠો ને કવિશ્રીને પોતા વિષે થોડી માહીતી આપીને ગાવાનું શરૂ કર્યું. કવિ પાસે ગજવામાં, અને ખરૂં પુછો તો ઘરમાં, એકજ રૂપીયો હતો. ગાયન સાંભળી ખુશ થઇ કવિએ રૂપીયો આપી દીધો. ગવૈયાએ સલામ કરી કહ્યુ "કવિરાજ ! મૈં આપકા નામ સુનકે આયા ઔર ચાર ચીજ મૈં ને આપકો સુનાઇ. મે ઇતના લેકે વાપસ જાઉં ઉસમેં ન તો આપકો શોભા હૈ ન તો મેં ખુશ હો કે જાતા હું" એમ કહી વળી ગાવા મંડયો. કવિ પોતે એટલા ઉદાર હતા કે પોતે ઓઢેલી શાલ પચાસ કે સોની જે હશે તે તેને આપી દીધી.

આવા એક ઉદાર નરના તરફ આપણે કેટલે છૂટે હાથે અને મોટે મને વર્તવું જોઇયે એવું કહેવા માગતો નથી. આપ બધા સમજુ છો ને આઠ દશ હજાર રૂપીયા એકઠા કરવા એ તમારે માટે રમતની વાત છે, એમ હું માનુ છું. તેમ છતાં એટલું કહીશ કે દુનીયામા જેની પાસે દોલત છે તેનો ઉદાર હાથે ઉપયોગ ન થવાથીજ "સોસ્યાલિઝમ" અને "કમ્યુનિઝમ" જેવા વાદ અસ્તિત્વમાં આવે છે. જેઓ શ્રીમંત છે તેને સવિનય યાદ દેવડાવીશ કે વિત્તનો તો ત્રણજ માર્ગે જવાનો સ્વભાવ છે. શ્લોકમા કહ્યા પ્રમાણે દાન, ભોગ કે નાશ એ ત્રણ ગતિજ લક્ષ્મીની સરવાળે થાય છે. જે હાથે ખર્ચો તેજ ખરૂં રહ્યા એમ માનજો. આ વાત માત્ર આજની સભા પરત્વે નથી. આથી ગુજરાતને આ વિનતિ અને વાત કહેવાની છે, માટે ભાર દઇને કહી છે.

નંદનાથ દીક્ષિત : 'ગુજરાતી' સાપ્તાહિક, તા. ૨૦–૬–૩૩.



## કવિ સામે મિથ્યા આરોપ

કવિને માથે એક મિથ્યા આરોપ કવીશ્વર દલપતરામ તરફ અવિવેક દર્શાવ્યાનો કેટલાક મુકે છે. કમનસીબે શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીના પુસ્તકમાં તથા નરસિંહરાવના સ્મરણમુકુરમાં પણ તે વિષે ઇસારો છે. કવિએ પોતે પોતાની છપી પુસ્તક સાથે મૂકેલી તેને અંગે કંઇ ગેરસમજ ને કંઇક અદેખાઇને પરિણામે એ અનિષ્ટ પ્રસંગ ઉભો થયેલો. ગમે તેમ હોય પણ હું તમને ખાતરી આપું છું કે કવિ નર્મદ જેવો સુઘડ વિદ્વાન, કલારસિક પુરૂષ એવો

અવિવેક બતાવેજ નહિં. મને વિજયાશંકરે જાતે કહ્યું છે કે જુવાનીના તોરમાં અને કવિ તરફના પ્રેમઉમળકામા તે પોતે લખીને "સ્વતંત્રતા" નામના ચોપાનીયામાં પ્રથમ પ્રગટ કરાવ્યો હતો. કવીશ્વર માટે આપણે સૌને માન છેજ, પરંતુ કવિને લાગતું કલંક દૂર કરવા અર્થે મ્હારે આટલું બોલવું પડયુ છે. વિજયાશંકરના અતિ ઉત્સાહી સ્વભાવ માટે તમને કોઇને શંકા હોય તો એના પરમમિત્ર બેરામજી મલબારીએ "ઇન્ડીયન-સ્પેકટેટર" માં વિજયાશંકર માટે જે લખ્યું છે તે જોવું. Heard difiance at the world caste and all and shut himself up with his sitar? એવાં કંઇક શબ્દોમાં બીજી અનેક બાબતોની સાથે એણે લખ્યું છે.

નંદનાથ દીક્ષિત: 'ગુજરાતી' સાપ્તાહિક, તા. ૨૦-૯-૩૩.



## નર્મદ: કુળદીપક ને દેશદીપક

કવિ નર્મદની કીર્તિ ૧૮૫૮-૧૮૬૫ સુધીમાં દેશભરમા પ્રસરી હતી. ભાગ્યેજ કોઇ અન્ય કવિના યશથી દિગંત પથરાઇ ગયાં હશે, એવા યશ કવિના તે સમયે હતા એમના પિતા, પુત્રને માત્ર કુળદીપક નહિં પણ દેશદીપક જોવાનો લ્હાવો લઇ સ્વર્ગે સીધાવ્યા એ પુત્ર રત્નનું સ્મરણ તો આપોઆપ રહેશેજ. કવિના પત્ની ડાહીગૌરીને નંદશંકર આ જમાનાની સતી તરીકે ઓળખાવતા. એવી સુશીલ, સતી સ્ત્રીના પૂજ્ય પતિ તરીકે પણ કવિનું વિસ્મરણ થશેજ નહિ.

નવલરામ, જ્યારે કવિએ કોલેજ છોડી તે પ્રસંગ વર્ણવતા લખે છે કે સાક્ષરી માતાના ચરણારવિંદ સેવીને અનેક પદવીધરો બહાર પડયા છે. પણ હજી કોઇએ તેની નામના કે કીર્તિ કવિના જેટલી દીપ્તિમાન કરી નથી હા, એ વાત ખરી કે એમના પછી ગોવર્ધનરામ, મણિલાલ અને નરસિંહરાવ જેવા પ્રખર નરરત્નો પાકયાં છે. કેશવ હર્ષદ ધ્રુવ કે આનંદશંકર કંઇ કમ નથી. તેમ ન્હાનાલાલ પણ કાંઇ ખોટા નથી એમ છતા કવિ નર્મદનુ સ્થાન ખરે અનોખુજ છે. ગુજરાતના ત્રણ મહા પુરૂષમાના એક તે કવિ. દયાનંદ સરસ્વતી અને મહાત્મા ગાંધી એજ બે નામો નર્મદાશંકરની સાથે એક શ્વાસે બોલી શકાય. એવા વીર પુરૂષને નાગરી નાતે અન્યાય કર્યો છે એ વાત લક્ષમાં રાખી, આપણે જે રૂણ અદા કરવાનું છે તેમાં ઉદાર દિલે અને મોટે મને આપણી શકિત કરતા પણ કંઇક વિશેષ આપવાની જરૂર છે 'સરસ્વતી મંદિર" સુરતમા છે, અને સાર્વજનિક સસ્થા તરીકે શોભે તેવી પરિસ્થિતિ ઉભી કરવી, એ આપણુ કર્તવ્ય છે. પ્રભુ સર્વને સન્મતિ આપે અને શ્રીમુખે કૃષ્ણચન્દ્રે "ચિકીર્ષુ લોકસંગ્રહમ્" નો જે ઉપદેશ આપેલો છે તે પ્રમાણે પોતાનુ વર્તન રાખે, એટલી જ પ્રાર્થના છે.' એવા વર્તનથી આપણે સૌ અને ખાસ કરીને શ્રીમંત વર્ગ રૂણમુકત થશે.

નંદનાથ દીક્ષિત: 'ગુજરાતી' સાપ્તાહિક, તા. ૨૦-૯-૩૩.

## સત્યનિષ્ઠ નર્મદ

નર્મદાશંકરનું ગદ્ય લખાણ લગભગ બે અલગ પ્રવાહમાં જ વિભક્ત થઇ ગયેલું જણાય છે. નર્મગદ્ય, ભાષણો અને લેખોવાળો પ્રવાહ એ પછીના 'ધર્મ–વિચાર'ના પ્રવાહથી બહુ ભિન્ન પ્રતિનો છે. પહેલાના વિચારો ઉતાવળીયા, ઉપર ઉપરથી બંધાયેલા, જુવાનીના ઉછાળાથી રંગાયેલા અને ઉંડા અભ્યાસ કે શાન્ત મનન વગરના હતા. અનુભવે નર્મદાશંકરને બતાવી આપ્યું કે તેના વિચારોમા ફેર કરવાની બહુ જરૂર હતી. પોતાના ફરેલા વિચારો ફરેલા સ્વરૂપમાં બહાર પાડવાની નર્મદાશંકરે બહુ પ્રશસનીય હિમ્મત બતાવી. જે સુધારાના મોહમાં તે પ્રારંભમા ફસાયા હતા ને સુધારો પોતે ધારતા હતા, ઇચ્છતા હતા તેવો ન લાગ્યો ત્યારે તેણે પોતાનો મત ફેરવ્યો અને તે જાહેરમાં મૂકતા જરા પણ આનાકાની કરી નહિં.

હિંમતલાલ અંજારિયા : સાહિત્યપ્રવેશિકા



## નર્મદની ભાષાનું વલણ

મત ફર્યો તે સાથે તેની ભાષાનું વલણ પણ ફર્યું. ધર્મવિચારની ભાષા સૂત્ર જેવી, ટુકી, સંક્ષિપ્ત, અને સૂચક છે. સંસ્કાર કાંઇક વધારે જામ્યા છે, ઉકળાટ શમ્યો છે, ગંભીરતા આવી છે. સપ્રયત્ન સમાલોચનાની જરૂર સ્વીકારાઇ છે, અને ભાષણોની ભાષા જેમ જોમદાર અને હૃદય ઉશ્કેરનારી હતી તેમ આ ભાષા સક્કાદાર અને વિચાર ઉશ્કેરનારી છે. જૂના નર્મગદ્યમાંના અસલ લેખોમાની અશિષ્ટતા ઉડી ગઇ છે, ક્ષુદ્ર વિચારો અને સરખામણીઓ સ્ફુરે તેવું હૃદય કે મગજ રહ્યું નથી; ગંભીર, શાત, સૂચક અને બોધક સ્વરૂપ આવી ગયુ છે. ભાષણોમા, જુવાનીનો ઉત્સાહ અને પોતાની પાછળ દોડવા માટે આગ્રહ કરનાર નાયકનો જુસ્સો છે. આમા પ્રૌઢ અવસ્થાની શાતિ અને પોતાના મતને સ્વીકારવા માટે આગ્રહ કરનાર ગુરૂજનનો બોધ છે.

હિમતલાલ અંજારિયા : સાહિત્યપ્રવેશિકા

## નર્મદાશંકર

તેવા સુજ્ઞાત લેખકોમા મુખ્ય નર્મદાશંકર છે. તેમણે સભાઓમાં આપેલાં ભાષણોદ્વારા, સ્વતંત્ર નિબંધોદ્વારા, અને કંઇ કંઇ સ્વતંત્ર લેખોદ્વારા ગુજરાતી પદ્યને સારું ખીલવ્યું છે. તેનું જુનું નર્મગદ્ય નર્મદાશંકરને ખરા સ્વરૂપમાં બતાવે છે. તેના ડાંડિયામાંના લેખો નર્મદાશંકરની કવિતામા નહિં જાણવામાં આવેલી હાસ્યોત્પાદક શક્તિ બતાવે છે, જોકે તે હાસ્યરસ ક્ષુલ્લક વૃત્તિ અને ક્ષુદ્ર પ્રતિનો માલમ પડે છે અને ઘણી વખત અનુચિત પ્રયોગોથી હાસ્ય ઉત્પન્ન કરવા જેવુ કરે છે. તેનો 'ગુજરાતીઓની–સ્થિતિ' વાળો લેખ, તેનું ઇતિહાસનું વાંચન, ગુજરાત માટે ઉંચી ભાવના, સુધારાના માર્ગો વિષે તેમનો અભિપ્રાય અને ગુજરાત અને ગુજરાતીઓ માટે તેના હૃદયનો ઉમળકો અને ઉકળાટ બતાવી આપે છે. 'રાજ્યરંગ' એ તેની મહેનત અને ધૈર્ય દાખવે છે, અને 'સુરતની હકીકત,' 'મેવાડની–હકીકત' એ પણ તેના દેશાભિમાનના જુસ્સાની કોટિ જાણવામા મદદરૂપ થાય છે. 'કવિ–ચરિત્ર' માં તેણે લગભગ પહેલી જ વાર ગુજરાતી કવિઓની જાણવા જેવી હકીકત પ્રસિદ્ધ કરી છે. તેની કવિઓની કદર ઐતિહાસિક દૃષ્ટિએ રસથી વાચવા લાયક છે.

હિંમતલાલ અંજારિયા : સાહિત્યપ્રવેશિકા



## નર્મદની કવિતા

આમ જ્યારે દલપતરામની કવિતા જનવૃંદને ઉંચે લેનારી છે ત્યારે નર્મદાશંકરની કવિતા કંઇક સારા ને સુધરેલા કહેવાતા દેશીઓ આગળ ઉચ્ચતર આશયો ખડા કરનારી છે. દલપતરામ શ્રોતા પર લક્ષ રાખી લખતા, જ્યારે નર્મદાશંકર પોતાની જ લાગણી દર્શાવવા લખતા. તેનું સાભળવા તેના જેવા થઇ રહેવું જોઇયે, તેની કોટિએ પહોચવું જોઇયે, અને તેના રસ સાથે મળવું જોઇયે. તેના ઉદ્‌ગારો મહાકાર્ય માટે પ્રવૃત્ત થયેલા ઉન્મત્ત હૃદયનાં આવેશભર્યાં વચનો છે. સામાની લાગણીની તેને ઝાઝી દરકાર નથી. તે પોતે તો પોતાને જે ખરૂ લાગ્યું તે જણાવવામાં જ પોતાનુ કર્તવ્ય માને છે. સ્વતંત્રતા, શૌર્ય, પ્રેમ અને દેશાભિમાનથી તેનું હૃદય ઉભરાઇ ગયુ છે, અને ઉકળેલા મગજમાંથી શાંતિની વાણી નીકળવી અસંભવિત જ છે. ગુજરાતી ભાઇઓના હૃદયના વિચારોને ટકોરા મારી બહાર આણે છે ને તેને માટે જોઇતો જુસ્સો તે રેડે છે. નર્મદાશંકરે તદ્દન નવુ જ ક્ષેત્ર શોધી કહાડ્યું. અંગ્રેજી વિદ્યાનો લાભ તેણે બીજાને સારી પેઠે આપ્યો. અગ્રેજી કવિતાના છુટક છુટક કાવ્યખંડોનું ભાષાતર કરી તેનો રસ પણ ઉતારવા પ્રયત્નો કર્યા. વિદેશી કવિ તથા કવિતાનું અધ્યયન, દેશની બદલાયલી સ્થિતિ અને પોતાની નૈસર્ગિક સ્વતંત્ર, ને શુદ્ધ વૃત્તિ: એ ત્રણેનો લાભ લઇ તેણે ગુજરાતી કવિતાની એક નવી જ 'સ્કુલ' સ્થાપી.

હિંમતલાલ અંજારિયા : કાવ્યમાધુર્યની પ્રસ્તાવના

## નવી કવિતા

ઉપર બતાવ્યા પ્રમાણે વિકાસ પામતી કવિતા જ્યારે નર્મદાશંકર તથા દલપતરામના હાથમાં આવી ત્યારે તેનાં સ્વરૂપમા ને સૌંદર્યમાં, તેની કળામાં ને છટામાં, તેની શૈલીમા ને બાનીમાં તથા તેના હેતુમાં ને લક્ષમાં, ઓર તરેહનો ફેરફાર થઇ ગયો. આથી પણ વધારે ફેરફાર થવાનો તેને માટે બાકી હતો. નર્મદાશંકરે અંગ્રેજીનો જુસ્સો ને જોમ એ ગુણો બતાવ્યા હતા. પણ તેની ઉચ્ચ વર્ણનશક્તિની, મોહક તરંગવૃત્તિની, તથા રસભરી સુંદરતાની છાપ તે સંપૂર્ણપણે પાડી શકેલ નથી. નવા પ્રવર્તેલા યુગમા અંગ્રેજીનો અભ્યાસ વધ્યો હતો, અને અંગ્રેજી સાહિત્યના શિક્ષણે સંસ્કૃત સાહિત્યનો પણ ઉદ્ધાર કર્યો હતો તથા ફારસી ભાષાનાં સાહિત્ય સાથે પણ ગુજરાતી ભાઇઓની પિછાન વધારી હતી. આમ નર્મદાશંકરે ગજવી મૂકેલ ગુજરાતમાં નવો વા વાતો હતો. વિદ્યા વધી, જ્ઞાન વધ્યુ, માણસોના મનનો વિકાસ જુદી તરેહનો થવા લાગ્યો. પરંતુ એક સાથે જુદી જુદી જાતના જ્ઞાનનો પ્રચાર–થતાં વાચન વધી ગયું અને ખળભળાટ થઇ રહ્યો, પણ પરિણામમા સતત પ્રવાહી ધોધ વહી શકયો નહિં. તો પણ ભિન્ન ભિન્ન રસે પરિપૂર્ણ એવા મીઠા ઝરણાં વહેવા મંડયાં હતા ખરાં.

હિંમતલાલ અંજારિયા : કાવ્યમાધુર્યની પ્રસ્તાવના



## સુરતનો સાહિત્યવીર નર્મદ

વીર નર્મદના જન્મને સો વર્ષ આવતા ઑગસ્ટ માસમાં પૂરા થશે. એ મહાન કવિ, સમર્થ ગદ્યકાર એકલે હાથે 'નર્મકોશ' અને 'નર્મકથાકોશ' જેવા પ્રૌઢ ગ્રંથો ગુજરાતને ચરણે ધરનાર, અડગ સુધારકને કોણ ઓળખતું નથી? સાહિત્યસેવાને એણે જીવન અર્પણ કર્યું હતું. અન્યાય, અસત્ય, અને અનાચાર સામે એણે બંડ ઉઠાવ્યુ હતું. નિખાલસ હૃદયથી પોતાના વિચાર રજુ કરી નવી પ્રેરણાઓ એણે પાઇ હતી. 'પ્રેમ–શૌર્ય' એ એનો જીવનમંત્ર હતો. દાસત્વની સ્થિતિ એને અસહ્ય હતી.

મહાન્ કવિએ સાહિત્યનો નવો યુગ પ્રવર્તાવ્યો. ગુજરાતની જનતાને એણે જાગ્રત કરી. ગુજરાતના ગૌરવને એણે વધાર્યું. એ વીર નરની શતાબ્દીનો મહાન્ પ્રસગ ગુજરાતમાં સ્થળે સ્થળે ઉજવાશે. સુરત–વીર નર્મદની જન્મભૂમિ, આ સુરત–આ પ્રસગે સૌથી વધારે ઉત્સાહ દાખવે એવી આશા સ્વાભાવિક લેખાય. સુરતના ત્રણ નન્નાઓને માટે સુરત અભિમાન ધરાવે છે. એ ત્રણ 'નન્નાઓ'માનો પ્રથમ તે નર્મદાશકર સુરત એ એના જન્મની પવિત્ર ભૂમિ. સુરત તરફ એનો અન્તરનો ઉમળકો સુરતીઓના ગુણગાન એણે ગાયા છે. સુરતની ચઢની પડતીનો ઇતિહાસ એણે આલેખ્યો છે. 'સુરત–સોનાની સુરત' નો 'રડતી સુરત' જોઇને એનું હૃદય કકળી ઉઠતુ. સાહિત્યપ્રીતિ, રસિકતા, ઉદારતા, સહૃદયતા, કોમળતા, માટેની સુરતની પ્રતિષ્ઠાને વધારનાર તે નર્મદાશકર સુરત એ વીર પુરૂષની શતબ્દીને પ્રસગે ઉદાસીનતા કે અનુદારતા દાખવે તો સુરત નગુણું જ કહેવાય. સુરત એવું નગુણાપણું નહિ જ દાખવે એવી હમને અડગ શ્રદ્ધા છે.

મોહનલાલ દવે : 'પ્રતાપ' સાપ્તાહિક

# ગદ્યવિકાસમાં નર્મદનું સ્થાન

આ નર્મદયુગમા જ આપણા દેશમાં અને સાહિત્યમાં અંગ્રેજી સાહિત્ય અને સંસ્કૃતિનું જોસભેર આક્રમણ થાય છે. આ આક્રમણના વિદ્યુત્તેજથી આપણો દેશ અને સ્વદેશીઓ અંજાય છે. આપણુ સ્વત્વ શંકાની દોલાએ હીંચવા લાગ્યુ છે. પરિણામે આપણું ઘણુંક આપણે ગુમાવી બેઠા. આપણો જીવનપ્રવાહ કેવી રીતે ફેરવવો, આપણા સાહિત્યમાં શું છે અને શું નથી એ સર્વના પાઠ આપણે પશ્ચિમ પાસેથી જ લેવા શરૂ કર્યા. આપણા પ્રાચીન સાહિત્યોની ઘણીએક રમણીયતાઓ અને સત્યોથી દૂર રહી આપણે આ દષ્ટિએ અવળી દિશાએ દોરાયા છીયે. આપણાં પુરાતત્ત્વોના ઉદ્ધારકો આ સત્યો આપણને હવે કઇક સાચી રીતે સમજાવશે એમ આશા રહે છે. ગુજરાતમા અગ્રેજી સાહિત્ય આ યુગમા એના સંસ્કારો રોપવા લાગ્યું. ગુજરાતનું નવજીવન તીવ્ર જ્ઞાનતૃષાથી તલસી રહ્યું હતું. એમા નવીન જ્ઞાનમંદિરો, પુસ્તકો, અને વાંચનમાળાઓ ઉભરાવા લાગ્યા. માસિકો, ભાષાંતરો અને સભાઓએ જન્મ લીધા. મંડલો, પ્રવાસો અને વિદેશગમનોએ નવજીવન શરૂ કર્યા. જીવનમા, શિક્ષણમા, આદર્શોમા, સાહિત્યપ્રદેશમા, અને સર્વમા આમ પશ્ચિમના આદર્શોની ભરતી ચઢી. નિદ્રિત અને મુગ્ધ બનેલું ગુજરાત જાગ્યું. એને નવી વાચા ફૂટી.

સુરતના એક અઢાર વર્ષના યુવકની ભરયુવાનીને આ યુગના બલોએ ચગડોળે ચઢાવી, પોતાના અને પરદેશના નવસંસ્કારોથી હૃદયને હલમલાવી આ યુવકે ગુજરાતને નવચેતનાનો શંખધ્વનિ સંભળાવ્યો. આપણા સાહિત્યના નવયુગની મધ્યમૂર્તિ આ નર્મદ જ આપણા ગદ્યનો અધિષ્ઠાતા બન્યો. પશ્ચિમના એડીસન અને સ્ટીલની કૈંક અને બીજાઓની પ્રેરણાથી એ ગદ્ય લખવા પ્રેરાયો. ભરતીયે ચટેલા મહાસાગરની ઘોષણાથી એણે ગુજરાતના નવગદ્યની શાળા અને શૈલી સ્થાપી

૧૯૦૭ મા 'મંડલી મળવાથી થતા લાભ' એ વિષય ઉપર ભાષણ આપતો આપણે એને જોઇયે છીયે. ગુજરાતને નવી ફુટેલી વાચાને એણે નવીન મરોડ આપ્યો. ગુજરાતના લોકની વ્યક્તિગત વિશિષ્ટ શૈલીના, એણે ભારે અને સફળ આરંભ પ્રયત્નો કર્યા.

અગ્રેજીનુ ગદ્ય સાહિત્ય આ વખત પહેલા ફુલ્યુ ફાલ્યુ હતું. એડીસનની સરલ, વિનોદી અને ગોલ્ડસ્મિથની સરલ, સુઘડ અને ફુમલી શૈલીઓ આપણે ત્યા ઉમગથી વચાવા લાગી. અંગ્રેજી સાહિત્યના પ્રતાપી યુગો નવીન ગુજરાતના યુવકોને મંત્રવશ કરી પશ્ચિમના વાતાવરણમા ઉપાડી ગયા. મૅકોલે, મીલ, ડી કવસી, કાર્લાઇલ, આદિ અતિસમર્થ ગદ્ય લેખકોની શૈલીના એમને જ્ઞાન થયા. એમનાથી જીરવાયુ તેટલું અપર માનાનુ આ ધાવણ એમણે જીરવ્યું. એના અમૃત કે વિષ થઇ વાણી કે વમનદ્વારા એ આપણા સાહિત્યમા આવી થોડે ઘણે અશે ભળ્યા. નર્મદની ગદ્ય શૈલી આમ ઉપર કહી તેમ એડીસન ને સ્ટીલથી પ્રેરિત બની.

નર્મદશૈલીના આ નમૂના પરથી આપણે જોઇએ છીયે કે એના યુગનો નવો ઉત્સાહ એમા આવ્યો છે. નવીન અગ્રેજી–કંઇક એડીસન અને બીજાની-શૈલી એણે સ્વીકારી છે. આ શૈલીનાં

વિવિધ અંગોમા એ ગુજરાતી, સંસ્કૃત ઉપરાંત બીજા શબ્દો આવ્યા તેમ દાખલ કરતો ગયો છે. એના શબ્દોની ચુંટણીમા રસદૃષ્ટિનો વિવેક છે. વાક્યાવલિઓમા શબ્દોનાં સ્થાન, ઔચિત્ય અને અર્થવાહકતાની દૃષ્ટિએ આપવામા આવ્યા છે. એના ટુંકા, લાંબા, તુલનાભર્યા કે વિચ્છેદભર્યા વાક્યો એની શૈલીને આકર્ષક કરે છે. રસિક ગુજરાતી લલનાની અલંકારવિધિ એણે આછી આછી અને કલાથી ધારણ કરી છે. મારવાડી મહિલાને અંગે થોકબંધ સિંચેલા અલંકારોનો એને અણગમો છે.

આલંકારિક ભાષાના વિવિધ સ્વરૂપોનીયે ઓળખ થોડી થોડી એ આપતો રહે છે. નર્મદના સ્વભાવ અને ગુણ જેવી એની શૈલી છે અને પોતાના વ્યક્તિત્વને એણે શૈલીમા સારી રીતે ઉતાર્યું છે. જોઇયે તેવી સરલ, સંક્ષિપ્ત, મધુર કે સ્પષ્ટ એ થઇ શકે છે જગતની વિવિધ સ્વભાવધારી પ્રજાઓને પોતપોતાની લાક્ષણિક શૈલીઓ ગમે છે એકની શૈલી એના જેવી બીજીનું હૃદયરંજન ન કરે. ગુજરાતીઓની સ્વભાવવૃત્તિ, એમના સંસ્કારો, એમના ઉપર અસર કરવાની શૈલીના પ્રકાર, એમની સ્થિતિઓ અને એમાંથી સૂચવાતા એમના ભવિષ્યોના દર્શન : એ સૌ એમને રોચક કેમ થાય એ આપણા ગદ્યકારની ધ્યાન બહાર રહ્યુ નથી. આરંભના છતા નર્મદશૈલીના આટલા ગુણો જેવા તેવા નથી. એ શૈલીનું સ્થાન ગુજરાતી ગદ્ય શૈલીઓમાં આરંભનું તોયે માનવંતું રહેવાનું. નર્મશૈલીની શાલાના અનુયાયીઓને આપણે આ અરસામા આપણા સાહિત્યના આકાશમાં એમની મધ્યમા વિરાજેલી મૂર્તિની આસપાસ ધીમા ધીમા અને આછા આછા ચળકતા જોઇએ છીયે એ અનુયાયીઓમાંના કોઇમા એ મધ્યમૂર્તિના ગૌરવ કે તેજ નથી. નર્મદની ગદ્યશૈલી આમ નીરાળી ને જોમવંતી જણાઇ આવ્યા વિના રહેતી નથીજ.

શંકરપ્રસાદ રાવલ: ગુજરાતી ગદ્યસાહિત્યનો વિકાસ : 'ગુજરાત'



## નર્મદ: તેના વિષયો અને શૈલી

કવિ નર્મદે કયો વિષય છેડેલો નથી એ એક મહા પ્રશ્ન છે. ગદ્યમાં-ઇતિહાસ, કવિચરિત્રો, નીતિનિબંધો, સંસારસુધારાના વિષયો, નાટકો, ભાષાનાં વિવિધ અંગો વિગેરે તમામ પ્રકારની બાબતો ઉપર તેણે પોતાની લેખિની ચલાવેલી છે. નર્મદની લેખનપદ્ધતિ ધર્મવિચારમા પ્રબળ તથા વિલક્ષણ બને છે. નર્મદાશંકરની કવિતા અંતરના ઉભરાની છે, મદોન્મત માતંગના જેવી છે. હૃદયમા ઉઠતી ઉર્મિઓને લઇને તેમણે કવેલુ છે. વિષયની તેને તૂટ નથી, વિચારોને લેવા જવા પડતા નથી. સ્પષ્ટ વિચાર, સ્પષ્ટ ભાષા એ તેના લક્ષણો છે. ઢાંકપિછોડો કરવાનું તેમને આવડતું નથી નર્મદની લેખનપદ્ધતિને કોઇ પણ પ્રકારનાં બંધન પ્રિય નથી. તેની ભાષા તેના વિચારોને અનુસરી રહે છે, વિચારો ભાષાને અનુસરી રહેતા નથી. પોતાના વિચારો પ્રમાણે સમાજને વિચારતી કરવાના હેતુથી તેઓ પોતાને જ રૂચતો બોધ આપે છે. નર્મદશૈલીએ સાહિત્ય પ્રદેશમા એક નવી શાળા સ્થાપેલી અને તે ' ઉદ્ધતશૈલી ' થી ઓળખાય છે. ગુજરાતી ભાષા જ્યાં સુધી જીવતી રહેશે ત્યા સુધી કવિ નર્મદનું નામ કદાપિ પણ વીસરાનાર નથીજ. વિવેકાચાર્ય નવલરામે તેનું જીવનચરિત્ર લખી તેનું શ્રાદ્ધ કરેલું છે.

જયસુખરાય જોષીપુરા : 'સાક્ષરમાલા'

# સુરતી સુધારો

'સોરઠી સુધારા'ની ઉત્પત્તિ શી રીતે થઇ છે તે આપણે ઉપર જોઇ ગયા. હવે આપણે આપણી દ્રષ્ટિ ગુજરાતના સુધારા પ્રતિ ફેરવશું. ગુજરાતમા 'સુધારા'નું જન્મવું તથા ઉછેરાવું સુરતમાં થયેલું છે. સુરતે જ તેને પુષ્ટિ આપી તેને પ્રગતિ કરતો રાખેલો છે. અર્વાચીન 'સુધારા'નો જન્મ ઓગણીશમી સદીના પ્રાત:કાળમાં થયો છે. સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ મહેતાજી દુર્ગારામે કેવળ રૂઢિપ્રિય જીવનવ્યવસ્થાનો અભેદ્ય દુર્ગ તોડવાની શરૂઆત કરેલી, અને ત્યારબાદ મહીપતરામ રૂપરામ નીલકંઠ, કવિ નર્મદાશંકર, નવલરામ વગેરે વિવિધ કોટીના સુધારકો એ સૈન્યમા જોડાયેલા અને તેને પાછળથી અમદાવાદના ભોળાનાથ સારાભાઇ દીવેટિયા તરફથી પ્રબળ ટેકો મળેલો. આમાંના જેમની ઉપર પાશ્ચાત્ય વિદ્યા કે સંસ્કૃતિના જેવા અને જેટલા સંસ્કાર પડેલા તેમના વિચાર તેટલા પ્રમાણમા પરિવર્તન પામેલા, અને તેના પરિણામમાં ગુજરાતમાં ઓધાતા 'સુધારા'નો પ્રવાહ શતમુખી થઇ ગયો હતો. કવિ નર્મદાશંકરે પોતાના બળે કરીને સુધારકોના સૈન્યની સરદારી મેળવી લીધી અને 'નવું એટલું સોનું' માની લઇને જનસમાજ રૂપી સમુદ્રમાં ક્ષોભ ઉભો કરી દીધો. વાણી, કલમ અને વર્તનથી સુધારાનો વિજય કરાવવાને તેમણે ડાંડિઓ પીટાવી, અને નગારા ઉપર ધાવ મારીને સમાજક્ષેત્રમા કોલાહલ મચાવી મૂકયો. અને તે એટલે સુધી કે, સુધારો એટલે નર્મદાશંકર અને નર્મદાશંકર એટલે સુધારો એવી લોકભાવનાની હવા પણ બંધાઇ ગઇ.

જયસુખરાય જોષીપુરા: 'મણિશંકર કીકાણી'



# નર્મદાશંકર અને દલપતરામ

જુની અને નવી વિદ્યાએ માંડેલા દેશમંથનથી બહાર આવેલા પ્રથમ બે રત્ન તે કવિ નર્મદાશંકર અને દલપતરામ છે. કવિ દલપતરામ વ્યવહારકુશળ, શાન્ત પ્રકૃતિના, ઠરેલ, શબ્દચતુર કવિ હતા અને તેથી તેમની કવિતામા કોઇપણ જાતનું દર્દ નથી. શાંત હાસ્યરસ, બોધવાર્તા, શબ્દચાતુર્ય ને સરળતા, એ એમની કવિતાના મુખ્ય લક્ષણ છે.

નર્મદાશંકર ઉછળતા હૃદયના, સાહસિક, ઉત્સાહી, રસજ્ઞ કવિ હતા ને એમની કવિતા મર્મશોધક, પ્રસગે મર્મદારક પણ છે. દલપતરામ પોતાની જાતને ભુલી જઇ સ્હામાને રંજન કરવા શ્રોતાજનને અનુકુળ કવિતા લખે છે. નવલરામ લખે છે કે 'નર્મદની કવિતામા સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું, પણ ચાતુર્યનું થોડું. દલપતશૈલી સભારંજની ચાતુર્યશૈલી કહેવાય. નર્મદશૈલી મસ્ત કહેવાય.'

સભારંજની કવિતા હૃદયના ઉમળકાની નહિ હોવાને લીધે હૃદયપર ઘણી જ થોડી અસર કરે છે. વળી અમુક પ્રસંગે અમુક જનવર્ગને માટે રચેલી કવિતા સર્વ કોઇને અનુકુળ થઇ શકે નહિ. એટલે એવી કવિતાનું આયુષ્ય ઘણું દીર્ઘ હોવાનો સંભવ ઓછો.

પ્રાસંગિક કાવ્ય અમર થયાના દાખલા અંગ્રેજી ને સંસ્કૃત સાહિત્યમાં પણ આંગળીને વેઢે ગણાય તેટલા છે અને ત્હેની પ્રત્યેકની કીર્તિના નિરાળાં કારણ છે. પણ હૃદયની ઉર્મિઓ જેવી આજ ઉછળે છે, તેવીજ સેંકડો હજારો વર્ષો પૂર્વે ઉછળતી હતી ને ભવિષ્યમા ઉછળશે તેટલા માટેજ કવિના હૃદયનું ગીત સર્વ સ્થળે સર્વ સમયે સર્વ રસિક જનને પ્રિય લાગે છે. નર્મદાશંકર માત્ર કવિજ ન હતા, એમની પ્રવૃતિ સર્વદેશીય હતી ગુજરાતી ભાષામાં રૂઢ ગદ્ય લખવાનો પ્રયાસ કરનાર ને ત્હેમા અસાધારણ સફળતા મેળવનાર એજ મરત કવિ છે. કવિચરિત્ર લખવાનો રીવાજ પણ એમણે પાડયો, ગુજરાતી ભાષાનો કોષ અને વ્યાકરણ પણ પ્રથમ એમણે જ લખ્યાં, પિંગળ ને અલંકાર શાસ્ત્રને પણ એમણે જ ગુજરાતી ભાષામા પ્રચલિત કર્યા, સુધારાનો સબળ ઝુંડો પણ એમણે જ ઉપાડયો, રાજ્યરંગમાં વિવિધ પ્રજાઓનો ઇતિહાસ પણ એમણે જ લખ્યો, દેશાભિમાનની ભગતી પણ એમણે જ જારી કરી. “દેશાભિમાન” શબ્દ પણ એમણે જ પ્હેલીવાર ગુજરાતીમાં વાપર્યો. ઇતિહાસ ને જુનાં શાસ્ત્રના અધ્યયનથી સુધારાની નિષ્ફળતા માલમ પડી ત્યારે સુધારા વિરૂદ્ધ લખાણ પણ કવિએ જોસભેર ઉલટભેર કીધું નર્મદાશંકરની બુદ્ધિ સર્વગ્રાહી હતી તે વિષે કશો સંશય નથી. સર્વ પ્રદેશમા નીડરપણે ઘુમનાર આ વિરલ નરે પ્રત્યેકમા પોતાનું તેજ ઝળકાવ્યું છે, પણ કોઇમા પણ એવી ઉત્કૃષ્ટતા મેળવી નથી કે જેથી એનુ તદ્દેશીય લખાણ અમર થાય. નવલરામ, દલપતરામ ને નર્મદાશંકરનો શૈલીભેદ બતાવી, બન્નેને સમાન ગણવા લલચાય છે. બુદ્ધિબળમાં તો એ સમાન નથી જ. નર્મદાશંકરનું મન આરસી જેવું હતુ, જેમા તે સમયની સારી નઠારી સર્વ પ્રવૃત્તિનુ યથાર્થ પ્રતિબિંબ પડયું છે. માટે જ એને સમયમૂર્તિ નામ નવલરામે આપ્યુ છે. પોતાના સમયની સંસારસ્થિતિ યથાર્થ અવલોકવાની, તે રંગે રંગાવાની ને તે બરાબર ચિતરવાની શકિત અલબત અસાધારણ છે. તે માટે જ બુદ્ધિબળમા નર્મદાશંકર દલપતરામથી ચડે, પરંતુ કાવ્યપ્રદેશમાં દલપતરામે પોતે પસંદ કરેલી શૈલીમાં ઘણું કૌશલ્ય દાખવ્યું. જ્યારે નર્મદાશંકરે પોતાનુ સમગ્ર બળ હૃદયગીત ગાવામાં વાપર્યું હોય તેમ જણાતું નથી. નર્મદાશંકરે માત્ર નવી ગુજરાતને માર્ગ બતાવવા વિવિધ સ્થળે પાયો નાખી બાકીનું ચણતર ભવિષ્યની પ્રજાને માટે રહેવા દીધું છે. આથી ન્હાના દીવાનું ઝળહળતું તેજ મ્હોટા પણ ઝાંખા બળતા દીવાની બરાબરી કરતુ જણાય છે. પરંતુ કવિ નર્મદાશંકરની વિશેષતા એ છે કે આ નવીન યુગની સકળ પ્રવૃત્તિના એ ઉત્પાદક પિતા છે. એકલે હાથે એ યશસ્વી નરે અમર કાર્ય કર્યું છે અને આત્મબળની અલૌકિકતા સિદ્ધ કરી છે. કદાચ નર્મદાશંકરની કૃતિઓ ભુલાય પણ એમનું કાર્ય તો ચિરસ્મરણીય રહેશે જ. કવિ દલપતરામને અંગ્રેજી રાજ્યથી દેશને લાભ થશે એવી આસ્થા હતી તેથી તે વાતનો પ્રચાર કરવા તરફ એમનું લક્ષ હતું. બદલાતા જમાનામા લોકોને ઉકેલવાના અનેક મહાન પ્રશ્નો એમણે યથાશકિત યથામતિ પોતાના કાળમા ચર્ચ્યા છે.

ઇશ્વરલાલ ખાનસાહેબ અને નરહરિલાલ : સાહિત્યરત્નની પ્રસ્તાવના

# સંક્રાંતિકાળનો પ્રતિનિધિ

ભારતભૂમિ ઉપર પશ્ચિમનું અજવાળું વિશેષ પડવા લાગ્યુ, શાન્તિ દેવીએ હસ્તકમલ પ્રસારી સાહિત્યવિકાસના વેગ માટે વિશેષ અવકાશ આપ્યો, ભારતસંતાન પાશ્ચાત્ય સાહિત્ય-કુસુમની પરિમલ હૃદયમા ઉતારવા લાગ્યા. આ સમયને આપણે સંક્રાંતિકાળ કહીએ. સંક્રાતિ-કાળના મુખ્ય બે પ્રતિનિધિ થઇ ગયા છે.

જુની અને નવી લેખનપદ્ધતિ વચ્ચે પુલ જેવા કવિવર દલપતરામની શૈલી વિષે સ્વ. સા. શ્રી નવલરામભાઇના શબ્દો સ્મરવા યોગ્ય છે. "ઠાવકું હાસ્ય, મરમાળા કટાક્ષ, વાણીની મીઠાશ, અને રચનાના વિવિધ પ્રકારના ચાતુર્ય વડે દલપતશૈલીનાં શાન્ત અને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યા છે." સક્ષેપમા દલપતશૈલીમા ગૌરવની સાથે મીઠાશનું અતિમનોહર સંમેલન થયું છે, શાન્ત સરિતાની માફક રમતી રમતી તે વહેતી જાય છે. સાહિત્યના ઉત્કર્ષ અને પ્રસાર અર્થે કવિશ્રી દલપતરામે કરેલા સતત પ્રયાસના ચિરભોગ્ય ફળ તરીકે આજ દિન પર્યંત "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી" નામક સંસ્થા અને "બુદ્ધિપ્રકાશ" નામક માસિક પત્ર અસ્તિત્વ ધરાવે છે. કવિત્વશક્તિના પ્રાબલ્યે કરી પ્રાપ્ત કરેલો સી. આઇ. ઇ. નો માનવંત ખિતાબ કવિશ્રી દલપત-રામનો યશ દ્વિગુણિત કરે છે. પિંગલશાસ્ત્રાનુસાર છંદાનુબદ્ધ કવિતા લખવા તરફ જ કવિશ્રી દલપતરામની અભિરૂચિ હતી. તેથી કરી છંદ, માપ વગેરેનાં દ્રષ્ટિબિંદુએ જોતાં કવિશ્રી દલપતરામની કવિતા સ્ખલનરહિત જણાય છે. તેમના સવૈયા એકત્રીશા ઘણાજ વખણાય છે. એમની શૈલીનુ અનુકરણ રા. બુલાખીરામ, રા. છોટાલાલ, રા. કેશવલાલ વગેરે પુરૂષોએ સારી રીતે કર્યું છે.

જ્યારે કવિવર દલપતરામ પોતાના શાંત સુબોધક વર્ણનોથી લોકોનુ મન આકર્ષી તેમના પર નીતિની છાપ બેસાડતા હતા ત્યારે રૂઢ ગદ્ય જનસમાજમા પ્રવર્તાવનાર, આદ્યકોષકાર, સંસારસુધારક, એક વ્યક્તિ જનસમુહની સેવા કરવામા મચી રહી હતી, અને તે વ્યક્તિ કવિ નર્મદાશંકર. જેમ એક અથવા બીજી રીતે માર્ગ મળતાં "આર્ટીસીયન વેલ્સ" ના પાણી એકદમ ભૂમિમાંથી ઉછળી નીકળે છે, તેમ નર્મદ હૃદયભૂમિમાથી ઉર્મિઓ કવિતામાર્ગ દ્વારા અપ્રતિહત ઉછળી રહેલી જણાય છે. જેમ જવાળામુખી પર્વતમાંથી મુખ ઉઘડતા એકદમ ગડગડાટ ભડભડાટ કરતી કંઇ કંઇ ચીજો ઉછળી આવે છે, તેમ નર્મદહૃદયજવાળામુખીમાથી ઉર્મિઓ કવિતામુખદ્વારા ઉછળી આવે છે. ટુંકમા નર્મદની શૈલી આન્તર્ક્ષોભના ઉભરાટ ઉકળાટથી ભરપૂર છે. કવિ નર્મદાશંકરે સાહિત્યક્ષેત્રને અનન્ય શ્રમથી ખેડયુ છે, સાહિત્યમાં તેણે અનત પુષ્ટિસત્વ પુર્યું છે. આધુનિક સમયનું પ્રત્યેક ગુર્જર બાળક નર્મદનું સ્મરણ કરવાથી અતિ આનદિત થાય એ સ્વાભાવિક છે. ભલે તેનો ઉત્સાહ સ્વચ્છંદોન્માદનું રૂપ ધારણ કરે, ભલે તેની ભાષા કવચિત્ કવચિત્ ગ્રામ્ય શબ્દોથી કિલષ્ટ બને, પરંતુ ગુર્જર સાહિત્યવિકાસની અંદર જે ભગીરથ પ્રયત્ન તેણે કર્યો છે તે તેના અમર નામની સાથે અનંત સ્મરણીય છે. જેમ કવિશ્રી દલપતરામના સવૈયા એકત્રીશા ખાસ વખણાય છે, તેમ કવિશ્રી નર્મદાશંકરના રોળાવૃત

પણ તેટલાંજ વખણાય છે. એમની શૈલીનું રા. વિજયાશંકર, રા. સવિતાનારાયણ આદિ ગૃહસ્થોએ અનુકરણ કર્યું છે.

જેમ નાટ્યની શરૂઆત ખાસ કરી પ્રેમાનંદથી શરૂ થઇ લેખાય તેમ ગદ્યની શરૂઆત ખાસ કરી નર્મદાશંકરથી થઇ લેખાય. આ સમય ગુર્જર ભાષાનો અભ્યુદયસૂચક છે. જ્યારે નર્મદાશંકરે અને દલપતરામે જાતે લખી લોકોને જાગૃત કર્યા ત્યારે તેમના સમકાલીન રા. નવલરામભાઇએ સાહિત્યપોષણનો એક નવોજ માર્ગ શોધી કહાડયો. તેમનુ લખાણ બહુ અંશે અન્ય ગ્રંથોના વિવેચન રૂપ જ છે. પણ એ વિવેચનની ખાસ ખુબી એ છે કે લેખકની ખામીની સ્ફુટ રીતે પ્રતીતિ કરાવ્યાં છતાં તેને બીજા વધારે સારા ગ્રંથો લખવાનો ઉમંગ થાય.

રતનરામ ભટ્ટ : સાહિત્યવિલાસની પ્રસ્તાવના



## નર્મદ : કેટલાક દૃષ્ટિકોણ

### આધુનિક યુગનો અરુણ

કવિ નર્મદનો જન્મ ઇ. સ. ૧૮૩૩ મા. એ પ્રસંગને આજે સો વર્ષ થાય છે. સમય કાળ અને ફિલસુફની દ્રષ્ટિએ કે આઇન્સ્ટીન સરખા વૈજ્ઞાનિકની દૃષ્ટિએ, અગર કોઇ જીવનવિકાસના ઇતિહાસકારની દૃષ્ટિએ મહત્વરહિત, સાપેક્ષ અગર અતિધીર ગતિમાન સત્ત્વ લાગતું હોય તો પણ આપણી સામાન્ય દૃષ્ટિએ એ અતિ મહત્વનું સત્ત્વ અને ત્વરિત સત્ત્વ લાગે તો તેમા નવાઇ નથી. કવિ નર્મદ એ આધુનિક યુગનો અરુણ. કવિ દલપતરામ એના પૂરોગામી. નવયુગની જે રંગ-રેખાઓ દલપતરામે દોરી તેમા નર્મદે સ્પષ્ટ અને નવીનતાના આગમનને ન ભૂલી શકાય તેવા ઝમકદાર રંગ પૂર્યા.

### યૌવનકાળના ઇતિહાસપલટા

સને ૧૮૦૦ ની આજુબાજુમા નાના ફડનવીસની સાથે હિંદુપત પાદશાહીની અશક્ય બનતી જતી ભાવના અશકય બની ગઇ, અને અંગ્રેજો સાર્વભૌમ ચક્રવર્તી બન્યા. અને ૧૮૧૮ મા પેશ્વાઇ નિર્મૂળ થઇ અને હિંદુસ્તાન ઇંગ્રેજોની મહેરબાની ઉપર જીવતું બની ગયું. મોગલાઇનું માત્ર નામજ રહ્યું હતું. પહેલા પ્રસંગને નર્મદના જન્મ સમયે તેત્રીસ વર્ષ થયાં હતા અને પેશ્વાઇ ગયાને માત્ર પંદરજ વર્ષ થયાં હતા. પંજાબનો રણજિત હજી જીવતો હતો. સત્તાવનનો બળવો–જેને કેટલાક ઇંગ્રેજ ઇતિહાસકારોની પ્રામાણિકતા સ્વાતંત્ર્ય યુદ્ધ તરીકે પણ સ્વિકારે છે, તે-હિન્દની પુરાણી રાજકીય માન્યતાઓને ભસ્મ કરતો, રાજકર્તાને હિંદનું હૃદય જીતવાનો મહાબોધ આપતો પ્રજળી ઉઠયો ત્યારે નર્મદ ચોવીસ વર્ષનો ભરયુવાન હતો. પ્રાચીન કવિતાના અસ્તને સોનેરી રૂપેરી રંગની ભભકથી દીપ્તિયાન અને કળામય બનાવતા રસમૂર્તિ દયારામનું અવસાન થયું ત્યારે નર્મદની વય ઓગણીસની હતી.

### નવયુગનાં મંડાણ

જીવન, રાજ્ય, અને સાહિત્યમા નવી દ્રષ્ટિ આવતી હતી, એ આગોગ્રે ઓગણીસમી સદીનો યુગ જગતને માટે તેમજ હિન્દને માટે વિચાર અને આચાર–પરિવર્તનનો મહાયુગ હતો. કેળવણી પૂરતા પ્રમાણમાં ફેલાઇ છે ? અનિષ્ટ રિવાજો નાબુદ થયા છે ? વહેમો નષ્ટ થયા છે ? દેશાભિમાન ખરેખર જાગૃત થયું છે ? ગુજરાત અને ગુર્જર ભાષાનું નિર્મળ અભિમાન આપણા હૃદયમા સ્થાન પામ્યું છે ? નર્મદને તેના જીવનમાં જ નિરાશા ઉત્પન્ન થઇ હતી. તેના જીવન પછીની અડધી સદીમાં થયેલી પ્રગતિ માટે નર્મદનો આત્મા સંતોષ પામશે ખરો ? કોણ જાણે ? ખાતરી ભાગ્યેજ આપી શકાય.

### નવાજૂનાનો જંગ

યુગપુરૂષોની આજ કરૂણકથની Tragedy હોય છે. તેઓ ધારે છે એટલી ઝડપથી જગત વધતું નથી. અનેક વર્ષોના સંસ્કારો અને અનેક વર્ષની ટેવો ઝડપથી બદલાતી નથી, જો કે તેની ખામીઓ આપણે જોતા હોઇયે તો પણ. અને બીજું એક મહત્વનું કારણ એ હોય છે કે અનિષ્ટ રૂપ બની ગયેલા સંસ્કારો અને આચારોના ગર્ભભાગમાં કોઇ ઇષ્ટ તત્ત્વ છુપાઇ રહેલું હોય છે. એ તત્ત્વ બાહ્યકૃતિમા વિસરાઇ જાય, પરંતુ જ્યારે બાહ્યકૃતિ ફેરવવાનો પ્રશ્ન ઉભો થાય છે ત્યારે તત્ત્વ પોતાનો વિનાશ ન થાય એ માટે ભારે બળ યોજે છે, અને તે બળ ફેરવવા યોગ્ય આકૃતિના પણ કંઇક અંશો સાચવી રાખે છે. સમાજશાસ્ત્રનો અભ્યાસ આપણને પ્રગતિ અને સંરક્ષણના બળોની ખેંચતાણનો જ ઇતિહાસ શીખવે છે. જૂનું એક વખત નવું હતુ. નવું જે માગે તેનો મુખ્યાશ જૂનામાં સમાયેલો હોય છે. અને નવી જાતની પણ બધીજ બાહ્યકૃતિ પસંદ કરવા જેવી હોતી નથી. અનિષ્ટ ટાળવા માટે જૂનાને ભાગી નાખવું–નિર્મૂલ કરવુ ? કે જૂનાનો શુભ અંશ સાચવી રાખી તેના ઉપર નવીનતા રચવી ? બન્ને મહા વિકટ કાર્યો છે. ક્રાન્તિ અને વિકાસ એ બંનેની સાધના દુર્ઘટ છે. ક્રાન્તિ સાથે એક મહાભય રહેલો છે. જૂનાને ભાગી નાખવાના પ્રયત્નમા અનેક અનિષ્ટ અંશો દાખલ થાય. સ્પર્શાસ્પર્શની ભાવના ભૂલભરેલી છે એમ માનતું માનસ જૂની રૂઢિ તોડવાના જોશમા અસ્વચ્છતા Insantary-habits ને અજાણતા આવકારે છે. પ્રજાસત્તાકની ભાવનામા અમેરિકાની માફક લાચરૂશ્વત ભયંકર સ્વરૂપ ધારણ કરી પ્રજાસત્તાકની ભાવનાને દુષણ લગાડે છે, અને સ્ટેલીન, કમાલ કે મુસોલીની સરખા નિરંકુશ સત્તાવાદીઓને શકય બનાવે છે.

### જૂનવાણી માનસની વિચાર સરણી

સ્હામે જૂના શુભ અંશો સાચવી રાખી તે ઉપર નવુ ઘડતર કરવા ઇચ્છતુ માનસ નવીનતાને ભાગ્યે જ પ્રામાણિકપણે આવકારે છે. જૂનામા નવીનતા જોવા તે મહા પ્રયત્નો કરે છે દ્રષ્ટાંત તરીકે સ્પર્શાસ્પર્શમા તે વર્તમાન વિજ્ઞાનના નિયમો વાંચવાની ઘેલછા કહાડે છે. નવીનતાના દોષો એ પ્રાચીનતાના જાણે બચાવ ન હોય એમ તે સફળતાથી માને મનાવે છે. દાખલા તરીકે મ્હોટી મ્હોટી ગાર્ડન પાર્ટીઓ અપાતી જોઇ તેના દોષને પૂછે છે. જૂની પદ્ધતિની ન્યાતોમાં શું ખોટું હતું એમ બહુ સફળતાથી પુછે છે. પશ્ચિમની સુધરેલી પ્રજાઓમાં

પણ વર્ગભેદ છે એ હકીકતને જાણતાં આપણી ન્યાતજાતની પદ્ધતિનો બચાવ કરવા પ્રેરાય છે. પ્રજાસત્તાની ખામીઓ નીહાળી જરાય બચાવ ન થાય એવી રાજાઓની પ્રથાનાં ગુણગાન કરવા પ્રવૃત્ત થાય છે.

## આજનો ક્રાન્તિવાદી કાલનો સંરક્ષણવાદી

આથી એ વધારે મુસ્કેલી તો એ પડે છે કે એક સમયનો એક દશકાનો ક્રાન્તિવાદી બીજા દશકામાં સંરક્ષણની તરફેણમા ઉભો થઇ જાય છે. તે નવીનતાનો ઝુંડો લઇ આગળ ધસે છે, તેનાથી ઝડપ થઇ શકતી નથી, તે અકળાય છે, પોતાના અને પોતાના સાથીઓના દોષમા નવીનતાની ખામીઓ જોવા પ્રેરાય છે; આથી આગળ વધી જૂનવાણીમાં તે તથ્ય જુએ છે અને તેમ કરતા અતે જૂનાનો જ વકીલ બની તે બેસી જાય છે.

## શૌર્યગીતોના શંખનાદ

જેમ નર્મદ માત્ર સાહિત્યકાર ન હોતો, તેમ નર્મદ માત્ર સુધારક ન હોતો. નિમાલ્ય માનસ ભોગવતી ગુજરાતી પ્રજામાં જુસ્સો, સ્વાભિમાન અને સ્વદેશાભિમાન તેણે પ્રેર્યા. વીરત્વ-ભર્યા ગદ્ય અને પદ્યદ્વારા ગુજરાતની અસ્મિતા જગાડવા તેણે ભગીરથ પ્રયાસ આદર્યા અને એ પ્રયાસને પરિણામે હૃદયસ્પર્શી યુદ્ધગીતો ગુજરાતને સંભળાવ્યા, અને ગુજરાત એ માત્ર ભૌગોલિક નહી પણ સાંસ્કારિક એકતા ધરાવતી જાગતીજ્યોત પ્રજા છે, એ માન્યતા એણે ઉત્પન્ન કરી અને દઢ કરી.

‘ યા હોમ કરીને પડો ફતેહ છે આગે ’
‘ રણ તો શૂરાનું ’
‘ જય જય ગરવી ગુજરાત ’

આવા આવા કદિ ન ભૂલાય એવા ઉદ્દીપક અને ભાવભર્યા ગીતો તથા પ્રજાભાવનાની જીવંત કલ્પનાઓ આપનાર કવિ નર્મદ એક સાચો અને ભવ્ય દેશસેવક હતો.

## યુગપુરુષ નર્મદ

આમ નર્મદ સાહિત્યકાર હતો, સુધારક હતો અને દેશભકત હતો. આ ત્રણમાથી તે માત્ર એકજ સ્વરૂપે વ્યક્ત થયો હોત તો તે એ જાગૃતિસમયના કોઇ લેખક, સુધારક કે દેશભકતની માફક ભુલાઇ ગયો હોત. પરંતુ નર્મદ એના સમયપ્રવાહોનો પરપોટો નહોતો, સમયનો આયનો જ નહોતો, સમયના બલપ્રવાહોને પોતામા સન્ક્રાન્ત કરી એ પ્રવાહોને નિશ્ચિત ગતિ આપતો એ સમયબલના કેન્દ્રરૂપ હતો. એ યુગપુરુષ હતો. માટે જ ગુજરાતી જીવનના ઇતિહાસમા નર્મદનું નામ અમર છે.

## નર્મદનાં આદર્યાં અધૂરાં જ છે

આજ નર્મદના જન્મને એક સૈકું થયું. નર્મદના મૃત્યુકાળને લગભગ અડધું સૈકું થયું. એ સમયના અને આજના ગુર્જર માનસમા ફેરફાર થયા છે. મહત્વના ફેરફારો થયા છે, છતા નર્મદે ઉઠાવેલા કેટલાક પ્રશ્નોનો આપણે નિકાલ કરી શકયા છીએ ?

## સાહિત્ય અને જીવનનો સમન્વય

સાહિત્ય અને જીવનનો સંબંધ સજીવ છે, એ પુરવાર કરવા માટે નર્મદનું સાહિત્ય નર્મદના જીવન સાથે સહજ સરખાવવું બસ થશે. નર્મદ સરખું અવિરત પ્રયોગશીલ જીવન ભાગ્યેજ જડશે. તેણે નવીનતા માત્ર વિચારી જ નહોતી, તેણે નવીનતા માત્ર લખી જ નહોતી, તે નવીનતા જીવ્યો છે. લાલચોને ઠોકર મારી કલમને જ નિશ્ચયસહ જીવન સમર્પણ કરનાર એ સરસ્વતીનો આદર્શ સેવક, રાજ્યાશ્રય પામતો રાજભાટ નહિ પરંતુ પ્રજાની સેવા કરતો કડક સેવક, ગુજરાતનો આદ્ય સુધારક. આપણી પ્રાચીન સંસ્કૃતિ અને યુરોપીય સંસ્કૃતિના સંપર્કનો યુગ તે ઓગણીસમી સદી. યુરોપીય વિજયે યુરોપીય સંસ્કૃતિમાં વિજયતત્ત્વ બતાવ્યા, અને ખરે, આપણી પ્રાચીન સંસ્કૃતિમા એવાં અને કેટલા અનિષ્ટ તત્વોએ પ્રવેશ કર્યો હતો કે આપણી સંસ્કૃતિનો રાજકીય પરાજય અનિવાર્ય હતો. એ અનિષ્ટ તત્વો એટલાં સ્પષ્ટ હતાં કે તેમને અત્રે વિગત પૂર્વક જણાવવાની જરૂર નથી. ધર્મમાં, સમાજમાં વહેમ, રૂઢિ, મિથ્યાચાર, દંભ પ્રવેશી ગયા હતાં. આપણા માનસમા શિથિલતા, સ્થિતિચુસ્તપણું, દુરાગ્રહ, ઉદાસીનતા દાખલ થઇ ગયા હતા. સામાન્ય સમજથી ઝટ સમજાય એવી દલીલ સાભળવાની અને તે માનવાની આપણી તૈયારી નહોતી. એવા અનિષ્ટ તત્વોને એકજ પ્રહારથી નિર્મૂલ કરવાની અભિલાષા રાખતો નર્મદ એક મહા સૈનિક હતો. તેણે સુધારો સમજાવ્યો જ નહીં, પણ સુધારો આચારમા મુકયો. ન્યાતજાતના બંધનો તેણે અળગા કર્યા; વિધવાવિવાહનું સૂચન માત્ર રૂઢિપૂજકોને કંપાવી મૂકતુ, તે વિધવાવિવાહ તેણે કર્યો, પ્રેમ-શૌર્યનો પોતાનો મુદ્રાલેખ આચારમા મૂક્યો; ઉદારતાની પરાકાષ્ઠામાં ધનસંચય ન જ કર્યો, ધ્યેયને ખાતર ગરીબી વેઠી: સ્વમાન અને ટેક કેવા હોઇ શકે તેનું જ્વલંત દ્રષ્ટાંત રજુ કર્યું.

સ્વપ્ન જોવાનો, સ્વપ્ન રચવાનો, એ યુગ હતો. વીસમી સદીના મહાપ્રયોગોની કલ્પના એ યુગે સરજી હતી. પ્રાચીનતા ઝડપથી લુપ્ત થતી જતી હતી. નવીનતાનો પ્રવાહ પૂર જોસમાં વહી રહ્યો હતો. એ યુગના બરાબર મધ્ય ભાગ ઉપર અડધી સદી સુધી નર્મદનું જીવન લંબાયું. જીવન અતિશય ટુંકુ-વર્ષ ગણતરીના પ્રમાણમા માત્ર ત્રેપન વર્ષનું એ પચીશી પૂરતું. પહેલી પચીશી તૈયારીની. બીજી પચીશીની મહાપ્રસાદી:—

એટલે નર્મદનું જીવનકાર્ય માત્ર એના જીવનની બીજી પચીશીમા તો પૂરૂ થઇ ગયું. નર્મદના જીવનનો પરિપકવ ભાગ શરૂ થાય તે પહેલાં તો એ જીવન અસ્ત પામ્યું. એ ન્હાનકડા જીવનમા નર્મદ યુગપુરુષ બની ગયો. એ સમયની કોઇ પણ વ્યક્તિ કરતા નર્મદે વધારે પ્રમાણમા યુગબલને ઝીલ્યું, અને બીજી કોઇ પણ વ્યક્તિ કરતા નર્મદે એ યુગબળનો પ્રવાહ વધારે પ્રમાણમા વહેવરાવ્યો, દલપતરામ કરતા પણ વિશેષ. ત્રેપન વર્ષની આયુષ્ય મર્યાદામા નર્મદ સમર્થ કવિ, સમર્થ ગદ્યકાર, સમર્થ ચિંતક અને સમર્થ લેખક થયો. તેણે નાટકો લખ્યાં, વિવેચનો લખ્યા અને પિંગળ તથા રસાલંકારને ગુજરાતીમા ઉતારી શબ્દકોશની મહાભારત રચના એકલે હાથે ઉપાડી પોતાનું સાક્ષરત્વ સિદ્ધ કર્યું, અને લેખક તથા સાક્ષર એ બે શબ્દોમાં રહેલા મહત્વના પણ ઝડપથી ભૂલાઇ જતા તફાવતનું રહસ્ય સહુને સમજાવ્યું. એણે સારા

પ્રચારક–Propagandist તરીકે કામ કર્યું. રાજ્યરંગમાં એક ઇતિહાસકારની જગદ્‌વ્યાપી દૃષ્ટિ ખીલવી–એચ. જી. વેલ્સનું સ્મરણ કરાવે એવી ઇતિહાસકથા લખી. કવિતા વિષે નવીન વિચારો આપ્યા, ગદ્યમા પણ કવિતા હોઇ શકે એવું આજ પણ ભડકાવનારૂં કથન કરી ઉદાર રસજ્ઞાન બતાવ્યું, નવીન છંદોની રચના કરી, કલાવિધાનના દર્શન કરાવ્યા. સાહિત્યમાં તેણે શું શું નથી કર્યું ?

## ગાંધીજી નર્મદના ભવ્ય વારસ

છતાં તેની ક્રાન્તિ નિષ્ફળ નિવડી છે એમ કહેવાય નહિં. ક્રાતિ કાંઇ નહિ, તો છેવટે પ્રાચીનતાના શુદ્ધિકરણ રૂપે પરિણામ પામે છે. નર્મદનું સ્વપ્ન સફળ થયું નહિ હોય, છતા તે અફળ થયું છે એમ કહેવું એ અસત્ય છે. કેળવણી વ્યાપક નહીં થઇ હોય તો પણ તે વધી તો છે જ. અનિષ્ટ રિવાજોને અનિષ્ટ કહેવામાં પણ, નર્મદના સમયમા ભારે હિમ્મત જરૂરની હતી. આજ એ અનિષ્ટતાનો સ્વીકાર થઇ રહ્યો છે નર્મદનું દેશાભિમાન રાજદ્રોહ ગણાતુ ન હતું, એનું કારણ એટલું જ કે તે સમયે નર્મદનુ Vision સ્વપ્ન બીજા જોઇ શકતા ન હતા. આજ એ સ્વપ્ન ઘણા જુએ છે. અને તે સત્ય બનાવવા મથે છે. નર્મદે ગાયેલી ગરવી ગુજરાત આજ ખરેખર ગરવી બની છે. મહાત્મા ગાધી દેશાભિમાનમા, સંસાર સુધારાની બાબતમાં નર્મદના એક ભવ્ય વારસ છે. નર્મદની વિચારપકવનામા યોજનામાં ગાધીજીના વર્તમાન વિચારો અને યોજનાઓનો ભાસ થાય તો તે વધારે પડતું હોય નહીં.

## સાહિત્યમાં ઐતિહાસિક સ્થાન

નર્મદ સાહિત્યકાર તરીકે આજ પડછાયામા પડતો જાય છે; એની કલામા પ્રાથમિકપણું દેખાઇ આવે છે; એની કવિતામાં અને ગદ્યમા આપણે અપરિપક્વપણું જોઇ શકીયે છીયે; આ બધું ખરૂ. તથાપિ ગુર્જર સાહિત્યમા તેનું ઐતિહાસિક સ્થાન અમર છે. થોડા સમયમાં તેનું સાહિત્ય નવગુજરાતને પ્રેરણા આપતું અટકી જાય એ કલ્પી શકાય એમ છે, પરંતુ ગુર્જર સાહિત્યના અભ્યાસનો પહેલો અને જ્વલંત પાઠ નર્મદનો છે, એ અભ્યાસીઓથી વિસારાય એમ નથી.

## આચાર–વિચારનો મેળ

નર્મદનો સંસારસુધારો આજ કોઇને ક્ષુલ્લક લાગે, જો કે હજી નર્મદના પ્રશ્નો આપણે સફળતાથી ઉકેલ્યા નથી એમ કહેવુ પડે છે. બાળલગ્નનો કાયદો બ્રિટીશ સરકારને કરવાની હજી આજ ગમ પડી છે.

## નર્મદનો માનસપલટો

આ વ્યક્તિગત પરિવર્તનો બહુ અભ્યાસ કરવા સરખાં છે. મેકડોનાલ્ડ સરખો સમાજવાદીઓનો નેતા જૂના ફેંકી દેવા સરખા વિચારની બનેલી રાજનીતિનો શાસનધર બની કેમ બેઠો છે, એ વિષયના ઉકેલમા સામાજિક ફેરફારો અને બદલાતા માનસનો રસભર્યો અભ્યાસ થઇ શકે

એમ છે. કવિ નર્મદનું જીવન પણ આવા ફેરવાતા માનસનું દૃષ્ટાંત પૂરું પાડે છે. એ ફેરફાર શરૂ થયો હતો, તેનુ છેવટનું પરિણામ આવે તે પહેલાં તેનુ જીવન પૂરું થયું. પરંતુ એ માનસ ફેરફારમાં એક મહત્વની વાત આગળ તરી આવે છે. એ ફેરફારમાં સ્વાર્થનો અંશ સરખો પણ નહોતો, જ્યારે ઘણી વ્યક્તિઓના માનસ પરિવર્તનમા અંગત અનુકૂળતા ધીમે ધીમે પ્રાધાન્ય ભોગવતી જાય છે. એ અંશ ન હોવાના કારણે જ તે યુગપુરુષ છે. સ્વાર્થી મનુષ્ય આખા યુગને ભેટી શકતો નથી.

## ગુજરાતના યુગપુરુષોની ત્રિમૂર્તિ

ગુજરાતના ત્રણ મહાપુરૂષો : નર્મદ, દયાનંદ સરસ્વતી અને મહાત્મા ગાંધી. એ ત્રણેના માનસનો અભ્યાસ અને સરખામણી આજનો વિષય નથી. છતા એ ત્રણે મહાન ગુજરાતીઓના ઘડતરમાં ક્રાન્તિ, સંરક્ષણ અને એ બનેના સંમિશ્રણ કેવી રીતે અને કેવે સ્વરૂપે વ્યકત થાય છે, એ જેવાની જરૂર ઝડપથી ઉભી થતી જાય છે. એ ત્રણે તત્વો સત્ય છે, અને વ્યકિતગત કે સામુદાયિક પ્રયત્નો છતા એ સત્યો વારવાર પ્રકટ થઇ પોતાનું બલ પ્રકટ કર્યે જાય છે. ક્રાતિવાદી બળવો જગાવે છે, બળવો થાય છે, પરંતુ બળવાનો પૂર્ણ ઉદ્દેશ પાર પડતો નથી. બળવાને નિરર્થક કરનારા તત્વો બહુ જ સૂક્ષ્મ રીતે બળવાને નિષ્ફળ કરવા મથે છે. ક્રાન્તિને દોરનાર યુગ-પુરૂષ નિરાશ થાય છે. તેના જીવનનું સ્વપ્ન ખરૂં પડતું નથી. તે પાછો પગ માડે છે, અગર સમાજજીવનમાથી અદૃશ્ય થઇ જાય છે.

રમણલાલ દેસાઈ : સુરતની નાગરજ્ઞાતિ સમક્ષ ભાષણ



## નર્મદયુગની કવિતા

નર્મદયુગમાં સાચી કવિતા ન જન્મી શકે એવા આ ઉપરાત બીજાં પણ કારણો ગણાવી શકાય, પણ એ સઘળાંની સવિસ્તર ચર્ચા આગળ આપણે યુગલક્ષણો સ્વતંત્ર લેખમા વિચારીએ ત્યાં જ પ્રસ્તુત લેખાય. એટલે અત્યારે તો એટલું જ કહેવું બસ થશે કે આ જમાનાનું સ્વરૂપ જ કંઇક એવું હતું કે ઉચ્ચ પ્રકારની કવિતા એમાં ઉદ્‌ભવી શકે નહિ. કેમકે વસ્તુતઃ નર્મદયુગની નદી એ વર્ષાઋતુની ઘૂઘવતી, ઊછળતી, રેલાતી એવી ગાડીતૂર નદી હતી. એના જીવનજળ ખૂબ ડહોળાએલા હતા અને તેમાં ઠેર ઠેર વમળો પેદા થતાં હતા. શરદઋતુની નિર્મળતા કે પ્રસન્નતા હજુ એમા નહોતી આવી. એટલે કવિતાસુન્દરીના વિહાર કે ક્રિડનને માટે હજુ એ પાત્ર નહોતી બની. આ રીતે આ યુગમા કોઇ ઉત્તમ પ્રકારની સુંદર કવિતા લખી શકે એવી સ્થિતિ જ હતી નહિ. તેથી જ આખો નર્મદયુગ પોતાની સાચી રસવત્તાથી સર્વતોષક બને એવી ચિરજીવ કવિતા તો શું, એવા છૂટક કાવ્યો પણ અલ્પ જ આપી શકેલ છે.

વિશ્વનાથ ભટ્ટ : નર્મદયુગનું વાઙ્‌મય : કૌમુદી : પુ. ૮, ૩૭૯

## નર્મદશૈલીનું સ્વરૂપ

જેવું શીલ તેવી શૈલી, એ સૂત્રનું શ્રેષ્ઠ ઉદાહરણ આપણા સાહિત્યમાં કવિ નર્મદ છે. એનું ચિત્ત દેશના દુઃખથી ઉકળતું. શુ કરી નાખીયે તો આપણા દેશના લોકો ખરાબ રિવાજો છોડી, ગુલામીની જ જીગે છોડી જગતમા માનવંતું પદ લે એવા વિચારોથી એનું મન ઉભરાતું. એનું દિલ સાફ ને સ્વભાવ સાચાબોલો હતો. આ સર્વ ગુણો એની શૈલીમાં કોઇને પણ દેખાય એવી રીતે પ્રતિક્ષણે પ્રતીત થાય છે.

નર્મદ સાચો વીર હતો એટલે એની વાણી સીધી, સરળ અને સચોટ હતી; મનમાં હોય તેજ એ નિડરપણે કહેતો, તેવી સીધી; સહુ એનું લખ્યુ બોલ્યુ સમજે એમ ધારીને કહેતો તેવી સરળ અને સહુ એનું કહ્યું કરે એ હેતુથી કહેતો તેવી સચોટ. પણ આ તો એના સામાન્ય ગુણો છે. એનો વિશિષ્ટ ગુણ એ છે કે કહ્યા વિના રહેવાય નહિ ત્યારે એ કહેતો. આ વિરલ ગુણ ગાંધીજીમા પણ છે, ને તેથીજ એ બેઉની વાણીના બળ અને વેગ સરખા છે.

નર્મદના ગદ્યની તુલના કરવી હોય તો એની શૈલીના જ ગુણો ગણાવીએ તે બસ નથી. સહુથી મહત્વની બાબત તો એ છે કે એણેજ પ્રથમ રૂઢ ગદ્ય લખવા માડ્યું. એના લખાણોમા અચિંતા સફાઇ વિનાનાં વાકયો ને વિચારો આવી જાય છે તેનું કારણ એજ છે. શત્રુનું ડોકુ ઉડાવવુ હોય તો પ્રથમ લુહાર તરવાર ઘડે છે, પછી ઘમનાર તેને પાણીદાર બનાવે છે, પછી ઉસ્તાદ તરવારપટા શીખવે છે ત્યારે છેવટે યુદ્ધવીર તરવાર લઇ મેદાનમા બહાર પડે છે. નર્મદવીરને પણ વહેમરૂપી શત્રુનું ડોકું ઉડાવવું હતુ. પરતુ એને તો સઘળું એકલે હાથે કરવાનું હતું. પ્રથમ અનેક વિષયો પર લખીને એણેજ ભાષાને ખરેખરી ઘડી, નવનવા પ્રયોગો દાખલ કરી એણેજ શિષ્ટ ગદ્યલેખનના ધોરણો નક્કી કર્યા ને આ જાણે ઓછું હોય તેમ છેવટ એણેજ અખૂટ સામર્થ્યના બીજવાળી પારદર્શક શૈલી પણ આપણને આપી. આપણા ગદ્યસાહિત્યના પિતા તરીકે શૈલીકાર નર્મદનું નામ અમર રહેશે.

વ્યોમેશચંદ્ર પાઠકજી : ગદ્યકુસુમ



## સુરતની યાત્રા

'સુરત સોનાની સુરત', ની આખરે તમે જાત્રા કરી ખરી. બિચારો કવિ નર્મદા એજ ગુજરાતનો અમૂલ સતાન સુરતને કયી કયી રીતે વર્ણવે છે, એ તહમે વાચ્યું હશે. એને મન તો સુરતજ જગતનું તારણસ્થાન હતું. "પ્રેમ–શૌર્ય" ના મોંઘા મત્રો તથા "જય જય ગરવી ગુજરાત" ના ગગનભેદી સુરો આમલીરાનમાથી, પહેલીવાર ગુજરાતમા તો ઉઠયા. ગુજરાતના જીવનનો નાડધબકાર કવિ નર્મદથી શરૂ થયો કહીએ તો એમા ખોટું નથી. કયાં એનો બુદ્ધિવાદ, કયા એનો વિશાલ અને સર્વદેશીય જ્ઞાનપ્રવેશ? જગતના સામાજિક અને ઐતિહાસિક અભ્યાસના ફળ નર્મદે પહેલીજ વાર ગુજરાતના ખોળે ધર્યાં. એની ભાષાની સચોટતા ને જોશ ગુજરાતમા નવીન હતાં. એજ નર્મદ ગુજરાતના વહેમ તથા જીવન વિકાસમાં અંતરાયરૂપ સમાજરૂઢિની સામે, સગ્રામના મોખરે ઝુઝતો હતો

"સહુ ચલો જીતવા, જંગ બ્યુગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે."

ગુજરાતમા સામાજિક, ધાર્મિક, સાહિત્યવિષયક, તથા રાજકીય જાગૃતિનો નર્મદ પ્રભાતટહુકો હતો

રતનલાલ શેઠઃ ગુર્જરગિરા ( હસ્તલિખિત માસિક ) : કેટલાક પત્રો

# નર્મદની કાવ્યભાવના

આપણાં હાલના કવિતાસાહિત્યનો યુગ, નર્મદ—દલપતની મંડાયો એ તો સિદ્ધજ છે પ્રાચીન યુગનો છેલ્લો The last of the ancients તે રસિક કવિ દયારામ. નર્મદે કવિતાનું સ્વરૂપ કંઇ બદલ્યું; અંગ્રેજી સાહિત્યના પ્રકાશને ઝીલનાર પ્રથમ નર્મદ, એના કાવ્યોમાં વર્ડ્ઝવર્થની છાયા અને ભાવો મળી આવેછે, અને કવિતામાં કંઇક "દર્દ" અથવા "લાગણી" જોઇએ, તે વ્યાખ્યા નર્મદે આપી. કાવ્ય અને પદ્યમાં શો ફેર તે ત્યારેજ સમજાવા લાગ્યું. તે પહેલા કવિતાનો ખ્યાલ કેવો હતો તે વિષે, તે વખતના સમર્થ વિવેચક સ્વ. નવલરામ એક સ્થળે લખેછે કે "ઘણા તો સારા રાગમાં વૃંદશાસ્ત્રનું પણ માપવાળું લખાણુ હોય તો તેને કવિતા સમજે અને તેમા ઝડઝમકના તડાકા ભડાકા તથા સરસા મમ્માવાળા પાંચ સાત શબ્દો જોડે ગુંથેલા હોય તો તેને ઉત્તમ કવિતા કહી પોતાના મનમા નિશ્ચય કરે કે અમારા જેવા કવિતાના કોઇ પારખુ નથી. તેઓના વિચારમાં શબ્દનો ધ્વનિ એજ કવિતા છે, અર્થની ઝાઝી પરવાહ રાખતા નથી.' નર્મદાશંકરની વ્યાખ્યા એવી હતી કેઃ—

"અક્ષર માત્રાનિમ ગણી, રચવો શબ્દસમાસ,
તે કવિતા નર્મદ કહે, છંદવૃત્ત સુખ આશ"

તેના સમકાલીન કવિ દલપતરામની વ્યાખ્યાઃ—

"કવિતા કહીએ કલ્પના, જનમનરંજન જાણ;
સરસ સરસ રસ સબ્દમા વાકયની રચના આણ."

અને આ બન્ને કવિઓની કવિતા, જો કે એકજ ધાટીથી લખાયેલી, પણ ભિન્ન છે. કયાં નર્મદની "મસ્ત" શૈલી અને દલપતરામની "સભારંજની" શૈલી ? એવોજ કાળ ઇગ્લંડમા ડ્રાઇડન અને પોપના સમયમા હતો. કર્ણને મધુર લાગે એવી વાકયરચના—માપસર—એ તે વખતની કવિતાની વ્યાખ્યા હતી અને એ કવિતાસાહિત્ય કેવળ શુષ્ક અને નીરસ જ, માત્ર નૈતિક સિદ્ધાંતોથી ભરેલુ જણાય છે.

નર્મદાશંકરમા કંઇક જૂદુંજ વલણ હતું. એમની "ઋતુ—વર્ણન" ની કવિતાઓ આગળના કવિની કવિતાઓ સાથે સરખાવતાં જૂદીજ પડી આવે છે. આગળના કવિઓ વનનું વર્ણન "એલચી જોડે આમલી ને એરંડા" ના નામ મૂકી કરતા. તે સિવાય વનવર્ણન સંપૂર્ણ ગણાતુંજ નહિ. દાખલા તરીકે—

"આંબા, આંબલી લીમડા, અરીઠા અપાર,
શીમળ સમળી સેત્ર, ન સૂઝે પથવિચાર,
ખેર, ખાખર ને કાચકી, કંટાળા થુએર,
બાવળીઆ બહુ બોરડી, સરગવા સમેર."—પ્રેમાનંદ

આજના આપણા કવિઓ લાંબાલચક વર્ણનો કરતા નથી બેસતા. આજની કવિતાનું એ લક્ષણજ નથી. દલપતરામની ભાષા સાદી અને વિચારો પણ સાદા. આજે તો કોઇ એમની કવિતા નહીં વાચે તો એમાં આશ્ચર્ય પામવા જેવું નથી, અને એમ કરવામાં મોટું પાપ છે એમ પણ નહીં માનીએ. દલપત તો શું, પણ વખત આવતા નર્મદને પણ કવિ તરીકે ઓળખતા બંધ થઇશું. નર્મદ યુગપ્રવર્તક હતો, એની કોઇ ના નહી પાડે, તેમજ દલપતરામ તેના યુગના પ્રતિનિધિ હતા. પણ એ બધું કાળક્રમે ભૂલાઇ જશે. "માખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસ" એ તો જુની વાચનમાળા જેમણે વાચી હશે, તેજ યાદ કરતા હશે. દલપતરામનુ ઘણું પદ્ય છે, પણ આજ જેને આપણે કવિત્વ કહીએ છીએ તે નથી.

અંગ્રેજ કવિ વર્ડઝવર્થ પણ ક્વચિત એવીજ કવિતા લખતો. તેના મિત્ર, ટીકાકાર કોલરીજે, એક દષ્ટાંત આપી બરોબર ટીકા કરી છે:

"In distant countries have I been,
And yet I have not often seen,
A healthy man, a man full grown.
Weeps in the public roads alone
Sturdy he seemed, though he was sad,
And in his arms, a lamb he had'

કોલરીજ કહે છે કે ભાષા સહેલી છે, આથી વિશેષ સ્હેલી ભાષા નહી હોઈ શકે? પણ એમાં કવિત્વ શું આવ્યુ? એજ પદ્યને ગદ્યમાં મૂકી શકાય. I have been in many a part, far and near, and I don't know that I ever saw a man that was neither sick nor hurt." એજ પ્રમાણે કવિ દલપતરામનું ઘણુ પદ્ય ગદ્યમા મૂકી શકાય એમ છે.

એક બે ઉદાહરણ લઇશુ:

(૧) ગાયો ચરી ગામ ભણી વળે છે,
જુદી પડેલી સમૂહે મળે છે.
ઘણી નદીઓ મળી એક રાહ,
જાણે થયો જાન્હવીનો પ્રવાહ.

(૨) ઘંટા તણા ચાર ટકોર વાગ્યા,
ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા.

(૩) સ્ત્રીઓ દિવાની દિવટયો કરે છે,
હથેલીઓ બે વચમાં ધરે છે.

આવાં અસંખ્ય પદ્યો બતાવી શકાય, જેમા કેવળ એમની "કવિતા કહીએ કલ્પના, જનમનરંજન જાણ!" એજ વ્યાખ્યા બરોબર અનુસરાયલી જણાઇ આવશે. અને એવુંજ

કોઇ વખત નર્મદની કવિતામાં પણ છે, પણ એનો જુસ્સો અને એની ભાવનાઓ બહાર તરી આવે છે. હાલના એક વિવેચક કહે છે કે:—

"આખા અંગ્રેજી સાહિત્યમા જેમ બ્રાઉનિંગનું વ્યક્તિત્વ નીરાળું છે, તેમજ નર્મદનું વ્યક્તિત્વ ગુજરાતીમા નીરાળુ છે. જેમ ટેનીસન રાજકવિ હતા તેમ દલપતરામ રાજકવિ હતા. બ્રાઉનિંગની કવિતામા જેમ શબ્દ કરતાં વિચારને પ્રાધાન્ય છે, તેમજ નર્મદના સાહિત્યમા શબ્દો કરતા લાગણીઓ અગ્રેસર છે. જેમ ટેનીસન શબ્દચમત્કૃતિમાં મોજ માને છે, તેમ દલપતરામ પણ એમની રીતે શબ્દ નામ–જોડકણાં–માટે હરહંમેશ પ્રયત્ન કરે છે; અને બ્રાઉનિંગની પેઠે નર્મદની ભાષા પણ ખરબચડી."

આપણને તો નર્મદ એક વીર સુધારક અને પ્રવર્તક તરીકે હમેશ જણાય છે. "જય જય ગરવી ગુજરાત" 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે" એ લીટીઓ લખનાર, ગુજરાતને 'સ્વદેશાભિમાન' શબ્દ પ્રથમ આપનાર, અને 'પ્રેમશૌર્ય'ની વીરહાક પાડનાર, સુધારાનો સમર્થ નેતા–નર્મદ. એને ક્યાક્યા દૃષ્ટિકોણથી તપાસીએ? સાહિત્યની એની સેવા કંઇ ઓછી છે? પ્રેમાનંદે પાઘડી નહી પહેરી, પણ આપણા આ વીર કવિને તો બે દિવસ દુધ અને પૌઆ ઉપર રહેવુ પડયું એ ખ્યાલ આજની પ્રજાને આવવો મુસ્કેલ છે.

"મેં ઘેર આવી કલમના સામું જોઇ આખમા ઝળઝળીઆ સાથે તેને અરજ કરી કે હવે હુ તારે ખોળે છઉં!" એ પ્રતિજ્ઞાથી કયા વાચનારની આખો સજળ નહી થાય? અને ચોવીસ વર્ષ પછી, જ્યારે કવિએ નોકરી શરૂ કરી તે પ્રસંગ પણ ઘણો જ કરૂણ છે. કવિ પોતેજ કહે છે કે "શુ જુઓ છો? ચોવીસમા વર્ષે ટેક ગુમાવ્યો છે. ચોવીસ અવતારે પણ લજ્જા નથી રાખી એ પણ પ્રારબ્ધની લીલા છે. જોતા જાઓ હવે વળી શું બને છે તે. આ જુઓ, આજે દાસપણું કરવા અમે ચાલ્યા" ઉચ્ચ મનોવૃત્તિનો અને નિખાલસ હૃદયનો આ નમુનો કરૂણ નથી? આજે કયા છે એવી ઉચ્ચ મનોવૃત્તિઓ? સ્વ. ગોવર્ધનરામભાઇનું પ્રતિજ્ઞાપાલન ઉદાહરણ તરીકે આપી શકાય. નર્મદ અને દલપતના અનુયાયીઓ થયા, અને કવિતાના બે જુદા તડા બંધાઇ ગયા. બન્ને પક્ષમા વિક્ષેપ પણ થયો. અને ખુદ નર્મદ અને દલપતનો વિવાદ, કંઇ જેવો તેવો નથી. પ્રેમાનંદશામળનો ઝઘડો વલ્લભે બરોબર વર્ણવ્યો છે. શામળ કહેતો કે "કહ્યું કથે તે શાનો કવિ?'

એવોજ ઝઘડો નર્મદ અને દલપતરામનો. મુંબાઇમા બન્ને એક સ્થળે મળ્યા. બન્નેએ પોતાની કવિતાઓ ગાઇ સંભળાવી ખાસ નિર્ણય આવ્યો નહિં. ઉલટું, લોકોને તમાસો જોવાનો મળ્યો, અને સ્વ. નવલરામભાઇ લખે છે તેમ, 'બીજે દિવસે' પારસી પંચે તો એક રમુજી ચિત્રમા બન્નેને એક બીજાની ચોટલી પકડી ખુબ લડાવ્યા છે. અને એ બન્નેના પરસ્પર આક્ષેપો પણ કાઇ જાય તેવા નથી. આ રહ્યો તેનો નમુનો! નર્મદાશંકરની 'નર્મ કવિતા' બહાર પડી અને તેમા કવિનું ચિત્ર આવ્યું એટલે દલપતરામે લખ્યું કે.—

" શુ જોશો તનની છબી, એમાં નથી નવાઇ.
નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઇ."

નર્મદે ઉત્તર આપ્યો—

" મનની છબી જોઇને, ઉપજે સશય આમ
છે આ દલપતરામ કે અમદાવાદી હજામ."

ઉમિયાશંકર મહેતા: અર્વાચીન ગુજરાતી કવિતાસાહિત્ય



## કવીશ્વર દલપતરામ અને કવિપંડિત નર્મદ : તેમની કવિતા

તરગથી કવિતા થાય છે એ સમજ કવિ અને પડિત નર્મદાશંકરના ઉદ્ભવે કાઇક તોડી. ભાવમાત્ર કવિતા બનાવવાને બસ છે એમ નવી સમજ સમાજમાં ઉત્પન્ન થઇ, અને ભાવને આવેશની સાથે ગાતા કવિતા પૂર્ણ થાય એમ સિદ્ધ મનાયું. કવિતામા ભાવની જરૂર છે, અને કવિતા આવેશની પળોએ થાય એટલુ કવિ અને પડિત નર્મદાશકરથી લોકો શીખ્યા. પરતુ કવિતાના યોગ્ય વિષયની પેલી જરૂરી જે નષ્ટ થઇ હતી તે કવીશ્વરના સમયથી જ. સુધારાએ ગુજરાતમા પગ કીધો હતો, પણ કવિ અને પંડિત નર્મદાશંકરના વખતમાં તે જોરભેર થયો. પુરાણથી યોજાએલી અનેક દેવદેવીઓની ધર્મ-પ્રણાલિકા હજુ દેશમા પ્રચલિત રહી. પણ એવી ભાવના શા મૂળ પર સ્થિર રહેલી હતી તેની સમાજને માહીતી હતી નહિ. સુધારાના ખડગથી તે ભાવના કપાઇ, પુરાણ પર શ્રદ્ધા ન રહી પુરાણના આખ્યાનો વહેમથી ભરેલા પાતક ઉપજાવનારા મનાયાં, અને કવિતામા પૂર્વના કવિના વિષયોને તજી દીધા. નરસિંહ, દયારામ તથા મીરાનો શૃગાર અનીતિવર્ધક ઠર્યો, પ્રેમાનંદના નિવૃત્તિપરાયણ પુરુષોના આખ્યાનો સુધારાના પ્રવૃત્તિને બીનઉપયોગી લાગ્યાં. શામળની કથા ગામડીયાને મોહાવનારી રહી. ધર્મસુધારણાની અને સ્વદેશોત્કર્ષની લાગણી તે કાળના કવિતાના લેખકોએ પકડી અને આવેશયુકત ભાવથી લખવાની નવી બારી ઉઘાડી.

કેળવણીનો નવોજ પ્રચાર થતા અને અંગ્રેજ લોકોના સંસર્ગથી સુધરેલા દેશોના રીતરીવાજનું ભાન થઇ આવતાં, કવીશ્વર અને કવિપડિત બન્નેને દેશ અને સમાજને સારી રીતભાત અને રીવાજ આપવાનું મન થઇ આવ્યું, દેશને તેવા રીતભાત અને રીવાજને અર્થે જાગ્રત કરવા એવું પોતાનું નિર્માણ થાય એમ બન્નેને ભાસ્યું, અને બન્નેએ કવિત્વવૃત્તિનું અગ્ર તે તરફ રાખ્યું. કવીશ્વરે દેશના દુ:ખ ગાઇ અને કવિપડિતે હિન્દુઓની પડતી ગાઇ પોતાનો કવિ ધર્મ બજાવ્યો.

વ્યવહારને વળગી રહી 'ધીરેધીરે સુધારાનો સાર' સમજાવનાર કવીશ્વરને પરિહાસમાં ગરબીભટ એવુ ઉપનામ આપવામા આવ્યું હતું, પરંતુ એવી ગરબીભટની ફરજ બજાવતા પણ કચ્છ ગરબાવળીમા કવીશ્વરે જેવો સર ભાઇ અને બ્હેનોને સમજાવ્યો છે તે સમજાવતાં

એમણે કવિધર્મ અથવા ઇશ્વરી નિર્માણજ અદા કરેલ છે તેવીજ રીતે કવિપંડિતે 'વજેસંગ અને ચાંદબા' તથા 'કુમુદચંદ્ર પ્રેમપત્રિકા જેવા' પ્રસંગ ગાઇ વ્યભિચાર વધાર્યો કહેવાય છે, ત્યાં પણ દંપતિમાં પરસ્પરના પ્રેમની આવશ્યકતા બતાવી કવિધર્મ યાને ઇશ્વરી નિર્માણ અદા કરેલ છે. કવિ થવાને ઇશ્વરી પ્રસાદ જોઇયે છીએ. ઇશ્વરી નિર્માણ અદા કરવાનેજ તેની ઇચ્છા હોવી જોઇયે છીએ. ઉપરાંત એ નિર્માણ અદા કરવાનું કવિમાં ગ્નાન હોવુ જોઇએ છીએ. એ સિવાય અન્ય વ્યવહારમાં એની વૃત્તિ પરોવાતીજ નથી. જે જે પદ્ય કવિતાના નામને લાયક છે ત્યાં ત્યાં કવીશ્વરનું વલણ ઇશ્વરી નિર્માણ અદા કરવાજ વળેલુ રહ્યુ છે. કવિપંડિતનાં જે જે પદ્ય કવિતા નામને લાયક છે ત્યા ત્યા સર્વ સ્થાને તાન સાથે ઇશ્વરી નિર્માણ એઓએ અદા કરેલું છે. કવિ નિરંકુશતાની પ્રાપ્તિમા ઉચ્છૃંખલ બની કવિપંડિતે ઇશ્વરી નિર્માણને નજરથી જવા દીધું છે, તથાપિ તાન વિષયે બોલીયે તો કવિપંડિતનું આખું જીવનજ તાનમય હતું.

હવે કવીશ્વર અને કવિપંડિતના સમયનો સુધારો નબળો પડી ગયો છે, સુધારાએ આપેલ બોધ સત્ય તરીકે સ્વીકારતા હવે મન શંકાગ્રસ્ત થાય છે. પૂર્વનું જે હતુ, સુધારાની અવલના કાળનું જે હતુ તેની કીર્તિ સુધારાએજ હણી છે. એમાથી કયું સત્ય—કયુ ઇશ્વરને ગમે છે એ હજુ નકકી નથી. વળી થોડા વર્ષના અંદર પણ કાળ બહુ જ બદલાઇ ગયો છે; દેશની સ્થિતિ ઘણીજ દરિદ્ર થતી જાય છે; દેશીઓના આજીવિકાના સાધનો થોડા રહ્યા છે, ચડસા ચડસી વધતી જાય છે, પરદેશીઓની સંગતિથી જીંદગીની જરૂરીઆતો વધતી જાય છે. મનને ઇષ્ટ કંઇ છે, પ્રાપ્ત થઇ શકે એવું કંઇ બીજુ છે ? જીંદગી કલેશમય થઇ ગઇ છે, હૃદયનુ ચક્ષુ જેના તેજથી ઇશ્વરી નિર્માણ જોઇ શકાય છે, તે ઉપાધિની અંધારીવાળું છે. આમ કવિતાને યોગ્ય એવા વિષયની ખામી રહે છે, અને જીંદગીમા તાન પણ રહેતું નથીજ. ઇશ્વરી નિર્માણ અદા કરવાનું વલણ અને તેવું તાન જે કવિ બનાવનાર ગુરૂમંત્ર જેવા છે તે અત્યારે ગુજરાતી કવિતાના લખનારામા નથી. કવિતાનુ સભારંજન અંગ જેવુ આવ્યું તેવુ જ પાછુ શમવા માંડયુ છે; કવિતાના માપનું સૂત્ર હવે કેવળ ભાવ નહીં પણ યશ થયું છે, અને ભાવ જે આવેશ સહવર્તમાન હોય ત્યારે કવિતા થતી તેને બદલે અન્તઃક્ષોભના સાથે રસ હોય ત્યારે હવે કવિતા થાય છે.

જટિલઃ ચંદ્રઃ પુસ્તક ૬, અંક ૬–૯ (વિ. સં. ૧૯૫૩)



## તત્ત્વદ્રષ્ટા નર્મદ

નર્મદે નવા સાહિત્યયુગના સ્રષ્ટાનું પદ સ્વીકાર્યું. એકલે હાથે તેણે ગુજરાતી પિંગળને સજીવન કર્યું. અનેક વર્ષો થયા ફાંફા મારતી, પરિષદો ન સાધી શકી એવુ કોષ રચવાનું ભગીરથ કામ તેણે એકલે હાથે કર્યું. કવિતાના ક્ષેત્રમા જુસ્સો ને પ્રેરણા આણ્યા. તેણે અંતરના ઉમળકા અનિયંત્રિત ભાષામા ઉચ્ચારવાનો કવિઓનો અધિકાર સિદ્ધ કર્યો. તેણે સમયના આંદોલનોને સચોટ ને પ્રતાપી ભાષામાં મૂર્તિમંત કર્યા.

હાલનો જમાનો બધી પૃથ્વી પર ગદ્યનો છે. શિષ્ટ ને પ્રતાપી ગદ્ય એજ સંસ્કારી લોકની શોભા છે. ગુજરાતમાં-વેપારીની હુંડીઓ ને ચીઠીઓ બાદ કરીએ તો-ગદ્ય નિર્જીવ હતું. તે નિર્જીવ ગદ્યને નર્મદે સજીવ કર્યું. જે ગદ્યથી ગાંધીજીએ ગુજરાતને ભવિષ્યના ઇતિહાસમાં અમર કર્યું તેનો પાયો નર્મદે પચાસ વર્ષ પર નાખ્યો.

તે કવિ હતો-ઉત્તમ પ્રકારનો. જુસ્સા ને ઝનુનમા કાવ્યની કુમળી રેખાઓ તે ઘણીવાર કઠણ કરી દેતો; પણ એકરસ ઉપજાવવાની તેની શકિત કંઇ ન્યારીજ હતી. વાચકને તે વિધવાનાં દુઃખે રડાવતો, વીરની હાકે ધસાવતો, ઋતુરાજના નિમંત્રણે નચાવતો. જરા કલાની દૃષ્ટિએ અયોગ્ય જુસ્સાથી, જોરથી, જુદથી એની પીંછી પર ઘણી વખત રંગ ઘાડો થઈ જતો. પણ તેની કવિતામાં ડોળ નહોતો, કૃત્રિમતા નહોતી, અસર કરવાની ઉત્કંઠા નહોતી. સદૈવ તેની કવિતા તેના પ્રતાપી હૃદયના ઉંડાણમાંથી ધગધગતા લાવા રસ નિકળતો હોય તેમ નીકળતી. અને એ ધગશ ન્યાયની, શૌર્યની, પ્રેમની, સ્વતંત્રતાની હતી. અસત્ય અને જુલ્મને તે પ્રજાળતી. સાહિત્ય રચવા માટે તેને પ્રયત્ન કરવો પડતો નહિ. તેની સંસ્કારી ને પ્રતાપી લેખિનીમાંથી જે નીકળતું તે સાહિત્ય. સાહિત્ય સરજવુ એજ એના આત્માનો પ્રથમ ને સ્વાભાવિક આનંદ હતો.

નર્મદ વીર હતો, અને તે સમાજ સુધારવા મથ્યો. તે તત્ત્વદ્રષ્ટા હતો, અને તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું. એટલુ જ નહિ પણ પરસંસ્કાર વીસારી નાખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહાગુજરાતીઓની અનંત માલા જે અનાદિ કાળથી ચાલી આવે છે તેનો એ મણકો થઇ રહ્યો. ઇતિહાસકાલની શરૂઆતથી ગુજરાતને નસીબે પરસંસ્કાર ઝીલવાનું, તેનું વિષ જેરવવાનું, સ્વસંસ્કારને સજીવન કરી સાસ્કારિક અસ્મિતાની સ્થાપના કરવાનું મહાકર્તવ્ય લખાયું છે. કુશાવર્તના પણિકોએ આ પવિત્ર ભૂમિમા આ પ્રયોગ શરૂ કર્યો તે પરશુરામે પુરો કર્યો. તોફાની આર્યવર્તમા કંસમર્દન શ્રીકૃષ્ણે આર્યસસ્કાર ફરીથી સ્થાપ્યા. મધ્યકાલીન ઇતિહાસમાં મૂળરાજ સોલંકીએ પરસંસ્કારનું વિષ જેરવી ગુજરાતને સત્વ આપ્યું. મુસલમાનોના આક્રમણના ભણકારા વાગતા હેમાચાર્યે પરસસ્કારને દૂર રાખવા પાળ બાધી, અને હીરવિજયસૂરિએ ગુજરાતે સઘરી રાખેલા આર્યસંસ્કારના બળથી બાદશાહ જલાલુદ્દીન અકબરને વશ કર્યો. તેમજ જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિના ડંખથી ગુજરાત ઘેલું થયું ત્યારે શંકરસમા નર્મદે તે વિષ ગળે ઉતાર્યું, જેરવ્યું, ને સ્વસસ્કારનો રસ અનુભવ્યો. જે કેશવચંદ્રસેને બગાળમા કર્યું-ને નર્મદે અહીંયાં કર્યું. રામકૃષ્ણ પરમહંસ ને સ્વામી વિવેકાનદે કર્યું તે આ પ્રાન્તમા સાહિત્યકોના શિરોમણિ મણિલાલ નભુભાઇએ કર્યું. અને બંગાળ ત્રીજુ ડગલું લઇ સાસ્કારિક અસ્મિતાને સુદૃઢ કરી અરવિંદની પાછળ આગળ વધે તેનાં અનેક દશકો પહેલા ગુજરાતે દયાનંદ સરસ્વતીને આખા હિન્દમાં સ્વસસ્કાર જગાવવા મોકલ્યા. અને આજે આર્યસંસ્કારનો પેગંબર યરોડા જેલની મૌનાત્મક વ્યાસપીઠ પરથી સૃષ્ટિને એ સંસ્કારો શીખવી રહ્યો છે. આ સાંકળમા નર્મદ એક નાનોસુનો મણકો નથી. અને જ્યા સુધી ગુજરાત ઇતિહાસમંદિર ગજવશે ત્યા સુધી એ ખણુખણાટ સંભળાશે.

કનૈયાલાલ મુનશી: કેટલાક લેખો: હાલના સાહિત્યના મન્વંતરનો મનુ કવિ નર્મદ

## ગુજરાતનો જ્યોતિર્ધર: નર્મદ

ને પછી આવે છે નર્મદ–નવા યુગના સંદેશ સમી જ્યોતિ ધરીને. તે નિર્બલ છે, ધનહીન છે, અસ્વસ્થ છે. પણ તેની આંખમાં પ્રેરણા છે, તેના અંતરમાં નવું ચેતન છે, તેની વાણીમાં વીરનો વિજયઘોષ છે. ગુજરાતને ફરી સરજવાની તેને હોંશ છે. પેટે પાટા બાંધી સાહિત્યને જીવનમાં નવો યુગ સ્થાપવાના સ્વપ્ના રચતો તે દુધ ને પોંઆ આરોગવાની તૈયારી કરી રહ્યો છે, અને તેના ઉછળતા–અંતરમાંથી નીકળતો લાવા ચારે તરફ પ્રસરે છે. વિનાશ કરે છે–સર્જાવે છે ને સર્જનકાર્યની સેનાને પ્રેરે છે.

કનૈયાલાલ મુનશી: ગુજરાતના જ્યોતિર્ધરો



## નર્મદ અને તેની કવિતા

કવિ દલપતરામ પછી કવિ નર્મદાશંકર. આપણે બધા એ ઉદાર આત્માના બ્યુગલના આભારી છીએ. તેણે પણ આપણી ઘણી અને મોટી સેવાઓ કીધી છે. તેના દ્વારા આપણે પ્રથમ સાંભળ્યુ કે,

"રાત વીતી ને વાયું વ્હાણું અરૂણોદય દીપતો આ !
પ્રકાશ કુમળો સુતૂં ઓપતૂં શકુન સહુ શુભ સોહ્યા.
ઘાયલ જંગી હો ! રણમા જીત દિસે જી !"

બંધુઓ ! આપ જાણો છો તેમ આ પંકિતઓ "વીર કવિતા" ની છે. પણ પ્રથમ આપણે "શૂરવીરના લક્ષણો" ફરી એક વાર સાભળીએ:—

"ફરી જોબનીયું આપે હરિ ! તૂ ફરી જોબનિયું આપે !
હિન્દુ દેશને સ્થાપે હરિ ! તૂં નિજ કરીને થાપે !"

* * * *

"ફરી જોબનિયું આપે" અને "નિજ કરીને સ્થાપે" એ કરતાં આપણે માટે કશૂં વધારે માગવાની જરૂર નથી. આપ જોશો કે આ આખા પદમા પાપનિવેદન સ્પષ્ટ અને નમ્ર છે. "ત્હારા યોગ્ય શાપથી ભર જોબનમાં અમે વૃદ્ધ બન્યા છીએ" તથા "અમને શિક્ષા ઘટતી થઇ ને લાગી છે," એવી સ્પષ્ટ પ્રતીતિ હાલ પણ થોડાને છે, કારણ કે હાલ પણ "પસ્તાતા ડાહ્યા" થોડા છે. વચ્ચે એવુ ફલિત થાય છે કે હિન્દુ દેશ અત્યારે પ્રભુનો નિજ નથી, અને પ્રથમના જેવો માનીતો નથી; એ સત્યાભાસ આપણા ઘણા બન્ધુઓની સ્થિતિને ઉપયોગી છે, જોકે હકીકત તો એ છે, કે પ્રભુ કોઇને શાપતો નથી. તેને દુષ્ટમા દુષ્ટ દેશ, પણ નિજ છે, અને બધાજ સરખા માનીતા એટલે વહાલા છે. પણ દેશાભિમાની નર્મદ સ્વદેશનો પક્ષપાત કરે એ તેની સ્થિતિને સ્વાભાવિક છે. સાભળીયે આ પાચમૂ પદ.—

"વાઃ વા ! ભાભીજી, આ ચોળી તહમે ઠીક પ્હેરીજી ?"
એમ વચન કો કહે, આપણને તે શું સાખી રહેવું ?
મરદ છતે હિજડામા ખપવું ! કલંક કુલીને લેવું ?
અસહ્ય કર્મો રાજા ગુરૂઓ કરે ને નજરે જોવા ?

મદદ કરી થઇ દલ્લાલ રહેવાં પછી શૂં અન્તે રોવાં ?
બ્હીકણ બાયલા જીવ કરીને નરરૂપને ધિક્કારવું ?
હુન્નિઓ હુન્નિઓ કરે શત્રુઓ તેથી ના શરમાવ્વું ?
પ્હાણ્આેને કંઇ ના લાગે, ઉપરી શત્રુ બોલે ?
ખૂતી હાય તે રાખે પોલો ઊંદર પેઠે ફોલે !
હાય હાય એ શું ના લ્હેવું ? હૈડામાં ના બળવું ?
જીતે ચેતને પાણા કરવું, કાં ન અરિ શૂં તડવું ?
ભણી ગણી પુરૂષાતન નર્મદ બતાવી દો જન વહેલા,
ખરા મરદ તે વારે બાકી હથેલી કુટતા પેલા !"

સાતમું પદ પણ શ્રોતવ્ય છે. આપણા ઘણાને તે પરથી ઉપયોગી ઉપદેશ મળે છે:—

બૈરાને ના જોર બતાવો, મરદોમાં બ્હાર આવો રે !
બૈરાં આગળ કરી બડાઇ તેમાં શી મોટાઇ રે !
કુમળી ભોળી બુગ્સાળી પિગળે વ્હેલી ભાઇ રે !
હું તો લાયક ભણ્યો ગણ્યો ને સાહસિક છું સુજ પ્યારી રે,
એમ તડાકાથી છળ કરતા જીને આખર નારી રે !

અને આ આગિયારમું :—

દાસપણું ક્હાં સુધી કરવું, દાસ પણું ક્હાં સુધી !
રહી ભણ્યા પણ બૂંધી, કરવું દાસપણું ક્હાં સુધી ?

અને છેવટે આગળ ઘણીવાર ગવાઇ ગયેલું આ વીશમું પદઃ—

રણ તો ધીરાનું, ધીરાનું, નહિ ઉતાવળા કાયરનું,
ધીર વીર જે હોય તેજ ખુબ સંકટ સ્હામો થાયે.

બન્ધુઓ ! આપ જોઈ શકશો કે આ શબ્દો બધા પ્રકારના સંગ્રામના વીરોને ઉપયોગી છે, આધિભૌતિક આધિદૈવિક, અને આધ્યાત્મિક બધી સ્થિતિઓમાં તે ઘટાવી સમજવા યોગ્ય છે. "શૂરવીરનાં લક્ષણો"નાં બીજાં પણ બધા પદોમાં કવિના પ્રેમની અને કવિના શૌર્યની મુદ્રા છે.

* * * *

પણ હવે આપણે કવિના બીજાં કાવ્યોનું સ્મરણ કરીએ. અહીં એટલું આપણે તરત જોઇએ છીએ, કે કવિના કાલના વાચકોની માફક આપણે "છક" થતા નથી. "ઋતુવર્ણન" વગેરે કાવ્યોની વાણી આપણને જોઇએ તેવી પ્રવાહી લાગતી નથી. દલપતકાવ્ય અને નર્મકવિતા બન્નેની વાણી આપણને ગદ્યના કરતાં જોઇયે તેટલી ઉચ્ચતર અને સૂક્ષ્મતર લાગતી નથી. કવિઓની કલામા સ્થિતિની અપૂર્ણતા જોઇ શકાય છે. વિશેષે કરીને નર્મકવિનાનાં કાવ્યો તો કલાનાં કાર્યો નહિ પણ પ્રાયશઃ વીર હૃદયના સરલ, સ્પષ્ટ, સ્વાભાવિક સાહજિક ઉદ્ગારો છે.

મણિશંકર ભટ્ટ: આપણું નવીન કાવ્યસાહિત્ય, પ્રથમ સાહિત્ય પરિષદ અહેવાલમાંથી

# વિભાગ બીજો

## નર્મદને અર્ઘ્ય

### શતાબ્દીઉત્સવ પ્રસંગે

# જય નર્મદ નરવીર !

સોરઠ—ત્રિતાલ

જય નર્મદ નરવીર-
ગુર્જરી-
જય નર્મદ નરવીર !
જન્મદેશની જાતસિદ્ધિ ત્હેં-
જગવી ઝૂઝી અધીર
પ્રતાપીને સુરતરંગ પાયાં-
પ્રેમશૌર્યનાં નીર-ગુર્જરી
લલિતકલા મંદિર
જય નર્મદ નરવીર !

રામબાણ સાધે ભારતમાં-
સહુ હૈયાનાં હીર:
ગુર્જર સુરાષ્ટ્ર એક કર્યાં ત્હેં-
તારે તાતે તીર-ગુર્જરી
કવિ ! નિરંકુશ સમીર !
જય નર્મદ નરવીર !

સાગર સરિતા ગિરિવન કુંજે-
તું ય સત્યનો સિંહ-
નિરંકુશ ગર્જી સર્જ્યાં તેં-
પ્રાણચમકતા ચિહ્ન-ગુર્જરી-
તું ય રસાક્ષર લીન !
જય નર્મદ નરવીર !

ભવ્ય ભૂમિ આ પુનિત પુરાતન-
ગુણિયલ ને ગંભીર.
પ્રજા બને જો ! જગતમારથી-
બુદ્ધિગૌરવે ધીર ગુર્જરી
સુર માનવી અમીર !
જય-નર્મદ નરવીર !

સ્વાધીન હિન્દે પરસ્પરાધીન-
ઘુમે ગુર્જર લોક:
તે તો ધ્વજધર નિર્ભય નેતા-
નર્મદ ! ત્હારે ઝોક-ગુર્જરી
ગુંજે અભય અશોક
જય નર્મદ નરવીર !

જેઠવદી ૫ સં. ૧૯૮૯
તા. ૧૨ : ૧ : ૧૯૩૩
મુંબાઇને મુક્તિબારે જન્મ-
પુણ્યાંજલિ

લલિત

# પ્રાણવંતા પૂર્વજને

• સ્રગ્ધરા •

તેં તો ત્યારે કહ્યું'તું; 'નહિ નહિ કરશો શોક મારો, રસીલાં!'
તારા શી જિન્દગીનો જગમહિં કરશે કોણ રે શોક, બન્ધુ?
જે આખી જિન્દગાની દરદ દિલ ભરી શોકની સંગ ઝૂઝી
તેને અંતે બચ્યો શું કંઇ અમ અરથે શોક સ્હેવો જ બાકી?

ના, ના, એ જિન્દગીએ ગજબ જખમ જે અંતરે નિત્ય ઝીલ્યા,
એ અંધારે હિલોળા દ્યુતિ પ્રગટવવા એકલાં જેહ ખાધા,
'શું શું નાણું કરી હું?' પ્રતિ પળ જપતાં જે ઉધામા ઉઠાવ્યા,
એવાને કાજ આજે નયનજળતણી અર્ચના શું જ માત્ર?

ના, તારે કાજ ઓછાં ગગન બથવતાં કીર્તિનાં મંદિરો યે,
ઓછાં સો સ્મરકો છે નયન રિઝવતાં ગ્રંથનાં ને શિલાનાં,
રે, તારી જિન્દગીની રસ-બળ-દરદે નીતરંતી કથા શું
જાતે ઓછી જ? એ તો પ્રતિજનઉર અકાયલી છે પ્રતિમા.

સિદ્ધિ એ જિન્દગીની સકળ ગુણવતી સૃષ્ટિ શી શારદાની
જાતે છે ભવ્ય ઊભી અવિચળ અહિંયાં માનપૂજાધિકારી,
એના એ આદિ યત્ને ચરણ ટકવતા આલયો સૌ અમારા,
રે, એ કા ભાગ્ય ઓછું ધરણાસ બનવું આદિ ધર્તા ધરાના?

છૂંદી, કૂટી, પિસીને રજરજ સુખડા બેમુલી જિન્દગીનાં
ભાવિના આલયોની અવિચળ બનવું ભૂમિકા, ને રચાયાં
પોતાકેરે ખરો આ નવલ વિલસતાં શારદાધામ જેવાં,
એ ભાગ્યાર્થે સહેલાં સફળ સકળ તેં સંકટો થૈ ગયાં છે.

તારા એ જન્મ કેડે શત શત શરદો સૌમ્ય ને રુદ્ર વીતી,
તારા નાહેલ તાપીજળ પણ નવલાં ને જુનાં યે થયાં કૈં,
તારી સીંચેલ જે જે નિશદિન નિચવી આત્મનાં શક્તિભક્તિ
ક્યારીઓ ગુર્જરીની ઉપવન સરખી આજ ફાલીફુલી છે.

ગાઢી એ શૂન્યતાની જડજડ અટવીમાં અપથે પડ્યો તું
જ્યાંજ્યાં, ત્યાં આજ તો, હે, ધસમસ ધસતા ધોરી રસ્તા થયા છે,
તારી એ તોતડી શી કલમજિભથકી વાચ જે ઉચ્ચરાઈ,
પ્રૌઢા ને પુખ્ત થૈ તે પ્રતિજનહૃદયે આસનારૂઢ થૈ છે.

હે આશવંત આત્મા! તિમિરભર મહા ઘોર તે કાળમાં તું
બેઠો ત્યાં મેજ પાસે લઘુશિખ બળતું એક ફાનુસ લઈને,

ને આત્માના ઉછાળે કલમ ચલવતો, આઘુંપાછું ન જોતો,
વ્હેવાડી તેજધારા પુલકિત કરિયું વ્યોમ શું ધૂમકેતુ.

કાવ્યે ને કાવ્યશાસ્ત્રે પ્રયતન નવલા સાહસી આદર્યાં તેં,
ગદ્યાત્મા ગુર્જરીનો પ્રથમ પ્રખર રૂપે જ આવિષ્કર્યો તેં,
રાજ્યોના રંગ રંગ્યા, મનન મનતણાં શૌર્ય ને પ્રેમઘેલાં,
કોશે, ધર્મે વિચારે ગહન મથનથી લેખિની તેં ચલાવી

ક્યાંથી ત્યારે ઉઠી રે તવ ઉર ધખના શારદાસેવનાની?
આંખે આંસુ ભરી તેં કલમચરણમાં શીશ મેલ્યું, હુતાત્મા!
ને આખી જિન્દગીનાં અવિરત ઘસતાં પ્રાણ ને શક્તિ મોંઘાં,
ખેસૂલા લેપથી એ સુરભિત અર્ચ્યું ભાલ તેં ગુર્જરીનું.

તારી એ ભેખઝોળી, કલમ કસભરી, ભાવના તુંગગામી,
તારી કંથાકથા ને સતત ઝરત એ શક્તિસ્રોતસ્વિનીના
સર્વવ્યાપી પ્રવાહે પ્રબળ ઉભરિયો જીવને ધોધ જેવો,
રેલાયો ઠામઠામે મલ અમલ કર્યાં એકલે હાથ, વીર!

રે, હાથે એકલે તેં શબ્દજગતના કોશને ભવ્ય ખોલ્યો,
રે, હાથે એકલે તું અડગ ઝગડિયો જૂઠ તેં જે પ્રમાણ્યું,
ખુલ્લાબોલા! ન કોને ચરણ ડરભર્યો તું પડ્યો, સત્યભક્ત!
પ્રાણે, પ્રેમે, શઊરે પ્રતિ કદમ પળ્યો જિન્દગીમાં શુરીલો!

પ્રેમાનન્દે ધરેલી પુનઃ ધરી જ તેં શારદાર્થે શહીદી,
તારામાં સાચું લોહી નસનસ વહિયું શુદ્ધ આ ભૂમિકેરું,
તેં ન્હોતા ભેદ રાખ્યા તવ હૃદયપટે કાર્યનાં ક્ષેત્રકેરા,
જ્યાં જ્યાં તેં હ્રાસ જોયો તહિં તહિં ધસિયો જીવનોત્કર્ષ કાજે.

ના, ના શોભે તને રે કવિજન કથવો, સાક્ષરે યે ન તું રે,
પ્રત્નાખ્યાયી ન તું યે, નવલરચક, કે શાસ્ત્રનો સિદ્ધ જ્ઞાતા,
એથી યે ભવ્ય ઊંચું બિરુદ તવ લલાટે જ જાતે લખ્યું તેં,
ને આજે સૌ હૈયાંઓ છલછલ ઉરથી 'વીર, હો, શૂર, પ્રેમી!'

તારો એ આત્મજોસ્સો, અજબ દમ અને લેખિનીનો ઝુઝારો.
એ આત્માની તમન્ના, જનગણ અરથે ફીટવાની મહેચ્છા,
એ પુણ્યાર્થે ફકીરી લઈ રળઝળતા આજ થોડા જ આંહીં,
એ તો તું એક પાક્યો પ્રથમ શિશુ સમો ગુર્જરીનો ગુણાત્મા

રે, આત્માના ઉજાસે જગત જગવતા પૂર્વજ પ્રાણવંતા!
તારા એ કાળથી સૌ પ્રગતિક બનિયું, તેજ ને છાંયડાના

ઓળા મોટા થયા છે, હૃદયતણી વધી વ્યગ્રતા શક્તતા ને,
તું તો એ સંધું જાણે જય જય કરવા ગુર્જરીના પ્રયત્નો.
ને તે ત્યારે કહ્યું જે 'નહિ નહિ કરશો શોક.' સાચું જ, શાને
તારા જેવા તણો રે? હૃદય ઉછળવાં જોઈએ ગર્વથી તો,-
રે, તો યે શોકકેરાં નિબિડ નિબિડ આ વાદળાં હૈયું ઢાંકે,
તારે કાજે? અરે રે, નહિ નહિ અમનાં દર્દ નિ:સીમ કાજે.

સુન્દરમ્



## થોડા શ્લોક

૧

સો સો અશ્રુ શમી ગયા

સખા, એ સ્થૂલને આજે સો સો વર્ષ થઈ ગયાં,
કાળની વજ્રદૃષ્ટિનાં સો સો અશ્રુ શમી ગયાં.

અમે તો ભસ્મની માત્રા આંજી અંતર લોચને,
અઘોરારણ્યના પંથે જોશું આતમમોક્ષને.

સ્થૂલનું સૂક્ષ્મનું જે તેં સંવર્ધ્યું ગરવું ઋત;
પ્રજા સંતોષશે તારૂં લોકસંગ્રહનું ઋણ.

મહા છે અર્પણો તારાં, ક્ષુદ્ર શાં અમ તર્પણો;
બ્રહ્મ છો શબ્દનો વીર! સૂર છો જગતર્કનો.

૨

અધ્વર્યું જ બલિ બન્યો

તપ્યો દર્દે, જળ્યો હૈયે જોસ્સા જોમ રહ્યો રમી;
તથાપિ ધર્મચક્રે તું ચડ્યો પ્રાણપરાક્રમી.

પ્રેમ ને શૌર્યના યાગે આધ્વર્યું જ બલિ બન્યો;
હવે તો લક્ષ જ્વલાએ હોમાગ્નિ પ્રજળી રહ્યો.

વિચારી ચિત્તદેશે તેં જે જે દિવ્ય વિભૂતિઓ;
અમે તે સર્વની અર્પી યજ્ઞે ઉચ્ચ આહૂતિઓ.

પુનર્જન્મે હશે સંગે રાષ્ટ્રક્ષેત્ર વિધાનમાં,
પૂજ્ય પિતૃ, અલક્ષ્યે હો સાક્ષી અંતરધ્યાનમાં.

૩

## સદ્‌ગત ! કરજે ક્ષમા

જઈ સૌ ઊણપો ભૂલી ગાઈએ જ ગુણપ્રભા;
થઈ હૈ દોષદષ્ટિ તો સદ્‌ગત! કરજે ક્ષમા.

વસેલો પ્રેમશૃંગારે વિકારી બનિયો નથી;
વરેલો લક્ષ્ય એકાગ્રે છે તપોમય તું નકી.

યાચના અર્થની છોડી યાચી એક સરસ્વતી;
સાધના સૂક્ષ્મની માંડી ધારી હસ્ત સુલેખની.

વનો છૂંદી રણે કૂદી કેસરી વનરાજ શો,
ગર્જતો ગર્વહુંકારે ગૂજરાત ગજાવતો.

૪

## થજો તે શ્રાદ્ધનું મોતી

મહત્ત્વ કાંક્ષતો જીવ જીવે ગૌરવઅન્વિત;
એમ તું ગૌરવે જીવ્યો સત્યાનુભવ શિક્ષિત.

વીરને કાળમૃત્યુ ના, વીર છો નર નર્મદ!
વ્યોમ શા ક્ષેત્રસાહિત્યે પામ્યો તું ધ્રુવનું પદ.

જયશ્રીરંગનો રોપ્યો રાષ્ટ્રમાં ધ્વજ તે હવે;
સખા, આ ગુર્જરી પ્રાન્તે પ્રાણાન્તે ય ફરકશે.

અધૂરૂં શ્રાદ્ધ સ્વીકારી શ્રદ્ધા પૂર્ણ જગાડજે;
કરીશું શ્રાદ્ધ સંપૂર્ણ જીતી પૂર્ણ સ્વરાજને.

શતાબ્દી બ્રાહ્મ મુહૂર્તે કાવ્યાશ્રુ ટપકે કશું;
થજો તે શ્રાદ્ધનું મોતી ત્હારૂં સ્મારક એકલું.

૧૮ : ૫ : ૩૩ દેશળજી પરમાર

## નર્મદને એક પ્રશ્ન

શૌર્ય, નિડરતા, સચ્ચાઇની,
ગળથુથી તેં તો પાઇઃ
કેમ કરી ગુજરાતે આજે,
પ્રણયરોદણી[1] મંડાઇ ?
સિંહણમાતા તું સાચી તો,
પયધારા નવ જીરવાઈ !

ભાવનગર તા. ૩૦ : ૧ ' ૩૩ કૃષ્ણલાલ શ્રીધરાણી



## નર્મદને

રચ્યાં ત્હેં કાવ્યો ના જન-હૃદયને મુગ્ધ કરતાં,
લખ્યા ત્હેં લેખો ના મનુજ-મન-અન્ધાર હણતા,
દીધા ત્હેં પાઠો ના જીવન જનનું ભવ્ય ઘડતા,
ચણ્યા કીર્તિ કેરા સ્તૂપ, નહિ મિનારા વિભવના,
નીતિ રીતિ કેરાં અનુપમ ઘડયાં શાસ્ત્ર નવ ત્હેં
છતા યે આજે કાં સ્તવન તવ સૌ નર્મદ ! કરે ?
પરન્તુ ત્હેં વાંછ્યું સકળ નવ જે તું કરી શકયો,
મહેચ્છા સેવી તે નવ બસ કર્યા યત્ન સહુ તો ?

મનુષ્યોની ઇચ્છા સકળ ન સધાતી જગતમાં
અનન્તાશેચ્છા છે પરિમિત છતાં શકિતમહિમા.
મહા મ્હેલાતોની મન મહીં રચી ભવ્ય રચના,
ઊંડા પાયા નાખ્યા જીવન-શ્રમ-શોણિત સિંચતા,
અનુગામી માટે ચણતર મૂકયું સર્વ અધૂરું,
મૂકું એકે જો હું ઇંટ ગણું તદા ધન્ય જીવવું.

રમણ ન. વકીલ

---

૧. આ જમાનાના રોતલ નમાલા પ્રેમકાવ્યો.

# સ્મરણાંજલિ

( રોલાવૃત્ત )

'સુરતતણા એ તનુજ, વિપ્ર ને નાગર બચ્ચા;'
નર્મદ કવિવર શ્રેષ્ઠ, ગુજરાતના તું સચ્ચા.
ખરો ભક્ત કવિરાજ. કરી સરસ્વતી સેવા;
ધર્યો ભેખ એ કાજ, ન ગણ્યા શ્રીના મેવા.

ખરે જ તું રસરાજ, ઘુમ્યો કવિતોદ્યાને:
ઉડયો ફુલ ફુલ માંહ્ય, લૂંટવા વિવિધ રસોને.
પ્રેમશૌર્યનાં ગાન, તેં ગજવ્યાં ગુજરાતે;
સો સો વર્ષે આજ, એ પડઘા સંભળાયે.

હતી દેશની દાઝ. તેં સ્વદેશ ગીતો ગાયા,
વીર રસની રેલમાં, તેં સકળ લોક નવાડયા.
સુણ્યો વિધવાવિલાપ. દ્રવ્યું સુકોમળ હૈડું;
ધાર્યો અબલાબ્હાર, લોકબંધન તેં તોડયું

સાહસિક નર તું શૂર, ધસ્યો કરી યાહોમ;
સંસારરૂપી જંગમાં, તું લડયો પુરણ જોમ.
ખરો દ્રષ્ટા કવિરાજ, સુધારાના બી વાવ્યાં,
સો સો વર્ષે આજ, હજી કુંપળો આવ્યાં.

જગાડયા સહુ લોકને, અજ્ઞાનમા સુતેલ જે;
અહો દાંડિયા રાજ! તુજ દાંડીને ડંકે.
એ નવયુગ કવિને, કરૂં પ્રણામ હું પ્રેમે;
ધરૂં અલ્પ આ પુષ્પ, શુદ્ધ હૃદયને ભાવે.

હું નર્મદપૌત્રી તણી, સમકાલી પિતામહના,
સ્મરણાંજલિ સ્વીકાર, નર્મદ કવિવર ન્યારા.

હંસા મહેતા.



# નિવાપાંજલિ

( ઝૂલણા )

'નર્મકવિતા' લખી પ્રેમને શૌર્યનો માત ગુજરાતને પાઠ દીધો,
ઘેલી ગુજરાતને 'ગરવી' પદ આપીને જન્મભૂમિ તણો પ્રેમ કીધો,
'દાંડિયો' 'કોષ'ને 'રાજ્યરંગે' વળી આદ્ય સાહિત્યને જન્મ આપ્યો,
વીર નર્મદ સુધારક નૃવર પ્રખર સાક્ષર તણો સુયશ ગુજરાત વ્યાપ્યો:
તે સ્મરણથી, પ્રશંસા અને ભક્તિથી નર્મ–યશ ગાજશે ગગનગામી,
એ અમર દેવસમ વીર નર્મદપદે અર્પિયે અંજલિ શીપ નામી.

# NARMAD: THE MAN

## A friend's loving tribute

BY Hon. Mr. G. S, KHAPARDE

### INTRODUCTORY

I had the good fortune to come into personal contact with the great poet Kavi Narmadashankar in the seventies of the last century. I was then a student of Elphinstone College in Bombay and some of my Gujarathi friends invited him to a small informal reception. His impressive presence, his genial and highly instructive conversation, his great learning, affability and general good humour so captivated us that we readily surrendered to the charm of his company and I got into the habit of visiting him at his lodging in Ramwadi Naka. It consisted of a suite of number of rooms surrounded on three sides by a varandah with a small drawing room inside, commanding a very good view of the busy Kalba Devi Road. Nearly all the literary notables of Bombay Gujarathis, Dakshinis, Parsis & Mohamedans &c gathered there, and had very interesting conversations. It was a treat to be there. As a poet of established reputation, and already placed very high in the galaxy of Gujarati authors and the first lexicographer of that language, Kavi Narmad occupied for Gujarathi the same position, as Dr Johnson did in relation to English literature in its golden age. He was also a great conversationalist and a large and distinguished company gathered round him nearly every evening in the little drawing room His circle was very large. The great orientalist Dr. Sir Bhandarkar was his fellow student Justice Nanabhai Haridas, Mr. Hariprasad Santukhram Desai of Bhawnagar. the late Mr Jhaverilal Umiashankar Yajnik, Mr. Mansukharam Suryaram and many others claimed him as their friend and no private entertainment was complete without some of his poems being recited and sung to tune

put into Gujarathi verse for a joke He always surprized me by rendering them into the metre in which they were conveyed by the original authors. I asked him how he managed it and he replied that even thoughts have their forms and when tried to be expressed they naturally fall into the shape in which they were originally conceived. He believed that our mental operations are carried on in a kind of material much thinner than the one with which we are familiar in this world. Inspirations he thought came from higher regions in moments of concentration not as a chain of reasoning, but as spontaneous suggestions, and sometimes as flashes of thought and one has to be very alert to catch them and in doing so, words and expressions come of themselves without any conscious exertions, and they generally turn out to be the best and the most suited to express your inner meaning. They should not however be adopted as they occur but should be carefully examined to see if the words have associations other than those that occur to you For they often do so and a great deal of trouble has sometimes to be taken to fix them to the particular significance that you attach to them. He thought and I verified it by experience, that a poetic piece is best read or recited by its author, because he alone knows what tone should be adopted, what words and expressions should be stressed.

I asked him how he got into the mood to compose, and he said, that the mood to compose arose out of the strength or impetuosity of our feelings and could not be forced and often refused to be invoked or conjured up by external appliances. He thought that dramatic compositions, though very difficult, are easier to get on with. Once the characters are fixed and their Peculiariting are determined, they generally speak for themselves, and labour has to be diverted to prevent them from being irrelevant or even inconsistent.

The arrangement of the plot was often as interesting as it was difficult and your inner nature got unconsciously reflected into it. Guiding your feelings there is a work of great delicacy and demands considerable labour and even research at times.

The prevailing taste has to be taken note of, and if it is vitiated or vulgar, it has to be corrected and that is a task which demands all the attention that you can bestow on it because the author can not be didactic, nor dictatorial. He has to persuade without appearing to do so. The reader must be lured and not diverted into becoming what you wish him to be That is the most difficult task of all.

## ANECDOTES.

Unfortunately in those days I did not keep a diary. I have always very deeply regretted the circumstances and it will be the grief of my life. Had the Kavi met Boswell the world would have possessed a perpetual source of delight in the wit, sallies and repartees of the Kavi. I can not relate all & sundry that I remember because age has rendered my memory vague both as to the names and dates and even the incidents themselves may have acquired a colour which they did not originally possess. I shall therefore only relate those which I feel free from these drawbacks.

Once I went to a very largely attended meeting in a quarter near Pydhoni and a gentleman dressed in the tiptop fashion of the time and obviously a prosperous speculater got up to address it and maintained that all the woes of India were due to its excessive love for poetry, and its extreme devotion centering round and on the loved & revered figure of Lord Krishna. He kept on talking about it till I & many others felt tired When he finished at last Kavi got up and spoke for a few minutes and ended by saying that life without poetry and devotion would be like a meal without sweets or condiments, and he said it in such a manner that the whole meeting laughed and the pretentious speaker went away crest-fallen.

Once when Col: Olcott and Madame Blavetsky were in Bombay there was a big reception in their honour and Mr Justice Telang then a rising Barrister and many others equally distinguished gentlemen occuped the platform and made speeches very eloquent and learned and all listened with great respect and attention. Kavi

## GENERAL STYLE AND ITS DEVELOPMENT

Upto the seventies of the last century his compositions were mostly in Gujarati Lyrics or in Slokas, Aryās &c. of the same kind as are familiar in Sanskrit literature Later at the request of dramatic companies he wrote for the stage. Mr. Kabraji, a well known Parsi journalist, superintended and managed the performance of het Kavi's 'Shri Ram a Janki Darshan a' and it was very successful. This necessitated the writing of pieces which had to be sung in professional style or danced to as the necessities of the performance required and in that way introduced a variety which was very much appreciated. It was about this juncture that I got introduced into his circle and as my respect increased with closer association, my footing became firmer and association closer and led to the fruition of my earnest wishes and I was accepted as a pupil in poetics and politics. The Kavi wrote 'Draupadi Darshana' and 'Sara Shakuntala' and 'Balakrishna Vijaya' one ofter the other, and I had the inestimable advantage of witnessing the development of the plays and the sentiment prominently delineated in them

## HIS MODE OF WORK

His was a richly endowed personality, with well stored memory, an active creative faculty, a keen sense of literary propriety, and an inexhaustible supply of appropriate words & expressions beautified by striking figures of speech. Having mastered 'Pingala' and other works on metre, he could employ not only the old measures but could create new ones as required by the exegencies of the composition which he happened to have on his hands. He could write prose & poetry with equal facility and the output would be limited only by his will.

He would be slowly walking about in the room, when thinking a subject out, and be at the same time carrying on ordinary conversation, or chatting with friends. When he made up his mind, he would sit down at a low table and write it down rapidly. He seldom used a pencil, and a reed pen was his favourite. His manuscript

when composing verses was worth looking at. His creative & critical faculties worked together in strange combination. He would write out a piece, then alter each part of it very often, and then settle it as originally conceived, and it used to be interesting to see the alterations proposed, and rejected by himself. What struck me often was that he wrote a line down, then altered and realtered it often and ultimately decided in favour of what he had originally written. This led me to think that the first expression in language which his thoughts assumed was invariably the best and the subsequent alterations, suggested by his critical faculty, proved on examination to be unnecessary & therefore got rejected. Ideas would appear to rush on

Narmadashankar was one of them and fortunately his turn came when the previous addresses had made the atmosphere somewhat somber and heavy. The Kavi recited a small poem composed for the occasion, in various metres, classical and popular. He interjected a few words as the mode of recitation changed and made the occasion so pleasant and charmingly humorous that the whole audience rose up like one man and cheered most lustily and madam Blavatsky heartily shook hands and congratulated him on his power over the audience. The late Mr. Bala Mangesh Wagle who was a well known Barrister happened to be near me. He said, " Look here, Khaparde, this Kavi Narmadashankar can easily mesmerize his audiences and make them dance to his tune. "

This observation of his was really no exaggeration at all as I could prove by personal experience. The Kavi used to begin low and raise the voice as he proceeded and gradually from measured prose passed into an impossessed melody of his own, so naturally and insensibly, that you caught yourself laughing or weeping as he wanted you to do. His audiences were always swayed by him wonderfully.

Instances of this kind I could multiply but these samples would I think suffice, as more would look much like repetitian.

Kavi Narmadashankar was a very severe critic, both of his own compositions and those of others. He generally avoided criticizing the work of other authors but when task was forced on him, he was ruthless and very quick in detecting defects. When the late Mr. Kirloskar first staged his Marathi rendering of Kalidas' Shakuntal in Bombay, I took the Kavi with me to the Royal Theatre at Grant Road. As the the performance proceeded mostly every scene of it was applauded and on our way home, I asked him what he thought of the Marathi rendering, he replied " Whatever belonged to Kalidas was excellent because it does not admit of being spoilt, but whatever was introduced by Mr. Kirloskar to facilitate his rendering, was execrable though set to excellent music. "

A very sound piece of criticism which I admired then and admire still.

One day, I went to the Kavi rather early in the morning. It was drizzling then and soon came on to rain hard. The scene was reminiscent of a passage in the Kavi's 'Ritu Varnana' and I said so He turned it up and began to read. His wife Mrs. Narmada Gauri, his son Jayashankar and clerks Narshiram and Ramashankar, and myself, formed the audience. His voice, the tune, and the excellence of the passage and the surroundings so worked together that we all lost the sense of time and falling into a trance never came to until it was nearly 2 P. M The enjoyment was indescribable and I have no words to indicate it even partially. Only those that had the good fortune to enjoy a thing of the kind can realize it.

## ACCOMPLISHMENTS

He studied Sanskrit and English as fellow student of Sir Ramkrishna Gopal Bhandarkar. Of Gujarati he was an acknowledged master. Marathi ha knew colloquially and could carry on a conversation in it, and appreciate its classics He sometime composed short pieces in Brija or the language of Surdas and Tulsidas, the great classical poets of upper India. Among the Gujarati poets he admired Narsi Mehta of Junagad most and often quoted from him. He was a great convcrsationalist and could tell a story well. He read his own poems and scenes from his plays with wonderful effect and people gathered to hear him He received all very cordially and was very hospitable by nature. Time passed very quick and pleasantly in his company and I along with many others made a point of seeing him every day, at least once.

## DOMESIC LIFE

His domestic life was very happy though somewhat clouded towards the end by pecuniary difficulties. His creditors were naturally anxious to recover their dues but be it said to their credit, thet they were never very harsh during his life time. He earned

a great deal in the days of what is called "Share Mania" prevelent in Bombay in the sixties of the last century and lost nearly the whole of it. The circumstance did not save him. He was always very genial, pleasant and willing to make & take a joke, but one would observe a streak of sadness occasionally. His life was very much like that of Charudatta, the hero of Mrichchhkatika. He lived his life in his own way, creating, writing and singing. His two wives Mrs. Dahi Gauri & Mrs. Narmada Gauri were on the best of terms and during my long association with the family, I never came across even a single instance of any kind of the smallest disagreement between them on any matter. They were more loving and considerate than any real sisters that I have known in my life and I regarded them always as a striking exception to the general rule of jealousy between two co-wives. They assiduously worked together to administer to his comfort and showed no depression even in comparative poverty. He had a son by name Jayashankara commonly called 'Bukha,' by him. He was very intelligent, well-behaved and promising.

## PATRIOTISM

Like all true poets, Kavi Narmadashankar was a great patriot, as is shown by his well known song "Jaya Jaya Garvi Gujarat !" which being originally composed for forming the Mangalachara or sacred invocation for his Gujarati Lexicon, may adorn the first page of the present Memorial Volume. His patriotism was not of the territorial or narrow communal kind but liberal and even cosmopolitan, based on broad generous principles of human brotherhood as will be shown by his piece "Konhi Konhi chhe Gujarat"

## HIS RELIGION

He is essentially a poet of modern inspiration duly tempered with reverence for the ancient ideas and conceptions. He has no iconoclastic tendencies, and all his works and essays, particularly those on the Geeta, clearly bring out his assimilative ideas and harmonising tendencies. A man, in my presence tried to twit him on change of opinion and he with prompt and ready wit replied that there is

always a difference between the young & the ripe mango but the difference is not of kind but of degrees of sweetness.

In religion, he was not for abolishing ancient forms but advocated simplification of the ritual except in sacrifical proceedings which he argued were conceived in unity and therefore deserved to remain intact to be efficacious.

In matters of theology he was very liberal. He believed all religions to be true and suited to the evolution of the person born into it. If the person converted wishes to change his creed, there is no harm in his doing so, because after all, there is only one God, though he is conceived and named differently by different persons. Following Yoga-vashistha, he believed that even atheists would be saved if they be sincere and honestly acted up their creed.

Of his works I do not wish to speak as a critic for a variety of reasons of which I may be permitted to state a few briefly. First of all I am not a Gujarati by birth and Gujarati is not my mother tongue. So its niceties are apt to escape me. Secondly, I never studied Gujarati systematically. Its alphabets are similar to those of Sanskrit, and therefore easy to learn. I never studied a single Gujarati standard work regularly My association with the Kavi, his conversations, and the explanations he gave in explaining difficult passages in his works joined to the circumstance that both Marathi and Gujarati being the daughters of Sanskrit, are similar in construction have many common words and phrases, made it easy for me to learn to speak and understand, but conferred no pretensions to scholarship, and thirdly and lastly, having been all my life one of the Kavi's devoted admirers, I can see no fault in his compositions.

In conclusion, I feel very much obliged to the President of the Bombay Narmad Shatabdi Samiti and its office-bearers for giving me an opportunity to contribute what little I could to this Memorial Volume and fulfil my desire to serve my old master and put a few flowers from my garden of the sluggard on his holy feet.

# કવિ વિશે કંઇક

## રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત

ખરે એ જોગનો મગરૂબ ગણે દેશ જન કાં?

ફરી જોબનિયું આપે, હરિ તું ફરી જોબનિયું આપે.
હિંદ દેશને વ્યાપે હરિ તું નીજ કરીને થાપે, હરિ૦
ભર જોબનમાં બન્યો વૃદ્ધ તે, હારે યોગ્ય જ શાપે,—હરિ૦

પ્રતાના ઢાળા પર કરવી, કૃપા હવે માબાપે—હરિ તું ફરી

પંડિત શૂર બનવતો સૌ, અકથ્ય શૌર્ય દર્શાવે,
જન સઘળાં થઇ શુણુ હોસે, જુદ્ધ જમાણુ મચાવે.

માટે કહે નર્મદ સહુ હોસે, બંધન કાપી નાખો,
પ્રેમશૌર્ય તકતકતા કરીને, ઉંચા મુખને રાખો.

રહાની તુલના મન વશી, સર્વથા મોટું મન.

નર્મકવિતા

The greatness of a poet lies in his powerful & beautiful application of ideas to Life.

Past, present, future, all appeared
In harmony unified,
Like guests that meet, and some from far,
By cordial love invited

Wordsworth

નર્મદશતાબ્દિગ્રંથનું સંપાદનકાર્ય શ્રીયુત વિજયરાયને સોંપાયું છે. એ ગ્રંથના સંપાદકના નાતાથી કવિ નર્મદાશંકર સંબંધી સંસ્મરણાત્મક લેખ મોકલવાનું એમણે મને સૂચવ્યું છે. એમની માન્યતા પ્રમાણે કવિથી અને તેમના સમય વિષે 'સૌથી વધારે પ્રમાણમાં અને સૌથી વધારે પ્રમાણભૂત' માહિતી ધરાવનાર હું કદાચ એકલો જ ગુજરાતી જીવંત છું. એમનું આ કથન મને સ્વીકાર્ય નથી.[1] 'ગુજરાતી'ના માલિક ઇચ્છારામ સૂર્યરામ, કવિને ઘેર મુંબઇમાં ઝવેરબાગમાં, તેમના અવસાન પછી, ઘણી વાર જયશંકર, નર્મદાશંકર તથા ડાહીગૌરીને મળવા આવતા. કવિના અપ્રસિદ્ધ લેખો તથા પત્રો ડાયરીઓ વગેરે એમણે તથા એમના પુત્રોએ જ

---

૧ અમારા કથનમાના 'કદાચ' પર લેખકબંધુ તેમ જ વાચકોનું ધ્યાન [illegible]
—સંપાદક

કવિના સ્વજન પાસેથી લીધેલા છે. એટલે જો કે ઇચ્છારામ દેસાઇ આજે નથી પણ તેમના પુત્રોને કવિ વિષે સારી માહિતી પિતા તરફથી મળી હોવી જોઇએ. એ ઉપરાંત જો કે દાદા સાહેબ ખાપર્ડે, (ગુજરાતી નથી તો પણ ગુજરાતી સારૂં જાણનાર છે એટલે કવિના મત પ્રમાણે ગુજરાતી ગણી શકાય) ઘણો સમય થયા આ તરફ આવ્યા નથી તો પણ કવિના કુટુંબ સાથે થોડો પરિચય ધરાવતા. ઝવેરબાગમાંના ઘરમાં એમની છબી હતી. કવિશ્રી વિષે ઘણી અંગત માહિતી તેમને હોવી જ જોઇએ. વળી તળ સુરતમાં પણ મારાથી વયે મોટાં એવાં સ્ત્રીપુરુષો હશે કે જેમને કવિના સંબંધમાં ઠીક ઠીક માહિતી હોવાનું કલ્પી શકાય.

મણિલાલ નભુભાઇને સંસ્કૃત અભ્યાસમાં રસ પાડનાર છબીલારામ દીક્ષિત હમણાં જ સ્વર્ગવાસી થયા. તેમને કવિ સંબંધી બહુ સારી માહિતી હતી. નર્મદાગૌરીના પ્રથમ લગ્નને લીધે તેઓ તેમના સગા થતા. કવિ સાથે બાઇએ પુનર્લગ્ન કર્યું તે એમને ગમેલું નહિ એ કારણે કવિની વાત નીકળે ત્યારે ઘણુંખરૂં મૂંગા રહેતા. એક વાર માત્ર એટલું કહેલું કે 'ડુંગરા દૂરથી રળિયામણા.'

આ રીતે બીજા માહિતગારો હશે. તથાપિ રા. વિજયરાયની ઇચ્છાનુસાર જે કંઇ થોડી ઘણી હકીકત મારા જાણ્યામાં છે, અગર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મને ઉપલબ્ધ થઇ છે, તે રજૂ કરૂં છું. આ શતાબ્દી ઉજવવાનો પ્રસંગ એવો છે કે કદાચ લોકોને એ હકીકત વાચવી ગમશે એમ સમજી લખું છું.

હું પૂરાં દશ વર્ષનો થયો ત્યાર પહેલાં તો કવિનો સ્વર્ગવાસ થયો હતો. બાલ્યકાળમાં બેત્રણ વખત એમના દર્શનનો લાભ મળેલો. પહેલી વાર દૂરથી દર્શન થયેલાં. તે વખત જે વડિલની સાથે હું હતો તેમણે 'જો પેલા કવિ' એમ કહી ઓળખ આપેલી. તે વખતે કવિ કેવા પ્રકારનું પ્રાણી હશે તે વિષે મને સંપૂર્ણ ખ્યાલ નહિ હોય – ગમે તેમ હો, એ વાત ખરી કે નર્મદાશંકરના નિકટના સંબંધમાં આવેલા સ્ત્રીપુરુષો સાથે મને પરિચય ને સગપણ હોવાથી, તેમની મારફતે મેં ઘણી વાતો સાંભળેલી. એ કેટલી પ્રમાણભૂત ગણી શકાય તેનો નિર્ણય મારાથી થઇ શકે નહિ.

કવિશ્રીનાં ઉભય પત્ની—ડાહીગૌરી તથા નર્મદાગૌરી—સાથે હું સમજણો થયો ત્યાર પછી ઘણા પરિચયમાં આવેલો. ભાઇ જયશંકર મારાથી વયે કંઇ મોટા હતા; પણ તેમને પરીક્ષામાં વધુ વખત નિરાશ થવું પડેલું તેથી લગભગ સહાધ્યાયી જેવા તે બન્યા હતા. પાછળથી તો તેમણે સેટલૂરના લૉક્લાસમાં અભ્યાસ કરવા માંડેલો. નવલરામના ધીમતરામ પણ કોઇ વાર જયશંકરને ત્યાં મળતા. એ બન્ને ભાઇઓ તે વખતે મુંબઇમાં હતા. હું વડોદરા કૉલેજમાં ભણતો અને રજા દરમ્યાન સુરત કે મુંબઇ જતો. કવિનું કુટુંબ ઘણુંખરૂં તેમના અવસાન બાદ મુંબઇમાં જ રહેતું. સુરત ઘણી વાર ત્રણે જણાં આવતાં તેથી તથા રજામાં, અથવા પરીક્ષાઓ આપવા માટે મુંબઇ જવાનું થતું એ કારણે, અનેક વખતે મળવાના, સાથે રહેવાના અને જ્ઞાતિબહાર તેઓ હોવા છતાં તેમની સાથે જમવાખાવાના પ્રસંગો આવતા.

હા, એટલું મને યાદ છે કે કવિની મુખાકૃતિ જોઇને તેમને માટે આદર ઉત્પન્ન થાય જ. બુદ્ધિની તેજસ્વિતા, બ્રહ્મવર્ચસ અને શરીરસંપત્તિ એમની એવી હતી કે સાધારણ જોનાર એમના તરફ આકર્ષાય જ. તેમા જો વાત કરવાનો પ્રસંગ તેમને મળે તો કવિની પાસેથી જવાનું તેમને મન જ ન થાય. અત્યંત નિખાલસ દિલ, ઉદાર સ્વભાવ અને ઉચ્ચ અભિલાષા એ કવિશ્રીની વાણીનાં મુખ્ય લક્ષણો હતા.

'જય જય ગરવી ગુજરાત' જે રીતે કવિ ગાતા તેના જેવી ઢબે અને લગભગ તેવા જ હાવભાવથી માગ સાગા સ્વ૦ લલિતાશંકર કોઇ વાર ગાઇ સભળાવતા. પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર એક વખતે તેમના મિત્ર મણિશંકર ભટ્ટ સાથે સુરતમા હતા. કળાભવન તે અરસામા નવુંસવું સ્થપાયલું. ગજ્જરને લલિતાશંકર સાથે જૂનો સંબંધ હતો. લલિતાશંકર પાસે એ શરૂઆતનું અંગ્રેજી શિક્ષણ પામ્યા ત્યાંથી મિત્રતાનો સંબંધ થયેલો તે છેક બંનેના અવસાન પર્યંત ચાલુ રહેલો. જ્યારે ગજ્જર સુરત આવે ત્યારે પોતાને ઘેર જેટલો સમય ગાળે તેના કરતાં મારે મોસાળ વધુ વખત ગાળતા. એવા એક પ્રસંગે મણિશંકરને કવિ આપણા ગુજરાતનું રાષ્ટ્રગીત કેવી રીતે ગાતા તે ગાઇ સભળાવવાનું, ત્રિભુવનદાસ ગજ્જરે લલિતાશંકરને સૂચવ્યું, તે ઉપરથી તે ગાયુ હતુ. હાજરમંડળી ભાગ્યે જ દશબાર હશે, પણ જે ગંભીર ચેતનાત્મક વાતાવરણ તે વખતે છવાઇ ગયુ હતુ તેનુ સ્મરણ હજી પણ મને છે. સંગીત પૂરૂ થયા પછી લલિતાશંકરે માત્ર એટલુ જ ઉમેરેલુ કે હજી કવિશ્રીના જેવી ખૂબી સર્વાંશે તમને હું બતાવી શક્યો નથી. કવિ તે કવિ જ !

શ્રીમતી મહારાણી વિક્ટોરીઆનું આરસનુ બાવલુ કોઇએ ડામર જેવો પદાર્થ ઉપર નાખી લગભગ પાંત્રીસ વર્ષ ઉપર કલંકિત કરેલું, તે ઘણા રસાયન વિદ્યામા પાવરધા માણસોને સાફ કરવા માટે સૂચના થયલી; પરંતુ તે કોઇથી થઇ શકતું નથી એમ ત્રિભુવનદાસ ગજ્જરના જાણવામા આવતા, પોતે તે સ્વચ્છ કરી આપવાની મુંબઇ સરકાર પાસે પરવાનગી માગી. કેટલાક આનાકાની પછી ગજ્જરની વિનંતિ સ્વીકારવામા આવી અને તેમણે કામ હાથે લીધું. રસાયનિક પ્રયોગોદ્વારા અને કલાભવનના કેટલાક શિલ્પકારીગરોની મદદથી બાવલું હતુ તેવું સ્વચ્છ અને સુંદર પાછું ગજ્જરે કરી આપ્યું. આજે પણ મુંબઇમા તે સુંદર પાષાણમૂર્તિ બધા જોઇ શકે છે. આ કામની કદર સરકારે તો ન કરી; પરંતુ સુરતની જનતાએ પોતાના શહેરી બંધુનું ગૌરવ કરવા અર્થે મોટી સભા બોલાવી; ગજ્જરે કલાભવન સાથેનો સંબંધ છોડયાને લગભગ ચારેક વર્ષ થવા આવ્યા હશે. હુ તે પ્રસંગે સભામા હાજર હતો. સુરતના ડિસ્ટ્રિક્ટ જજ પ્રમુખપદે હતા. ઘણા સંભાવિત ગૃહસ્થો છેક ડુંમસથી સભામા આવેલા. ગજ્જરના પુષ્કળ વખાણ લોકોએ કર્યા, પછી ગજ્જર જ્યારે જવાબ દેવા ઊભા થયા ત્યારે તેમણે પોતાને કર્મદાર તરીકે ઓળખાવી, આવા કામો હાથે લેવાનો ઉત્સાહ, કવિ નર્મદાશંકર જેવાના લેખોના પરિશીલનને પરિણામે તથા લલિતાશંકર જેવા ગુરુમિત્રના સહવાસથી પોતામાં આવ્યાનુ જણાવ્યું હતુ. શ્રીમંત સયાજીરાવ મહારાજા જેવા કાર્યદક્ષ અને ગુણગ્રાહી રાજકર્તાએ આવા કામોમા કુશળતા પ્રાપ્ત કરી શકાય તેની યોજના કલાભવન જેવી સંસ્થા સ્થાપીને કરી તથા તેમાં પોતાને મુખ્ય અધ્યાપક તથા સંચાલક તરીકે નીમ્યા તેથી પણ પોતે એ કામ સફળ કરી શક્યા હતા

એ વાત પણ કહી હતી. મને યાદ છે તે પ્રમાણે મારું કરીને આ બાબતનો ઉલ્લેખ મેં વિલાયત જતા પહેલાં કવિ નર્મદાશંકર સંબંધી જે લેખ ભરૂચના 'ભારતજીવન' માસિકમાં લખેલો તેમાં કર્યો છે. મતલબ કે નર્મદે આપેલા વિચારો કર્મકારને પણ ઉપકારક થયા છે. નવયુગના પ્રણેતા તરીકે કવિની ખ્યાતિ અમસ્તી થઇ નથી એ પણ કંઇક આ પ્રસંગથી સમજાશે.

નર્મદાશંકરના શિષ્યવર્ગમાં ત્રણ નામ મુખ્ય ગણાવી શકાય: કવિ વિજયાશંકર, કવિ સવિતાનારાયણ અને મધુવચ્છરામજી. આ ત્રણે ગૃહસ્થોને સારી પેઠે હું ઓળખું. બધામાં વિજયાશંકર જોડે પરિચય સારો. એઓ પોતે વિજયવાણીમાંથી ઘણી કવિતાઓ મને વંચાવતા, વાંચી સંભળાવતા તથા કેટલીક વખતે તેના ગુણદોષની ચર્ચા પણ કરતા. સવિતાનારાયણ ઘણુંખરું મુંબઇ રહેતા. પાછલા વખતમાં તો મથુરામાં ધર્મશાળા એમના એક મિત્ર બંધાવતા હતા એટલે ત્યાં જ એમને ઘણુંખરું રહેવાનું થતું હતું. એમ છતાં એકંદરે પાંચેક વખત હું એમને મળ્યો હોઇશ ખરો. એઓ પણ નર્મદાશંકરની વાત કરતા; મધુવચ્છરામના ચિરંજીવી ઇચ્છાવદન હોરા મારા મિત્ર પણ થાય અને અમારા યુનિયનના સભ્ય પણ હતા. એ કારણે એમની સાથે પણ પરિચય ઠીક થયેલો. એઓ થોડો વખત વડોદરે નેટિવ આસિસ્ટન્ટ તરીકે પણ રેસિડન્સીમાં આવેલા. આજે તે પણ નથી. પોતાના પિતાશ્રી પાસેથી કવિ વિષે સાંભળી રાખેલી કેટલીક વાતો બહુ આનંદથી તથા છટાદાર રીતે ઇચ્છાવદન કહેતા. કવિને ત્યાં રોજ ૪૦–૫૦ ચલાણાં ચા થાય, વિદ્વાન આદરસ માણસો બેઠા જ હોય. કાવ્યાનંદ તથા સુધારો ને શાસ્ત્રની ચર્ચાનો વિનોદ તો નિરંતર ચાલતો જ હોય. ગાનતાન પણ કોઇક વાર ખરું જ. આવા પ્રસંગે એકલા પુરુષો જ હોય એમ કંઇ નહિ, સ્ત્રીવર્ગ પણ કોઇ કોઇ વાર દૃષ્ટિએ પડે. કાવ્યચર્ચામાં પણ કોઇ ભાગ લે. વખતે કંઇ ગાઇ પણ સંભળાવે. કવિ પોતે પણ તાનમાં આવે તો એકાદ બે ચીજ ગાઇ નાખે. કોઇ કોઇવાર પોતાની લાવણી ખુશમિજાજમાં હોય તો કવિ બહુ સુંદર રીતે ગાતા. વિજયાશંકરે 'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે' એ લાવણી તથા 'શાહતા આપણા બહાર, પ્યારી સંભાર, પાસ બેઉ જ્યારે' એ લાવણી મને સંભળાવેલી તેનું હજી પણ ઝાંખું ઝાંખું સ્મરણ આ લખતી વખતે પણ આનંદ આપે છે. સૃષ્ટિસત્વ છપાયું ત્યાર પહેલાં વિજયાશંકરે 'ઠંભી દુનિયા કયમ ત્હારો દમ નિકળશે' એ પદ બનાવી રાખેલું તે એક વાર મને ગાઇ બતાવ્યું. પછી નર્મકવિતાની યાદ આપીને નર્મદનું 'દુનીઆ જુઠાની જુઠાની' એ પદ સંભળાવ્યું અને પૂછ્યું કે તમને કયું ગમે છે. મેં કહ્યું, 'બન્ને ગમે છે, બંને સારાં છે ને મર્મસ્પર્શી છે. ગુરુચેલા કોઇ કોઇથી જાય તેમ નથી.'

કવિ દયારામની છબી મેળવવા માટે નર્મદાશંકરે કેવો ભગીરથ પ્રયત્ન કર્યો હતો તે વાત પણ વિજયાશંકર કહેતા. વિજયાશંકર છબી માટે ડભોઇ વગેરે સ્થળે ગયેલા. અસલ છબી આપવાની માલિકે ના કહી ત્યારે રતન સોનારણ, જે હમેશાં કવિની છબીની પૂજા કર્યા પછી જમતી, તેની પાસેથી છબી તથા બીજી કોઇ સ્થળેથી ઉપલબ્ધ થયેલી છબી મેળવીને, વિજયાશંકરે દયારામની નવી છબી તૈયાર કરી. દયારામના શિષ્યોને તે બતાવી. તેઓએ સર્વાંશે નહિ તો મોટે ભાગે તે દયારામને મળતી છે એમ જણાવ્યું. વળી કંઇક સુધારાવધારા તેમાં

બીજા કોઇની મદદ તથા સૂચના ઉપરથી કરવામાં આવ્યા અને આખરે તે દયારામની પ્રતિકૃતિ તરીકે જનમંડળમાં સ્વીકારાઇ. આ વાતનો પ્રસંગે મારા મિત્ર ત્રિભુવનદાસ શેઠે પોતાના લખેલા દયારામના જીવનચરિત્રમા કર્યો છે. કવિ વિજયાશંકરને શેઠ મારી સાથે જ મળવા ગયેલા અને ત્યાંથી આ હકીકત મળેલી. કવિનો ખંતીલો, સચોટ કામ કરવાનો સ્વભાવ આથી જાણી શકાશે.

અંગ્રેજી ભાષાના શબ્દોનો અર્થ સર્વાંશે આપણી ભાષામાં ઉતારવા માટે નવા શબ્દો યોજવા પડતા. એવે વખતે હાજર હોય તેમાંથી દરેકને પોતાને ઠીક લાગે એ શબ્દ સૂચવવાની છૂટ હતી. એક પાટિયા ઉપર શબ્દ લખીને પછી તેમા રહેલું અર્થગાંભીર્ય ચર્ચાય: તે પછી ગુજરાતીમાં કયો શબ્દ રાખ્યો હોય તો અર્થનો સાક્ષાત્કાર થાય એ વાત ચાલે. Feeling ને માટે એવી વાટાઘાટને પરિણામે 'લાગણી' અને Fearless ને માટે નિડર એ શબ્દો ઠરેલા. વિદ્યાનો કેવો વ્યાસંગ કવિને હતો તે આથી કંઇક સમજાશે.

કવિના મિત્રોમાં ઝવેરીલાલ ઉમિયાશંકર, ડાકટર ભાઉ દાજી, ભીમભાઇ કીરપારામ, કીલાભાઇ લલ્લુભાઇ, મહિપતરામ વગેરે પણ ગણાતા. પારસી, મુસલમાન અને અંગ્રેજો સાથે પણ મૈત્રીનો સંબંધ ખરો. આ બધાની કવિ ઉપર સારી પ્રીતિ. અડચે મુકને કવિના કુટુંબીજનોને મદદ કરવાને ભીમભાઇ તથા કીલાભાઇ કવિના સ્વર્ગવાસ પછી પણ તૈયાર થયલા મેં જોયેલા. જ્યારે સરસ્વતીમંદિરની પાછળની ખુલ્લી જમીન ઉપર મકાન બંધાવવા માંડ્યા, અને સરસ્વતીમંદિરની શોભા તથા ઉપયોગમા તે કારણે અડચણ આવવાનો ભય લાગ્યો, ત્યારે જરૂર પડે તો સરીલદારના હક્કને હાનિ ન પહોંચે માટે સરકારી રીતે કામનો નિકાલ વગર ફીએ કરાવી આપવા માટે કીલાભાઇ તૈયાર હતા; પરંતુ ડાહીગૌરી કે નર્મદાગૌરી કોઇની ઇચ્છા સરકાર દરબારમા જવાની નહિ એટલે વાત ત્યાંથી જ અટકી અને મકાન બંધાયાં. આજે તે મકાનમા હજામો ભાડે રહે છે!

કવિના ઉભય પત્ની નાગરી નાતમા પણ રૂપાળા કહેવાય તેવાં હતા. બન્ને ગૌરવર્ણનાં અને ફૂટડા હતાં, જો કે ડાહીગૌરીની કાયા એકવડી અને નર્મદાગૌરી જરા શરીરે ભારે. બન્નેનો સ્વભાવ એક બીજાની ન્યૂનતા પૂરે એવો. ડાહીગૌરી પાદપૂજામા અને વાચનામાં જ બહુ કાળ ગાળતા. નર્મદાગૌરીએ ઘરસંસારનો ભાર ઉપાડી લીધેલો. રાંધવું કરવું તેમને માથે હતું. ડાહીગૌરી તેમાં મદદ કરતાં; પરંતુ વ્યાવહારિક બાબતોમા નર્મદાગૌરીને સ્વાભાવિક રસ પડતો. કવિના નિકટ પરિચયમા આવેલા ગૃહસ્થો ડાહીગૌરીને આ જમાનાની સતી તરીકે ઓળખતા અને ઓળખાવતા. આમ કહેવામા તેઓ એ સુશીલ બાઇની પ્રશંસા જ કરતા હતા; છતાં કવિના ઉપર કટાક્ષ જેને હતો તેઓ એમાં કવિના જીવન ઉપર વ્યંગ્યમાં આરોપ છે એમ બતાવવા યત્ન કરતા ચૂકતા નહી.

નર્મદાગૌરી જ્યારે એમના પિતાશ્રીના ઘરમાં બાળવિધવા હોવાથી રહેતાં, ત્યારે કવિને એમના બંધુઓ સાથે સારું ઓળખાણ એટલે આવવા જવાનો સાગે સબંધ હતો જ. કવિના સુધારાના વિચારો વિષેની વાત ને ચર્ચા, વિધવાની ઇચ્છા હોય તો શા માટે તેમને પુનર્લગ્ન કરવા

ન દેવું વગેરે પ્રશ્નોનો ઊહાપોહ કદાચ પોતાના ઘરમાં જ નર્મદાગૌરીએ થતો અનેક વાર સાંભળ્યો પણ હશે. ગમે તેમ હોય, નર્મદાગૌરી પોતાને ઘેરથી પાછલે બારણે થઇ, રવિભદ્રના ઘરમાંથી પસાર થઇ આમલીરાનના મુખ્ય રસ્તાની પાછલી ગલી દ્વારા કવિને ઘેર ગયાં. એમાં કંઇક અનુકૂળતા અને મદદ રવિભદ્ર તરફથી થયેલી એમ તેઓ પોતે કહેતા. કવિને ત્યાં આશ્રય લીધા પછી પણ સમજાવીને ઘેર પાછી બોલાવવાના પ્રયત્નો થયેલા, એટલે વડિલની કે બંધુઓની સંમતિથી નહિ, બલકે તેઓની મરજી વિરુદ્ધ, સ્વતંત્ર રીતે નર્મદાગૌરીએ આ પગલું ભરેલું. કવિએ એમને આશ્રય આપ્યો એટલું જ નહિ; વિધિપુરસર એમની સાથે લગ્ન કર્યાં. વિચાર-ને આચારમાં મૂકવાનો પ્રસંગ આવતા ઘણા ડરી જાય છે. ધન્ય છે કવિને કે તેમણે વાણી અને વર્તનનું સર્વાંશે ઐક્ય સાધ્યું !

સરસ્વતીમંદિરમાં લક્કડકામ બહુ થોડું છે. બારણાં બારી ને છત સિવાય બધો જ ભાગ ચૂનાનો છે. મકાનને છાપરું નથી. તેને બદલે સુંદર અગાસી છે ,અને તેમાં એક દશેક ફુટની ઉંચાઇએ અટારી હતી. હાલ આ નાની ગચ્છી મકાન બિસ્માર હાલતમા આવ્યાથી માલિકે ઉતરાવી નાખી છે. મોટી અગાસી લગભગ જેવી ને તેવી છે. એમાં કોઇ વાર ગાયન માટે મિત્રો ભેગા થતા. ઋતુવર્ણનમા 'ધોળી અગાશી ખૂબ ઢોળી ચૂને, ચારૂ ખીલી ચાંદની ચાર ખૂણે; ધોળા સુવસ્ત્રો નરનારી પહેરી, ગાયે રસીલા બહુ સૂર ભેળી.' એવી પંક્તિઓ છે. નર્મદની ગાયન ઉપરની પ્રીતિ, ચાંદનીમા બેસી મિત્રો સાથે ગમ્મત કરવાની ટેવ તથા પોતે અને પોતાના સ્વજનને આનંદ મળે તે માટે તેમના તરફથી થતા પ્રબંધ, એ સઘળું કવિની સુઘડ રસિકતા કેવા ઊંચા પ્રકારની હતી તેનો ખ્યાલ આપે છે. 'અગાસી સુંદર, ચાદની સુખકર, ભર્યાં જામ રંગે, રહોડે મહા સુખ ખરૂં એ મહાસુખ, સતાર છે અંગે, કરે સતાર તનનન તુમ ધુમે છે નર્મગીત કાઢો; ચાદની આજે ખૂબ ખીલી રહી મસ્ત બની લાડો.' આ લાવણી ગવાતી એ અગાસીમાથી જેણે સાંભળી છે તેમનુ જીવ્યું ધન્ય છે !

કાવ્યશાસ્ત્ર સબંધી ગ્રંથો, પિંગળપ્રવેશ, તથા અલંકારપ્રવેશ નર્મકોશ અને નર્મગદ્યમાંના રાજ્યરંગનો ભાગ લખવા માટે નર્મદાશંકરે જે અથાગ મહેનત કરેલી અને જહેમત ઉઠાવેલી તે વિષેનો ઉલ્લેખ નવલરામભાઇએ કવિજીવનમા સુંદર રીતે આપ્યો છે. નાણાની ભારે ભીડમા હતા તે પ્રસંગે પણ નર્મકવિતા અર્પણ કરવાનો માનસિક સંકલ્પ પણ કેવી રીતે પાળ્યો, એ વાત પણ નવલરામે બહુ સારી રીતે કહી છે. કરસનદાસ માધવદાસ જેની પાસે કવિએ લગભગ છપામણીના બધા ખર્ચની આશા રાખેલી તે ભાંગ્યા તે છતાં પુસ્તક તેમને જ અર્પણ કર્યું. કવિમા વ્યવહારબુદ્ધિ ઓછી હતી અને કવિ ઉડાઉ હતા એમ પણ કેટલાક કહેતા. એ તો જેવી દૃષ્ટિ તેવી જ સૃષ્ટિ. એક જ વસ્તુ જુદા જુદા જોનારને તેમની દષ્ટિ મુજબ દેખાય છે. જ્યારે કોઇ કરકસર તથા ત્રેવડને કંજૂસાઇ કહે ત્યારે બીજો ઉદાર દિલને ઉડાઉપણું કહી નિંદે. ગમે તેમ હો, કવિના ઔદાર્યની એક વાત જે મેં ડાહીગૌરી પાસેથી સાંભળેલી તે ઉપરથી કવિનું મન કેવુ મોટુ હશે તે કંઇક સમજી શકાય છે.

પ્રસંગ આ પ્રમાણે બન્યો. ઉત્તર હિંદુસ્તાનનો કોઇ ગવૈયો સવારના પહોરમાં, ઘણું કરીને બેસતે વર્ષે, કવિને ત્યાં આવી ચડ્યો. નામ સાંભળી દર્શન માટે તથા બે ચીજ સંભળાવવા આવ્યો છું કહી ગાયન તેણે શરૂ કર્યું. કવિ સહેજ ઠંડી હોવાથી શાલ ઓઢીને બેઠા હતા. ગાયન ઉપર કવિને મૂળથી જ શોખ 'સ્ત્રી, કવિતા, ગાયન વિના મને ન ભાવે કાંઇ.' એમ કહી જગતની આ ત્રણ મોહિનીને કવિએ ઓળખાવી છે. તેમા વળી ગાયક સારો. સપરમે દહાડે આવો શુભ આનંદ વહાણું વાયે અનુભવાય એટલે સાધારણ રીતે ખુશી ઉત્પન્ન થાય જ. આ વખતે કવિના ગજવામાં, કહો કે ઘરમા, રોકડ રૂપિયો એક જ હતો. ખુશ થઇને આ ગવૈયાને પોતે તે આપી દીધો. ગવૈયાએ તે સ્વીકાર્યો, પણ પોતાનું ગાણું બંધ ન કીધું. બેચાર ચીજ ગાયા પછી કહ્યું કે 'મેં આપકા નામ સુનકે આયા; બડે કદરદાન આપ હો. મેં ઇતના લેકે જાઉં તો ન તો ઉસસેં મુઝે સંતોષ હોતા હૈ, ન તો આપકો ઉસમેં શોભા હૈ' થોડી વાર રહી પાછું ગાયન શરૂ કર્યું અને બેત્રણ બહુ સારી ચીજો સંભળાવી. કવિએ પોતે ઓઢેલી શાલ આપી તેનું ગૌરવ કર્યું, અને આપણા જેવાને માટે ઔદાર્ય અને બૂજ કરવી તે શું તેનો પાઠ આપ્યો !

મારા એલ. એલ. બીના અભ્યાસ માટે મુંબઇમા હું સદાશિવ દીક્ષિતને ત્યાં રહેતો. તેઓ મારા સંબંધી અને વયે સાતેક વર્ષ મોટા. એમને ત્યા હતો તે વખતે તથા સુરત મુંબઇમાં જ્યારે મળવું થતું ત્યારે ઘણી વખત નવરાશની વેળાએ અમે નર્મદાશંકરના જીવન અને કવનના ઉપર વાતચીત કરતા. કવિ સ્વાનુભવરસિક કવિતા લખતા એમ નવલરામે લખ્યું છે તે શું કવિના સ્વાનુભવનું વર્ણન જ એમની કવિતામા આવતું હશે તેથી ? કુદરતને, કુદરત વસ્તુતઃ હોય તેવી ન ચીતરતાં, પોતાને તે કેવા રૂપમા દેખાય છે એનું જ ભાન કવિ જગતને આપવા માટે કવિતા લખતા હશે તેથી ? કબીરવડનું કાવ્ય વાચતાં શું તેમા વડનું વાસ્તવિક વર્ણન આપણે નથી વાંચતા ? સર્વાનુભવરસિક કવિત્વ વિના સારા નાટકો લખી શકાય નહિ એ કારણે કવિએ રચેલા નાટકો ઊંચી કોટિના નથી. લોકોને જે ગમે તેવું નાટકમા ન હોય તો તે નાટક વખણાય નહિ. રંગભૂમિ એ જનલક્ષણ સુધારવાનું સાધન ક્યારે બને કે જ્યારે તે દુનિયાના દર્પણ જેવી બની રહે ત્યારે. આમ આત્મલક્ષી અને પરલક્ષી કવિતા સંબંધી કોઇ વાર કેવળ વિનોદ અર્થે તો કોઇ વાર વધારે કાવકાપણાથી વાત–વાદવિવાદ કરતા. આ પ્રસંગોને અંગે નરસિંહરાવની કુસુમમાળા અને હૃદયવીણાના પણ કોઇ કોઇ કાવ્યો ચર્ચાતા કુસુમમાળામાં સ્વાનુભવરસિક કવિત્વ વધારે ઝળકે છે અને હૃદયવીણાના ઘણા કાવ્યોમા સર્વાનુભવરસિક અથવા તો પરલક્ષી કવિતા વિશેષ, એમ પણ વાત થતી. કબીરવડનું નર્મકવિતામાનું કાવ્ય તે જાણે કવિ પોતાનું જ સ્વરૂપવર્ણન કરતા હોય તેના જેવું છે એવા નિર્ણય ઉપર આવતા કવિના ઘણા જીવનપ્રસંગો જોઇ લેવાતા. નદી વચ્ચે એક સરખો, ટટાર ઊભેલો વડ, હારેલો યોધ્ધો પ્રભુસ્મરણ કરતો હોયની તેવો દેખાય છે. હાર્યા છતાં એ દિલગીર જણાતો નથી. ઊલટો આપણો શોક હરે છે. કવિ પણ વિચારક, સુધારક, લેખક તરીકે ખૂબ ઝૂમ્યા. પોતાના શ્રમનું યથાર્થ પરિણામ બહુ ન લાગતા હાર્યા હોય તેવા એકલા, જગતથી અલગ, ઊભા હોય તેવું શું કવિનું જીવન નથી ? જેમ કબીરવડની વિપુલ છાયામા 'ખુશી થઈ રમે લાખલખના' તથા 'ખુશી થઈ રહે જોગી

જપમાં " તેમ કવિના બહુવિધ અનુભવમાં વિલાસ અને વૈરાગ્ય બન્ને જણાય છે. રાગ તથા ત્યાગ બન્નેથી કવિજીવન રંગાયલું નથી દેખાતું ? ડાહીગૌરી નો રક્ત કે વિરક્ત બન્નેમાંથી એકે ન હતાં. અરક્ત રહીને જ તેણે તો જિંદગી પૂરી કરી. કવિ રક્ત નહોતા એમ શી રીતે કહેવાય ? વિરક્ત થયા હતા તેની પણ ના કેમ પાડી શકાય ?

નાણાંની ભીડ કવિને વખતો વખત પડતી. કાન્તસ્મારકગ્રંથમાં નર્મકવિતાના પુસ્તકની છપામણી તથા બંધામણીના ખર્ચને પહોંચી ન વળાયાથી છાપખાનાવાળાઓને લખેલો એક કવિનો પત્ર છે. પુસ્તકનું વેચાણ થવું મુશ્કેલ. ઘેર હાથીનો ખર્ચ અને માથે દેવું. તે છતાં કવિ પોતાનો ઉદાર સ્વભાવ છોડી શકતા નથી. છોડેલો નહિ છેવટ સુધી એમ જાણ્યામાં છે. માત્ર આ ખર્ચાળ ટેવને લીધે પોતે ૨૩ મી નવેમ્બર ૧૮૫૮ ને દિવસે લીધેલું પણ—નોકરી ન કરવા વિષેનો નિશ્ચય—મૂકવો પડયો. 'ફતેહ કરીને આગળ વધશું, અથવા અહિંઆ મરશું; પણ લીધેલું તે પાળીશું રે વજરનું કરશું ' એમ કહેનારને અકિંચનતાએ કહો કે સંસારની વિટંબણાએ કહો, નેપોલિયન બેલેરોફોન ઉપર જઇ આધીન થઇ ઊભો હોયની તેવી હાલતમાં આણ્યો. હા, એ ખરું, પરંતુ કવિને શ્રદ્ધા હતી કે માત્ર મિત્રો નહિ પણ શત્રુ સુદ્ધાં 'વીર સત્ય ને રસિક ટેકીપણું. અરિપણ ગાશે દિલથી. ' તે ફળી. જે નાગરી નાતે કવિનો બહિષ્કાર કર્યો હતો તે જ આજે એની જયંતી ઊજવી રહી છે. સમય સત્યને બહાર પાડે છે. લાયકની કદર કરનાર પણ યશના ભાગી બને છે. ગુજરાત આ યુગપુરુષની સો વર્ષે પણ પૂજા કરે તો તેમાં શું આશ્ચર્ય !

કવિની પહેલી વારની પત્ની એમની વીસ વર્ષની ઉમરે ગુજરી ગઇ. બીજું લગ્ન શાસ્ત્રી ત્રિપુરાનંદની દીકરી ડાહીગૌરી જોડે ત્રણેક વર્ષ પછી થયું. લગ્ન વખતે એની વય નાની હતી. નર્મદાશંકરનો ઘરસંસાર લગભગ સાત વર્ષ ફરીથી મંડાયો ન હતો. એ વચગાળામાં કવિના ઉપર અનેક પ્રકારે આક્ષેપો થયેલા. બીજી વારના લગ્ન પછી પણ સવિતાગૌરી નામની એક બાળવિધવાને કવિએ આશ્રય આપેલો એ બાઇની સાથે લગ્ન થયેલા નહિ; એટલે ખરી રીતે જોતાં એ સંબંધ આજની આપણી સમજ પ્રમાણે' નર્મદાગૌરી સાથે ૧૮૬૯ની સાલે કરેલા યથાવિધ પુનર્લગ્ન કરતાં, પ્રમાણમા ખોટો ગણાય. છતાં નાતીલાએ આ વાતનું સમાધાન કરી નાખ્યું. નર્મદાગૌરી સાથે લગ્ન થયેલું તેથી કે એ બીજી વારનો વાંક થયો છે એમ ગણીને કવિ સાથે નાતે વહેવાર બંધ કર્યો તે ઠેક છેવટ સુધી બંધ જ રહયો. કવિ, તેમનાં બન્ને પત્નીઓ અને જયશંકર વ્યવહારબહાર મરતા સુધી રહ્યાં.

જગત કેવો અજબ ન્યાય આપે છે ? સારા નરસાંનો ભેદ ઘણું કરીને રૂઢિને પ્રમાણ માની સ્વીકારી લેવામા આવે છે. ઘણી વાર માણસ છેતરાય છે બીજાની વાત ઉપરથી, સાચી ખોટી અફવાથી અને અમુક રંગ આપીને તે વખતે વર્તમાનપત્રો જે લખે તે વાંચ્યાથી. સુધારો વખોડાયો તે કંઇક આવા કારણોને લઇને પણ ખરૂં. કંઇક નવલરામ લખે છે તેમ ભણેલાઓમાંથી સેંકડે ૮૫ ટકા એકલપેટા નીકળે છે તેથી પણ ખરૂ. કેળવાયલા સુધારાના વાતો કરે; પણ વખત આવે સુધારાનું વર્તન રાખે નહિ એટલે લોકો તેમને જૂઠા કહે એમા નવાઇ શી'

આ વાત કરતાં એક પ્રસંગ યાદ આવે છે. મારા મિત્ર વામન સોમનારાયણનાં લગ્ન વખતે વરપક્ષના સ્ત્રીવર્ગે જોડકણાં ગાયેલા તેમાં એક પંક્તિ આવી હતીઃ 'અમારો વામન ભાઈ તો છે કાળો, એનામાં નથી સુધારાનો ચાળો." સુધારાનો ચાળો એ નિદાન જેણે બોલ જોડયા હશે તેના મનથી તો અપલક્ષણ હોવું જોઈએ. જોડનાર ભૂલી ગયાં હશે કે એ વામનરાવ પરીક્ષા વખતે કવિને ત્યાં ઝવેરબાગમા કોઈ વખત ઊતરતા અને મુખપરીક્ષા માટે પંદર વીસ દિવસ સતત રહેતા. અરે ! એટલું જ નહિ, પણ સવિતાગૌરીના ભાઈની દીકરી સાથે પરણવાના હતા. વામનરાવ આજે નથી. પરંતુ સવિતાગૌરી પાસે સંસ્કારી કરેલાં તેમનાં પત્ની, સુશીલ, અને ડાહ્યાં, પ્રભુકૃપાથી હજી હયાત છે.

કવિને હું તો ઈશ્વરથી ડરીને ચાલનાર તરીકે ઓળખું છું. એમની કવિતામાંથી અને લેખોમાંથી સ્પષ્ટ થઈ શકે છે કે એને પ્રભુ ઉપર પ્રીતિ અને અડગ શ્રદ્ધા હતી. છતાં એના આચાર લોકોનાથી ઊલટા એટલે એ વંઠેલમાં ખપ્યા. જરા ઊંડા ઊતરીને જોવાની જગતને ફુરસદ હોત તો કદાચ જુદો મત બાંધત. મારા નાના ભાઈના લગ્ન, બન્ને પક્ષ નાતથી અલગ હતા તે અરસામા. વીસ વર્ષ ઉપર થયેલાં. પુરોહિતનું કામ લલિતાશંકર તથા રમણભાઈએ કરેલું. સુધારક પિતાના સુધારક પુત્ર લગ્નવિધિ કરાવી શકે એ બાબત લલિતાશંકરને શક હતો; પરંતુ બધું સમાપ્ત થયા પછી લલિતાશંકરની પ્રતીતિ થયેલી કે રમણભાઈ એકલા સુધારક નથી, પણ વિદ્વાન બ્રાહ્મણ પણ છે !

કવિનું હૃદય ધર્મભાવનાથી નિરંતર ભીનું રહેતું. બહારનો ડોળ કવિમાં મુદ્દલ ન હતો. દંભને એ દૂર જ રાખતા. પ્રભુના અસ્તિત્વ વિષે કવિ જ્યારે સુધારાના રંગમાં ખૂબ રાચતા હતા ત્યારે કદાચ શંકાશીલ બન્યા હશે ખરા; પરંતુ સાચો વ્યવહાર, ઉદાર વર્તન, મનનું નિખાલસપણું એમનામા એવાં હતાં કે ખરું ધાર્મિક જીવન શું તેનો ખ્યાલ આવે. પ્રવૃત્તિમય જીવન રાજસીવૃત્તિનું પરિણામ છે. જેનામા સાત્ત્વિકભાવ વધારે વિકાસ પામ્યો હોય તેનામા નિવૃત્તિ તરફ વલણ વધારે જણાય. કવિને ઉત્તર અવસ્થામાં આત્માના સાત્ત્વિક વિકાસને પરિણામે પ્રવૃત્તિ કરતા નિવૃત્તિ વધારે પસંદ પડતી. નર્મકવિતામાં પણ ઈશ્વર સંબંધી તથા નીતિ સબંધીના જે પદો છે તેમા આ સાત્ત્વિકતાનાં બીજો બહુ સારી રીતે દૃષ્ટિગોચર થાય છે. 'શાંતિની નીતિ દિયે પ્રભુતાઈ રે' એ પદમાં જ સંતોષ, નમ્રતા, મરજાદા, શુચિ વગેરેની પ્રશંસા છે. સત્ત્વ વધેથી ઊંચુ સુખ પ્રાપ્ત થાય છે તથા કંઈ ઊણું રહેતું નથી એમ સ્પષ્ટ સૂચન છે. વળી અન્ય સ્થળે કવિ કહે છે કે 'ધર્મ નિયમ ને સૃષ્ટિ નિયમ તે, સરખા સાચા સોહે.' 'સત્ય પ્રેમ ને શૌર્ય પ્રશંસા, જનમા ઝાઝી થાએ, સ્વધર્મ બલ સાથે તે ધૂમે, તો જ ખરાં વખણાએ.' 'ખરી ભક્તિ તો સાયુજ્ય મુક્તિ આપે.' વગેરે વગેરે.

સરસ્વતીમંદિરમાં શારદાવિદ્યાનું પૂજનઅર્ચન થતું તે તો આપણે જોયું. એ વાત ખરી કે તે મૂર્તિપૂજારૂપ ન હતું. પુસ્તકોના ભરેલા બે સુંદર કબાટ તથા અભરાઈ ઉપર અંગ્રેજી ગુજરાતી માસિકોના ગ્રંથો બંધાવીને રાખ્યા હતા એ ખરૂ; પણ તેની પૂજા થતી નહિ. કવિના પિતાશ્રીએ ઋગ્વેદ સંહિતાની કેટલીક ઋચાઓ અને થોડાં સૂત્રો સ્વહસ્તે લખ્યા હતા.

લાલશંકર મોટા સારા અક્ષર લખતા. લહિયાનું કામ કરતા. સુંદર અક્ષરે લખેલી એ પોથી ને એક ભગવા રંગના કપડામાં જાળવીને ઊંચા 'સ્ટેન્ડ' ઉપર મૂકી રાખેલી તેની પૂજા કવિ પણ કરતા અને તેમના અવસાન પછી એમનાં સ્વજનો પણ કરતા. એ પુસ્તકની પૂજા મેં પણ કોઈ કોઈ વાર કરેલી. સરસ્વતીમંદિર બંધ હોય ત્યારે એ પોથી અપૂજ રહેતી. મુંબઈમા તો દેવતા હતા તેની પૂજા થતી. સ્ત્રીવર્ગ મૂર્તિપૂજામા શ્રદ્ધા જાળવી રહ્યો હતો અને જયશંકર પણ નિત્ય સંધ્યાપૂજામા પા કલાક ગાળતા.

ડાહીગૌરી ઈશ્વરભક્તિમાં વધુ વખત ગાળતા. પ્રભુપરાયણ જીવનને દુનિયાના સહવાસનો પાસ જેટલો ઓછો બેસે તેટલું સારૂં એમ એ માનતા. એમના પિયર તરફના સગાંવહાલાંઓના બહોળા લાગવગને પરિણામે એ સતી સ્ત્રીને નાતમા ફરીથી દાખલ કરવાની કેટલાકોની ઈચ્છા હતી. પરંતુ નર્મદાગૌરી અને જયશંકરને છોડી આવવુ તેણે કબૂલ કર્યું નહિ. ઠેઠ સુધી ત્રણે સાથે જ રહ્યાં. નર્મદાગૌરીને નાતમા આવવાની અંદરથી ઉત્કટ ઇચ્છા. પુત્રને નાતમાં પરણાવવાના પણ કોડ ખરા. કોઈ વાર કહેતા કે નાતનો ગુનો કર્યો હોય તો તે મેં કે કવિ કે ડાહીગૌરીએ કર્યો; પણ તેમાં જયશંકરનો શો વાક ? એને શા વાસ્તે નાને દોષિત ગણવો જોઈએ ? ડાહીગૌરી એ વાતમા રસ લેતા જ નહિ. બને તો યુક્તિથી આવી વાત બદલી નાખતા.

છેવટ જો પોતાની નાતમા નહિ તો સાઠોદરા નાગરમાં પણ જયશંકરનો વિવાહ કરવાનું કોઈક વાર મન નર્મદાગૌરીને થતુ. જયશંકર મોટે ભાગે માતાની મરજીને અધીન રહેતા. જો બની શકયુ હોત તો મણિલાલ નભુભાઈને ત્યા કે એમની મારફત જયશંકરનો વિવાહ સાઠોદરાની નાતમાં થઈ ગયો હોત. મણિલાલને એ કુટુંબ તરફ સારો ભાવ હતો. કવિ માટેની પૂજ્ય બુદ્ધિ એમને એ કુટુંબ સાથે સંબંધ કરવાને પણ કવચિત્ પ્રેરતી જણાતી; પણ ધાર્યું ઈશ્વરનું જ થાય છે. જયશંકર અવિવાહિત ગુજરી ગયા. કવિના કુટુંબમા સીધા સગપણનું હવે કોઈ રહ્યું નથી. પ્રભુ પોતાના પરમ ભક્તને મોક્ષ આપે છે. સાત પેઢી તેની તારે છે. સંસાર વ્યવહારમાં કશું વળગણ કવિને કે કવિના આશ્રિત સ્વજનોને નથી રહ્યું એ શું પરમધામ પહોંચ્યાની નિશાની હશે ? નરસિંહ મહેતાના સીધા વંશજ કોઈ જાણ્યામા નથી. તેમનો પણ નિર્વંશ જ ગયેલો અગર બીજી રીતે કહીએ તો મોક્ષ થયેલો. ઉચ્છેદક હોય કે રક્ષક હોય, સુધારક હોય કે જગત જેને વંઠેલ કહે તેવો હોય, પણ માણસ જો સાચો પ્રભુને ઓળખીને ચાલનારો હોય તો તે પ્રભુનો ભક્ત જ છે. પ્રભુ પોતાના ભક્તને કોઈ દહાડો ભૂલે છે ખરા ?

આપણે પણ આ મહાત્માના જીવનના અનેક પ્રસંગોનું સ્મરણ કરી જાણે પાપમુક્ત થતા હોઈએ એવું લાગે છે. કબીરવડના દર્શનથી કવિને 'ખરી પાપી બુદ્ધિ, ખરી જ રૂડી જાત્રા થઈ મને' એવો અનુભવ થયેલો. એ કલ્યાણકારી માર્ગદર્શકનાં સ્મરણથી આપણે પણ તીર્થના દર્શન થતા હોય એવો આનંદ મેળવી શકીએ તો કેવુ સારૂં ! નર્મદનું સ્મરણ આપણું જીવન સુખમય, સ્વતંત્ર, સર્વાંગસુંદર બનાવે એટલી જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. આ લેખમાની હકીકતો જેમની પાસેથી મળેલી, તેમાંના ઘણાખરાના નામો ને ટૂંક ઓળખ આ પ્રમાણે :

૧. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજજર-કલાભવનના એક વખતના મુખ્ય અધ્યાપક.

૨. મણિશંકર રત્નજી ભટ્ટ- " " વાઇસ પ્રિંસિપલ-કવિ.

૩. લલિતાશંકર લાલશંકર-પારસી પંચાયત અંગ્રેજી સ્કૂલના મુખ્ય શિક્ષક-લેખક.

૪. સદાશિવ નારાયણ દીક્ષિત-મુંબઇમા વકીલ હતા, તે વિલાયત બેરિસ્ટર થવા ગયેલા. જર્મનોએ જે પહેલી બોટ ૧૯૧૫માં ડુબાડી તેમા એણે જલસમાધિ લીધી.

૫. વિજયાશંકર કેશવરામ-વિજયવાણી તથા સૃષ્ટિસત્વના લેખક-કવિ.

૬. સવિતાનારાયણ-સવિતાકૃત કવિતા તથા અલંકારચંદ્રિકાના લેખક-કવિ.

૭. મધુવચરામ હોરા-બ્રિટિશમાં મુનસફ હતા. થીઓસોફિસ્ટ હતા. કવિતા પણ લખતા.

૮. દાદાસાહેબ ખાપર્ડે-તે કાઉન્સિલ ઑફ સ્ટેટના સભ્ય. લોકમાન્ય ટિળકના મિત્ર. કવિના પ્રશંસક હાલ હયાત છે.

૯. સવિતાગૌરી-છોટાલાલ દુર્ગારામ જાની, પાલીતાણાના દિવાનના બાળવિધવા બહેન. કવિશ્રીના આશ્રયમા રહેલી પહેલી બાઇ.

૧૦. નર્મદાગૌરી-કૃષ્ણશંકર લાલશંકરના બહેન જેની સાથે કવિએ યથાવિધિ પુનર્લગ્ન કરેલું તે બાઇ.

૧૧. ડાહીગૌરી-બીજી વારનાં લગ્નની કવિની ધર્મપત્ની.

૧૨. છબીલારામ દીક્ષિત-બ્રિટિશમા ડેપ્યુટી ઇન્સ્પેકટર મણિલાલ નભુભાઇના સંસ્કૃત શિક્ષક. હાલ ૮૪ વર્ષની વયે સ્વર્ગસ્થ થયા.

૧૩. કરસનદાસ માધવદાસ-કવિના કદરદાન દોસ્ત.

૧૪. રવિભદ્ર મણિભદ્ર-નાદોદ રાજ્યના એક વખતે હિસાબી ખાતાના વડા. કોશાધ્યક્ષ કવિના ઉપર ખરો પ્રેમ અને આદરભાવ રાખતા.

૧૫. વામનરાવ સોમનારાયણ દલાલ-વડોદરા રાજ્યમા અધિકારી હતા. અંગ્રેજીમાં હિંદનો પ્રાચીન ઇતિહાસ લખ્યો છે. ડા. બટુકરામના ભાણેજ અને છોટાલાલ જાનીના જમાઇ.

૧૬. ધીમતરામ-નવલરામ લક્ષ્મીરામના પુત્ર.

૧૭. રમણભાઈ-મહિપતરામ રૂપરામ નીલકંઠના પુત્ર-સુપ્રસિદ્ધ લેખક

# કવિ નર્મદ

( કેટલીક સ્મૃતિગત વાતો )

શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઈ

સત્તાવાર હકીકત લખવી, એ એક વસ્તુ છે; સ્મૃતિગત વાત લખવી એ બીજી. ગુજરાતી ભાષાના વર્તમાન ગદ્યસાહિત્યના ધ્રુવતારા સમ કવિ નર્મદે જ્યારે આ લોક છોડ્યો ત્યારે મારું વય ૭ વર્ષનું હતું. પણ સુભાગ્યે કવિ નર્મદ વિષેની કેટલીક વાતો, એમના એક પ્રશંસક અથવા પોતાને શિષ્ય માનનાર મારા પિતા ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના શ્રીમુખેથી તેમ જ કવિના ગાઢ સ્નેહી અને મિત્ર કવિશ્રી સવિતાનારાયણના શ્રીમુખેથી સાંભળવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયેલું અને તેથી કવિશ્રીના સંબંધી તે વાતોનું માત્ર ટાંચણ જ હું અત્રે કરું છું. એ ટાંચણમાં જો કંઈક ભૂલ જેવું જણાય તો તેનો દોષ માત્ર મારી સ્મૃતિનો અને મારા અજ્ઞાનનો જ ગણવો, પણ કવિનાં ચરિતને તેથી દૂષિત ગણવાની ભૂલ ના કરવી એવી મારી વાચકોને વિનતિ છે.

નર્મદાશંકરનો જન્મ ૧૮૩૩ મા થયેલો. મારા પિતાનો જન્મ ૧૮૫૩ માં. જ્યારે કવિએ અભ્યાસપૂર્વક પદ્ય અને ગદ્યના પ્રદેશમાં ઘૂમવા માંડયું હતું; જ્યારે કવિ તરીકે જ માત્ર નહિ પણ પ્રાચીન આડંબરી લેખનશૈલીની પ્રણાલિ તોડીને જેવી બોલાય તેવી ઘરાઉ સંસ્કારી ભાષામાં ઉત્તમ ગદ્યના ઉત્પાદક તરીકે કવિશ્રીએ ગુજરાતી સાહિત્યના ધ્રુવતારાનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું ત્યારે ઇચ્છારામ ગુજરાતી શાળાઓમાં એ નવી શૈલીમા લખાવતા પાઠ્યપુસ્તકોનો અને કવિ નર્મદના પદ્યો અને ગદ્યનો અભ્યાસ કરી પોતાને માટે તૈયારી કરતા હતા. કવિના કીર્તિ-સૂર્યનાં કિરણોનો તાપ નવી ઊગતી પ્રજાને લાગવા માડ્યો હતો. હિંદુઓના અંતરમાં હિન્દુત્વની ચિનગારીઓ ઊડતી હતી. 'હિન્દુઓની પડતી' તે વેળા ઘણું આકર્ષણ કરી રહી હતી. આજનું મુંબઈ તે વેળાએ જન્મ પામતું હતું, સુરતની પડતીના પાયા પર તે ચણાતું હતું, અને કવિ જેવા જન્મભૂમિના પ્રેમી 'સુરત સોનાની મૂરત—થયા પુરા એ હાલ, સુરત તુજ રડતી સૂરત' માં એકલા પોતાના અંતરના ભાવોના જ પડઘા પાડતા હતા તેમ ન હતું, પણ સર્વ સુરતવાસીઓના શોકનો પડઘો હતો. મારા પિતા કહે કે કવિએ આ કાવ્ય, કવિતાઅલંકારરસ પર ૧૮૬૫ માં એન્ડ્રુસ લાયબ્રેરીમાં આપેલા ભાષણના અંતે એટલા હૃદયદ્રાવક સાદે સંભળાવ્યું હતું કે ત્યાં હાજર રહેલાઓનાં નેત્રોમાંથી આંસુ ટપકતા હતા. કવિએ પોતે જ જણાવ્યું છે કે

અરે સુરત ઓ તુજ, છઉં સાચો હું બંદો.
શરીર ઘસાયું તોય, તેટલું મંન નથી રે,
પડી પડી પણ હજી, દીપે તન મન થકી રે.
પેટ વેઠમા નીત, પછી દીપી કમળ આવે,
તો પણ છે સાબાશ, બીજાથી ચઢતી થાયે.

કવિના આ શબ્દોએ સુરતવાસીઓનાં હૃદયો ભેદ્યા હતાં. છેવટે કવિએ પોતાની જ્ઞાતિનું અભિમાન પણ સૂચવી આ પ્રમાણે તે દિવસે ઉત્સાહ જુવાનોમાં પ્રેર્યો હતોઃ

સુરત તણા ઓ તનુંજો, વિશેષે નાગર બચ્ચા,
અનાવલા, કાએચ તમે હઠમાં નહિ કચ્ચા.
ઉદ્યમ હું કડખંદ, ગાઇને શર ચ્હડાવું,
ઉઠી, ચલો સહુ શૂર ! ફરી ટાણું નહિં આવું.

મારા પિતા વાતના પ્રસંગમાં કહેતા કે ' દશ–અગિયાર વર્ષનું મારું વય છતાં કવિના શબ્દો સાંભળી જાણે હું પણ લડવાને જ જન્મ્યો હોઉં તેમ દિલમાં થયું.'

કવિના (દર્શનએ તે સમયે મોજ હતી. કવિ આજે ફલાણી જગ્યાએ ભાષણ આપવાના છે, એ ખબર પડતી એટલે ત્યાં નગરજનો ટોળાબંધ દોડતા. કવિનું માન, લોકોની તેમને માટેની ભક્તિ અદ્દભુત હતી. મારા પિતા કહે કે હું તે વારે શિખાઉ, જ્યારે કવિ તો પૂર્ણ સિદ્ધ. એમની સાથે વાત તો શી થાય.' પણ એમના કાવ્યો અને ભાષણોનાં શ્રવણે સ્વતંત્ર જીવન જીવવું, ઉદ્યોગહુન્નર ખિલાવવા, દેશની રાજદ્વારી સ્વતંત્રતા માટે મથવું,લડવું,એવા ભાવો સ્ફૂરેલા. વર્તમાન પત્રોમા લખવું, વર્તમાનપત્રો કાઢવાં, દેશવિદેશના ઇતિહાસો અને પત્રો વાચવાં એ સર્વનું મૂળ એ જ. કવિનાં કાવ્યોનું શ્રવણ કરીને, મારા પિતા કહે કે, મને પણ કાવ્યો કરવાનો ચસ્કો લાગ્યો અને પંદર વર્ષની ઉમ્મરે પોપના ઇલિયડનું દોહરાચોપાઇમા ભાષાંતર જ લખી કાઢેલું ! એ કયાં છે તે મેં પૂછ્યું ત્યારે મને તેમણે જણાવ્યું હતું કે ૧૮૯૬ મા જ્યારે મને પ્લેગ થયેલો ત્યારે એ મારા હાથમાં આવેલું અને તે વખતે વાચતા એ બાલિશ લાગ્યાથી મેં તેનો નાશ કરી નાખ્યો.'

કવિની નાણાંપ્રકરણી દશા બગડી જવાથી મુંબઇનો ખર્ચ ન ઉઠાવી શકયા એટલે મિત્રોની સલાહથી સુરત રહેવા ગયેલા. ૧૮૬૫ થી ૧૮૭૬ નો સમય કવિએ સુરતમા ગાળેલો અને ૧૮૭૬માં પાછા વિષ્ણુપત્ની લક્ષ્મીને શોધવાને મુંબઇ જઇ રહ્યા. કાવસજી પટેલ તળાવના રસ્તા પર લાડની વાડીના માથા પર એક માળની ચાલી હતી ત્યા તેઓ રહ્યા. થોડા વખત પર કોન્ગ્રેસની એમર્જન્સી હોસ્પિટલ એ વાડીમાં હતી અને હમણા તે ચાલી તોડી નાખી નવું મકાન બંધાય છે.

કવિ જેમ પૈસા કમાવાને માટે મુંબાઇ આવ્યા તેમ મારા પિતા પણ નોકરીધંધો કરવાને મુંબાઇ આવ્યા હતા. સુરત રાયટ કેસમા, લાઇસન્સ એકટ વિરુદ્ધ થયેલા હુલ્લડ પ્રસંગે, Libert.નામક પત્રમાં કરેલા લખાણથી લોકો ઉશ્કેરાયા હતા એવો આરોપ મારા પિતા પર મુકાયલો અને બચાવ માટે તે વેળાના મી. ફીરોજશા મહેતા આવેલા તે સમયથી તોફાની છોકરા સ્વતંત્ર મગજના છોકરાયુવકોમા મારા પિતાનુ નામ પ્રસિદ્ધ હતું. એટલે સ્વતંત્રતાપ્રેમી કવિ નર્મદની મહેફિલમા બેસવાનું માન મારા પિતા મેળવી શકયા હતા. તેઓ કહેતા કે એ પ્રસંગથી કાવ્ય, રસ, અલંકાર, ઇતિહાસ, ધર્મ, સુધારા વગેરેની ઉચ્ચ પ્રકારની ચર્ચા શ્રવણ કરવાનું પુણ્ય મને મળતું હતું તેમજ નાણાની હાડમારી ભોગવવા છતા પણ ઘેર આવનારનું ઉદાર દિલે સ્વાગત કેમ થાય છે તે જોવાનો પણ પ્રસંગ આવતો હતો. કવિને ત્યાથી ચહાપાનસોપારી વિના ભાગ્યેજ જવાની રજા મળતી. કવિનું હૃદય ઉદાર રાજાનુ હતુ, પૈસાની હાડમારી સાથે

કુસ્તી કરનાર સિદ્ધ કવિ હતા. મારા પિતા કહેતા કે મેં પણ પૈસાની તંગી, હાડમારી ને પૈસા ઘણી ભોગવી છે, પણ કવિની વાત તો ઓર જ કહી શકાય.

કવિ નર્મદને ત્યાં કવિના એક ભક્તસખા કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણનો સમાગમ મારા પિતાને થયેલો. કવિની કીર્તિ ચોમેર પ્રસરેલી એટલે હિંદી, મરાઠી, ઉર્દૂ સંસ્કૃત કવિઓ તેમને મળવાને આવતા. પછી કવિ નર્મદને ત્યાં કવિ સવિતાનારાયણનો મુકામ વિશેષ રહેતો. તેમ કવિ કહાનજી પણ આવતાજતા હતા. કવિનર્મદનો નિવાસ એટલે શું ? સાહિત્ય-શાસ્ત્રીઓનો, સાહિત્યમલ્લોનો અખાડો. કવિએ સુરતમાંના પોતાના મકાનને 'સરસ્વતીમન્દિર' નામ આપેલું તેનો મુદ્દો જ એ. કવિની આસપાસ વાતાવરણ જ સરસ્વતીસેવકોનું. એ મંદિરમાં ધનવાનોને આવવાનું, સરસ્વતીવાણી શ્રવણ કરવાની અને સરસ્વતીસેવકોને દાન આપવાનું ધનથી વિદ્યાવૃદ્ધિનાં કાર્યમાં સહાય કરવાની ! । બીજાઓ ત્યા શું કરે; સવિતાનારાયણ સાથે મારા પિતા ને એટલો ગાઢ સંબંધ થયેલો કે કવિનર્મદ સાથે મતભેદ થતાં છૂટા પડ્યા ત્યારે તેઓ મારા પિતા સાથે 'ગુજરાતી' પત્રના એડિટિંગના કાર્યમાં તેમ જ છાપખાનાની વ્યવસ્થાના કાર્યમાં જોડાયા હતા અને દોઢેક વર્ષ કાઢ્યું હતું અને તેઓએ જ કાવ્યદોહનનો પ્રથમ ભાગ શોધવામાં સહાય કરી હતી. કવિ સવિતાનારાયણને પિંગળ, રસ અને અલંકારશાસ્ત્રનું ઘણા ઊંચા પ્રકારનું જ્ઞાન હતું તેમ તેઓ હિન્દી કવિઓના સંમેલનમાં ભાગ લેતા.

'કહે નેપોલિયન દેશને કરવા આબાદાન જો મુક્તિ ચહો દેશની તો દો માતાને જ્ઞાન'

એ જાણીતી લીંટીઓના પિતા એ જ. કવિ સવિતાનારાયણે ઘણાં વર્ષો પછી 'સદાનંદ'ની સહીથી ગુજરાતીમાં કવિનર્મદ તેમ જ કવિદલપત વિષે એક સુંદર લેખ લખ્યો હતો વળી ગોવર્ધનરામભાઇના 'દયારામનો અક્ષરદેહ' એનું ગુજરાતીમા લખાયેલું અવલોકન એમણે અને મારા પિતાએ સામસામા બેસી ઊહાપોહ કરી લખેલું મને યાદ છે.

કવિ સવિતાનારાયણ ગાવાના શોખીન હતા. કયા શબ્દોપર કેટલું વજન મૂકી ગાવું તેમાં તેઓ એક્કા હતા. મારા પિતાએ મને એમ જણાવ્યું હતું કે કોઇક વાર કવિ નર્મદાશંકર શોકમાં હોય, કંઇ ગમ ન પડતી હોય ત્યારે કવિ પોતાના સખા સવિતાનારાયણને પોતાની બનાવેલી વીરરસની કવિતાઓ ગાવાનું કહેતા. ખાસ કરીને 'રણ ઘુમો ઘુમો' ગવરાવતા, અને જ્યારે રસ જામતો ત્યારે કવિ પણ જોસથી ગાવા લાગતા કે

'ગુરૂગોવિંદ સીક ગાઉં. શિવાજી કુલકને ગાઉં,
પ્રતાપી ક્ષત્રી ગાઉં, પ્રતાપી વૈશ્ય શૂદ્ર ગાઉં,
ગાઉં ને અશીજન ચ્હાઉં, કરંતા યશકર્મો ચ્હાઉં,
ચલાવે રાજ્યચક્ર ચ્હાઉં, ચલાવે ધર્મચક્ર ચ્હાઉં,
નર્મદાઆર્ય દેશ કેરો થવા ઉત્કર્ષ શીઘ્ર ચ્હાઉં,
રણ ઘુમો ઘુમો.

કવિને ગુજરાત ગુજરાતી એ પ્રિય હતાં. એ આપણે ગુજરાતી, આપણે ગુજરાતી તથા જય જય ગરવી ગુજરાત તથા 'કોની કોની છે ગુજરાત ?'

આભ.

એ સર્વથી સ્પષ્ટ થાય છે, કવિને ગુજરાત, ગુજરાતી એ પોતાનાં પ્રાણ હતાં અને મારા પિતા કહેતા કે સર મંગળદાસ નથ્થુભાઇએ પત્ર કાઢવાને જ્યારે મદદ કરવાનું કહ્યું ત્યારે હું કવિને પૂછવા ગયો કે પત્રનું શું નામ રાખવું. કવિએ તરત જ જવાબ દીધો કે આપણે ગુજરાતી ! ગુજરાતી નામ રાખવાનું કારણ કવિ હતા.

કવિ પારસીઓમા તથા દક્ષિણીઓમાં ઘણા માનીતા અને પ્રિય હતા. ડા ભાઉ દાજી તેમના પર કુરબાન હતા તેમ જ શ્રીયુત ખાપર્ડે તે વેળા જુવાન ઉત્સાહી હતા અને 'જય જય ગરવી ગુજરાત' ગાતાં એક વાર ત્રણે મસ્ત ગાંડા બની ગયા હતા

મારા પિતા જ્યારે કવિના ગાઢ સમાગમમા આવેલા ત્યારે કવિનું ધ્રુકધ્યાન ગુજરાતી ભાષાનો ઉત્તમ કોશ, ગુજરાતી ભાષામાં કથાકોશ, ગુજરાતી ભાષાનુ વ્યાકરણ, ગુજરાતી પિંગલ-શાસ્ત્ર, રસશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર એ તરફ વિશેષ હતું. જ્ઞાનની કોઇ પણ શાખા એવી નહિ હોય કે જે માટે કવિના હૃદયમાં સ્થાન નહિ. સૌંદર્યના પણ તેટલા જ પ્રેમી. સૃષ્ટિસૌંદર્ય નિરખવાની એમની મોજ એવી કે ધોધમાર વરસાદમા ફરવા નીકળે, કાદવમાં, જંગલમાં ભટકે. માનવહૃદયનું સૌંદર્ય જોવાની આતુરતા પણ એવી જ. હૃદયના જાતજાતના રસો ચાખવાને કવિ નિડર સત્યવકતા પણ તેવા જ. પોતાની ભૂલ સ્વીકારવામા પણ કોઇની પરવા ન રાખે. કવિ ટેકીલા કેવા–કરસનદાસ માધવદાસની વાત તો જાણીતી છે. પૈસાનું દુઃખ, પણ પૈસા ન મળે છતા કરસનદાસ માધવદાસને કોશ અર્પણ કરનાર વીરલો તો એ એક જ.

કવિ નર્મદનો એક પરમ મિત્ર હતોઃ કીસનદાસ બાવો. બન્નેએ એક બીજાની ખ્યાતિ સાંભળેલી. બાવો અદ્વિતીય પહેલવાન–એકલો હજારને ભારે પડે એવો. હિમ્મતમાં અદ્વિતીય. બન્નેએ એકબીજાની પરીક્ષા કરી મૈત્રી બાંધેલી અને તે અખંડ રહેલી. કવિના વિચારોને લીધે, વર્તનને લીધે હિન્દુ તેમ જ પારસીઓ મારવાને આવવાના પ્રસંગો બનેલા, પણ એ દરેક પ્રસંગે એકલો બાવો સલામત બચાવી લાવેલો. બાવાનું શરીર જાણે લોખંડનું. એક વેળા શ્રાવણ માસમાં કવિ, બાવો વગેરે ભૂલેશ્વર આગળ બેઠેલા. દર્શન વખતની ભીડનું પૂછવું શુ ? એક સુરતી શ્રાવક ખભે પિછોડી નાંખેલી, પાઘડી પહેરેલી, બે હાથો હલાવી પિછોડીના છેડાને હાથ મારતો બૈરાઓની વચમાં આવે ને જાય. મમ્માદેવીથી પાંજરાપોળ સુધી, બાવાની નજર પડી કે હાથ હલાવતા તે બૈરાંઓની છેડ કરે છે. કવિને આવુ છું કહેતાંની સાથે બાવો ઊપડ્યો શ્રાવકની પાછળ. ખભાપર જોરથી હાથ મૂકતા જ હાથ ઊતરી ગયો, લોકોનુ ટોળું ભેગું થયું, ફરીથી ન આવું એમ કહી કવિને પગે લાગ્યો અને કવિના વચને તેનો છૂટકો કર્યો.

મારા પિતા કહે કે કવિને નાણાંની મુસ્કેલી છતા કવિ કોશ તૈયાર કરી શકયા, કારણકે તે એ કાલ જ તકરારી જોડણીમા નિર્ણય કરતા હતા. કવિને માટે એમના મિત્રનો પ્રેમ પણ એટલો જ કે દોટિયાના લાભ વિના શબ્દોનો સંગ્રહ કરવામાં અને અર્થો લખવામાં સહાય કરતા હતા. એમના નામ પર ચડેલો 'ગુજરાત સર્વસંગ્રહ' તથા 'દેશવ્યવહાર વ્યવસ્થા' બીજાઓના લખેલા–પણ કોઇએ તેમાથી દોઢિયુ લીધુ નથી. કવિશ્રી દયારામના કાવ્યોનો સંગ્રહ કરવા

માટે જાતે ચાણોદ–કર્નાલી–ડભોઇ ગામમા માણુસોને પણ મોકલેલા. આજે દયારામના ભક્તો કવિએ તેમના ચરિત્ર માટે જે લખ્યું તે માટે ગુસ્સો દર્શાવે છે અને ટીકા કરે છે. એ ટીકા તેમ જ ગુસ્સો અસ્થાને છે. કવિ દયારામના શિષ્યોએ સત્તાવાર હકીકત પૂરી ન પાડી અને તેથી કવિને જે હકીકત કર્ણ પરંપરાની મળી તે છાપી અને પોતાને યોગ્ય લાગેલ અભિપ્રાય આપ્યો, કવિનો દયારામનાં કાવ્યો માટે ભાવ કેટલો હશે કે તેમના કાવ્યો મેળવવાને જાતે મહેનત કરી, પૈસાનો ભોગ આપ્યો. બીજાઓ તો પૈસા કમાવા માટે દયારામના કાવ્યો છપાવે છે, કવિને કંઇ તેવો લોભ ન હતો.

કવિનર્મદના વિચારો ગમે તેવા હોય, કવિનું જીવન ગમે તેવું હોય પણ, કવિને માટે એમની જ્ઞાતિમા માન જબ્બર હતું, અને તે જ્યારે કવિનું અવસાન થયું ત્યારે જણાઇ આવ્યું હતું. રા. માર્કણ્ડ નંદશંકર મેહેતા, સ્વ. સોમનારાયણ આદિ નાગરોએ, કવિનર્મદ જ્ઞાતિબહાર હોવા છતા જ્ઞાતિનો ભય ન રાખતાં કવિના દેહને નાગરોના હાથે જ ઉપાડવામાં આગેવાની લીધી હતી.

કવિનું જીવન એટલે પૈસા સાથે મરણુપર્યંત કુસ્તી. હૃદય ઉદાર, હાથ છૂટો, ખાવેપીવે શોખીન, પરોણાગતમા અને સત્કાર કરવામા રાજાનું દિલ. પૈસા આવ્યા અને પૈસા ગયા. કસુંબાની લાલચોળ રંગની પાઘડી, કસવાળું–કલ્લી ચડાવવાનું ડાઘ વિનાનું સફેદ અંગરખું ત્રણ આગળ પહોળી રેશમી કિનારનું ધોતિયું, સુગંધથી બહેકતું શરીર, પાનના સુવાસિત મુખવાસથી લાલચોળ ઓષ્ઠ. એક ફાકડો રસિક નાગરિક તે નર્મદ.

કવિ પર જનતાનો પ્રેમ કેવો હશે તેની આ વાત સાભળી છે. કણિયો દાણા આપે, પણ કદિ ઉઘરાણી ના કરે, દૂધવાળો ચોકખું તાજું દૂધ આપે પણ દૂધના પૈસા ન માગે, પાનવાળો સરસમાં સરસ પાન નિત્ય આપી જાય, પણ પૈસા ન માગે. સર્વને કવિની અભિપ્સામા વિશ્વાસ. કવિ પણ તેવા જ કે કોઇએ પૈસા મોકલાવ્યા કે તરત જ વગર હિસાબે પૈસા આપે!! કોઇએ સરસ્વતીની સેવામાં જીવનની કુરબાની કરી, કોઇ લક્ષ્મીપતિ એવો ગુજરાતમાં ન નીકળ્યો, કે જેણે કવિના જીવન પર કુરબાની કરી હોય–આજે પણ સરસ્વતીમંદિરમાં સરસ્વતીનાં ગુણગાન કરનારા પાછળ, લોકોને જ્ઞાનનો લાભ આપવા માટે લક્ષ્મીની કુરબાની કરનારા કેટલા છે ? ગુજરાતી કરોડપતિઓ કંઇ હિંદુમા, પારસીમા કે મુસ્લિમોમાં ઓછા નથી.

ગુજરાતને સુરતે ત્રણ નન્ના અને એક રામ ભેટ આપ્યા: નર્મદાશંકર–નવલરામ–નંદશંકર અને દુર્ગારામ.

પૂર્વજ જેના જે વળી આજે જન્મ થકી ગુજરાતી વધા;
કોઇ રીતની તો પણ તે.વળી આર્યધર્મને રાખી રહ્યા

જય ગુર્જરીના જયશ્રીરંગ ખિલજો !

# કવિનું વ્યક્તિવૈશિષ્ટ્ય

## દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

કવિનો જમાનો એટલે જૂના ને નવા વિચારોની અથડામણનો કાળ : આજથી સો વરસ પરનું ગુજરાત નવા કાળની ઝાંખી કરતું હતું. કવિનો સમય ( ઇ. સ. ૧૮૩૩-૧૮૮૮ ) : તે અરસાનો પ્રારંભ એટલે હજુ પથ્થરપાટી ને તેના પર લખવાની પેનનો અભાવ : થાળીપર અથવા તો લાકડાની પાટીપર સફેતાથી યા ખડીથી વતરણાવતે અક્ષર લખી મૂળાક્ષર શીખવાતા : ગામઠી નિશાળનો જમાનો : રણછોડદાસ ગીરધરભાઇ અને તેમના મદદગારોએ પથ્થરપાટી અને પેન આણી : એટલે કે નવા જમાનાને અનુસરતી કેળવણીનો પાયો નાખ્યો. એ પાયો સુદૃઢ થતો હતો તે વખતે કવિએ કેળવણી લેવી શરૂ કરી, અને પાશ્ચાત્ય રૂઢિએ અપાતી કેળવણી કેવા પ્રકારની હતી તેનું કવિને ઝાંખું ઝાંખું દર્શન થયું. કવિનો એક પગ-જમણો-જૂના જમાનામાં અને બીજો-ડાબો-નવા જમાનામાં : એવી દશામા એમનુ જીવન એમણે ગાળ્યું. કોલેજમાં દાખલ થયા પરંતુ સાંસારિક અડચણોને લીધે કોલેજમાં તો જૂજ કેળવણી લઇ શકયા : એટલી બધી નહિ કે જેથી જૂના સંસ્કારો નિર્મૂળ થઇ જાય : છતા આગ્રહી હોવાથી, સ્વાધ્યાયને જીવનમા અગ્રસ્થાન આપ્યું. બાયરન, વર્ડ્ઝવર્થ, ટેનીસન જેવા કવિઓનાં કાવ્યોનો ખાનગી અભ્યાસ કર્યો ને તેમાંથી પ્રેરણા લીધી. પિંગળ અલંકારશાસ્ત્ર વગેરે ભણવા પૂણે ગયા ને ત્યાંથી જોઇતી માહિતી મેળવી. સાહસ અને આગ્રહ એ બે એમનાં જીવન-એમનાં વ્યકિતત્વ-નાં વિશેષ લક્ષણ હતા : જિંદગીભર સરસ્વતી અને લક્ષ્મી વચ્ચેના વિરોધના પોતે ભોગ થઇ પડયા હતાં, છતાં હિંમત ન હારતાં, લક્ષ્ય વસ્તુ પ્રાપ્ત કરતા ત્યારે જંપતા. એ સાહસ એમનામાં ન હોત તો કદી યે ગુજરાતને નર્મકોશ જેવો શાસ્ત્રીય કોશ મળત ? ગુજરાતી ભાષાનો કોશ તૈયાર કરવા હાલના સાધનો અને કરવૈયાઓની આવડત ને સંખ્યા મળી રહેવા છતાં રૂ. પાંચ લાખની નાદર રકમ પણ પૂરતી ગણાશે કે કેમ તેનો શક રહે છે, તો ઇ. સ. ૧૮૬૦ માં જ્યારે કવિને કોશ ઘડવાનો વિચાર ઉદ્ભવ્યો ત્યારે તેને અમલમાં મૂકવા માત્ર સાહસ-સાહસિક સ્વભાવ-એ સિવાય બીજી કઇ સંપત્તિ એમના હાથમાં હતી ? છતાં દસ વરસનો સતત પ્રયાસ કરી અંતે ધારેલું કામ પાર પાડયું. કવિનો સ્વભાવ જો આગ્રહી ન હોત તો કદી પણ નર્મકોશ અસ્તિત્વમાં આવ્યો હોત ? કવિ પોતે પોતાનો સ્વભાવ સમજતા હતા; કારણ નર્મકોશ ( સંવત ૧૯૨૯ ની આવૃત્તિ ) ની મુખમુદ્રા ( પૃષ્ઠ 'આ' મા ) પોતે જ લખે છે કે 'પ્રવૃત્તિવાળી સ્થિતિમા અને આશ્રય વિનાની સ્થિતિમાં પણ ઉત્સાહવાળા ઉદ્યુકતપણાવડે આ કોશ રચાયો છે ને છપાયો છે.' 'આશ્રયવિનાની સ્થિતિ' 'એટલે ગરીબાઇ,' 'ઉત્સાહવાળું ઉદ્યુકતપણું' એટલે સાહસ અને આગ્રહ.

કવિની નવી પદ્ધતિસરની કેળવણી જૂજ હતી એ ખરૂ, પરંતુ એ કેળવણીના મુખ્ય મુખ્ય અંશો એમણે પોતાની જાતિ-નૈસર્ગિક બુદ્ધિવડે-ગ્રહણ કરી લીધા હતા. એમાંનો એક અંશ તે શોધક પ્રવૃત્તિ-શોધખોળ કરી અમુક વિષયનું મૂળ શોધી કાઢવાની જિજ્ઞાસા ને તત્પરતા. આના દૃષ્ટાંત તરીકે, કોશને અંગે પ્રાકૃત અપભ્રંશ વગેરે ભાષાઓનો એમનો અભ્યાસ ન ગણીએ તો પણ આપણા જૂના કવિઓ અને લેખકો-નરસિંહ, દયારામ, અખો વગેરે-નાં જીવન તથા કૃતિઓ સંબંધે એમણે ઉઠાવેલો શ્રમ, એ વાત તરફ તો દુર્લક્ષ કરી શકાય જ નહિ. ગુજરાતના જૂના કવિઓનાં જીવન તથા તેમનાં કાવ્યો સંબંધે માહિતી મેળવવાની દિશામા કામ કરનાર કવિ પહેલા જ હતા-

અગ્રેસર Pioneer—હતા એમ કહેવામાં કશું ખોટું નથી. સંશોધન કરી અમુક પુરાણી વસ્તુનું મૂળ પકડવા ( Research Work ) નો રસ્તો આપણને પાશ્ચાત્ય દૃષ્ટિએ મળેલી કેળવણીનું ફળ છે. કવિએ લીધેલી તેવી કેળવણી નિર્માલ્ય હોવા છતાં તે કેળવણીનું આ એક ઉપયોગી અંગ તેમણે પોતાની નૈસર્ગિક બુદ્ધિવડે પકડી લીધું. એમની પછી એ રસ્તે જનારા સાક્ષરોએ એમના કાર્યની ઉપયોગિતા એકે અવાજે કબૂલ રાખી છે, અને એ રસ્તો દેખાડી કવિ ગુજરાતી સાહિત્ય પર હમેશનો ઉપકાર મૂકી ગયા છે.

કવિનું ત્રીજું ખાસ લક્ષણ, દેશસેવા; દેશભક્તિના એ ઊગતા કાળમાં, એમનું પ્રખર સ્વદેશાભિમાન, ગુજરાતી ભાષા માટે, ગુજરાતના સાહિત્યને, ગુજરાતના ઇતિહાસને ખીલવવા માટે સંસ્કારી બનાવવા માટે ઉત્સાહ, ધગશ, અને છેવટે સ્વાત્માર્પણ. ગુજરાતીમાં જોઇએ તેવો ઇતિહાસ નથી, એમ એમને લાગવાથી એમણે આખી દુનિયાનાં જુદાં જુદાં સામ્રાજ્યોના ઇતિહાસનો અભ્યાસ કરી રાજ્યરંગ લખ્યો, હિંદુસ્તાનનો ઇતિહાસ લખ્યો, સુરતની મુખતેસર હકીકત લખી, અને તેના વડે બતાવી આપ્યું કે જો કોઇ નિઃસ્વાર્થથી પોતાના દેશની યા પોતાની ભાષાની સેવા કરવા ઇચ્છે તો તે સેવા તે કેવી રીતે કરી શકે. ટૂંકામાં, કવિનાં સાહસ, આગ્રહ, અને સ્વાત્માર્પણ એ એમના વ્યક્તિત્વનાં વિશેષ અંગ યા લક્ષણ તરીકે એમના જીવનમાંથી એટલી પ્રકાશમય રીતે તરી આવે છે કે એમની કૃતિઓ જોનાર કે વાચનાર તે પ્રકાશ તરફ ભાગ્યે જ દુર્લક્ષ કરી શકે.

મુંબઇ : તા. ૨૨, મે ૧૯૩૩

# વીર નર્મદનો જીવનવિકાસ

પ્રો. જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ

વીર નર્મદનો જન્મ સને ૧૮૩૩ માં અને પ્રયાણ ૧૮૮૬ માં. બીજી રીતે પણ એ બન્ને સાલો જાણીતી થયેલી છે. ૧૮૩૩ મા ગુલામી નાબૂદ કરવાનો કાયદો ઇંગ્લેંડમાં થયો, અને ૧૮૮૬ માં ગ્લેડસ્ટનનું હોમરૂલ બિલ આવ્યું ને રદ ગયું. વળી ૧૮૩૩ મા કંપનીનો ચાર્ટર એક્ટ પસાર થયો—વેપાર છોડીને હિંદનું ટ્રસ્ટી તરીકે રાજ્ય કરવાનું નક્કી થયું. ૧૮૮૫ માં કોંગ્રેસ સ્થાપન થઈ. આગલાં પાછલા વર્ષોની સરખામણીથી જણાશે કે બન્ને સમયના પવન જુદા હતા. એ બન્ને વાયરાઓના ભણકારા નર્મદાશંકરના જીવનમાં સંભળાય છે. દુનિયાનો વિલાયતી ઉદ્ધાર કરવાના તરવરાટના જમાનામાં નર્મદનો જન્મ છે. ‘ આપણે આપણું જોઇયે ’ એ તમન્નાના જમાનામાં એ પ્રયાણ કરે છે. એ પાછલો તરવરાટ અને એ તમન્નાની વચ્ચે ૧૮૫૭ નો બળવો થાય છે.

ત્રેપન વર્ષનું એમનું આયુષ્ય. એટલું આયુષ નાનું એ કહેવાય અને મોટું એ કહેવાય. સર ટોમ્સ બ્રાઉન ત્રીસ વર્ષે લેખ લખતાં પોતાના જીવનને ‘ ત્રીસ વર્ષનો ચમત્કાર ’ કહે છે. નર્મદનું જીવન એ બીજા અર્થમાં ત્રેપન વર્ષનો ચમત્કાર કહી શકાય. એમણે એટલાં વર્ષોમાં તો કૈંક અનુભવો કર્યા, કૈંક ધડભાંગો કરી. એમણે હોઠે ઉઘાડા રાખ્યા ને આંખોયે ઉઘાડી રાખી. એક અંગ્રેજ નીતિનિપુણની શિખામણ યાદ આવે છે કે રાજપુરુષે આંખો ઉઘાડી રાખવી અને હોઠ બંધ રાખવા. આવું કરનારને ફાવટ આવે છે એટલી પેલાને આવતી નથી, કેમ કે આ જમાનામાં

વિચારો તો ઘણુના યે બદલાય છે, પણ એને તો પકડાય ને ! ન બોલ્યામાં નવ ગુણ કહ્યા છે તેમાંનો આ પણ એક હશે.

વિચારોના ફેરફારોનો કોયડો ઘણી વાર ઉકેલવો પડે છે ખરો; પણ એમાં ઘણુખરું તો આપણાં બનાવટી લેખંડી ચોકઠાં જ આડાં આવે છે. એનો એ જ બર્ક: તેણે 'ફ્રેન્ચ રેવોલ્યુશન' ની સામે લખ્યું:—અને 'અમેરિકન રેવોલ્યુશન' ની તરફેણમાં લખ્યું.—એકમાં બનેલા વિપ્લવને ધિક્કારવાને, બીજામાં સંભવિત વિપ્લવને અટકાવવાને. કાર્ડિનલ ન્યુમેન એક વખતે એંગ્લિકન ખ્રિસ્તી પંથનો જબરો પ્રચારક; પછીથી તેને છોડીને કૅથોલિક પંથનો એક આર્દ્ર, એકાગ્ર પ્રેમી. જે હૈયાની ધાર્મિકતાથી એ પહેલાં કાર્યમાં વળ્યો તે જ ધાર્મિકતાએ એને પુરાતન પંથમાં વાળ્યો. ગાંધીજી પહેલાં પોતે વકીલ થયા અને પછી વકીલોની ખૂબ ઝાટકણી કાઢી. બન્નેમાં 'આપણું કેમ કૈંક મારૂં થાય' એ ભાવના. એટલે સિદ્ધાન્ત પરિવર્તન કેટલીક વાર દેખાય છતાં તેમાં ઘણી વાર વાસ્તવિક ધ્યેય કે ભાવનાપરિવર્તન હોતું નથી. તેને વાંચવાની વિગત જૂદી હોય છે. વિચારપરિવર્તનમાં કે સિદ્ધાન્તપરિવર્તનમાં કાંઇ નાનમ નથી એ વળી બીજી વાત છે. પણ ઘણાખરાં કહેવાતા પરિવર્તનોની પાછળનાં જીવનસૂત્રો એનાં એ જ હોય છે. ઇશ્વરની દુનિયામા પણ ઘણું અચરજ જેવું લાગે છે તેમાંનું ઘણું તો સમજવાના ફેરને લીધે હોય છે.

નર્મદના જીવનનો પ્રધાન સૂર દેશોન્નતિ. 'દેશાભિમાન' શબ્દ એમણે યોજી કાઢયો એમ કહેવાય છે. આપણા ગુજરાતના રાષ્ટ્રગીત 'જય જય ગરવી ગુજરાત' નો રચનાર એ. 'સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે' એ ધૂનનો કડખેદ એ. 'આપણે તો ભૂલ્યા, ભૂલ્યા, પાછા હઠો' એમ ચેતવનાર ભોમિયો પણ એ દેશોન્નતિની એને ઉગ્ર ધગશ. પહેલા તેને સારું 'ચાલતી રીતો' પકડી—અથવા કહો કે નવા ટ્રસ્ટી સાહેબોએ સૂચવેલી તે પકડી. પછી લાંબા વાચન અને અનુભવને અંતે તેમાં સંશોધન કર્યું. પણ બન્નેની પાછળ ભાવના એક દેશહિતની.

એક ભાવના નીચે પણ બધાના વિચારો કે ભાવો કાંઈ પલટાતા નથી. એક અનુસ્યૂત ભાવના કે લક્ષ્યને સારુ બધાના માર્ગો કાંઇ બદલાતા નથી કેટલાક સ્થિર સ્થાવર હોય છે. કેટલાકને બીજા કામમા વિચાર કરવાની ફુરસદ રહેતી નથી. કેટલાકને સંજોગો જ મળતા નથી. ઘણા તો સરતના ઘોડાઓની પેઠે દોડી દોડીને પાછા હતા ત્યાં ને ત્યાં જ દેખાય છે. કેટલાકને વળી પહેલેથી ગુરુગમ મળી હોય તો પ્રહ્લાદની પેઠે અસુરોના ઘરમાં પણ સાચાં સૂત્રોમા સ્થિર થઇ જાય છે, ને કેટલાક પ્રચેતાઓની પેઠે નારદ જેવાનો ઉપદેશ થતા ઉપદિષ્ટ માર્ગમાં ચાલી નીકળે છે. કેટલાક હાથમાં જે નાડું આવ્યું તે પકડીને વેરાજીની પેઠે ચાલતે ગાડે હાલ્યા જાય છે. ઘણાખરા તો આ વખતમાં ગુણુ-ગણિતના દાખલાઓમાંજ ગોથાં ખાધા કરે છે અને થાકતાં પછી જે જવાબ આવ્યો તે ખરો એમ માની લઇ ગાડું હાંકયે રાખે છે. જેઓ અત્યારે વર્ષની અઠયોતેરસો ( ખરી રીતે એથી વધારે ) બહાર પડતી ચોપડીઓના જમાનામાં બધો પુરાવો જોઇ વિચારીને પોતાની મેળે બધી બાબતો નક્કી કરવાનું સાહસ લે છે એમની હિંમતને પણ ધન્ય છે ! નર્મદના જમાનામાં ચોપડીઓની પેદાશ એટલી બધી નહિ, અને વગર વાંચ્યે બધું જાણી જઇ નિર્ણય કરવાની કળા પણ ખીલેલી નહિ. એક ભાઇએ ભાષણમાં સફાઇથી કહેલુ કે 'હુ તો દશ વર્ષ પહેલાંની ચોપડીઓ વાંચતો જ નથી.' આ તાજા વિચારોના ઘરાકના કરતાં નર્મદાશંકરનો અભિપ્રાય જૂદો હશે.

એમણે તો આખી દુનિયાના ઇતિહાસો વાંચવામાં ને રાજ્યરંગ સમજવામાં કેટલો ય વખત કાઢી નાખ્યો. સત્ય લખવાની પાટી ઉપર આજ સુધી જેણે તેણે પોતપોતાના શેરા મારેલા હોવાથી હાલત એવી થઇ ગઇ છે કે આખી પાટીમાં એક મોટું ધાબું થઇ પડયું છે અને એટે વાત ઉકેલી ગળે ઉતારવી દુનિયાને કઠણ થઇ પડી છે. એટલે આ જમાનામાં ઘણા લોકો પાયલેટનો દિમાગ રાખે છે. એણે કહ્યું: 'શું સાચું ?' અને પછી જવાબની દરકાર કરી નહિ. ઘણાખરાને વિચારોની તૈયાર થાળી ઉપર બેસી જવાનું ફાવે છે. કોઇ ઘરમાં જમે છે અને કોઇ વીશીને ઉત્તેજન આપે છે. બુદ્ધિના ખાનપાનમાં પણ દેહના ખાનપાન જેવી અટપટી માયા છે.

રા. નવલરામભાઇએ સામાન્ય રીતે તે વખતના ભણેલાઓના વિચારોમાં ઉમ્મર તથા અનુભવને અંગે કેવા ફેરફારો થતા તેનું રમૂજી ચિત્ર આપ્યું છે. એ ચિત્ર અત્યારે પણ ન લાગુ પડે એવું છેક નથી. તેનો નિચોડ એ છે કે પહેલાં સુધારા તરફ ધમારો હોય છે, અને પછી વધતી ઉંમરની સાથે વિચારોમાં પણ પાકટપણું આવે છે અને સંરક્ષકતા તરફ વલણ થાય છે. કેટલાક એમ પણ માને છે કે વાળ પાકા થતા જાય છે તેની જોડે સંસાર તરફ પણ ઉપરામ થતો જાય છે અને તેને લીધે આ પરિણામ દેખાય છે. વાસ્તવિક રીતે તો બધા વિચારો વિવેચકના દષ્ટિબિન્દુ, દષ્ટિકોણ અને દષ્ટિમર્યાદાની માયા છે એમ કહી શકાય. એટલે યુવાવસ્થાના વિચારો સારા કે ઉત્તરાવસ્થાના એ સંબંધી ભાંજગડમાં ઊતરવાનું બહુ પ્રયોજન નથી. માત્ર એટલું કહી શકાય કે પૂર્વાવસ્થાના અનુભવ પછી ઉત્તરાવસ્થા આવેલી હોવાથી તેની દષ્ટિમર્યાદા વધારે વિસ્તૃત ખરી. એના એ માણસે પહેલાં એક અવસ્થા જોઇ હોય છે અને પછીથી બન્ને જોઇ હોય છે, એટલે આમાં વ્યક્તિની વાત આવતી નથી. હસતી કુંપળોને પણ પાકાં પાનની વીતકો વીતે ત્યારે તેના રંગરાગ બદલાય છે, અને રસ પણ જરાતરા ઓછો થાય છે.

નર્મદાશંકરના સંબંધમાં તેમના ઉત્તર લેખોની બુદ્ધિની તીવ્રતા જોતાં ઉત્તરાવસ્થાના બુદ્ધિભ્રંશનો કોઇ આક્ષેપ ટકી શકે તેમ નથી, એ એમના સમકાલીન અને સ્નેહી નવલરામભાઇએ પણ સૂચિત કર્યું છે, અને તેને અંગે કાર્ડીનલ ન્યુમેન અને લોર્ડ રિપનનાં દષ્ટાંતો આપ્યાં છે. વળી આપણામાં કહેવત ચાલે છે, એ કહેવતની સાઠ વરસની મુદત સુધી તો નર્મદાશંકર પહોંચ્યા જ નહોતા. એમના 'ધર્મવિચાર'ના નિબંધો તો અત્યારે આપણે જેને મધ્યમ વય ગણીએ છીએ તેમાં લખાયલા હતા, એટલે એ રીતે પણ એમના વિચારોને ઉંમરની મુદતનો બાધ લાગતો નથી.

અગાઉના એક લેખમાં મે નર્મદાશંકરના પહેલી વીશી પછીના જીવનના પાંચ વિભાગોનો ઉલ્લેખ કર્યો છે. અને ૧૮૫૫ થી ૫૯ સુધી ઉત્સાહ, ૫૯ થી ૬૪ સુધી ઉછાળા, ૬૫ થી ૬૯ સુધી ઉચ્છૃંખલતા, ૭૦ થી ૮૧ સુધી ઉદ્‌બોધન અને ૮૨ થી ૮૬ સુધી ઉપશમ એમ એમના માનસના ઝોકને અંગે એમના જીવનના વિભાગો પાડી શકાય. એ ઉપરથી જોતાં પણ જણાશે કે એમના જીવનમાં ક્રમિક વિકાસનાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે અને એ વિકાસના કારણો પણ જોવાં અઘરાં પડે એમ નથી. નર્મદનો અનુભવ, જીવનવ્યાપાર અને સમાજસંઘર્ષમા ખૂબ વધતો જાય છે, એમનું વાચન રાજ્યરંગ ઇત્યાદિ ઇતિહાસવિવેચનને અંગે પુષ્કળ થાય છે અને જીવનના ખાડાટેકરાનો તેમ જ જીવનનાં દશાચક્રોનો પણ તે પૂર્ણ અનુભવ કરે છે. વળી જે પશ્ચિમની આંધી એમના પૂર્વ જીવન સમયે હિન્દ ઉપર હતી તે પૂર્વના બ્રહ્મદેશ સામેના વિગ્રહનો સમય આવતાં ધીરે ધીરે ઓસરતી જાય છે.

જ્યારે આપણે પ્રગતિઅધોગતિની કે વિકાસસંકોચની વાત કરીએ ત્યારે એક ભાવના કે લક્ષ્ય—ઢાંકયું કે ઉઘાડું—આપણા મન આગળ ખડું હોય છે અને તેને હિસાબે જ આપણે વાત કરીએ છીએ. આ વાત જરા મુદ્દાની છે. થતાં થતાં જે થાય તે પ્રગતિ—તે જ વિકાસ—એમ જો માનીએ તો તો કાંઇ વાત વિચાર કરવાનું જ ભાગ્યે રહે. જો એમ માનીએ કે દુનિયા જે તરફ જાય તે પ્રગતિ તો પછી પ્રગતિ એવી બહુરૂપી બની જાય કે એને ઓળખવી મુશ્કેલ થઇ પડે. પ્રગતિ અધોગતિની પરિભાષામાં રેલવેની ' અપ ' ને ' ડાઉન ' ટ્રેનોના જેવું છે. હેડઓફિસ તરફ જતી તે ' અપ ' અને ત્યાંથી આઘે જતી તે ' ડાઉન '. એમાં દિશાનો મેળ ખોળવા જાય તો માણસ ગૂંચવાય. હેડઓફિસ જેની જ્યાં હોય તે ઉપર તેનો આધાર. હેડઓફિસ કહો કે મગજનું કાર્યાલય કહો. કોઇ કહેશે જમાનો બહુ ખરાબ આવ્યો, અને કોઇ કહેશે કે દુનિયા કેવી આગળ વધતી જાય છે !

આમ વિચારોની ભિન્નતા હોવા છતાં પણ કંઇક પ્રગતિ અધોગતિની–વિકાસ અને સંકોચની –ઠીક ઠીક હૈયામાં ઠરે એવી વ્યાખ્યા હોવી તો જોઇએ એમ કોને લાગતું નથી ? એકલું ઘોડા પછાડ્યે કામ ચાલતું નથી. બ્રાઉનિંગે ઉમંગમાં ને ઉમંગમાં કહી નાખ્યું કે.

' All's right with the World '

પણ પ્રકૃતિ દેવીને કોઇની શરમ પડતી નથી. યુરોપઅમેરિકાવાળાને હાથહાંલ્લાં લેવા પડયાં છે તે બ્રાઉનિંગ સાહેબને બતાવવું જોઇએ. એ તો કદાચ આ વખત જોવા હયાત હોય તો વડ્ઝ઼્‌વર્થની પેઠે પોતાની કવિતાનો રંગ બદલે અને કહે કેઃ

The Light is behind us

પણ એમ જીવનનું સમગ્રદર્શન અને સમ્યગ્દર્શન કરીને લખવાનું સૌભાગ્ય બધાનું હોતું નથી અને પ્રજાઓના વારાફેરા આંખની સામે જોઇને પોતાની ભૂલો સુધારવાનો પ્રસંગ પણ થોડાને જ મળે છે. વીર નર્મદ જેવા થોડા જ ઇતિહાસમાંથી તત્ત્વને ખેંચી કાઢે છે અને તેમાંના પણ ઘણા થોડા એ તત્ત્વને, પોતાના પહેલા વિચારોની તે વિરુદ્ધ જાય એમ હોય તો પણ, બેધડક રીતે જનતા પાસે રજૂ કરે છે.

વીર નર્મદે જે તત્ત્વ ખોળી કાઢ્યું–અનુભવથી નક્કી કર્યું–તે એ કે નિવૃત્તિના ધ્યેયવાળો માર્ગ એ કલ્યાણનો સનાતન રાજમાર્ગ છે, અને સંયમ એ એનું મુખ્ય સાધન છે. વ્યક્તિને પણ એ હિતકર છે અને સમષ્ટિને પણ એ જ હિતકર છે. પ્રવૃત્તિઓ સ્વાભાવિક છે. પણ નિવૃત્તિ એ જ મહાન ફલને આપનારી છે. આ પુરાણું મંત્ર નર્મદને હૈયે ઠર છે અને તેના ઉપર એ ભાષ્ય લખે છે તે ' ધર્મવિચાર '. પ્રવૃત્તિમાં આખું જગત રાચે છે, થાકે છે ને હારે છે, અને નિવૃત્તિના આદર્શ વડે જગતના તારકો એને તારે છે અને જિતાડે છે. સામાન્ય જનતાના માનસમાંથી સિદ્ધોની–તારકોની–શિષ્ટોની પંક્તિના માનસમાં નર્મદાશંકર ગયા એ જ એમનો મનોવિકાસ. રાગદ્વેષમાં ગુંચાવું એ સંકોચ, તેનાથી આગળ જવું એને વિકાસ કહીએ.

વળી બીજી રીતે જોઇએ. બુદ્ધિ જેમ જેમ વિશાળ થતી જાય છે તેમ તેમ એના નાના નાના આગ્રહો છૂટતા જાય છે. દુરાગ્રહો છૂટે એમાં તો નવાઇ જ શી ? बुद्धेः फलमनाग्रहः એ સૂત્ર જાણીતું છે. નર્મદાશંકર નોકરી ન કરવાનો આગ્રહ છોડી દે છે, એ વાત ઉપર તો બધાનું ધ્યાન છે, પણ દેશાભિમાનનો આગ્રહ, અને પોતાના મતોના અભિમાનનો આગ્રહ પણ એમનો

છૂટી ગયેલો આપણે જોઈએ છીએ. પહેલાં જે કાંઈક કરી નાખીએ–ફટકો મારીને કરી નાખીએ એ વૃત્તિ હતી–અને જેને લીધે માણસો, સમાજો અને પ્રજાઓ અંધારામાં ફટકા મારે છે–તે અંગી જાય છે અને તેની જગ્યાએ એક ફિલસૂફની દૃષ્ટિથી પ્રારબ્ધની લીલા અને ઈશ્વરની અકળ ગતિને નર્મદાશંકર જુએ છે. ‘ ઉત્સાહી પ્રકૃતિ મધ્યમપણામાં રહી શકતી જ નથી ’ એમ ખુલાસો આપી નર્મદાશંકરના વિચારોના ફેરફારનું પોટલુ તેમની ‘ ઉત્સાહી પ્રકૃતિ ’ ઉપર નવલરામભાઈ ચડાવે છે. જો કે એ કહે છે ખરા કે ‘ આ વિચારોનો વ્યત્યય એકાએક નહિ પણ ક્રમાનુસાર અને દેશહિતની લાગણીથી ઘણે કાળે થયો હતો. ’ બુદ્ધિવાદમાંથી અગમ્યવાદ તરફ કવિનું વલણુ થયાનું પણ એઓ સૂચવે છે. એટલે એક દરે એમનું પરિવર્તન ઉત્સાહને લીધે નહિ પણ તત્ત્વ-ચિંતનને જ મુખ્ય રીતે આભારી હતું એમ કહેવું વધારે ઠીક જણાય છે.

માનવ જીવનના શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એમ ત્રણ અંશો સામાન્ય રીતે જાણીતા છે. ક્રમિક વિકાસના જીવનમાં આ અંશો ઉત્તરોત્તર અધિક અધિકાર પામતા જાય છે. સામાન્ય જીવનમા પણ યુવાવસ્થામાં શારીરિક સુખ ભોગ તથા વિલાસનુ પ્રાધાન્ય હોય છે, મધ્યમાવસ્થામાં લક્ષ્મી કે કીર્તિની ઉપાસનામાં કે સંસારને સારો બનાવી દેવાના તરંગોમાં કે યત્નોમાં માણુસ મશગૂલ થાય છે. કોઈ પોતાના કુટુંબને, કોઈ કોમને, કોઈ દેશને અને કોઈ કોઈ માનવ જાતિને સુધારવા કે સુખી કરવા મથે છે અને તેમાં લેણદેણી પ્રમાણે અને શક્તિ તથા સંજોગો પ્રમાણે યશ અપયશ ખાટે છે. ઉત્તરાવસ્થામા કેટલાક સંસારથી પરવારીને, કેટલાક થાકીને, કેટલાક હારીને અને કેટલાક તેને સમજીને પોતાનામાં અથવા પરમાત્મામાં પોતાનો વિરામ શોધે છે. અલબત્ત, આમાં બેય બાજુના અપવાદો હશે ખરા. કેટલાક શુકદેવ કે શંકરાચાર્યની પેઠે નાનપણથીજ સંસારને બદલે ત્યાગને લઈ ઊઠે છે, ત્યારે કેટલાક એવા પણ હોય છે કે સંસારમાં છેવટ સુધી એવા રચ્યાપચ્યા રહે છે કે ઉપરથી તેડું આવે ત્યાં સુધી આત્મદર્શન કરવાની તેમને ફુરસદ જ મળતી નથી. કેટલાકને તો ખ્યાલ જ નથી હોતો કે અરીસામા આ માટીનું મુખડું આટલું પ્રિય લાગે છે તો અંતરાત્માનું પ્રતિબિંબ તો કેવું ય લાગતુ હશે. કવિ નર્મદ, ઉપર કહેલા અપવાદોમાંના નહોતા. નહોતા એ નાનપણથી જ સંસારને તરેલા, કે નહોતા એ જીવ્યા ત્યાં સુધી સંસારમાં ડૂબેલા.

સંસારને દરિયો કહેવામાં આવે છે. એ દરિયામાંથી સાર કોણ કાઢી શકે છે એ વળી બીજો પ્રશ્ન છે. પણ જો એ રૂપકને જ આગળ ચલાવીએ તો કહી શકાય કે એ દરિયાને ડહોળવામાં બહુ લાભ નથી. જર્મન કૈસરને કિનારો ખોળવો પડ્યો છે અને રશિયાના નેતા ટ્રોસ્કીની, ફ્રાન્સમા ય કોઈ રહેવા દે, તંદુરસ્તીને બહાને–નો ભાગ્ય, એ દશા થઈ છે દુનિયામા પોતપોતાનુ કામ કે કાર્ય કરવુ એ જુદી વાત છે; પણ હું કાંઇ કરી નાખું, દુનિયાને ઉથલાવી નાંખું કે સમુદ્રને અગસ્ત્યની પેઠે પી જાઉં એ પ્રકારનું અભિમાન માણસને નડે છે. જે દરિયાને તરી જાણે છે તે એમાથી મુક્તાફળ કાઢી શકે છે એમ કહી શકાય. દરિયાની મઝા તરવામા છે–પછી જાતે તરે કે જહાજમાં બેસીને તરે. અવારનવાર ડૂબકી મારવામાં આનંદ આવે એ સહજ સમજાય એવુ છે, પણ ડૂબવામાં આનંદ છે એવો કોઈ પુરાવો હજી સુધી મળ્યો નથી. અલબત્ત ડૂબકી મારવામાં પણ આંખ મો મીચીને જ તે ક્રિયા ઘણું કરીને કરવામાં આવે છે, અને શ્વાસ પણ તેટલો વખત અદ્ધર જ રહે છે. એટલે એક દરે સંસારમાં ઊંચા રહી તરવાની પ્રવૃત્તિને આપણે પ્રશંસાપાત્ર ગણીએ

તો કંઇ વધારે પડતું નથી અને એ દરિયામાં ડૂબકાં ખાવાની શરૂઆતમાંથી હાથ અફાળતા અફાળતા તરતા શીખી જઇને, ઉંચે આવી એ દરિયાને તે તરી ગયા તે સારુ, આપણે નર્મદના જીવનની ઉન્નત ગતિ કહીએ છીએ.

વીર નર્મદના જીવનનું વિમાનાવલોકન કરતાં જણાશે કે એના પહેલા વિભાગમાં દૈહિક અથવા કહીએ કે આધિભૌતિક બાબતોમાં કવિ તલ્લીન છે. 'ઋતુવર્ણન' ઇત્યાદિ કાવ્યો તથા ભૌતિક સુખના સુધારાની બધી પ્રવૃત્તિઓ એ સમયમાં પ્રાધાન્ય ભોગવે છે. આ પ્રમાણે ભૌતિક સુખોની પ્રગતિની હીલચાલ કરતાં કરતાં બીજો કાળ માનસિક પ્રગતિનો આવે છે. તેમાં દુનિયા બધી જાણી નાખવાની અને પોતાના દેશીઓને કહી નાખવાની પ્રવૃત્તિ ચાલે છે. મહાભારત, રામાયણ, ઇલિયડ, રોમ, ગ્રીસ, મિસર,—ટૂંકામાં બધું એમના હાથ તળે આવી જાય છે. આ માનસિક પ્રગતિની હિલચાલ પછી છેવટે આધ્યાત્મિક ઉન્નતિની પ્રવૃત્તિ સવિશેષ રૂપે થતી દેખાય છે. ધર્મ, શાન્તિ, સંયમ, નિવૃત્તિનો આદર્શ—આ બધા આત્માને ઉન્નત કરવાનાં ધ્યેયો હવે નર્મદની વિચારભૂમિમા–તેમ જ ક્રિયાભૂમિમાં મુખ્ય થાય છે અને તેની સાક્ષી પૂરનાર તેમનો છેલ્લો ગ્રન્થ 'ધર્મવિચાર' અને તેમનો નિવૃત્તિનિવાસ છે. વહેવારુ નવલરામભાઇ એમનાં ટેક, તપશ્ચર્યા, દેશદાઝ, ઇત્યાદિ ઇત્યાદિને સારુ એમના વખાણ કરે છે. પણ એ ગુણો આ જમાનામાં એટલા બધા વિરલ નથી. આપણા અનેક યુવકોએ એ બતાવ્યા છે. પણ નર્મદજીવનનો વિરલ પ્રભાવ તો એ છે કે પાશ્ચાત્ય જડવાદના જોમના જમાનામા પણ એ ભારતની સનાતન ભાવનાઓને અને તેના આદર્શોના મહિમાને જોઇ શક્યા હતા.

નર્મદાશંકર અનેક રીતે આ યુગની સમયમૂર્તિ છે એમ કહી શકાય. એમનામાં કેશવ ચંદ્રસેનનો ભક્તિભાવ, મહાદેવ ગોવિંદ રાનડેની દેશસુધારની વાછના, બાલ ગંગાધર ટિળકનો સ્વદેશપ્રેમ, કર્મવીર ગાંધીજીની સ્વદેશીની લગની અને અરવિંદ ઘોષની અધ્યાત્મતત્ત્વનિષ્ઠા છે. નર્મદનું જીવન એ એક સત્યશોધકનું, અનુભવગ્રાહકનું, વિદ્યાવ્યાસંગીનું અને વિચારવાન મેધાવીનું જીવન હોવાથી એક ક્રમિક વિકાસનું જીવન છે; અને એ જ એમના વિચારપરિવર્તનનો કોયડો ઉકેલવાની કૂંચી છે. એટલે એક જૂના સંસ્કૃત શ્લોકનો ભાવ લઇને કહીએ કે ઉપરથી ખેદવાળી દેખાતી, પદે પદે જાણે સ્ખલનનો ભાસ કરાવતી નર્મદની જીવનકથા, ધીમે ધીમે નવવધૂની પેઠે આત્મશય્યાની શાન્તિમા જાય છે.

નર્મદના જીવનને એક વીર કાવ્ય કહી શકાય. લોકકલ્યાણના મન્ત્રથી એ પ્રવર્તે છે. વીર કાવ્યની પેઠે જ એમા અનેક યુદ્ધો, વિપ્લવો અને વિગ્રહો થાય છે. દેશનાં અનેક ધીર વીર પાત્રો એમા ભાગ લે છે. અને દૈવી શાન્તિ અને સંયમમા એનું અંતિમ નિર્વહણ થાય છે. ધીરોદ્ધત નર્મદ એનો નાયક છે વાસ્તવિક કલ્યાણની અન્વેષણા એ એનો સ્થાયીભાવ છે. સુધારાની ધગશ, દેશોન્નતિની ઇચ્છા, દેશી કલાકૌશલની ઉત્તેજના, દેશીઓની દાઝ, ભાષાપ્રેમ, ધર્મપ્રચારની ધૂન અને પ્રચલિત ઝઝાવાત તરફ નિર્વેદ–એ બધા એના સંચારીભાવો છે. ગુજરાતીની રસિકતા, બ્રહ્મકુલવર્તિની સંસ્કારિતા, અને સ્નેહાર્દ્ર અંતઃકરણ એ એના વિભાવ છે. અને ભાષણ, કવન, લેખન, વાચન, વિવેચન અને વિચારણા એને એના અનુભાવો કહીએ આ કાવ્યનો અભીષ્ટ સંદેશ અને સંદોહ નિષ્કામકર્મ સમેત પ્રભુ શરણપ્રપત્તિમા છે, અને 'મને વિસાની રામ સમરજો' એ એનુ અંતિમ ચરણ છે.

# મહાવરાહ

## રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

આમ નર્મદ જીવે છે ને આમ જાય છે એ બે યુગને સંગમે જન્મ્યો, ને નવા યુગનો આદ્ય થયો. એણે નવા સંસ્કાર ઝીલ્યા, ને જૂનાને નકાર્યા. એને જૂના રસ, અલંકાર ને નાયિકા વિષયો નવા જમાનાને શીખવ્યા. પિંગળ વ્યાકરણ ને કોશ, ને પુરાતત્ત્વના પાયા નાખ્યા. જૂનાં બંધનોમાંથી મુક્ત કરી કવિતાને એણે અદ્ભુત રંગી, આત્મલક્ષી, ઊર્મિથી તરવરતી કરી મૂકી. એણે ઊર્મિગીતનો પ્રારંભ કર્યો, પ્રકૃતિવર્ણનનો નાદ લગાડ્યો; પ્રણયને યોગ્ય સ્થાને રાખી પૂજ્યો, જીવનનો ઉલ્લાસ જેવો માણ્યો તેવો ગાયો. એણે ગદ્યને વિશુદ્ધ કર્યું, સમૃદ્ધ કર્યું; રસમયતા, ચિત્રમયતાને માર્ગે વહેતું કર્યું. ભાષણ ને નિબંધને સુંદર કર્યા. ઇતિહાસ સર્જનમાં પ્રથમ પગલાં માંડ્યાં. આત્મકથાની દિશા દેખાડી

એણે પરસંસ્કાર ઝીલ્યા, ને સુધારાનો એ પયગંબર થયો. એણે નિર્માલ્યતાને પડકાર કર્યો, વીર ધર્મનો વાવટો ઉડાવ્યો. સ્વતંત્રતાનો જાપ કર્યો ને કરાવ્યો. સમાજનાં બંધનો તોડ્યાં ને તોડતાં શીખવ્યું. બ્રિટિશ અમલને પારખ્યો, ને સ્વાતંત્ર્યદીક્ષાનાં સૂત્રો રચી ગયો. અને આજે પણ જે સિદ્ધ નથી થયા તે ઉદ્દેશોને ગુજરાત સમક્ષ રાખી ગયો. છેલ્લે આર્યત્વનાં મૌલિક મૂલ્યોની ઝાંખી કરી. તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું એટલું જ નહિ, પણ પરસંસ્કાર વિસારી નાખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનારા મહાગુજરાતીઓની અનંતમાલા જે અનાદિ કાલથી ચાલી આવે છે તેનો એ મણકો થયો......જયારે પાશ્ચાત્ય સંસ્કૃતિના ડંખથી ગુજરાત શ્રેષ્ઠ થયું હતું ત્યારે શંકર સમા નર્મદે તે વિષ ગળે ઉતાર્યું, જીરવ્યું ને સ્વસંસ્કારનો રસ અનુભવ્યો. એણે પશ્ચિમ જીત્યું–પોતાનું કર્યું–ને તેને બળે સમૃદ્ધ પાછા વળી તેને પોતાનું કરી જીત્યું.

અને તે મર્દ હતો–પ્રખર પ્રાકૃતિક માનવતાના ભડભડતા અગ્નિથી તેનું જીવન સચેતન હતું. જે જે માનતો તે કહેતો. જે કહેતો તે આચરતો. સ્વતંત્ર આચરણથી લાગતા ઘા સામે મોએ ઝીલતો. કાયરતા, અસત્ય ને પ્રતિષ્ઠાપ્રેમ, હંસની પીઠપરથી પાણી સરી જાય તેમ, એનાપરથી સરી જતા. પરાક્રમ કરતાં એણે પાછું વાળી જોયું નહિ: એ પ્રણય શોધતો ભટક્યો–સનાતન માનવીના નિરસ યમ જેમ સૌથી. એનામાં દોષો હતા, ઘણા અને પ્રચંડ, પણ તેને ઇન્દ્રજાલથી આચ્છાદવામાં એણે ગૌરવ ગણ્યું નહિ, એણે કદી જાણ્યું નહોતું જાત બચાવવાનું ચાપલ્ય. એણે હોમ્યાં ડહાપણ, પૈસા, પ્રતિષ્ઠા સર્વસ્વ, અનિયંત્રિત જીવન જીવવા–આત્માનો જ માલિક આત્મા રહે માટે–નર્મદે સર્વસ્વ, છૂટે હાથે હોમ્યું અને અર્વાચીન જીવનનું સર્જન થયું.

અંધકારમાંથી પાટણનાથોએ ગુજરાત તાર્યું ત્યારે, સાહિત્ય, વિદ્યા ને સંસ્કારની નવસૃષ્ટિ તારી કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રે. મુસ્લિમ જુલમની દારુણતામાંથી ભાગવત ધર્મે ગુજરાત બચાવ્યું ત્યારે સાહિત્ય, ભક્તિ ને નીતિનું જગત ઉપર આણ્યું વૈષ્ણવજન શિરોમણિ નરસૈંયાએ. મરાઠા અંધાધુંધી-માંથી પૂર્વ પશ્ચિમની સંધિએ, પુનર્ઘટનાકારો ફાંફાં મારતા ત્યારે નર્મદ આવ્યો. એણે પ્રલયજલમાં ડૂબકી મારી; નવગુજરાતને ઉપર આણ્યું–નવગુજરાત,–સાહિત્યને સંસ્કારની સુવાસે સરસ, પરાક્રમ ને પ્રણયની સંજીવનીએ નવજુવાન.

આમ સંક્રાંતિકાલે પ્રલયમાંથી નવસૃષ્ટિના તારણહાર મહાવરાહો ગુજરાતને મળ્યા જ ગયા છે.

૧ નર્મદાશંકર અને તેમના સમય વિશેના રા. મુનશીના અપ્રસિદ્ધ ગ્રંથ નામે 'અર્વાચીનોમાં આદ્ય' નો આ ઉપસંહાર છે. —સંપાદક.

# નર્મદ–કર્મવીરકવિ

રા. વિનાયક નંદશંકર મહેતા,

આઇ. સી. એસ.

જે વેળા બાયરનના ઉપાસકો એનું શતવર્ષ શ્રાદ્ધ ઉજવતા હતા તે વેળા ફરી પ્રશ્ન ઉઠેલો· ઇંગ્લેંડનો સૌથી મ્હોટો કવિ કોણ ? યુરોપની દૃષ્ટિસીમામા તો હજુ સુધી જોન મોરલીએ એક વાર લખેલું તેમ–બાયરનજ. "If anything was more Characteristic of Byron than another, it was his rude common sense," આમ ડીઝ્રાલી લખે છે ગ્યોઇટે એને માટે કહેતો કે The moment he thinks he is like unto a child. છતા લીયોપાર્દી ને ઇાઇના લામીને મન બાયરન ઇંગ્લેંડનો એકજ વિરલ કવિ. આનું કારણ શુ ? તો એકજ. અરાઢમી સદીના સાયંકાળ ને ઓગણીસમી સદીના ઉષઃકાળસમયે જ્યા દૃષ્ટિ નાખો ત્યા રાષ્ટ્રીય યોજનાઓ ને સામાજિક બંધારણ શૃંખલારૂપ પડયા હતા ને જાણે પડયા ખંજન, તેમ દેહ ને આત્મા તરફડતાં હતાં. આ બંધનમાથી મુક્ત કરવા જે મોથાં મંત્ર કોઇ કવિ ઓચર્યો હોય તો તે બાયરન. દેવો તે સાભળી ડગ્યા–ચળ્યા–ને મનુષ્યની યાતના કાઇક વિસ્મરાઇ–કાઇક લુપ્ત થઇ. કહેવાય છે કે ચાઇલ્ડ હેરોલ્ડની અસર પાર્લામેંટની ડેબેટના જર્નલ જેવી બધે થઇ. તેમાં જે pegeant of a bleeding heart–"ઘવાયલા છગરનો જે નઝારો" ખેચાયો તેથી કોણ નહિ પીગળ્યું હોય ! તેમાં વળી જે fan faronade des Vices આમ જેમ એક ફ્રેંચ વાર્તિકકારે બાયરનની પ્રવાસપોથી બાબત લખેલુ કે તેમા પોતાની સમાજ વિરૂદ્ધની અનીતિઓનો ઢંઢેરો પીટયો છે તેમા બાયરનની એક ખૂબી. હરેક વ્યક્તિને સુગમ ને માન્ય થાય એવી પ્રણાલી પ્રચારેલી છે તેથીજ. Blakeના શબ્દોમા કહીએ તો ચાલે કે The road of excess leads to the palace of Wisdom. આજ બાયરનની ખુબી. આજ એનું રહસ્ય–આજ એનો ઉઘડ નળ–જેથી સર્વ દિલ ખુલી જતા ને તે માન્યવર અતિથિને સન્માન મળતું.

નર્મદાશંકરની કવિતા વાટે આમ કહીએ તો કાઇ ભૂલ નહિ ગણાય. એમા કાઇ અનન્ય મીઠાશ નથી–એમા કાઇ અદ્‌ભુત દૈવી શક્તિ નથી. એમા આમુષ્મિક જીવનની રસમય ઝાખી નથી કરાવી પણ જે બંધનમાંથી મુક્ત થવા તત્પર કરનાર રણશીંગડા વગાડયા છેઃ તે હા, "સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે" તે વાચી હજુએ લોહી ધમધમ ચાલે છે. મનુષ્ય સહૃદય રોમાચદશા ભોગવે છે, અને હીનસત્ત્વ પણ ઉત્તેજીત થઇ ટોલ્સેથી તીરકામઠાં ઉતારે છે ને ફેંટા તાણી કમર કસી રણસંગ્રામમા પડે છે. પછી મારવો હોય મરધડો. "યાહોમ કરીને પડો ફતેહ છે આગે." વિધવા ઉપર ગુજરતો જુલમ–વહેમથી વીંધાઇ ગયલું જીવન–"જ્યાં જ્યાં નિ:સત્ત્વ નિસ્તેજ દિસતું ત્યાંયા કવિ ઘૂમતો ને" સાહસે કોલંબસ ગયો નવી દુનિયામાં"–આમ હોંસ વધારતો, ધીરાને ધગગાવતો, બાઇપી દેહપુષ્ટિથી થતા ક્ષીણ ચિત્તને ધમકાવતો કવિ–જેવાં કે મારી વ્હાલી માતા એને આલેખતી તે–મ્હારી નજર સન્મુખ

ખડો થાય છે. ને મને જરા પણ આશ્ચર્ય નથી લાગતું કે નર્મદે આવતા સમયના પારસીઓ એને ડૉન ક્વાટઝોટ કહે કે ફાગળો ભાટ્ટો કહે પણ આમંત્રણ—જન્મનું માતાપિતાતરફથી તેની આ કૃતિનું—તેના હાવભાવનું—તેની લઢાઈનું વર્ણન સાંભળ્યું છે—તેમને મન તો એ સચોટ કર્મવીર કવિ રહેવાનો,' ને જ્યાં ન જાય રવિ ત્યાં જાય કવિ' એ જે એનો મત હતો તે એણે સચોટ સાબીત કરી આપ્યો.

કવિના પ્રભાવનું કારણ શું ? એક તો એની અનોખી નગરભક્તિ. જેમણે વેનીસીયા ફ્લોરેન્સ જોયું હશે તેમને ખ્યાલ સહજ આવી શકશે કે ઇટાલીયન કવિઓનો દેશપ્રેમ નગરપ્રેમનાં મૂળમાંથી પેદા થયેલો. નર્મદનું પણ આમજ ! જે સુરતના રણના સૂર્યબિંબનું એણે વર્ણન કર્યું છે એ ગુર્જર ગિરાના મૌક્તિક મણકા માફક અમર રહેશે. 'ગુજરાતનું' એનું ગૌરવ ને હાલની એની અધોગતિ તે બાયરનના ઇટલીને ગ્રીસના પુરાતન પ્રભાવની પ્રશંસા ને તત્કાલીન ગુલામગીરીના ધીક્કારને યાદ કરાવે છે. તેજ લેહ એમણે ગુજરાત ને હિંદનાં ચિત્ર આલેખવામાં લગાડેલી. નર્મદ કાલીયદમનનું દમન કરી, શ્રીકૃષ્ણચંદ્રે જેમ યમુનાસ્થાનને નિર્ભય બનાવ્યું તેમ દુષ્ટ રીવાજોનું મંથન કરી નર્મદે સુરતને ગુજરાતને સુખમય ભયરહિત નિષ્કંટક બનાવ્યું. જે દિન બ્હેન ચાલીગોરી પોતાનું રુઢિગ્રસ્ત ઘર છોડી એમને શરણ આવી તે વેળાનો નાગરી કોમમાં ખળભળાટ—ને કવિનું વિશાલ હૃદયનું સાહસ મ્હારી માતાના મુખથી હું સાંભળતો ત્યારે કવિનો જે હમેશને માટેનો આલેખાયલો ચિત્રરૂપ ચિતાર તદ્દન ભૂલ ભરેલો લાગતો—તેમાં તો કવિએ ઉઘડતું કાંઇક વિસ્તૃત ને ભારેખમ પાઘડું પહેરેલું—પાતળું પણ ચંચળ મુખડું ગંભીરતાથી કોઇક વિચારગ્રસ્ત ને જ્ઞાનપ્રધાન વ્યક્તિનું ભાન કરાવતું. તે સાથ વળી આંગુલી લમણે લગાડેલી ને મનનસ્વરૂપ ! ના ! ના ! કવિ તો લટંકયો હતો. એની કલમ સમશેરરૂપ હતી. રંતિદેવના શબ્દમાં अंत प्रविष्य भृतानां भवेयं दुःखभाक् सदा. કવિસંતાન બે જાતનાં હોય છે: એક તો કવિત્વભૂમિ પરજ વિરલ પ્રયાણ કર્યા કરે છે; બીજાં રાષ્ટ્ર ને સમાજજીવનમા ઓતપ્રોત થઇ જાય છે. કોઇકજ ભાગ્યશાળી કવિ હશે જેના હરેક સંતાન આ બન્ને પરસ્પરવિરોધી—ગુણ સંપન્ન હોય. કવિ રવીંદ્રનાથ આ પાયરીમાં આજકાલ આવે. પણ આને અભાવે એમ ન કહી શકાય કે સંતાન કેટલીક રીતે હવેની નજરે નિસત્ત્વ માલૂમ પડે છે. તેથી તેનો વ્યુત્પાદક નિસ્તેજ હતો. બીજ જોઇ કોઇ કુસુમની પાંખડીની સુકુમારતા કે સુગંધ કેમ કળી શકે ? એ તો ગુલાબ વેચનારજ જાણે. કવિના કવનની શી અસર થઇ ને

'બદલોને અબોટીયું વાર થઈ,
મુખવાસ કરો વડી વાગી ગઇ,
શું વિચાર કરોછ વિરોધ તમે ?
હજી તો દિન ચાર થયાછ ગયે.'

તે કદાચ "અક્ષમ્ય" રસશૂન્ય વિરહવિલાપને આજકાલની આંખથી નથી વંચાવાનો. તે વેળા કીટ્સ કે શેલીની કવિતા કોઇએ વાંચી નહતી. કાળીદાસનું ભાન થોડાને હતું. ફારસી ઉતરતી શકકની કવિતા વાંચી લોક લોભાતા તે વેળા સરલ સચોટ વ્યવહારૂ ભાષામા વિરહીણીનું જે ચિત્ર આલેખ્યું છે તે ઉપર વાંચનાર—ત્હારો ઉન્મત્ત તુચ્છકાર ન નાખ ! આજ કવિ જેનાં

કવનથી નગરમા સાહસ પ્રવર્ત્યું—ગુજરાતમાં સાહસ પ્રવર્ત્યું. ને શેલીએ લખ્યું હતું તેમ poets are legislators તેમજ ખરે ગુજરાત માટે નર્મદ એક ન્યાયમંત્રી નીવડયો. આજકાલ એનુ સ્થાન કયા—એ એના સમયના અંધકારનો ખ્યાલ કરીને ગોઠવવાનું છે. તે વેળા બૃહસ્પતિ અસ્ત પામ્યો હતો. વ્યોમમંડળ નિસ્તેજ હતુ. ત્યા એકાએક અગ્નિ પ્રકટાવતો કોઇ વેળા ધૂમકેતુ સમ પણ આપણને આશા પ્રેરતો તારક પ્રકટયો ને પ્રકટી બીજાં નિસ્તેજ સત્ત્વોને સતેજ, સજીવન કર્યાં.



## બ્રાહ્મણ કે ક્ષત્રિય ?

### શ્રી. લીલાવતી મુનશી

નર્મદ વિષે એકવાર સુરતમાં નર્મદજયંતિપ્રસંગે મારે જે કહેવાનું હતું તે બધું મેં કહી દીધું છે. આ પ્રસંગે પણ અનેક જણ તરફથી અનેક રીતે એના જીવનનું ને કવનનું અવલોકન થશે. મારે ફરીઆદ માત્ર એકજ કરવાની છેઃ ગુજરાત અંગ્રેજી, બંગાળી, હિંદી અનેક કવિઓની જયંતિઓ ઉજવે છે. કવિ નર્મદનાજ સ્મરણમાં એ આટલું કેમ પછાત છે ? એનું સ્મારક કરવાની એની સૌથીએ મોટી ફરજ નથી શું ?

કવિ નર્મદને માટે રા મુનશીએ આ બે વિશેષણો વાપરેલાં છે. અર્વાચીન મન્વંતરનો મનુ અને ' અર્વાચીનોમા આદ્ય ' ને તે સાથે છે. નવા ગદ્યનો એ પિતા અને નવી કવિતાનો એ પ્રથમ સર્જક. પ્રેમ ને શૌર્યને એના જમાનાથી જૂદી રીતે ગાનારો એ કવિ આખી જીંદગી સાહસિક રીતે જીવ્યો છે.

દેશમાં જ્યારે અંધકાર હતો ત્યારે એણે પ્રકાશનાં દર્શન કર્યા. જ્યારે કાયરતા હતી ત્યારે એણે શૌર્ય સુઝાડયું. રૂઢિઓ જીવનને જકડી રહી હતી તેની સામે એણે બંડ ઉઠાવ્યુ ને પ્રેમને ઝંખતાં ઝંખતા એણે જીવન વીતાવ્યું.

એનામા અભિમાન હતું પણ પોતાની શક્તિનું ; એનામા સાહસિકતા હતી તે બળવાનની. એનામાં પ્રેરણા હતી સ્વપ્નદ્રષ્ટાની એની કીમત આજે આપણને પૂરેપૂરી નથી સમજાતી; કારણ કે એના જમાનાને આપણે આજે પૂરેપૂરો ઓળખ્યો નથી. જે શૌર્ય આજે જેલ જવામાં જોઇએ છે એથી અનેકગણી હિંમત નર્મદના જમાનામા નર્મદની જીંદગી જીવવાને માટે જરૂરની હતી. એ તો ક્ષત્રિય થવાને સર્જાયો હતો, એ બ્રાહ્મણ કેમ સર્જાયો ?

આ વીરને ગુજરાતે જીવતા ન્યાય નથી આપ્યો મર્યા પછી સ્મરણની અંજલી તો ને આપે !

એના શબ્દે હજી ગગનમાં ગુંજે છે:
" સૌ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે."
" રણ તો ધીરાનું મીરાનું, નહીં ઉતાવળા કાયરનું."
" જય ! જય ! ગરવી ગુજરાત !
જય ! જય ! ગરવી ગુજરાત !
દીપે અરુણું પરભાત—જય૦
× × × ×
જન ઘૂમે નર્મદા સાથ—જય૦ "

ગુજરાત ! સાંભળ. તારા વીરને ઓળખ ને તેનું સ્મારક કર.



## સમયમૂર્તિ નર્મદ

### રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી

કવિત્વને વેદમાં દેવના વિશેષણ તરીકે ગણવામા આવે છે, વેદનો પ્રત્યેક દેવ ' કવિ " છે,–ક્રાંતદર્શી છે. આ પ્રમાણે સામાન્ય માનવથી પર, ઇન્દ્રિયોથી અપ્રાપ્ય, એવી ચૈતન્યની ભૂમિકાઓને, અવસ્થાઓને પ્રગટ કરનાર માનવ–" કવિ " પણ દેવત્વનો અધિકારી બને છે. દેવતાઓ કવિ એટલા માટે કે સૌંદર્યનાં અને આનંદનાં સ્વરૂપોમાં તેઓ સદા વિહાર કરતા હોય છે, સત્યના સૂર્યજ્યોતિના તેજસ્વી પ્રદેશોમાં વિચરતા હોય છે, તથા જીવનમાં પ્રગટ થવા ધસતી તપશક્તિ તથા પ્રાણશકિત, યા તો કોઇ નવીન સૃષ્ટિના તેઓ દ્રષ્ટા હોય છે. ૧ સૌંદર્ય–આનંદ, ૨ સત્ય અને ૩ સામર્થ્ય યાને શકિત: એ ત્રણ કવિતાની પ્રેરક શકિતઓ માનવ" કવિ "ને પ્રેરે છે.

પરંતુ કવિનું સત્ય દર્શન અને મીમાંસકનું સત્યદર્શન એક નથી. સત્ય તરીકે સત્યની પ્રાપ્તિ એ તેનો ઉદ્દેશ નથી હોતો–એ તો મીમાંસાનો પ્રદેશ છે. તેજ પ્રમાણે પ્રાણ યાને જીવન અને તેમા વહન કરતી શકિત યાને સામર્થ્યની પ્રેરણા કવિતાને પ્રેરે એ બનવા જોગ છે પરંતુ જીવનના–વ્યકિતગત કે વિરાટ હેતુઓ સાધવા માટે કવિતા નથી–ભલે કાવ્યસર્જન વડે જીવનની કોઇ અમૂલ્ય જરૂરીયાત પૂરી પડે અને નવીન યુગનું સર્જન પણ થાય કવિતાની મૌલિક શકિતઓ તો સૌંદર્ય અને આનંદજ.

તત્ત્વનુ ચિંતન કરનાર મીમાંસક સત્યપ્રાપ્તિ કરે અને કદાચ તેને ભાષાદ્વારા પ્રગટ પણ કરે, જીવનની જોડે એકતા સાધનાર તથા ભાવિને પોતાની સ્ફૂરણજ્ઞાનની શકિત વડે જાણનાર યુગદ્રષ્ટા કે કર્મવીર નેતા આગામી યુગની આગાહી આશ્ચર્ય પમાડે તેવી ચોકસાઇપૂર્વક કરી બતાવે. પરંતુ એ બન્ને ' તત્ત્વદ્રષ્ટા ' અને ' યુગમૂર્તિ યાને ' સમયમૂર્તિ છે '–' કવિ ' નહિ.

કહેવાનો ભાવાર્થ એ નથી કે તત્ત્વદ્રષ્ટા જે સત્યનું દર્શન કરે યા તો સમયમૂર્તિ જે ભાવિનું પુરોવાચન કરે તે કવિતાનો વિષય બની શકે નહિં. તાત્પર્ય એ છે કે કવિના માનસમાંથી પસાર થતાં–પહેલવાળા હીરામાથી પસાર થતા શ્વેત સૂર્ય કિરણની પેઠે—એ બન્નેના સ્વરૂપમા એટલો તો ફેર પડી જાય છે કે તેને ઓળખવાં પણ મુશ્કેલ પડે. આધુનિક જમાનામાથી એકજ ઉદાહરણ તરીકે બંગાલના વિશ્વવિખ્યાત કવિ રવીન્દ્રનાથ ઠાકુરની કવિતામાં વ્યક્ત થયલા દાર્શનિક સત્યોના સ્વરૂપાંતરનો વિચાર કરતા ઉપરની દલીલનો મુદ્દો કદાચ વધારે સ્પષ્ટ થશે.

કવિતાને જન્મ આપનાર માનસ–શક્તિ તત્ત્વાન્વેશી બુદ્ધિ યાતો તર્ક શક્તિ કે તેનાથી પણ ઉચ્ચ બુદ્ધિમાં કાર્ય કરતી, સ્વયસ્ફૂરણાની જ્ઞાનશક્તિ નથી. કવિમાનસમા સત્યની શ્વેત જ્યોતિ ઇન્દ્રધનુષ્યના રંગોમા વહેચાઇ સૌંદર્યનું રૂપ ધારણ કરે છે. કવિમાનસમાં સાચી કવિતા જન્મે ત્યારે ચિત્તમા ભાવની જાગૃતિ થઇને ભાવની રેલમા તેનું ચૈતન્ય તરતું હોય છે. વળી વિચારની જાગૃતિ પણ–કવિ–માનસમા થાય તોપણ, પ્રેરણારૂપી સરસ્વતીના પ્રવાહ પેઠે વેગ-પૂર્વક પોતાની મેળે તર્ક–પરંપરાનો આશ્રય લીધા વગરજ–ધસી આવે છે. કોઇ કોઇ વાર કવિ માનસમાં પૃથ્વીથી સ્વર્ગ તરફ તો કોઇવાર તેથી ઉલટા સ્વર્ગથી પૃથ્વી ઉપર ઉગ્ર મરુતના વેગવાન ટોળા અને તેમની વિદ્યુતો ચમકે છે.

ઇન્દ્રિયાતીત કોઇ મહાન સત્યના સૌંદર્યદેહનું, યા તો જીવનમા પ્રગટતા પ્રયત્ન કરનાર કોઇ ક્રિયાત્મક શક્તિનું કે બળનું, કે પછી રસસમાધિમાથી ઉદ્‌ભવતા કોઇ આનંદમય સત્યસ્વરૂપનુ દર્શન અને સર્જન એ કવિતાની મૌલિક શક્તિઓ છે. કવિતા સૌંદર્યમય દેહવડે સત્યસૂર્યના દર્શન કરે છે, કેટલીક વાર પ્રચુરશક્તિપ્રવાહને કવિતાનો વાઙ્મય મંત્ર–સ્પ્રીંગ માફક શક્તિના ગુંચળાને છોડી મૂકે છે તેમ–જીવનમાં મુક્ત કરીને સર્વત્ર રેલાવે છે તથા નવયુગનું સર્જનજ કરે છે. તો કોઇવાર સત્યના સૂર્ય કરતા સૌંદર્યનિધિ ચંદ્ર અને તેના અધિષ્ઠાતા આનંદસ્વરૂપ સોમની રસરૂપે તે આરાધના કરે છે અને માનવને તે અમૃત–રસનુ પાન કરાવે છે.

આમ સામાન્ય માનવચેતનાની પાર્થિવતાને માટે, માનવની અસંસ્કૃત ઇન્દ્રિયોને માટે તથા પટુ કરણ વિનાના તેના માનસને માટે જે સત્યના સૌંદર્યસ્વરૂપનું, જે આનંદસ્વરૂપનુ દર્શન અસંભવિત હોય છે તે સાચી, અને તેથી ઉચી, કવિતા પ્રેરણાજનિત છંદયુક્ત વાણી વડે માનવને કરાવે છે. પ્રેરણાસૌંદર્યનું દર્શન; આનંદની અનુભૂતિ વગેરેને કવિતાના ઉદ્‌ભવનાં કારણો ગણીએ તો પ્રેરિત છંદયુક્ત શબ્દ કવિતાના દેહની સામગ્રી પૂરી પાડે છે એમ કહી શકાય. પ્રેરણાપ્રેરિત શબ્દમાં સૌંદર્યસર્જન કરી માનવને આનંદપ્રાપ્તિનુ અમર સાધન બની રહેવુ એ કવિતાનો મૌલિક ધર્મ ગણાય. એવી અમરતાની મુદ્રાવાળી કવિતાને માનવજાતિ કદીપણ મરવા દેતી નથી.

પરંતુ એવા સર્જનકારોમાં પણ ચઢતીઉતરતી શ્રેણિ હોય છે. સુદૂર ભાવિને આર્ષ દૃષ્ટિ વડે જોનાર અને મંત્રસ્વરૂપે પોતાના દર્શનને પ્રગટ કરી પ્રજાની ચેતનાને યાને સંસ્કૃતિને પ્રથમ ઋચા ગાઇને અજ્ઞાનમાથી કે જડતામાથી આવ્હાન કરી જાગ્રત કરનાર ઋષિ કે કવિ વિરલ અને જૂદો જ હોય છે. અને જ્યારે ચિરકાંક્ષિત આનંદયુગ આરંભાય,–પ્રજા જાગૃતિની કે પુનર્જાગૃતિ-

ની ઉષાની પ્રફુલ્લતા અને જીવનનો ઉલ્લાસ. ચારે બાજુ પ્રસરી રહ્યાં હોય, ત્યારે પ્રજાના માનસવ્યોમમાં સૌંદર્યનાં વિવિધ સ્વરૂપોમાં—જાણે ઇંદ્રના નંદનવનમાં વિહરતું હોય તેમ—સ્વચ્છંદે વિહાર કરતું ગાંધર્વનું વૃંદ જાણે આવીને જીવનની ઉષાનું ગીત આલાપતું હોય એમ આપણને લાગે છે. ચારે બાજૂ સંગીત, છંદ, તાલ, કલ્પના, જીવનના ઉલ્લાસના અને મસ્તીના મોજાં પ્રસરી રહે છે અને સઘળે આનંદોત્સવ છવાય છે. પ્રજાજીવનના કોઈ ધન્ય યુગોમાં આપણને એ ગાંધર્વવૃંદના ગાયકો પોતાનું સ્વર્ગીય ગાન આપણી પૃથ્વી પર રેલાવતા જણાય છે. ઇંગ્લાંડના ઇતિહાસમાં ઇલિઝાબેથરાણીનો યુગ એવો ધન્યયુગ હતો. પ્રાચીન હિંદમાં કાલિદાસનો યુગ એવો હતો અને વર્તમાન હિંદની જાગૃતિનો આપણો યુગ પણ એ ગાંધર્વયુગના જેવો લાગે છે.

વ્યક્તિની પેઠે પ્રજાજીવનમાં પણ ભરતીઓટ થાય છે, પ્રલયસમી ઘનઘોર દીર્ઘ તમસામાં રાત્રિઓના યુગો આવે છે, વાવાઝોડા અને વંટોળિયાના સમય પણ હોય છે.

પ્રથમ દૃષ્ટિએ આપણી રાષ્ટ્રીય પુનર્જાગૃતિની ઉષાનું ગાન ગાનાર આદિ ગાંધર્વ તરીકે નર્મદને ગણવાનું આપણામાંના કેટલાકને મન થાય એ સ્વાભાવિક છે.

પરંતુ ગાંધર્વોના મધુર સંગીત તો રાત્રિના અંધકાર પછી જ સંભવે ને ? ઘનઘોર રાત્રિ જામી ગઈ છે, સૂર્યોદય થવાનો કાળ પસાર પણ થઈ ગયો લાગે છે, આ કાળાં ઘટ્ટ જામેલા વાદળા, આ કારમી તમોગ્રસ્તતા, આ સર્વગ્રાસી અસ્વાભાવિક નિદ્રા, આ વિશ્વવ્યાપી ઘેન, આ દુઃસ્વપ્નાવસ્થા કેમે કરી દૂર થાય તેમ લાગતું નથી, પ્રલયકાળે બારે મેઘો તૂટી પડીને આખરે જળપ્રલય જ થવાનો કે શુ ? એવીએવી શંકાઓ કોઈ અર્ધજાગ્રત માનવને થાય, કશો ઉપાય સૂઝે નહિ અને લગભગ નિરાશાવાદનો આશ્રય લઈ પ્રારબ્ધવાદી થવાનો તે નિશ્ચય કરે એટલામા એટલામાં તો સૂસવાટ કરતો પવન વાય, મરુતોના ટોળે ટોળા છૂટે અને વિદ્યુતના તીક્ષ્ણ ભાલાઓ ચમકચમક થઈને ઘટ્ટ વાદળાને ચીરવા માંડે, નિદ્રામાં ઘેરતી પૃથ્વીને હલાવી જગાડી મૂકે, ઉંઘતી આંખોને ઝંખવે, સ્વાર્થી સલામતીનો ભંગ કરે,—ક્રૂર મરુતોનું રુદ્ર તાંડવ શરુ થાય અને વાદળાંનો ઘટ્ટ પૂંજ, મૃત્યુસમી નિદ્રા મરુતોના રૌદ્ર આગળ સરી જાય અને સૂર્યનારાયણનાં દર્શન થઈ સુમંગળ દિન આરંભાય એવા આપણા નૂતન રાષ્ટ્રીય જાગૃતિના મંગળ પ્રભાત પૂર્વેનો આદિ મરુત તે નર્મદ.

ખરું છે, સુંદર સૂરલહરીઓ બહેલાવતો, પ્રભાતના નિર્મલ વાતાવરણમા નિશ્ચિન્ત અને આનંદપૂર્વક સરતો તે 'ગાંધર્વ' નથી ભાંગતો, ફોડતો, ગર્જતો, અટ્ટહાસ્ય કરતો. ભૂતકાલના તામસિક યુગનું પ્રલય–તાંડવ કરતો ધૂર્જટિ સરખો મરુત છે.

અને તેના સમકાલીનોમાં—અને તેની પાછળની પેઢીનાએ કેટલાક લેખકો કરતાં—સમગ્ર રાષ્ટ્ર માનસના પ્રાણની સ્થિતિના પલટાઓને, તેના ભાવિ પૂરો–સૂચનો ને પોતાના વ્યક્તિ–માનસમાં આબેહૂબ પ્રતિફલિત કરવામાં નર્મદ સૌથી સાચો અને પ્રથમ પ્રતિનિધિ હતો એમ સ્વીકારીએ તો પણ સાથેસાથે આ સત્ય પણ સ્વીકારવું જ પડે કે નર્મદની કીંમત કલાવિધાતમક યાને સ્રષ્ટા

તરીકે આંકનાર તેનું સાચું મૂલ્ય નહિ જ આંકી શકે. સૌંદર્ય, રૂપનિર્માણ, પ્રમાણ, રુચિ, ઔચિત્ય, રંગ, છંદ, તાલ, સૂર, માપ બધું ખરું—પણ જુએ કોણ? વંટોળીયાના પૂરને છૂટું કરવામાં રોકાયલા નર્મદને એ બધું જોવાનો સમય કે વૃત્તિ ન હતા. અને રાષ્ટ્રચેતનાની વિવિધ દશાઓને પોતાના વ્યક્તિદર્પણમા પ્રતિફલિત કરવા પૂરતો આપણે તેને "કવિ" કહીએ છીએ પરંતુ વધારે સાચી રીતે તો તેને સમયમૂર્તિનું જે ઉપનામ મળી ચૂક્યું છે તે યથાર્થ છે.

અને સાહિત્યના ક્ષેત્રમા એ પ્રમાણે કલાસર્જનની દૃષ્ટિએ અતિઉચ્ચ સ્થાને ન મૂકી શકાય તેવા, પરંતુ બીજાં અનેક કારણોને લઇને સીમાચિન્હ ગણી શકાય એવા પુરુષો થાય છે. વિદેશી સાહિત્યમાં અંગ્રેજી કવિ બાયરનનું સ્થાન કાંઇક એવા જ પ્રકારનું ગણાય તેવુ છે. સમકાલીનોમા બાયરનની અસર ઘણી ઉંડી થઇ હતી. તેમ નર્મદની તેના કાલમા હતી રુઢિમાથી અને માનસિક પરતત્રતામાથી બાયરને મુક્ત કરેલ અગ્રેજ કવિતાએ આગળ જતા શેલી અને કીટ્સ જેવા ઉત્તમ પ્રતિભાશાળી કલાસર્જકો ઉપજાવીને જે સૌંદર્યસૃષ્ટિ રચી તેની સરખામણીમા બાયરનની દૃષ્ટિઓ ઝાંખી પડે તેવી છે જ. સુંદરતા, કલામયતા, કલાવિધાયક તરીકેની પ્રતિભામાં બાયરન પછીના કવિઓમાના ઘણા તેનાથી ચડે છે. છતા બાયરન તેના વિશિષ્ટ વ્યક્તિત્વને લઇને અગ્રેજી સાહિત્યમા સીમાચિન્હ ગણાતો આવ્યો છે; અને ખુદ ઇંગ્લાંડમા કદાચ તેની કીર્તિ ઝાંખી પડી છે તો પણ તેના વ્યક્તિત્વમા તેના કવિત્વ કરતા બાયરન એટલો ચડીઆતો હતો કે ઇંગ્લાંડની બહારના દેશોમા એની અસર બીજા ઉત્તમ પ્રતિના અંગ્રેજ કલાવિધાયકો કરતા આજે પણ ઘણી વધારે છે કેવળ અંગ્રેજી પ્રજાના નહિ પરંતુ સમસ્ત યુરોપના માનસમા થઇ રહેલ પરિવર્તનનો તે એટલો તો સાચો પ્રતિનિધિ યાતો સૂચક હતો કે ફ્રાન્સ, જર્મની, ઇટલી વગેરે દેશોમા તો શેકસપીઅર જેવા કલા-સમ્રાટનું નામ સુદ્ધા નહિ જાણનારા વિદેશીઓ બાયરન પર મુગ્ધ થઇ જાય છે.

અને બાયરનની કૃતિઓ, વિપુલ કે કલાની દૃષ્ટિએ સર્વોત્તમ પ્રતિની, નર્મદની પણ ન હતી તેમ, નથી તે છતા અગ્રેજી કાવ્યસાહિત્યમા—અને યુરોપના કેટલાક સાહિત્યમા—ને સીમાચિન્હ ગણાય છે,—તે તેણે સાહિત્યમા પ્રગટાવેલ નવીન તત્ત્વોને લઇને, જે સ્વતંત્ર વાતાવરણ, જે તાજી હવા, પોતાના માનસને પ્રગટ કરવામા જે સ્વતત્રતા, અને લગભગ સ્વચ્છંદભરી મસ્તી, જે ઉચ્ચ પ્રકારની ઉત્સાહિતા અને ઉલ્લાસ, જે બેપરવાઇ તે સાહિત્યમા લાવે છે તે, રુઢિબદ્ધ માનસને ખાસ, અને સામાન્ય રીતે સમગ્ર માનવને ગમી જાય છે. નર્મદ પણ તેની કલામયતાને લઇને નહિ પરતુ તેણે પ્રગટાવેલા વાતાવરણને લઇને સમકાલીન પ્રજાને પ્રિય થઇ પડયો હતો. બધાને થયુ હશે—"હા–શ ! આખરે, ગરબા ગરબી, ધોળ, ચરિત્ર અને આખ્યાનો સિવાય પણ કવિતા લખી શકાય ખરી !"

પરતુ વાચનારને અહિં એક વાત યાદ દેવડાવવી જરૂરની છે તે એ કે બાયરન જોડેની નર્મદની સરખામણી કેવળ નવીન વાતાવરણ લાવવા પૂરતી જ સાચી છે બીજી બધી બાબતોમા બન્ને કવિઓના કાર્યપ્રદેશો, તત્કાલીન સ્થિતિ, બન્નેની પ્રજાઓના માનસ તથા સસ્કૃતિઓમા ભેદ હોવાથી બીજું સામ્ય હોવું શક્ય પણ નથી

કવિના લાક્ષણિક વ્યક્તિત્વને, તેના ચિત્તની દશાઓના ચળકાટોને પ્રકટ કરવાના સાધન તરીકે કવિતાનો ઉપયોગ કરવાનું જૂનું પરંતુ વીસરાઇ ગયેલું તત્ત્વ ફરીને આપણા લોકોના લક્ષમાં આવ્યું અને તેની પછીના યુગમાં તેનો વધારે ને વધારે ઉપયોગ થતો ગયો છે, અને તે દિશામાં નવીન સફળ તથા નિષ્ફળ પ્રયોગો પણ ઓછા થયા નથી. વળી નર્મદનો જમાનો કેટલો બધો નવીન તત્ત્વોના ઉભનનો—નહિં કે સુંદર કલાધારીનું નિર્માણ કરવાનો હતો તેનો સૌથી સબળ પુરાવો તો નર્મદ પછીની પેઢીના સાક્ષરોમાં પણ મળી આવે છે. નર્મદ પછીના સાક્ષરોમાં ગોવર્ધનરામ જેવા કલાસર્જનનો બુદ્ધિ અને રુચિ પ્રમાણે ઉપયોગ કરનાર કથા-વિધાયકની કૃતિમાં પણ એ મરતયુગની મંથનદશાના વિચારોના પ્રવાહોના પરસ્પરવિરુદ્ધ વહેણોની રેલ એટલી તો ચઢી કે કલાસર્જન, રૂપનિર્માણ ભૂલાઇ ગયું અને વિચારગર્ભ ધારણ કરવા પૂરતો નવલના રૂપનો આશ્રય લેવાયો. આ રીતે સરસ્વતીચંદ્ર આપણા નવલકથાના સાહિત્યમાં સીમા—ચિન્હ હોઇ પ્રતિભાસંપન્ન છે તે ખરૂં પરંતુ નવલકથા તરીકે સરસ્વતીચંદ્રની ઉત્તમતા એ ભારને લઇને કેટલી ઓછી થઇ જાય છે એ તો હવે એટલું સ્વીકારાઇ ચૂક્યું છે કે તે ઉપર વિશેષ લખવાની જરૂર નથી.

અને નર્મદયુગના સમકાલીન પરપ્રાંતીય સાહિત્યમાંથી મરાઠી અને બંગાળી સાહિત્યના ઉપર ઉડતી નજર કરીશું તોપણ આપણને એ મરત—યુગની મંથનદશાનીજ પ્રતીતિ થશે. મરાઠીમાં વિષ્ણુશાસ્ત્રી ચિપળુનકરના નિબંધોને અને ત્યારપછીના લેખકોમાં મહદેવ ગોવિંદ રાનડેના લખાણોને કળાકારની દૃષ્ટિએ એટલું ઉચ્ચ પ્રકારનું સર્જન ભાગ્યે ગણી શકાય. કેટલાક નાટકોમાં કીર્લોસ્કરના સંગીત—નાટકોને કલાસર્જનનો યશ આપવો ઘટે.

બંગાલમાં તે સમયના લેખકોમાં સર્વાનુમતે બંકિમને સાહિત્ય—સમ્રાટ તરીકે સ્વીકારવામાં આવ્યો અને તે સકારણ છે. બંગાળી માનસને સુલભ કલ્પનાશક્તિ અને સરસતાને લઇને તેની કૃતિઓ મહારાષ્ટ્ર અને ગુજરાતની સમકાલીન કૃતિઓ કરતા કળા-દૃષ્ટિએ ચઢતી આવી છે. એ સત્ય શરુઆતમા સ્વીકારવું જોઈએ. મહારાષ્ટ્રીય સાહિત્યનાં કરતા તત્કાલીન ગુજરાતી સાહિત્ય કેટલીક બાબતમા ચઢે તો બંકિમની આર્ષદૃષ્ટિ ગુજરાતના મસ્ત નર્મદ કરતા ચઢે એ પણ સાચું. ભાવિના ગર્ભમા છૂપાયલી રાષ્ટ્રજાગૃતિનું નર્મદને થયુ હતું તેજ રીતે બંકિમને પણ પુરઃસૂચન થયું હતું. 'સ્વદેશાભિમાન' શબ્દનો ગુજરાતમા પ્રચાર કરનાર નર્મદ હતો. બંગગદ્યનો આદિસ્રષ્ટા બંકિમ તેમ ગુજરાતી ગદ્યનો નર્મદ હતો. પરંતુ એ બાબતમા બંકિમ ચઢેઃ ૧ એની આર્ષ દૃષ્ટિમાં, અને ૨ કલાઘાટની પસંદગીની સુરુચિમાં અને આર્ષ દૃષ્ટિમાં. વર્તમાનયુગના માનસની પુરોગામી સૂચનામાત્ર નહિ પરંતુ તેનું યથાર્થ દર્શન બંકિમે કર્યું અને પોતાના માનસમાં તેને બરાબર પ્રતિફલિત કર્યું; એટલું જ નહિ પરંતુ તેને વાઙ્ગમય દેહ આપી 'વંદે માતરમ્' મંત્રરૂપે તેણે પ્રગટાવ્યું. તેણે આપેલ 'વંદે માતરમ્' નો એ જીવનમંત્ર હજારો અને લાખોના માનસના ઉપર જાદુની પેઠે વશીકરણ કરી રહ્યો છે. અને લાખો માનવોને તે મંત્ર વડે જીવનની ભાવિ મહત્તાના, ઉચ્ચતાના ગૌરવના અને નવજીવનનાં દર્શન થયા છે. ઉચી કલ્પનાશક્તિ અને આર્ષદર્શન વ્યવહારિક સત્યની કેટલી

સમીપ જઈ શકે તેનો પુરાવો 'આનંદ-મઠ' પૂરો પાડે છે. કલાની દૃષ્ટિએ જેમાં કલ્પનાના સર્જન તરીકે આનંદ-મઠ સમકાલીન કૃતિઓ કરતા વધારે સફળ છે એ ખરું પરંતુ 'હિંદ અને બ્રિટાનિયા' નર્મદને નામે ચડે છે તેએ માર્યું હોય તો એની એજ વસ્તુ ગુજરાતના વીરનર્મદમા કેટલી જુસ્સાપૂર્વક અને તીક્ષ્ણ લાગણીપૂર્વક રજૂ થયેલી છે તે પણ આપણે જોઈ શકીશુ

અંકિમે બીજી બાબતમા પણ પરિસ્થિતિને લાયક પસંદગી આપોઆપ સ્વયંસ્ફૂરણા-વડેજ કરી જણાય છે. તેણે બંગાળી ગદ્યનો તથા કલાસ્વરૂપોમા બંગાલી નવલકથાનો પાયો એટલી વખતે નાંખ્યો. ક્ષણભર કલ્પી લો કે નર્મદે "સરસ્વતીચંદ્ર" લખ્યો હોત તો ? પોતાની સર્જકપ્રતિભાને પ્રગટ કરવામા તેણે એવા ધાટનો આશ્રય લીધો અને તેનું નિર્માણ કરવામા એવી તો સફળતા સાધી કે એની કૃતિની ચિરંજીવિતા વિષે શંકા રહી નહિ આમ કલા-સર્જનમાં અને આર્ષદષ્ટિમા બંકિમ ચડે, અલબત્ત, તેણે કેટલાક પરિસ્થિતિના ફાયદાઓ મળ્યા હતા અંગ્રેજી સાહિત્યનો પરિચય કરવાની સુંદર તક મળવા ઉપરાંત નિશ્ચિત નિર્વાહના સાધનરૂપ સરકારી સારા પગારની નોકરી હતી. જ્યારે નોકરીનું રાજીનામું આપી સ્વતંત્રતા માટે ફુરબાની કરનાર ગુજરાતનો સાહિત્ય મુફલીસની પેઠે રોજગારી સાથે યુદ્ધ કરતો હતો. પરંતુ એથી ઉપરની દલીલના મુદ્દામા કશો વાંધો આવતો નથી.

કેટલાક કલાવિધાયકોની બાબતમા એવું બને છે કે તેમની કૃતિ તેમના કરતા ઘણી ચઢીઆતી હોય છે, જ્યારે નર્મદ જેવા કેટલાકોની બાબતમા એથી ઉલટું હોય છે એવી વ્યક્તિ-ઓ તેમની દૃષ્ટિઓ કરતાં અનેકગુણુ ચઢીઆતી હોય છે. અંગ્રેજી સાહિત્યમા સે જોન્સનનો અસાધારણ પ્રતિભાસંપન્ન એકપણ ગ્રંથ નથી છતા તેના સમકાલીન સાહિત્યના ઇતિહાસમાં તેનું સ્થાન અગત્યનું અને અનોખું હતુ અને આજદીન સુધી રહ્યુ છે.

જ્યારે પાશ્ચાત્ય સંસ્કારનો પહેલો જુવાળ આવ્યો અને આપણા કેળવાયલા વર્ગની ઝંખવાઈ ગયલી આંખોને પશ્ચિમના અનુકરણમા જીવનની ઉત્તમતા દેખાવા માંડી ત્યારે ચાચડાઓ ઉપરથી તીખા ભાષણો કરીને પ્રાચીન રૂઢીઓ પર વાક્પ્રવાહ કરનારા ઘણા સુધારકો તે વખતે પાક્યા હતા. તેમાના ઘણાખરા વખત આવે ડાહ્યા થઈને સમજુ માણસની પેઠે વ્યવહારકુશળ થઈ જતા ! જેમ પગથી માથા સુધી વિદેશી કાપડમા મગ્ન થયેલ ગૃહસ્થ ' સ્વદેશી "ના આગ્રહનો તથા ઉત્તેજનનો ઠરાવ બેધડક રજૂ કરી શકતો તથા નિરાંતે નેતામા પણ ખપતો તેમ સમાજ સુધારકોમા પણ વખત આવે ઝનૂની ભાષણના કરનારાઓ પોતાના બાપદાદા કરતા આવ્યા હોય તે પ્રમાણે જ કરતા. અને નર્મદના વ્યક્તિત્વનો ઉત્તમોત્તમ અંશ એ હતો કે તેના સમકાલીનોમા તે ઘણો સહૃદયી સુધારક હતો અને એને માટે તે ચિરંજીવી યશનો હકદાર છે. આચારવિચારનો ભેદ તે સહન કરી શકતો નહિ. આજે તેની શત-સંવત્સરીનો સમય આવી પહોંચ્યો છે અને આર્થિક, રાજકીય, સામાજિક વગેરે અનેક કારણોને લીધે તથા કેળવણીના પ્રચારને લીધે સુધારો આટલો બધો વેગપૂર્વક આગળ ધપી રહ્યો છે તોપણ આપણને તે કેટલો ધીમો લાગે છે ? તો, આજથી ૬૦-૭૦ વર્ષ પૂર્વે જે "મર્દે" ખુલ્લી રીતે વિધવાવિવાહ કરવાની પહેલ કરી તેની સહૃદયતાનું માપ આપણા જમાનાએ કાઢવા જેવુ છે. અને એજ સહૃદયતા જેણે તેને સુધારકોના સાથી આગળ હરોલથીએ આગળ ધસીને હુમલો કરવાને પ્રેર્યો તેજ ગુણે જ્યારે ધર્મના વિચારોમા પરિવર્તન થયુ ત્યારે પોતાના વિચારમા પરિવર્તન કરતા, અને તે પણ જાહેર રીતે કરતા અટકાવ્યો નહિ.

"પ્રેમ–શૌર્યનો" મુદ્રાલેખ પોતાના ઘરની કમાન ઉપર કોતરાવનાર એ વીર કેળવાયલા ગુજરાતીઓમાં સાહિત્યને પોતાના ધંધા તરીકે સ્વીકારનાર પ્રથમ પુરુષ હતો. અને પ્રત્યેક માર્ગ-શોધક વીરની પેઠે તે માટે તેને સહન પણ કરવું પડયું હતું. ગુજરાતી ગદ્યનો અને ગુજરાતી કોશનો તેને પિતા કહી શકાય. વર્તમાન ગુજરાતી સાહિત્યમાં વીરરસનો તે પ્રથમ સર્જક હતો. લાગે છે કે જાણે વીરરસજ એના જીવનનો મૌલિક રસ હતો. અને તેથીજ પ્રાચીન રૂઢિરક્ષકોના વિરોધથી કે છેવટના ભાગમાં સુધારકોના ખોફથી તે ડર્યો કે ડગ્યો નહિ અને તેણે પોતાના આત્માને દંભમાં કે અસત્યમા ગુંગળાવી નાંખ્યો નહિ.

અનુકરણની ઘેલછા ઘટી અને રાષ્ટ્રના આત્માએ પોતાનું સાચું કેન્દ્ર શોધવા માંડયાને પરિણામે જે વૃત્તિ સમસ્ત રાષ્ટ્રમાં જાગી તેણેજ નર્મદના ધાર્મિક વિચારોમા પરિવર્તન કર્યું અને એજ વૃત્તિના પરિણામે નર્મદની પછીની પેઢીમા મ. ન દ્વિવેદી અને એમના વિચારવાળી ટોળી થઇ. અને એ વૃત્તિ કાંઇક અંશે ગોવર્ધનરામમા પણ પ્રગટેલી જણાય છે. અલબત્ત, એ બન્નેમાં એ વૃત્તિ જૂદી રીતે રજૂ થાય છે. ખરી વાત એ છે કે નર્મદ વિચારક નથી—તે તત્ત્વને માનતો હતો.

નર્મદ પ્રધાનત, કવિ ન હતો, વિચારક ન હતો એ ખરૂં, પરંતુ કવિ તરીકે તેનું મૂલ્ય ન આંકીએ તો તેના લાક્ષણિક વ્યકિતત્વનો ઘણો ઉપયોગી અંશ આપણે ગુમાવીશું.

કવિ તરીકે નર્મદનો વિચાર કરતા દલપત–નર્મદ ઝઘડો આપણી સમક્ષ આવે છે, સુજ્ઞ વિવેચક એ બે સમકાલીનો વચ્ચે ત્રાજવાની તુલા પકડી રાખીને નર્મદ એટલે મસ્ત શૈલીનો અને દલપત એટલે સભારંજની શૈલીનો પ્રતિનિધિ વગેરે વડે આપણને દિશા સૂચવી તો છેજ.

દલપત જૂની શૈલીનો છેલ્લો પ્રતિનિધિ હતો એ હવે તો સિદ્ધ થઇ ચૂકયું છે. અને આપણા સાહિત્યમા યુરોપીય સાહિત્યનાં નવીન તત્ત્વો આવ્યાં તેનો પ્રતિનિધિ અનેક રીતે નર્મદજ હતો એ પણ નકકી છે. આત્મલક્ષી–સ્વાનુભવગત–કવિતાનો ઉપયોગ કરીને કવિતાવ્યકિતત્વને પ્રગટાવવાના પ્રયત્નની પહેલ નર્મદે કરી. જુસ્સાને, અંતઃક્ષોભને, ચિત્તાવસ્થાને–લાગણીના પૂરને, કામનાની તીવ્રતાને રૂઢિના બંધનોથી જકડાયા વગર,–સાહિત્યના ઔચિત્યના અને રૂચિના રૂઢ નિયમોને વશ થયા વગર–પ્રગટ કરવી એ તેણે કરી બતાવ્યું. અર્થપ્રવાહ સહિત વહેતા સળંગ છંદના પ્રયોગ તરીકે કટાવ તેણે વાપર્યો. વીરરસને લાવણી તથા રોળાવૃત્તમા રજૂ કર્યો. એમાં સ્વદેશાભિમાનનાં અને સ્વતંત્રતાની સ્તુતિના કાવ્યો આજે પણ આપણને ગમે તેવાં છે.

અને દલપત–નર્મદના માનસમા આ ભેદ પણ નોંધવો ઘટે કે અંગ્રેજી રાજ્યની છાયામા મળેલી સુખશાંતિની કદર કરનાર વૃદ્ધ પેઢીનુ માનસ "એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન !" તથા "જીવો વિકટોરિયા"–જેવા કાવ્યોમા દલપતરામ બરાબર રજૂ કરે છે,–તો "જય જય ગરવી ગુજરાત !" એ નવા જાગ્રત થતા ગૌરવભર્યા ગુજરાતનું પ્રથમ રાષ્ટ્રગીત છે એટલું જ નહિ પરંતુ એજ કવિનું—

'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
ચાહોમ કરીને પડો, ફતેહ છે આગે'

એ વીરરસપ્રચુર પંકિતઓમા ઉછરતી પેઢીની અસીમ મહત્ત્વાકાંક્ષા, સ્વતંત્રતા માટેની, સર્વદેશીય પ્રગતિ માટેની, તેની વિરાટ અને અદમ્ય અભીપ્સા તેટલીજ સચ્ચાઇથી રજૂ થાય છે.

નર્મદકવિના અંગત માનસને પ્રગટ કરવાની શરૂ કરેલી પ્રથા, તેની કચાશો અને ખામીઓ સહિત, નર્મદ પછીના કવિઓમા કલાપીમાં વ્યક્ત થતી જણાય છે.

ગુજરાત–કાઠીયાવાડ સંસ્કારની દૃષ્ટિએ અને ગુજરાત બહારના પ્રાંતોની દૃષ્ટિએ સાચી રીતે એક ગણાતા એ પ્રદેશોમા કાંઇ હરિફાઇ જેવુ રહ્યા કરતું આવે છે. ગુજરાતી ગણાતા બધા મહાપુરૂષો મૂળે કાઠીયાવાડી હતા એવો દાવો ઘણા કાઠીયાવાડીઓ કરતા. હવે કરે છે કે નહિ તે તો કોણ જાણે–મૂળે તો, બંગાળ અને મહારાષ્ટ્રથી આપણે ગુજરાતીઓ વસતીમાં ઓછા છીએ. તેમાં આવી ભેદરાશિ કોઇ રીતે ઇષ્ટ નથી. અને આ ભેદવૃત્તિ કેટલી અકારણ છે તે બતાવવા માટે આ મુદ્દો અહિં રજૂ કરું છું કે વીરરસનો કાઠીયાવાડનો જ વિશિષ્ટ રસ–અને વીરતા તો કાઠીયાવાડીઓનોજ વિશિષ્ટ ગુણ–એ વિચાર કેટલા એકતરફી છે તેનો પુરાવો તળ ગુજરાતનો આદિ વીરકવિ નર્મદ પૂરો પાડે છે.

વળી મહાપુરૂષોના પાકમા કાઠીયાવાડનો હિસ્સો ગુણે તેમજ સંખ્યાની નજરે ઉતરે તેવો નથી એ મુદ્દો સહર્ષ સ્વીકારતા પણ અખિલ હિંદના માનને સકારણ પાત્ર એવા સ્વામી દયાનંદ અને મહાત્મા ગાંધી બન્ને મહાપુરૂષો કાઠીયાવાડની બહારજ પોતાની મહત્તા પ્રાપ્ત કરી તવા પ્રસારી શક્યા છે. ૧૩ વર્ષની ઉમ્મરે ઘરમાથી નાસી છૂટેલ દયાનંદ સરસ્વતી કાઠીયાવાડી ખમીરના હતા એની કોઇ ના નથી જ પાડતું—પરન્તુ એવા પુરૂષના માનસ પર જે અવચેતન અસર રહી હોય તે સિવાય એના ઘડતરમાં કાઠીયાવાડી સંસ્કારનો, સાહિત્યનો કે જીવનનો ફાળો કેટલો વારૂ ?

સુરતનો આ કો મર્દ કવિ વળી? એ ગુજરાતની વીરતા, સાહસ અને લડાયક જુસ્સાનો સુંદર પ્રતિનિધિ છે એની કોણ ના કહી શકશે ? અને સાથેસાથે ગુજરાત બહારના પ્રાંતોની માન્યતા આદ્યવીરકવિ કેટલી ખોટી પાડે કે ગુજરાતી એટલે તો કેવળ વેપાર કરી જાણનારી પ્રજા એને પણ વર્તમાન ગુજરાતનો એ છે તે આપણે જોઇ શકીએ છીએ. કાનમ, ચરોતર અને પંચમહાલમા લડાયક જુસ્સો, વીરતા કે સાહસ નથી એમ કોઇ કહી શકશે ખરૂં ?

અને નર્મદની 'ગુજરાત'ની ભાવના કેટલી વિશાળ હતી ? આધુનિકોમા ગુર્જર સંસ્કાર અને ગુર્જરભૂમિને માટે આમરણ મથનારાઓમા તે પ્રથમ હતો. ગુજરાતી ભાષાને માટે ગુજરાતી સાહિત્યને માટે તેની મમતા અને બલિદાન સુવિદિત છે. અને આજદિન સુધી અનેક વાર જોવામા આવેલી આપણા ગુજરાતીઓની સુવિદિત બેકદર આપણે આ આદ્ય સાહિત્યકારની બાબતમા પણ જોઇ શકીએ છીએ. ગુજરાતીઓએ તેની પૂરતી કદર કરી નહીં. આજીવન કલમને 'ખોળે' માથું મૂકનારને ગરીબાઇમા રાખી દુખી કર્યો એ તો ઠીક, પરંતુ એના જેવા મમયમૂર્તિ નરનું સપ્રમાણ અને સંપૂર્ણ જીવનચરિત્ર પણ અત્યાર સુધી બહાર પડયું નથી એ ગુજરાતને કેટલું શરમાવાનું છે ? તેના લખાણોમાથી આજે પણ વંચાય અને ઉપયોગી હોય એવાનો સંગ્રહ બહાર પાડવાના પ્રયાસો પણ કેવળ ઓછા થયા છે. ખરેખર ! આપણા એક વિચારશીલ વિદ્યમાન લેખક કહે છે તેમ ગુજરાત 'ગાડી' જ છે. સાહિત્યને એટલે સાહિત્યકારને પોષણ આપવું એ સંસ્કારજીવનનો અગત્યનો ભાગ છે એ હજી પણ ગુજરાતની સમજણમા બરાબર ઉતર્યું લાગતુ નથી.

નર્મદશતાબ્દી ઉજવનાર સમિતિ યાતો સાહિત્યપરિષદ પોતે આ દિશામાં યોગ્ય પગલા ભરે એ અનેક દૃષ્ટિએ ઇચ્છવા જેવુ છે.

# વીરકવિ નર્મદનું જીવનકાર્ય

ન્યાયમૂર્તિ શ્રીયુત્ હરસિદ્ધભાઇ દીવેટીઆ

[ નર્મદશતાબ્દી ઉત્સવપ્રસંગે મુંબાઈ નર્મદશતાબ્દીસમિતિના પ્રમુખપદેથી કરવાના ભાષણમાંથી પ્રથમખંડ માત્ર મૂકી દેવામાં આવ્યો છે. શં. છ. રાવલ. ]

કવિ નર્મદાશંકરના નામથી ભાગ્યેજ કોઇ શિક્ષિત ગુજરાતી અપરિચિત હશે. તેમના અવસાનને આજે સુડતાળીસ વર્ષો થઇ ગયાં છે. એથી એમનો નિકટ પરિચય ધરાવનારી વ્યક્તિઓમાંથી અત્યારે ઘણા થોડાઓ જીવન્ત સૃષ્ટિમાં હશે. એટલે કવિ સંબંધી તેમનાં સંસ્મરણોનો લાભ આપણને મળવો દુર્લભ છે. હાલના યુવક-વર્ગમાંથી તો નર્મદ એક કવિ અને 'જયજય ગરવી ગુજરાત'ના કર્તા છે તે શિવાય એમની કૃતિઓ વિષે ઘણું ઓછું જાણનારાઓ કેટલાક નીકળશે. પરન્તુ તેથી નર્મદની વિદ્વાન સાક્ષર તથા સુધારક તરિકેની અપૂર્વ વિશિષ્ટતા તેમજ ગુર્જર સાહિત્યમાં તેનું ઉચ્ચ સ્થાન ઓછાં થતાં નથી.

પ્રથમ પંક્તિમાં આવે એવા ગુર્જર કવિઓ તો એમના પહેલાં અનેક થઇ ગયા. પરન્તુ હું ધારૂં છું કે ગુજરાતી ગદ્યસાહિત્યના નભોમંડળમાં તો એમનું સ્થાન ઉષઃકાળના તેજસ્વી તારા શુક્રની માફકજ હમેશાં કાયમ રહેશે. એમનું આશરે સને ૧૮૫૯ થી ૧૮૮૯ સુધીનું ત્રીસ વર્ષનું સાક્ષરજીવન રહ્યું તે દરમીઆન તેમણે કવિ, લેખક, વિવેચક, વિચારક, વક્તા, નાટ્યકાર, સુધારક અને દેશહિતચિન્તક-એ સર્વ તરિકે પોતાની પ્રતિષ્ઠા પૂરવાર કરી આપી હતી. ગુજરાતી સાહિત્યમાં અત્યાર સુધી નાના-મોટા કવિઓની તો ખોટ નહોતી, પરન્તુ સારા અને શિષ્ટ ગદ્ય-લેખક અને વિવેચક તરિકે તો નર્મદ પહેલાં કોઇ થયો હોય એમ જાણ્યું નથી. નર્મદનો પ્રયાસ તે દિશામાં પહેલો હતો અને હું ધારૂં છું કે જેઓએ 'નર્મગદ્ય' વાંચ્યું હશે તેઓ મારી માન્યતા સાથે સંમત થશે કે એ પુસ્તકમાં નર્મદે ભાષા, સાહિત્ય, કાવ્યશાસ્ત્ર, કેળવણી, ઇતિહાસ, સમાજસ્થિતિ, સંસારસુધારો, નીતિ, ધર્મ, જગત્પ્રવૃત્તિ વગેરે વિવિધ વિષયો ઉપર લેખો, નિબંધો તથા ચર્ચાઓનો જે સંગ્રહ પ્રકટ કર્યો છે તે આપણા ગદ્યસાહિત્યના ઇતિહાસમાં એક પ્રથમ અને અનુપમ કૃતિ તરિકે ચિરકાલ અમર રહેશે. આ સંગ્રહમાં ખાસ કરીને રામાયણ, મહાભારત તથા ઇલીયડનો સાર, મહાદર્શન એટલે જગતના પ્રખ્યાત દેશોના પ્રાચીન ઈતિહાસનું સિંહાવલોકન, રાજ્યરંગ, જગતના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસનું સોળ વિભાગમાં સમગ્ર દર્શન, ગુજરાતીઓની સ્થિતિ, લગ્ન અને પુનર્લગ્ન, સ્ત્રીકેળવણી વગેરે લેખો જ્ઞાન અને રસથી પૂર્ણ છે, જુસ્સા તેમ હૃદયની લાગણીથી ભરપૂર છે. તે નર્મદની સર્વાંગ વિદ્વત્તા તેમજ વિચારશીલતાનું ભાન કરાવવાની સાથે એમ બતાવે છે કે જેમ એનું વાચન વિશાળ અને વિવિધ હતું, તેમ એની બુદ્ધિ તીવ્ર ગ્રહણશક્તિવાળી હતી, તેમ જ વિચારશક્તિ ઉદાર અને ઉદાત્ત હતી. સુરતની હાઇસ્કૂલમાં અંગ્રેજી કેળવણી શરૂ કર્યા પછી મુંબાઈમાં હાલની એલ્ફિ-

ન્સ્ટન કૉલેજના પુર્વજ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુટમાં એમણે અભ્યાસ કર્યો હતો અને જો કે કૌટુંબિક મુશ્કેલીઓને લીધે તે ગ્રેજ્યુએટ થઇ શકયા ન હોતા, તોપણ અંગ્રેજી ભાષા તથા સાહિત્યનું જ્ઞાન તેમણે અસાધારણ રીતે સારૂં વિશાળ મેળવ્યું હતું, અને તેની છાપ તેમના મન ઉપર ઉંડી પડી હતી, એમ એમના લેખસંગ્રહથી જણાય છે.

આપણા ગદ્યસાહિત્યની અનેક દિશાઓમાં નર્મદ અગ્રેસર હતા. ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ તેમ જ કવિજીવન લખનાર તે પહેલા હતા. નરસિંહ મહેતાથી દયારામ સુધીના મુખ્ય ગુજરાતી કવિઓનાં તલસ્પર્શી ચરિત્ર લખનાર, તેમ તેમની કૃતિઓનું તાત્ત્વિક અવલોકન કરનાર તેઓ પહેલા હતા. સરલ ગુજરાતી વ્યાકરણકાર તરિકે તેઓ પહેલા હતા. કાવ્યશાસ્ત્રનાં અંગો પિંગળપ્રવેશ, રસપ્રવેશ, અલંકારપ્રવેશ અને નાયિકાપ્રવેશ પણ તેમણે શાસ્ત્રીય રીતે છતાં સહળ અને સુગમ લખ્યાં છે તત્ત્વચિંતન અને અધ્યાત્મદર્શનના વિવેચક પણ તેઓ પહેલા હતા. ઇતિહાસકાર તરિકે તેઓ પહેલા હતા. સંસારસુધારા વિષે નિબન્ધો તથા કાવ્યો લખનાર તરિકે તેઓ પહેલા હતા. પ્રાચીન કાવ્યસંશોધક તથા લોકસાહિત્યસંગ્રહકાર તરિકે તેઓ પહેલા હતા. સંસ્કારી વર્તમાનપત્રકાર તરિકે તેઓ લગભગ પહેલા હતા. અને છેવટે ગુજરાતી ભાષામાં કોશકાર તરિકે, તેમ જ કથાકોશકાર તરિકે પણ તેઓ પહેલા હતા. નાટકોના લેખક તરિકે પણ તેમનું સ્થાન અગ્રગણ્ય હતું. તેમનાં નાટકો મુંબાઇની રંગભૂમિ ઉપર અનેક વાર ભજવાયાં છે, એ તેની તે કાળની લોકપ્રિયતા પૂરવાર કરે છે. રીતસર આત્મજીવન આલેખનાર અને નોંધપોથીઓ લખનાર તેમજ પોતાનાં કાવ્યો ઉપર નિષ્કપટ ટીકા લખનાર પણ તેઓ કદાચ પહેલા હશે, એમ મારૂં સમઝવું છે

આ ઉપરથી સહજ જણાશે કે જેવી એમની ગ્રહણ અને વિવરણશકિત હતી તેવી જ તેમની સર્જનશકિત પણ વિશાળ અને વેગવતી હતી. તેમને લોકસાહિત્ય અને લોકશિક્ષણની જે કોઈ દિશા અણખેડાયલી લાગી તેને ખીલવવાની પોતાની ફરજ વિચારી અને કલમ ઉપાડી તેમાં ઝોકાવ્યું હતું. એ સંબંધી તેમના અનેક ગ્રંથો અને લેખો અત્યારે મોજુદ છે. તેમની ભાષા એમના પછીના યુગમાં જેવી સંસ્કૃતમય થઈ તેવી તો નથી. પરન્તુ તે સાદી, સરળ, સચોટ અને સીધી છે. શબ્દો કરતાં વિચારો અને તેના ભાવ તથા જુસ્સા ઉપર એમણે વધારે ધ્યાન આપ્યું છે. ( આ બાબતની આપણા લેખકો માનસિક નોંધ લેશે એમ આશા છે. ) એમના વિચારોમાં પણ એમના જમાનાના વિચારો તથા માન્યતાઓ સાથે સરખાવતાં સચોટતા, વિશિષ્ટતા અને નવીનતા છે. જરા આગળ વધીને પણ કહી શકીએ કે તેમના સમયનાં પ્રચલિત રૂઢિઓ અને મન્તવ્યો તરફ તો તેમના વિચારો બંડખોર છે. હિન્દુ સમાજ અને સંસારની અનેક ખામીઓ અને અનિષ્ટ રિવાજો તરફ એમણે સખ્ત વિરોધ દર્શાવ્યો છે. અને તે માટે જાતે પણ ઘણું જ સહન કર્યું છે. ખાસ કરીને હિન્દુ વિધવાની દયાજનક સ્થિતિનું ચિત્ર તો એમણે હૃદયદ્રાવક શબ્દોમાં પહેલીજ વખત આપણા સમાજ પાસે મૂકયું છે. 'નર્મકવિતામાં' વૈધવ્યચિત્ર, વિધવાની પરાધીનતા, વિધવાનો પશ્ચાત્તાપ વગેરે કાવ્યોમાં એમની આ વિષય ઉપર ઉંડી લાગણી જણાય છે.

આવા બંડખોર સ્વભાવવાળું માનસ બન્ધનો તોડવા તરફ વૃત્તિ ધરાવે, એ સ્વાભાવિક છે. કાવ્યશાસ્ત્રના અભ્યાસી હોવા છતાં તેમણે કવિતામાં પિંગળાદિનાં નિયમબંધનો તોડેલાં છે, તેમ સમાજવ્યવહારમાં પણ પોતાને અનુચિતનાં લાગેલાં બંધનો સામે તેમણે બંડ નિર્ભયપણે ઉઠાવેલું છે, મને નર્મદના આચાર અને વિચાર બન્નેમાં પ્રણાલિકાના ભંગ સાથે મર્યાદાનું ઉલ્લંઘન પણ જણાય છે. અસાધારણ બુદ્ધિ સાથે એમનું નૈતિક ધોરણ પણ અસાધારણ છે, એનો પૂરાવો એમના લેખો તેમજ કાવ્યો, ખાસ કરીને શૃંગારરસનાં કાવ્યો, ઉપરથી મળી શકશે. કંઇક ઉચ્છૃંખલતા, કંઇક આવેશમયતા, કંઇક હલકાઈ, કંઇક સામાન્ય રીતે સ્વીકારાયેલા નૈતિક ધોરણ પ્રમાણે વર્તનની શિથિલતા—એમના જીવન અને કૃતિઓને કેટલેએક અંશે કલુષિત કરે છે. કવિ પોતે પોતાને ઉદ્દેશીને જ 'પ્રેમનીશો' નામની તેમની ગરબીમાં ગાય છે:

'જ્ઞાની ઘણો છઉં તોય હું રે, કહું છુ સાચું;
સ્હેજે સ્હેજે લાગી જાય દિલ, તનડે તાવ ધીકે હો;
નર્મદ તો પ્રેમચૂર છું રે, કહું છું સાચું.'
વગેરે.

આવું શિથિલ જીવન ગાળ્યા પછી અ તે તો કવિ એમની પ્રૌઢાવસ્થામાં એમનાં પ્રિયજનોને સંબોધીને લોકમશહૂર નીચેના ઉદ્ગાર કાઢે છે:

'નવ કરશો કોઇ શોક, રસિકડાં, નવ કરશો કોઇ શોક,
યથાશકિત રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી—રસિકડાં૦

* * * *

જગતનીમ છે જનનમરણનો, દઢ રહેજો હિંમતથી;
મને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી—રસિકડાં૦'

આવી રીતનું કવિનું અંગત જીવન હતું. દરેક જાતનાં બન્ધનો તોડવાં, એ જ સ્વતન્ત્રતા અને સુધારો એ માન્યતા અંગ્રેજી કેળવણી પામેલા એ જમાનાના કેટલાએક આવેશમય પુરૂષોની કદાચ હશે અને એની અસર નર્મદ ઉપર થઇ હોય તો તે અસંભવિત નથી બુદ્ધિની તીવ્રતા સાથે હૃદયનો આવેશ, લાગણીનો જોસ એમનામાં ખાસ જણાઇ આવે છે અને તેને લીધે અસાધારણ બહુશ્રુતતા સાથે જૂદાજૂદા રસોનું અસાધારણ મિશ્રણ એમનામાં જણાય છે. વીરરસ અને શૃંગારરસ એમની કૃતિઓમાં શાન્તરસની સાથેસાથે બલ્કે વધારે પ્રમાણમાં જણાય છે. અને 'પ્રેમશૌર્ય' એ પોતાનો જીવનમંત્ર કવિએ રાખ્યો તેમાં એમના માનસનું વાસ્તવિક પ્રતિબિંબ જણાય છે.

કવિની અનેક વિશિષ્ટતાઓમાં એક મુખ્યત: એમની સ્વદેશપ્રેમની ભાવના છે. અને તે વિષેનું આપણું સાહિત્ય જો કે અત્યારે તો ઘણું વિકાસ પામેલું છે, પરન્તુ કવિ પોતાના કાળમાં તેમાં અગ્રેસર હતા, એટલું જ નહીં પરન્તુ ગુજરાતી ભાષા

જીવશે ત્યાં સુધી એમનાં આ વિષેનાં કેટલાંએક કાવ્યો ભૂલાશે નહીં. આ એક જ વસ્તુ ગુજરાતની ઉન્નતિના ઇતિહાસમાં એમનું નામ અમર રાખવા માટે સમર્થ ગણાશે. ગુજરાત માટે એમની રગેરગમાં અભિમાન-રૂધિર વહ્યાં કરતું હતું, અને તેમને અભિનવ પ્રેરણાઓથી ઉત્તેજિત કરી કહ્યું હતું.

'ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી, પ્રેમશૌર્યઅંકિત,
તું ભણવભણવ નિજ સંતતિ સૌને પ્રેમભક્તિની રીત;
ઉંચી તુજ સુન્દર જાત
જય ! જય ! ગરવી ગુજરાત !'

તેમજ

'પૂર્વજ જેના જે વળી આજે જન્મ થકી ગુજરાતી વધ્યા,
કોઇ રીતની તો પણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા;
તેનીતેની છે ગુજરાત,
વળી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત.'

* * * *

'નર્મદ કહે ગુજરાતી ભાઇઓ માતને અર્થે સંપ ધરે,
ખંતે બન્ધન તોડી રણે સૌ ઝૂઝી જયસુખ જમે ભરે.
પ્રેમશૌર્યને કરી પ્રખ્યાત,
તેતે સૌની છે ગુજરાત,
તેતે સૌની છે ગુજરાત.'

આવા કવનોનું વહન દેશભક્તિથી ઉભરાતી ઉર્મિઓના ઉછાળા સિવાય સંભવિત હોય ખરૂં ?

એમના સમયમાં ગુજરાતનો મોટો ભાગ અજ્ઞાનના અંધકારમાં, સામાજિક બન્ધનોના પાશમાં અને બાહ્ય સુખની મોહનિદ્રામાં પડી રહેલો હતો તે સ્થિતિમાંથી તેને મુક્ત અને જાગ્રત કરવા માટે નર્મદે જરા ઉચ્છૃંખલ, પરંતુ વીરરસથી હલસલતાં વચનો વડે હિન્દુ સમાજને ચાનક ચડે એવી રીતે પોતાની કવિત્વશક્તિ અને લેખન-કલાનો ઉપયોગ કર્યો હતો, એક રીતે કહીએ તો તેણે એ માટે પોતાના પ્રાણ ઓવાર્યા હતા. એનાં જ્ઞાન તથા સુધરેલા વિચારોને તે સમયના વાતાવરણની સાથે સરખાવતાં મને લાગે છે કે નર્મદ ઘણી બાબતોમા એના કાળથી ઘણો આગળ વધી ગયો હતો; અને એ જ કારણે એનો સમકાલીન સમાજ એને સારી રીતે સમઝી શકે તેમ નહોતું, તેથી તે જીવન પર્યંત પોતાની ધૂનમાંજ મસ્ત અને બંડખોર રહ્યો. આદિસુધારકમાં નિડરતા, સ્વમતાગ્રહ અને ક્ષુદ્ર લોકમત માટે તિરસ્કાર, આદિ જે ગુણો જોવામાં આવે તે તેનામાં હતા, પરન્તુ આદર્શ સુધારકને છાજે તેવું અને જનસમાજમાં

નૈતિક પ્રતિભા પડે એવું અકલંકિત ચારિત્ર્ય એનામાં નહીં હોવાથી એની બુદ્ધિશક્તિ તેમજ હૃદયની આતુરતા જોતાં એના તરફ જેવી માનવૃત્તિ ઉત્પન્ન થવી જોઈએ તેવી થઇ શકી નહતી. અત્યારે પચાસેક વર્ષ પછી એના અંગત જીવનનાં સ્મરણો ઝાંખાં થઇ ગયાં છે; અને કાળે કરીને ઘસાઈ પણ જશે. પરન્તુ એનું સાક્ષરજીવન તો ગુજરાતની જાગૃતિના ઉષઃકાળમાં હતું તેવું ને તેવું હજીયે પોતાના પ્રકાશથી માર્ગ-સૂચક તારાની માફક હમ્મેશ માટે ઝળકતું રહેશે.

આ ઉષઃકાળ વિષે નર્મદ પોતે શું કહે છે તે જોઇએ :

" ગુજરાતમાં વિદ્યા વધે ને વિદ્વાનો બીજા પ્રદેશના વિદ્વાનોની સાથે સરસાઈ કરે એ તો વિસ્મય જેવું થાય. તો પણ, સમૂહના આગ્રહઉત્સાહે વહેલુંમોડું પણ શું નથી બનતું ? અને સૈકાપટ ઉપરથી આપણે જાણ્યું છે કે ભાષા ઉત્તરોત્તર અધિક સંસ્કાર પામતી આવી છે, વળી આપણી ઉચ્ચ સ્થિતિનો સૂર્યોદય થયે આપણે તેના સુમંગળ પ્રકાશમાં ઉજમાળા રહી કામ કરીયે છૈયે. આપણું શુભ ચિન્તન આજ હોવું–

કે હિન્દુસ્તાનના સમગ્ર ઉત્કર્ષને અર્થે પ્રથમ તેના અંગપ્રદેશોનો પૃથક્પૃથક્ ઉત્કર્ષ થવો અવશ્ય છે તો તેના એક અંગપ્રદેશ–ગુજરાતનો ઉત્કર્ષ સત્વરે થાઓ, અને એ ઉત્કર્ષની સામગ્રીમાં પ્રથમ ગુજરાતી ભાષાના જય શ્રીરંગ બિરાજો !"

આ ઉદ્‌ગારો આજથી સાઠ વર્ષ ઉપર નીકળ્યા હતા. ગુજરાતનું ગૌરવ વધે એજ એના મનની મહત્ત્વાકાંક્ષા હતી, અને તે માટે તેણે યથામતિ યથાશક્તિ પ્રયાસ પણ કર્યા હતા.

એની એવીજ એક બીજી અભિલાષા જોઇએ. હું આગળ કહી ગયો કે ગુજ-રાતી ભાષાનો કોશ રચનાર નર્મદ પહેલો હતો. તે કોશની અપૂર્ણતા તથા ન્યૂનતા વિષે એ લખે છે :

" કોશ કોને કેવો, કોશમાં દોષગુણ તે કોને કહેવા, ગુજરાતી ભાષાનો ઉત્તમ કોશ તે કેવો થવો જોઇએ એ મેં જાણ્યું છે અને ગ્રન્થ પ્રગટ કરવાના માર્ગમાં નડતાં વિઘ્નો સાહસબુદ્ધિએ તોડી ઘણે કાળે પણ આ લીટીઓ લખવાનો રૂડો દાડો જોઉં છઉં ! આ કોશ જેવો જોઇએ તેવો નથી જ પણ અવે એ અથવા બીજો કોઈ મનમાનતો ઉત્તમ પ્રકારે રચવો એ બીજાઓનો ઉદ્દેશ હોવો જોઇએ. વર્તમાનમાં ગુજરાતી કોશ સંબંધી મારી આશા આટલી છે કે ગુજરાતી ભાષાની જયશ્રી દર્શાવનારો પૂર્ણ બળસૌંદર્યે ઝળાંઝળાં કરી રચલો એવો કોશ, સરસ્વતીને પ્રસાદે એક વાર જોઉ–એ ઇચ્છા પૂરી પાડવાને તે દેવી પૂર્ણ સ્વતંત્ર, રૂડી ભક્તવત્સલ ને પરમ ઉદાર છે."

આ અભિલાષા એના જીવનમાં પૂર્ણ ન થઈ અને હજી પણ અપૂર્ણ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તથા શ્રીમાન્ ગોંડળનરેશ–એ બન્ને તરફથી ગુજ-રાતી ભાષાના કોશની રચના ચાલે છે, એ આપણે જાણીએ છીએ અને આશા

રાખીશું કે નર્મદનું આદર્યું જે અધુરૂં રહેલું છે ને એના પ્રયત્ન પછી સાઠે વર્ષે પણ પૂર્ણ થાય અને એના આત્માને સંતોષ મળે.

નર્મદની અનેક સાહિત્યપ્રવૃત્તિઓમાંની અહીં બીજી કેટલીએક ખાસ નોંધ લેવા જેવી છે. સંસારસુધારાની સાથે લોકસેવા તથા સમાજસેવાની ભાવનાથી પ્રેરાઇ સભાઓ અને સમાજસંસ્થાઓની સ્થાપના કરવામાં તેમજ તેની ભાષણાદિ પ્રવૃત્તિઓ ચલાવવામાં એ અગ્રેસર હતો. એની યુવાવસ્થામાંજ સને ૧૮૫૧ મા એણે મુંબાઇમાં 'બુદ્ધિવર્ધક સભા' મુબઇમાં વસતા અન્ય ગુજરાતીઓની મદદથી સ્થાપી હતી. અને તેમાં પહેલું સુંદર માહિતીભર્યું ભાષણ એણે 'મંડળીઓથી થતા લાભ' વિષે આપ્યું હતું. અત્યારે તો આપણને આ વિષય વિષે ભાષણની જરૂર હોય તે નવાઈ જેવું લાગે, પણ નર્મદને તો પોતાના કાળના સૂતેલા અઘોરીઓને જગાડવાના હતા; લગભગ, અચેત થયલાઓમાં ચેતન પ્રેરવાનુ હતું. પ્રથમ "બુદ્ધિવર્ધક" માસિક અને 'જ્ઞાનસાગર' સાપ્તાહિક કહાડયા અને ચલાવ્યા પછી 'ડાંડીયો' નામનું નર્મમર્મહાસ્યવાળું વર્તમાન-પત્ર એણે કહાડયું હતું. તે સમયના જાહેર પ્રશ્નો ઉપર પણ એ વિવેચન તથા ચર્ચાઓ લખતો. અને એમ જણાય છે કે લોકમતની કેળવણીમાં તે સમયે તેણે એ પત્રદ્વારા કીમતી સેવા બજાવી હતી.

નર્મદના સમકાલીન સાક્ષરોમાં એની સાથે મૂકી શકાય તેવા તો એક જ–કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ છે. બન્નેનું કવિત્વ વિરલ, પરન્તુ એક બીજાથી જૂદી જ જાતનું હતું. એ સમયમા આ બે કવિઓ વચ્ચે બહુ સ્પર્ધા ચાલતી અને બન્નેના પ્રશંસકોના જૂદા પક્ષો ઉભા થયા હતા. જેવુ બન્નેનું કાર્યક્ષેત્ર જૂદું હતું, તેવું જ તેમનું માનસ પણ જૂદું હતું અને તેવી તેમની કવિતારીતિ પણ જૂદી હતી. સુરતી સ્વભાવ સાથે જન્મેલો અને મુંબાઇની મોજમજાહ અને મસ્તીમાં ઉછરેલો રંગીલો નર્મદ અમદાવાદના ઠરેલ અને વ્યાવહારિક વાતાવરણમાં રહેલા ઠાવકા દલપતરામ કરતાં જૂદો જ પડે એમાં શી નવાઈ ? એકને પ્રદેશપ્રદેશના પ્રવાસો કરી અનુભવ વગેરેથી ઘડાયલી મુંબાઇગરી પ્રજાને પ્રબોધવાની હતી, તો બીજાને રૂઢિચુસ્તપણાથી તરબોળ વિદ્યાનુભવ આદિ સંસ્કારોથી કંઇક મુક્ત પ્રજાને જાગ્રત કરવાની હતી. એકની મુંબાઇના દરિયાના ઉછળતાં મોજાં જેવી જરા ઉષ્ણતાવાળી જુસ્સાદાર વાણી અને બીજાની સાબરમતીનાં નીર જેવી ઠંડી અને મીઠી વાણી હતી. એકે દક્ષિણમાં રહીને અને બીજાએ ઉત્તરમા રહીને, પણ બન્નેએ પોતાની કવિત્વશક્તિથી ગુજરાતની જાગૃતિ જગવવામાં ઘણી કીમતી દેશસેવા કરી છે. એકે ગાયું:

"સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે.
× × × ×
સાહસે જ્ઞાતિના બંધ કાપી ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બીક નવ રાખો."

ત્યારે બીજાએ ગાયું:

"સજન ! સંભળાવજો રે પ્રીતેથીરે સુધારાના સાર."

આવી રીતે આ બન્ને કવિઓ એક બીજાની પૂર્તિ રૂપ હતા.

દરેક મનુષ્યમાં સ્વાભાવિક રીતે થાય તેમ નર્મદમાં પણ એની ઉત્તરાવસ્થામાં વિચારોનું પરિવર્તન જોવામાં આવે છે. એના મરણના એક વરસ જ પહેલાં પ્રકટ થયેલા એના 'ધર્મવિચાર'માં આ પરિવર્તન સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. શૃંગાર અને વીરરસથી હલમલી ઉઠેલો નર્મદ આ પુસ્તકમાં જૂદા જ રૂપમાં જણાય છે અને તે વાંચતાં સહજ વિસ્મય થાય છે કે 'ધર્મવિચાર'નો લેખક અને 'ઋતુવર્ણન' વગેરે પ્રેમકાવ્યોનો લેખક તે એકજ હશે ? પણ મેં આગળ કહ્યું તેમ કવિને જોયા હોય તેમ અનુભવ્યા હોય. એવા પુરૂષો હાલ આંગળીને ટેરવે ગણી શકાય એટલા થોડાજ હશે. તેમાંના એક આપણા વયોવૃદ્ધ સાક્ષરશ્રી નરસિંહરાવ કવિને ફક્ત એકજ વખત એની ઉત્તરાવસ્થામાં મળ્યા હતા અને તે વખતે એમના મન ઉપર શી અસર થઇ તેનું વર્ણન એમણે આપ્યું છે. તેઓ કહે છેઃ

"આ, નર્મદનો ઉત્તર કાળનો, 'ધર્મવિચાર'ની પછીનો શાન્તિની વૃત્તિનો આશ્રમ હતો. કવિતામાં અને જીવનમાં ઉદ્ધત, ઉચ્છૃંખલ વાણી અને વર્તન, સુધારાને અનુચિત કલંક લગાડનારા પ્રહારો, એ સર્વ ભૂતકાળમાં, રાત્રિના તિમિરમાં પ્રગટ થયેલી ભૂતાવળ સૂર્યોદય થતાં પલાયન કરી જાય તેમ, વિલીન થઇ ગયાં હતાં. કવિની અસાધારણ બુદ્ધિ, સંસ્કારિતા, ઉચ્ચ દર્શન, ઇત્યાદિ ગુણોની છાપવાળી મુખમુદ્રાએ મને મુગ્ધ કર્યો; એમના ઉચ્ચ વિષયોના ઉચ્ચ વિચારો દર્શાવનારા વાર્તાલાપે મારા મનમાં એ વીરનર તરફ માનવૃત્તિ ઉત્પન્ન કરી. મનને ખેદ થાય છે કે એ ગુર્જર માતાની અનન્યભક્તિથી પૂજા અને સેવા કરનાર વીરનો ફરી પ્રસંગ મારે પડ્યો જ નહીં." ન. ભો. દી. કૃત સ્મરણમુકુરઃ પૃષ્ઠ ૧૯૬

નર્મદની ઉત્તરાવસ્થાના આ દર્શનની સાથે એક બાબતની નોંધ ન લઇએ તો તે અધુરૂં જ ગણાય. એમણે ધાર્યું હોત તો એમની અસાધારણ બુદ્ધિ અને જ્ઞાનની કૃપાવડે લક્ષ્મીનો પ્રસાદ પણ તે સારી રીતે મેળવી શકયા હોત. પરંતુ આ ઉચ્ચ ભાવનાવાળા પુરૂષે પોતાની પચ્ચીસ વર્ષની ઉમ્મરે નોકરીનો ત્યાગ કરી, સરસ્વતીની સેવામાંજ જીવન ગાળવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે વિષે કવિ કહે છે : "મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળીઆં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં." આવી રીતે સાહિત્યની સેવામાં નર્મદે દરિદ્રાવસ્થાનો સ્વેચ્છાથી સ્વીકાર કર્યો અને અંતપર્યંત પોતાના એ નિશ્ચયને વળગી રહ્યો. ઉપરાંત વિધવા સાથે પુનર્લગ્ન કરી તે સમયે મહાપાપ સમાન ગણાતા સુધારાનો અંગીકાર કરી, સમાજના બહિષ્કારને પણ સહન કર્યો. આવી જીંદગીમાં એણે એના પોતાના સંતાન માટે તો

કંઈ વારસો મૂકયો નહીં, પરન્તુ એની પ્રિય માતા ગુજરાતનાં સંતાનો માટે તો એ ઘણો મૂલ્યવાન વારસો મૂકતો ગયો છે.

આ પ્રમાણે આ વીરકવિની જીવનકથા છે. ગુજરાતની ભૂમિ ઉપર એને પ્રથમ શ્વાસ લીધાને આજે સો વર્ષ પૂરાં થાય છે. અર્ધી સદીનું એનું જીવનકાર્ય અને તે પછીની અર્ધી સદીની એ કાર્યની ગુજરાતના સાહિત્યજીવન ઉપર થયેલી અસર–એ બન્નેને ગુર્જર પ્રજાની અંજલિ આપવા માટે આજે આ નર્મદશતાબ્દી ઉત્સવ ગુજરાતમાં સ્થળેસ્થળે ઉજવાય એવો પ્રબન્ધ ગુજરાતી સાહિત્યપરિષદ તરફથી યોજવામાં આવ્યો છે, અને તેનો સત્કાર પણ સુંદર પ્રમાણમાં થયો છે એમ જણાય છે. તેને અંગે મુંબાઈ જે નર્મદનું મુખ્ય નિવાસસ્થાન હતું અને જેને એની પ્રેરણાઓ મળી હતી તે મુંબાઇને તો આ ઉત્સવ ઉજવતાં મગરૂર થવાનો જરૂર હકક છે, અને તેની સાથે એનું નામ કાયમ રહે એવું સ્મારક ઉભું કરવાની ફરજ પણ તેને માથે છે. કવિએ મુંબાઇમાં જ ગુજરાતના ઉજ્જવલ ભવિષ્ય માટેનાં સ્વપ્નાં સેવ્યાં હતાં અને મલબારહિલ તથા મજગામની ટેકરી–જેને ‘એણે નર્મદ ટેકરી’નું નામ આપ્યું હતું તે–ઉપર બેશી સમુદ્રતરંગોના નિરીક્ષણ સાથે પોતાના મનમાં ઉછળતા વિચાર તરંગો કવિતારૂપે ઝીલ્યા હતા. તેવોજ એક વિચારતરંગ મને અત્યારે આવે છે કે નર્મદ પાછો સજીવન થઇને આપણી વચ્ચે આવે તો હાલના પ્રગતિમય યુગના આપણા ગુજરાતને જોઇને એનું અંતર શા ઉદ્ગાર કહાડે ? જવાબમાં દૂરથી નર્મદનો સ્વર સંભળાય છે:

‘ મુજ આશ પૂર્ણ થઈ માત !
જય ! જય ! ગરવી ગુજરાત !’



## સૈનિક અને સેનાની

‘ ધૂમકેતુ ’

‘ હા સૈયા ! હું તો આ ચાલ્યો શંખનાદ હજુ થાયે હો ! ’

આ લીટીઓ લખનારો–અને એ પ્રમાણે આચરનારો નર્મદ આજે હોય તો સંગ્રામનો સેનાની બનીને જ ફરે એમ નથી લાગતું ? નર્મદના. સમગ્ર જીવનનો ખ્યાલ કરતા જીવનને અનુરૂપ એવું એક જ વિશેષણ લગાડવું હોય તો ‘ વીરનર્મદ ’ એમ જ કહેવું જોઇએ. નવલરામે એને ‘ સમયમૂર્તિ ’ કહ્યો છે, પ્રો. વિષ્ણુપ્રસાદના મતે યુગપ્રતિનિધિ કરતા એને માટે વધારે યોગ્ય શબ્દ ‘ યુગપ્રવર્તક, ’ કૌમુદીના લેખક રા. કમળ–જે છુપા નામની પાછળ રા. બટુભાઇનું ઉમરવાડિયાનું વ્યક્તિત્વ છે એ હવે સૌને ખબર છે–એને ‘ સાચો નિખાલસ માણુસ ’ કહે છે; એ સઘળાના કરતાં વધારે સારું નહિ તો સૌની સાથે શોભે તેવું સૈનિક અને સેનાની નર્મદ છે.

નર્મદ કવિ હતો. અર્વાચીન ગુજરાતનો પહેલો ગદ્યલેખક હતો. સુધારક હતો, કોશકાર હતો, આપણા રંક ગુજરાતી સાહિત્યનો પહેલો ઇતિહાસકાર હતો [illegible] હતો, સ્વપ્નશિલ્પી હતો—અને એ ઉપરાંત—રણશૂરો હતો, સ્વચ્છંદી હતો,—પરંતુ એ સઘળા સ્વાંગમાં નર્મદ હમેશાં વીર હતો. હમેશાં સૈનિક હતો, હમેશાં સેનાની હતો.

નર્મદનું સાચું વ્યક્તિત્વ એની કલમ, જુવાની અને જામેઇશ્કથી ભરેલી ઢંગધડાવિનાની અકવિતામાં રહ્યું છે. એ કુકવિતા નથી; કુકવિતા લેખન તો આજે નર્મદને કોઇ સંભારત પણ નહિ. × જેમ કુવ્યવસ્થા અને અવ્યવસ્થામાં અવ્યવસ્થા વ્યવસ્થાને જન્માવે છે, તેમ કુકવિતા અને અકવિતામાં, અકવિતા કવિતાને જન્માવે છે. આપણે તો એ અકવિતા, કુકવિતા, કવિતા કે સુકવિતા સાથે આટલો જ સંબંધ છે. એ નર્મદ કેવો 'હતો' એ એમાંથી દેખાઇ આવે છે. જામેઇશ્કની ખુમારીમાંથી સૈનિક તરીકેની ખુમારી એનામાં શી રીતે જન્મી—નર્મદ પ્રતિભાના આ કોયડાના ઉકેલમાં એના જીવનબળની અને પુરુષાર્થની સમીક્ષા રહેલી છે—એ જ એના જીવનનો મહત્ત્વનો અને કદાચ એકલો જ પ્રશ્ન છે. પૌરાણિક આખ્યાયિકામાં અને પ્રાચીન કવિઓના ઉપદેશાત્મક કાવ્યોમાં કેટલીક વખત દુર્ગુણોને સુંદર આકૃતિ આપવામાં આવે છે. એમાં એક રહસ્ય જણાય છે. દુર્ગુણ દુર્ગુણરૂપે પ્રગટ થયા પછી એટલો હાનિકારક નથી થઇ શકતો કે જેટલો એ સદ્‌ગુણના સ્વાંગમાં રહીને થઇ શકે છે. નર્મદે પોતે કેવો હતો એ જો કોઇ દિવસ જાણ્યું ન હોત તો એ જ્યાં હતો ત્યાંનો ત્યાં રહેત. નર્મદના પ્રયત્નનું બીજ આ સૈનિક તરીકેની સચ્ચાઇમાં રહેલું છે. એ સૈનિક ન હોત તો કોઇ દિવસ કવિ, ગદ્યકાર, કોશકાર કે કે સંસારસુધારક-કાઇ પણ ન થાત.

* રે નર્મદ! અંધારી રાત,
* તેને મળતી તારી જાત,
* રે નર્મદ! આ વેલા તને
ચઢી કરતા અંધી ગમે. *

નર્મદની આવી અનેક આત્મલક્ષી વેરણછેરણ લીટીઓનો ખ્યાલ કરીએ છીએ ત્યારે આપણને નર્મદના જીવનબળ વિષે કાઇક ખ્યાલ આવે છે. નર્મદે પોતાના જીવનને છેક હલકી કોટિમાથી ધીમેધીમે—પરંતુ નિત્યજાગૃતિ અને સદાગ્રહ વડે ઘડયું છે, એ જાણીને આપણને એના સઘળા દુર્ગુણો જાણવાનું મન થાય છે. નર્મદમાનવી નર્મદકવિ કરતાં શા માટે વધારે મહાન થયો તેનું બીજ પણ આ પ્રયત્નમાં જ રહ્યું છે.

નર્મદે 'પ્રીતક્ષેત્ર રણક્ષેત્ર' માથી સામા પાણીમાં તરવાની કળા પ્રાપ્ત કરી હતી.

---

+ નર્મદે 'ડાંડિયો' ચલાવ્યો હતું, તે કેટલી નિર્ભયતાથી એ તો સુવિદિત છે.

× 'કુવ્યવસ્થા કરતાં અવ્યવસ્થા સારી' ગાંધીજી 'જાતીયવૃત્તિને Sublimation ને પંથે પણ વાળી શકાય છે. માનસશાસ્ત્રની દષ્ટિએ નર્મદનું જીવન વધું અગત્યનુ છે. 'જેસલ જગનો ચોલટો, જેસલ જગનો વીર-' જીવનપરિવર્તનની આ મહાકથા નર્મદજીવનને કેટલી લાગુ પડે છે!

* "બોલવું તેવુંજ લખવું' એ જ વિચારને મૂળ ધોરણ માનતો આવ્યો છુ" — જોડણી વિષેના નર્મદના આ વિચારમાં એક રીતે એના વ્યક્તિત્વની જ છાપ છે.

પોતાના એક વિલાસી મિત્રને આ જીવનકળા વિષે કાંઇક ખ્યાલ પણ આપેલો છે:[*]

'કહું સાનમાં દૂરથી રામબાણ ઉપાય,
ઉપાય જે હું બોલુ છું તે અનુભવના જાણ.
સુખી થાવું હોય તો હેજે આદરમાન.
ધીરો થઈ જા સામટો, ખા ખા બહુ ખામોશ.
મનમા અજવાળું કરી ઓછો કર તુજ જોશ,
છેક હારની સન્મુખે આવતું છોડી દેશ,
અટકતગતો થઇ થઇ ખૂબજ વ્હાતો રેહ—'

એટલે આટલું તો ચોક્કસ કે નર્મદે સાધેલો જીવનવિકાસ એ એની નિત્યજાગૃતિનું ફળ છે. નર્મદના કરતા લેશ પણ ઓછો વીર આ ઉચ્છૃંખલતાને તરી આવી રીતે પાર ન ઉતરી શકત. નર્મદની ખરી મહત્તાનું બીજ એટલા માટે એ સ્વચ્છંદી હતો એમાં રહ્યું છે. નર્મદે ' આવેશી શૌર્ય ' કરતા અંતર્ગત શૌર્યને વખાણ્યું છે. પ્રેમશૌર્યને એણે પોતાનો જીવનમંત્ર બનાવ્યો એમા એના જીવનસર્વસ્વનું રહસ્ય નથી આવી જતું ?

સુરતના આ + 'સ્પાર્ટન'નો જીવનવિકાસ નીચેના નકશાથી બરાબર સમજાઇ જશે. જો કે વધારે સારાં ને વધારે માહિતીવાળા સાધનોથી એ વધારે યથાસ્થિત નોકલી શકાયો હોત.

---

' લોક તણા વિચારમા છૂપી રાખવા જોગ,
તે પણ આંહી બોલી દઉં કહાડિ નાખવા રોગ.

સંસાર સુધારાની આ લીટીમા પણ એનુ માનસ દેખા દે છે.

* નર્મદના પ્રેમપત્રો હજી કોઇ સુરતવાસી સ્નેહી પાસે છે, એમ સાંભળ્યું હતુ. એ સાચું હોય તો એ પત્રોના પ્રકાશનથી નર્મદની કીર્તિને લેશ પણ આચ નહિ આવે એટલે હવે એ પ્રગટ થવા જ જોઈએ.

આંહી પ્રસંગવશાત એક બીજી વાત સાંભરે છે. અમદાવાદના સજ્જન ગણાતા એક શિક્ષકે કદાચ સજ્જનતા નિભાવી રાખવાની જ ખાતર નર્મકવિતાની પહેલી આવૃત્તિમાંથી, નર્મદનાં સઘળાં શૃંગારિક કાવ્યો બાળી મૂકાવ્યાં હતાં. આ અનૈતિહાસિક ક્ષુદ્ર દૃષ્ટિ માટે તો શું કહેવું !

\+ કવિ નાનાલાલનું ભાષણ વીલેપાર્લે ૧૦ : ૮ ૨૪. નર્મદે પોતે લખેલી આ ગીતિ પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

" શીક સકળ જનમાંહી જેના સરખો નહીં જ કો સાચો
ન્યાયે વર્તે તેવો તેને શિક્ષા મરણ તણી દો છો. "

નર્મદે કોશ માટે મદદનાં ફાંફાં માર્યાં તેનો ધ્વનિ પણ આમા છે.

શુદ્ધ દેશહિતની બુદ્ધિથી કર્ત્તવ્ય કરનારો નર્મદ—વીરનર્મદ
|
કીર્તિલોભી અને સ્વાભિમાની નર્મદ—સેનાની નર્મદ
|
મહત્ત્વાકાંક્ષી નર્મદ—સૈનિક નર્મદ
|
વિલાસી અને ઉચ્છૃંખલ જુવાન નર્મદ
|
બીકણુ અને શરમાલ નર્મદ—બાળક નર્મદ

આજે આપણે જાણીએ છીએ કે નર્મદની અંદર જાતીય વિકૃતિના જે બીજ ભર્યાં હતાં, તેમાંથી ફતેહભરી રીતે—તેણે 'Repressed sex Complex' જેવું પરિણામ લાવ્યાવિના, ધીમે ધીમે પરંતુ દૃઢ રીતે, પોતાનું જીવનબળ મેળવી લીધું, એની *મોહનિદ્રા મહત્ત્વાકાંક્ષામાં પરિણમી : મહત્ત્વાકાંક્ષા સ્વાભિમાનમાં પરિણમી : અને છેવટે કીર્તિલોભ અને સ્વાભિમાન પાછું કેવળ શુદ્ધ કર્ત્તવ્યબુદ્ધિમાં પરિણમ્યું.

હવે નર્મદના જીવન અને કવનમાંથી એની આકરી કસોટી કાઢીએ. નર્મદે જે જે વિચારો પ્રગટ કર્યા છે, તે સઘળામાં સૈનિકની નિડરતા શોભી ઉઠે છે. કવિ થવાની એની તૈયારીમાં ખરેખરા સૈનિકનો જુસ્સો હતો. પુના ભણવું, સાધુકવિ લાલદાસના પટારામાંથી 'છંદરત્નાવળી' કટાવીને હાથે ઉતારી લેવી, એક તરફથી અભ્યાસ કરવો, અને એ ઉપરાંત એ જમાનામાં દુષ્પ્રાપ્ય ગ્રંથો માટે શોધમાં ફર્યા કરવુ—અને ચાર પાંચ વર્ષના આ મથનને પરિણામે—છેવટે [1]કલમને શરણે રહેવાની પ્રતિજ્ઞા લેવી આ સઘળું એની ઉચ્છૃંખલ જુવાન-વૃત્તિમાં પણ કેટલી સુંદર પાંજો વહી રહી હતી એ બતાવે છે. કવિતા વિષેના એના વિચાર—પ્રાસછંદ વિષેની શિથિલતા[2]—નાનાલાલની ડોલન શૈલીના પિતા જેવા 'કટાવ'ની રચના—વીર કવિતા, મહાકાવ્ય અને શામળના જેવી રસિક વાર્તાઓની રચના—અને એમાં પોતાની સાચી લાગણી રેડી, શબ્દને સજીવ બનાવવાની શક્તિ—આ સઘળી વાતનો એકી સાથે વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે નર્મદે ખેડેલાં અનેક ક્ષેત્રો—હજી વણખેડેલા જ છે. અનેક ક્ષેત્રમાં પોતાનું યશસ્વી નામ [3]આરંભ કરનાર તરીકે મૂકી જવાનું મોટું માન તો નર્મદને જ મળે છે.

---

* નવલરામ.

૧ ૨૩ મી નવે. ૧૮૫૮. ઉમ્મર વર્ષ-પચ્ચીસ,

૨ નવલરામભાઈ ધારે છે કે પિંગળનો કાચો અભ્યાસ અને જૂના કવિઓના અનભ્યાસને પરિણામે નર્મદમાં પ્રાસની શિથિલતા આવી. પણ નર્મદમાં પ્રાસની શિથિલતા આવી છે, એની જોસ્સાવાળી લાગણીને લીધે.

૩ ઘણાં ક્ષેત્રોમાં નર્મદહરદાસ ખરી રીતે એક ઉંચી પ્રતિની નાટકમંડળી કાઢવા મથી રહ્યો હતો તે આપણને આ શબ્દોથી સ્પષ્ટ સમજાય છે આશ્ચર્ય લાગશે કે જાન્યુ. ૧૮૫૮ ના બુદ્ધિવર્ધક ગ્રંથમાં નર્મદે લેખકોને મહેનતાણું આપવા માટે જાહેરાત કરી છે. 'ગ્રંથના પૃષ્ઠ ૧ નો રૂ. ૦। એ લેખે તેઓને નાણું આપવામાં આવશે" એ વખતે બુદ્ધિવર્ધકની ૫૫૦ નકલ છપાતી હતી. "મારો વિચાર ગુજરાતીનાટકમંડળી કાઢવાનો હતો, સ્વતંત્ર ઉંચી પ્રતિની."

નર્મદકવિતાની *અર્પણ પત્રિકા–પોતે જે રીતે કવિ થવાનો પ્રયાસ કર્યો હતો તે યત્નને શોભે તેવી–નર્મદજીવનની એક ધન્યપળ ગણાઇ ગઇ છે. એના હડહડતા દુશ્મનને પણ કબુલ કરવું પડશે કે કામિનીનો મોહ ન જીતી શકનાર કવિ કંચનનો મોહ તો જીતી ગયો હતો ! અને

'સ્ત્રી, કવિતા, ગાયન વિના મને ન ભાવે કાંઇ,
આ જગમાં ત્રણ મોહિની—અનુપમ રત્ન સુહાઈ.'

—આ લીટીઓ ગાનારો સુરતી કક્કડ જુવાન નર્મદ–જે સ્વરુપ આગળ જતાં પોતે ધારણ કરવાનો હતો–તેના બીજ નિત્ય જીવનમા હમેશા ઉછેરી રહ્યો હતો.

નર્મદની કવિતાની ભાવના ખરી રીતે આવી જ હતી :

'રચના રૂડી છંદમાં તે કવિતા નવ હોય
અર્થ ચમત્કૃતિચિત્ર તે કવિતા રસથી સ્હોય.'

જેમ બને તેમ વિચાર પોતાને ખરે રૂપે અને ખરી ભભકમાં ઉતરે તેમ કરવું. પ્રાસ વગેરેની બિલકુલ દરકાર રાખવી નહિ. બીજાના શબ્દ અને બીજાના વિચાર ચોરીને કવિતા ન કરવી. પણ જેમ બને તેમ પોતાના વિચાર પોતાની જનમની ટબથી બહાર કાડવા. ૧

× 'હરદાસનર્મદ,' એ ખરી રીતે 'કવિનર્મદ' ની શરુઆત હતી. નર્મદે સરસ્વતીને શરણે ગયા પછી જે દુ:ખ વેઠયું છે તેનો સાચો ખ્યાલ ખાનગી પત્રોમાંથી મળી શકશે. અને–

'એકલા શંકરે, એકલા વલ્લભે, એકલા સ્વામીનારાયણે, એકલા રામદાસે, એકલા નાનકે, એકલા દાદુએ, એકલા કબીરે, આટલા આટલા ફેરફાર કર્યા તો તમે આટલા બધા કાં આચકો ખાઓ છો?'

એમ પોતાના સાથીઓને સંબોધનાર કેવળ લાગણી અને વેગ અને જુસ્સાનો આદમી ન હતો પરંતુ સાચો શૂરવીર હતો. તેના અંતરના અતળ ઉંડાણમાં પ્રેમશૌર્યની ધારા વહી રહી હતી. નર્મદે લખ્યુ છે : '૧૮૬૧ મા 'કવિ અને કવિતા' કાહાડી મેં એમ દેખાડયું હતું કે મારે જુના કવિયો સબંધી લખવા વિચાર છે' .. *પણ આપણે જાણીયે છીયે કે નર્મદનો એ

* અર્પણ   કુલચંદન મંડન અને દીપક કીર્તિપ્રકાશ
સુપુત્ર માધવદાસના ધનધન કરસનદાસ ! ૩ ઑકટો ૧૮૬૩.

૧. પિંગળપ્રવેશમાં પ્રથમ કવિતા કરનારને અપાયલી સૂચના.

× 'ગોપીગીત'ની નર્મદની ટીકા અને નવલરામે કરેલો ઉલ્લેખ.
વ્યભિચાર નિબંધમા છેલ્લે ટાંકેલી ગરબીમાં 'કહે નર્મદ હરદાસ' આવે છે.

* આપણી પ્રજા એમ શક્તિ જૂએ છતાં સામે મોંએ માણસને મદદ કરવાની ઉદારતા ધરાવતી નથી. 'કવિ અને કવિતા' વિષે તો નર્મદ હાવર્ડને મળ્યો હતો, પણ મિ હોપની ભલામણથી હાવર્ડે એ કામ દલપતરામને સોંપ્યુ હતું. નર્મદે દયારામની સાચી છબી મેળવવા માટે જે પ્રયત્ન ઉઠાવ્યો હતો. (જૂઓ ગુજરાતીનો દીવાળી અંક ૧૯૧૯) એ જોતાં, નર્મદને આ કામમાં ઉત્તેજન આપ્યુ હોત તો ઘણુ સારુ થાત એમ તો લાગે છે.

દિશાનો પ્રયત્ન, ઉત્તેજન વિનાનો, કેવળ એકલે હાથે ત્યો હતો અને આજે ' નર્મગદ્ય ' માં દેખા દેતાં કવિચરિત્રો, દયારામનો કાવ્યસંગ્રહ, વગેરેનું એ શ્રદ્ધાબળ બતાવે છે; એના જમાનાએ એને પૂરી રીતે પિછાન્યો ન હતો. એની + ' પ્રવર્તનશક્તિ ' નો ખરો ખ્યાલ જ કોઇને આવ્યો ન હતો.

નર્મદે નર્મકોશ રચીને પોતાના જીવનની ખરી ' પ્રેમશૌર્ય ' કથા કહી આપી છે. એ માણસે જીવન અને [1]કવન વચ્ચે એટલી એકતા સાધી છે, કે એના સમગ્ર શુભ્રત્વને પાસે પાસે મૂકતાં, [2] પ્રકાશ અને છાયાની દૃષ્ટિએ એમા એટલો ઝળહળતો પ્રકાશ દેખાય છે કે છાયાનું તો નામનિશાન પણ રહ્યું નથી. છાયા એટલે અંધારું એ અર્થ જ આહીં લેવાનો છે.

અલબત્ત એણે [3]કુમારાવસ્થામા દર્શાવેલી વૃત્તિનો કે ' આ તે દલપતરામ કે અમદાવાદી હજામ ' માં રહેલી [4]' ઉચ્છૃંખલ ગ્રામ્યતા ' નો એથી બચાવ ન થઇ શકે-પણ નર્મદ તરફ બતાવાયલી ઉત્તેજનવૃત્તિનો અભાવ, એના કરતાં જરાક વધારે એના શ્રદ્ધાવાનને ખરેખર ઘણો જ વધારે કટુભાષી બનાવી દેત.

આ સમયમા પેટને માટે સહુ ફાંફાં મારે છે માટે જે ' સ્વચ્છિક લાગણીવાળા ગરીબ ' હશે તે અથવા શ્રીમંત હશે તે ( ઘણા જ થોડા ) સારી કવિતા કરી શકશે,

આ નર્મદનો ખુલ્લો એકરાર ' વિષયી ગુરુ ' એ નિબંધ પર આપેલી નોંધ સાથે વાંચીએ–

' આ રૂ. ૪૦ નો ઇનામી નિબંધ આખ્ખીતીયાર પ્રેસમાથી નીકળેલા હાન્ડબીલ ઉપરથી ૨૫મી ફેબ્રુ. ૧૮૫૯ એ પુરો કરી પુનેથી મોકલ્યો હતો ...તેમ બીજો ગુરુની સત્તા વિષેનો પાનું ૧૭ મી માર્ચે પુરો કરી ડાકમાં મોકલ્યો હતો. એ બે નિબંધોની પોહોચ કબુલ કરવામાં આવી નહોતી તો પછી ઇનામ તો ક્યાંથી મળે ? '

અને તે સાથે ડાંડિયાનું આ લખાણ જોઇએ " જેને બીજા ચોપાનીઆંની પેઠે શરૂઆતમાં ધનવંતનો આસરો મળ્યો નથી ને હજી પણ મળતો નથી " તો સ્પષ્ટ થશે કે નર્મદની પરાજયકથાએ મુકાબલે એની ભાષામાં ઘણી જ ઓછી લગભગ નહિ જેવીજ કટુતા આણી છે. " અને એનું કારણ સ્પષ્ટ છે. નર્મદની દૃઢ માન્યતા હતી, લગભગ શ્રદ્ધા હતી કે

---

+ રા. રંજિતલાલનું ભાષણ.

૧, કવન ' શબ્દ પહેલવહેલો નર્મદે વાપર્યો લાગે છે. નર્મદ, ' કવિ અને કવિતા ' એ મિશ્ર નિબંધમાં ભાષા રંગ આકાર એ સર્વ કવિતાની બાબતો અને કવિતા લખવાનાં સાધન છે એમ કહે છે, ૨. સને ૧૮૫૬ ના નવેમ્બરની ૨૧મી તારીખ ને શુક્રવારને પાછલે પોહોરે જે વેલા હાજી નામના સુરતભરૂચમાં પ્રખ્યાત થયેલા કડિયાએ અમારી તસવીર પેનસીલે ચિતરી હતી તે વેળા તેણે ' પ્રકાશ ને છાયો ' એના ઉપર આહા ! કેટલું ધ્યાન આપ્યું હતું. ' પ્રકાશ અને છાયો–Light & Shade ને માટે પહેલવહેલા નર્મદે વાપર્યા. ૩. નર્મદે લખ્યું છે ; ' અપશબ્દોના સિંધુમાં તરવા પડે કુમાર, મદ ઉન્મત્ત મગર થઇ કર્મો કરે ગવાંર, ' ૪. રા. નરસિંહરાવનો દલપતરામ પરનો લેખ. ' સ્મરણમુકુર, '

* " ગુજરાતના કવીશ્વર દલપતરામજી ડાહ્યાભાઇજીનો ( દોષ ) અને થોડેઘણે સરકારનો દોષ. જે બેમણુ અગ્રેજોની ભલામણ ઉપરથી પુરતી તપાસ કરવા વિના રૂપીયા આપીને મી હોપની સાત ચોપડીને સારૂ નવી કવિતા કરાવી અને કાવ્યદોહન કરાવ્યું અને વળી એક નવું કરાવે છે. " નર્મદે કાવ્યદોહનસંપાદન વિષે કરેલી આ ટીકાની કટુતા–અને બીજા આવા થોડા પ્રસંગો–એ સિવાય નર્મદે

દ્રવ્યને ઉદ્દેશીને નહિ પણ માનને અથવા આનંદને અથવા વસ્તુને જ અથવા પરોપકારને ઉદ્દેશી જ્યારે કેટલાક જણ હોંસ આગ્રહથી પોતાની વિદ્યા વધારશે ને ગ્રંથો રચશે ત્યારે ભાષા સહજ સુધરશે

નર્મકવિતાની અર્પણ પત્રિકા કરતા પણ વધારે કડી તાકાત નર્મદે 'નર્મકોશ'મા બતાવી છે. એક વાત તો સ્પષ્ટ છે કે નર્મદને એના જમાનાનાં જોઈએ તેટલું ઉત્તેજન મળ્યું નથી. મહાભારતમા કર્ણને કુંતી સમજાવવા આવે છે, ને લાલચ આપે છે ત્યારે કર્ણના મોમા મૂકેલા ટાગોરના શબ્દો ઘણા સુંદર છે, ' નિશ્ચિંત રહેજે મા ! વિજય તો પાંડવોનો જ છે. મને તો પરાજયની પડખે યુદ્ધ કરવાની જ ઇચ્છા છે "

નર્મદે કોશ માટે ઉત્તેજન મેળવવા પ્રયત્ન કર્યો ત્યારે પણ એને ખબર હતી કે ઉત્તેજન મળવાનું નથી જ. કેવળ પોતાની ભાષાભક્તિને લીધે જ એણે એવું દુર્ઘટ કામ એકલે હાથે ઉપાડ્યું હતું. *

' ઘણે વરસે ઘણે શ્રમે પૂરું થયેલું પુસ્તક પરીક્ષા વનાના જનને અર્પણ કરવું એ મારી ને ગ્રંથની શોભા નહીં, માટે મારો વિચાર એ કોશ ગુજરાતી લોકોને જ અર્પણ કરવાનો હતો, તો પણ તેમ કરવાની ઈશ્વરની મરજી નહીં ! '. જલદીથી કોશ પ્રગટ કરવાથી આપણા લોકોને ઘણો લાભ છે .. એવી કોશની મદદમાં બેહજારના જુજ રકમ આપનારનું નામ ગુજરાતી ભાષાની સાથે કાયમ રહેશે. જો કાઠિયાવાડમાં કોઈ એવો નહિ મળે તો મારો વિચાર મિ. કર્ટિસને મળવાનો છે પણ જ્યાંસુધી હિંદુ મળે ત્યાંસુધી અંગ્રેજને અર્પણ ન થાય તેવું ઇચ્છું છું. આ પત્રમા જ આગળ લખ્યું છે.

' શ્રીમંત લોકોને ખુજ હોય નહીં. નામને માટે મદદ કરે ને તે વળી ચાપાચાપથી આ તો ગજબ ! કોઈ ગુજરાતી ખરો ઉદાર નથી મળતો પણ તેઓનો દોષ શો ? હજી સમજ આવતી જાય છે. ને હું પણ જોઉં છું કે વારુ કોઈ છે ? કોઈ નહીં મળે તો પણ મારી અડચણો તો પ્રસ્તાવનામાં જાહેર થશે

અને છેલ્લે ઉમેર્યું છે: ' આ કાગળની મતલબ સમજી લઈ ફાડી નાખવો દુરસ્ત છે એમ હું સમજુ છું. ' ।

---

પોતાના સર્જનના આનંદને કલુષિત થવા દીધો નથી. સટ્ટાની પાયમાલીવખતે દલપત માટે 'ગરણભટ્ટ' વાપરેલું, પણ નર્મદે કંચનનો મોહ એવો જીતેલો કે એણે તો ' શેરના કાગળના કનકવા ' થી જ રમવાની ઇચ્છા દર્શાવી હતી,

* ગણપતરામ ઉપર, આમલીરાન સુરતથી ૭ જુલાઈ ૧૮૬૮ નો કાગળ—જે ગુજરાતીના દીવાળી અંકમા પ્રગટ થયો છે " નર્મકોશ છપાવવાની સહાયતા સંબંધી ચર્ચા ચાલે છે તેથી ખેદ પામું છું. દક્ષિણ બે હજારના કામ સારુ મારી તરફથી ચરચા ચાલવી નારુ થાય નહીં ને થઈ નથી સરકાર ને લોકના તરફથી મદદ ન મળવા વિષે મિત્રો વાત કરતા નર્મકોશ વિષે બોલાયલું ને પછી મિત્રોએ બહાર પાડેલું .. વળી મારી ખાતરી છે કે ગમે તેટલી ને તેવી ચરચા ચાલવા છતા એ જુજ રકમની મદદ મળવી કઠણ છે ભાઈ ! એ કોશ વહેલો મોડો છપાશે જ ! "

+વધારામાં આટલું ઉમેર્યું છે ' છેલ્લું લખવાનું કે જો મદદ કરનાર પાછી ચાપાચીપ કરે તો બહેતર છે કે તમારે ઉદ્યોગ છોડવો. હું શ્રીમંત નથી પણ સુધરેલા ને પ્રશસ્ત મન તે શું તે સારી પેઠે સમજું છું ... ... માટે ટેકમા રહી કામ ચલાવવું '

૨ ઓકટો. ૧૮૬૯ સુરતથી લખેલા કાગળમા આ ' પ્રથમ ગુજરાતી અંગ્રેજી ભાગ કરશો ને પછી બીજો તૈયાર કરવા એવો ડૉ. બ્યુલરનો વિચાર તેઓએ જણાવ્યો. તેઓ પચાસ હજારની ગોઠવણ કરવાના વિચારમા છે. મેં તેમને મારા શબ્દો આપવા ના કહી છે ... .. અને જાણો છો કે મહીપતરામની વર્તણૂક મારી તરફ કેવી છે. '

" આ કાગળની સાથે નર્મકોશની પ્રસ્તાવના વાંચીઓ: '

બાર વર્ષે કોશ પ્રસિદ્ધ કરતાં બહુ પણ તે સંતોષ છે! પણ પાછો એક રીતે સંતોષ માનું છું કે બાર વર્ષે પણ ગુજરાતી ભાષાના થોડા ઘણા શબ્દોની અર્થયોજના લોકને દેવાનો સમય આવ્યો. વ્યવહારપક્ષે જો કે હું મારું બાહ્ય સ્થિતિ પરત્વે કાંઇ એક સંકોચિત છું તો પણ આન્તર સ્થિતિ પરત્વે વિદ્યાર્થીના મહેચ્છાનન્દનો ને તરૂણ યોદ્ધાનો પ્રફુલ્લ આનંદનો લાભ પામ્યો છું.

' જય જય ગરવી ગુજરાત' ના કાવ્ય સાથે ગુજરાતીઓને અર્પણ થયેલા આ હાથમાં નથી દેખાતો ફરિયાદનો એક પણ શબ્દ—નથી પોતાના પ્રયત્નની પ્રશંસા—નથી ગુજરાતીઓ પ્રત્યે રોષ—કેવળ સાત્વિક આનંદમા તલ્લીન થયેલા વીરનર્મદની ગુર્જરગનનો ઉત્કર્ષ સત્વર થાઓ અને ઉત્કર્ષની સામગ્રીમાં ગુજરાતી ભાષાના જયશ્રીરંગ વિરાજો!" એમ કોશની અક્ષરપ્રતિમા નજરે ચડે છે!

રે જીવડા! આ વરસમા તો કોઇ આફતની બાકી રહી નથી ને પડું પડું થઇ ગયો છે. રે તું તો યુદ્ધમાં જખમી સીપાઇ જેવો મરીશ પણ તારા સંબંધીઓને દુઃખ પડશે.

' ટૂંકી લાંબી રાત જ હોય '
તો પણ વહાણુ વાયુ જોય.
ઘાયલ થઇને મરવુ તેહ,
બહુ મોટું પુરૂષારથ છેય.'

અને આ સઘળું ૧૮૬૬–૬૭–૬૮ શેરસટ્ટાનાં તથા તેની અસરના વર્ષો દરમ્યાન.

એમ એકાંતમા લખતાં લખતાં પ્રભાતની આ ઝાંખી તો નર્મદને પછી થઇ નથી. પણ સાક્ષરમંડળ જે કામ કરતા ધ્રુજે તે આ વીરપુરુષે એકલે હાથે કર્યું હતું. ઉત્તેજન વિના આશ્રય વિના—પ્રોત્સાહન વિના.

અને હવે ?

સગે મિરઝાના ચકલામાં રહેનારી કઇ રૂપસુંદરી કંચની સાથે નર્મદ પ્રેમગોષ્ઠીમા તલ્લીન રહેતો એ અમને ખબર નથી, પણ અમને આટલી ખબર છે કે જદુનાથ મહારાજ સાથે એકલે હાથે એકલો યુદ્ધ કરવા એ ' કવિ ' ગયો હતો; અમને ખબર છે કે ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે એ મથ્યો ને મર્યો;

એણે ગુજરાતી ગદ્યને ઘડયું; પદ્ય વિષે સાચા વિચાર કર્યા; પત્રકારની નીતિ બતાવી; સુધારાનો યુદ્ધમાર્ગ સર્જાવ્યો; લોકકલ્યાણની ભાવના પ્રગટાવી; ગુજરાત માટે મરી શકાય એ ગુજરાતીઓને દેખાડયું. એ સૈનિક હતો. સેનાપતિ હતો. પોતે જ સૈન્ય હતો,

કેટલાંક મનુષ્યો વિશેષણથી શોભે છે. કેટલાક વિશેષણ મનુષ્યથી શોભે છે. વીરનર્મદ પોતાના વિશેષણોને શોભાવે છે. એ ઉચ્છૃંખલ ને અભિમાની હતો; પણ એણે અભિમાનનો દરેક શબ્દ સાચો કરી બતાવી પોતાના અભિમાનને આત્મશ્રદ્ધાનું નામ અપાવ્યું; એની ઉચ્છૃંખલતા

સચ્ચાઈનો સ્વાંગ ધરી રહી, એ સ્વચ્છંદી હતો, પણ એનું સ્વચ્છંદીત્વ પ્રેમશૌર્યની ભાવના ઘડીને ઉભું; એણે જે જે નવા શબ્દ આપ્યા તે સઘળાને પોતાના જીવનરંગથી રંગીને તેજસ્વી બનાવી દીધા. * તેજની મૂર્તિઓ કેવી હોય એનું પ્રત્યક્ષ ઉદાહરણ નર્મદ છે.

નર્મદ ફનાગીરીના પંથનો ઉપાસક હતો. જ્યારેજ્યારે પૃથ્વીમાં અકાળ વૃદ્ધત્વ પ્રગટે છે, ત્યારે એ સડી ગયેલ વાતાવરણમાંથી, મરેલીના ખાતરમાંથી, નવસુવાસિત ગુલાબ પૃથ્વીને ખોળે પ્રગટે છે તેમ, ફનાગીરીને પંથે ચાલનારો એકાદ નરવીર જન્મે છે. આ નરવીરની ભાવના એના જીવનને, એના યુગને–એના પછીના યુગને સુવાસિત કરી મૂકે છે.

પૃથ્વીને પોતાનું યૌવન જોવાનો મોહ થાય છે, પોતાની સુંદરતા નિહાળવાની ઇચ્છા જન્મે છે, પોતાની આંતર સુગંધિ લેવાની ટેહ લાગે છે, પોતાના જેવો અખૂટ ધૈર્ય ધરવનારો કનૈયો–બાળક રમાડવાની પ્રીતિ જાગે છે, ત્યારે એ એકાદ નર્મદને પ્રગટાવે છે. એની એ જૂની રમત છે. એનો એ એકાંતનો છાનો ખેલ છે. એ એકધારા જીવનમાં એક જ આશ્વાસન છે.

ફનાગીરીને વરનાર સૌ ' સ્વૈચ્છિક લાગણીવાળા ગરીબ ' સાહિત્યકારોને નર્મદને આ સૂર–સુરંગગાન બીજે તીરેથી હજી પણ સંભળાતો હશે.

' શંખનાદ સંભળાયે ભયા ! શૂરપુરુષને તેડું હો ! '

—અને એમ નથી લાગતું કે પોતાના જમાનાના દયારામને ખરી રીતે પિછાનવા જેણે આકાશપાતાલ એક કર્યાં તે તરુણયોદ્ધો આજે જીવતો હોય તો હિમાદ્રિનાં અનેક શૃંગ ઉલ્લંઘીને રશિયામાં રહેતા પેલા મેક્સીમ ગોર્કીને મળવા દોડે !

ખાનપુર, અમદાવાદ,<br>
તા ૨૭-૭-૩૩

ધૂમકેતુ

* ૭મી જુલાઇ ૧૮૬૮નો ૨૭ ઓક્ટો ૧૮૬૯નો–એ બન્ને આમલીરાન સુરતથી લખેલા નર્મદના કાગળો ગુજરાત સિવાયની બીજી કોઇપણ પ્રજાએ પોતાના એક વીરપુરુષના સિદ્ધાંતનું બળ બતાવવા ખાતર સાચવી રાખ્યા હોત પરંતુ ગુજરાતની પ્રજાને માટે હજી તો પ્રજાકીય સમૃદ્ધિના અવશેષ તરીકે અનુમાન તરીકે તે જળવાયા હોત. એટલે કે પ્રજાકીય સમૃદ્ધિ એટલે શું એ ભાન જ ઉગતું આવે છે–કે કદાચ એ ભાન નહિ પણ આવે એમ ઘડીભર લાગે છે. નર્મદનો એનો જમાનો સમજી ન શક્યો–ને પાછળથી પણ એની યોગ્ય કદર ન થઇ એમાં રા. બળવંતરાય ઠાકોરે નવલરામના ઇંગ્લંડના ઇતિહાસની પ્રસ્તાવનામાં દર્શાવ્યું છે તેમ આપણું વેપારી માનસ જ આડે આવે છે.

# ક્રાંતિકાર

શ્રી. જ્યોત્સ્ના શુક્લ

' નર્મદ ક્રાંતિકાર હતો ? એમાં એમાં શું, આજ તો પાંચ વર્ષનું બાળક પણ ક્રાન્તિની વાતો કરે છે. ' થોડાક વખત ઉપર કોઈક વિદ્યાર્થીએ આવું કહેલું એમ મને યાદ છે.

એક રીતે એની વાત ખોટી નહોતી. ક્રાંતિ અને ક્રાંતિકાર એ શબ્દો આજે એટલા બધા પરિચિત થઈ ગયા છે, કે એકાદ વ્યક્તિની ક્રાંતિકારમાં ગણના કરવા માટે તેનામાં ખરેખર ક્રાંતિકારના લક્ષણો છે કે નહિ, અથવા હતા કે નહિ, એની બહુ થોડા માણસો દરકાર રાખે છે. આજે તો ક્રાંતિ એ શબ્દ એટલો બધો વ્યાપક થઈ ગયો છે કે એનો સાચો અર્થયે ન સમજનાર વ્યક્તિઓ પોતાની જાતને ક્રાંતિકાર તરીકે ઓળખાવે છે. આમ હોય ત્યાં નર્મદના ક્રાંતિકારિત્વમાં કંઈ વિશેષ હતું એ સમજતા મુશ્કેલી નડે એ સ્વાભાવિક છે. નર્મદ કોણ હતો ? એ કવિ હતો, કોષકાર હતો, ગુજરાતી ગદ્યનો પિતા હતો ને બીજું ઘણું હતો, એ સુધારક હતો ને એણે પુનર્વિવાહ પણ કરેલો, પણ માત્ર એટલા પરથી કંઈ એ ક્રાંતિકાર હતો એમ કહી શકાય ?

અને છતા નર્મદ ક્રાંતિકાર હતો. ક્રાંતિ અને ક્રાંતિકાર એ શબ્દોનો ઉપયોગ નર્મદે નહિ કર્યો હોય, એ શબ્દોના એને પરિચય પણ નહિ થયો હોય, તો યે એ ક્રાંતિકાર હતો એવો ક્રાંતિકાર કે આજ એના અવસાનને અડધી સદી થવા આવી તોયે એના નિડર સ્વભાવ અને સાહસ કર્મો માટે આશ્ચર્ય અને પ્રશંસાની લાગણી ઉત્પન્ન થયા વિના રહેતી નથી. ક્રાંતિકારના એ લક્ષણો સાચ્ચા ક્રાંતિકારને શોભે એવા એ લક્ષણો– નર્મદનામાં ક્યાં હતા ?

નવલરામ નર્મદાશંકરના જીવન ચરિત્રમાં લખે છે, " નર્મદ બાળપણમાં બીકણ હતો એ માની શકાતુ નથી, પણ નર્મદ પોતે જ કહે છે કે ' બાળપણમા હું બ્હીતો, માની સોડમા ભરાઈને બેસતો અથવા ખૂણે ભરાઈને રડતો, " નવલરામની માફક આપણાથી પણ, નર્મદ બીનો હોય, કે ખૂણે ભરાઈને રડતો હોય એ માની શકાતું નથી.

એ ગમે એ હોય, પણ બાળપણ વટાવતા જ એને કંઈ કંઈ કરી નાખવાનું મન થાય છે. એને વિદ્વાન થઈ નામના મેળવવાની હોંશ થાય છે. ઊગતી જુવાનીમા, એક પાસ વિદ્યાભ્યાસ અને બીજી પાસ સંસારની અનેકવિધ માયાજાળમાં ગૂંચવાયલા નર્મદનો આત્મા એ યૌવનકાળની શરૂઆતમાં જ અંદરથી ' ચટકા મારીને ' પૂકારે છે; " અલ્યા, તું ઉઠ, અને મોટા કામ કર. " જાણે બ્હીતા રડતા નર્મદનામાં છૂપાયલા ક્રાંતિના તત્ત્વો સંસારના મોહપાશ અને આ ત્રિએને ભેદીને બહાર પ્રગટ થવા માટે જબરૂં તોફાન મચાવી રહ્યાં ન હોય એવું લાગે છે. આજ પ્રસંગથી નર્મદનામાં અજાણ્યે ક્રાંતિકારીત્વનો પ્રવેશ થાય છે. પણ ક્રાંતિકારનાં આ છૂપા તત્ત્વો નર્મદના જીવનમા એકદમ પ્રગટ નથી થતાં. એ એના ગૃહવાસમા ધીમે ધીમે પોષણ પામે છે અને વખતના વહેવા સાથે દૃઢ–બળવત્તર બને છે.

નર્મદનામાં ક્રાંતિકારના કેવાં તત્ત્વો હતાં એ તપાસતાં પહેલા ક્રાંતિની કંઇક વ્યાખ્યા અહીં કરવી પડશે. સામાન્ય રીતે ક્રાંતિનો સાદો અર્થ 'બળવો' થાય છે. ક્રાંતિકાર એટલે બળવાખોર અથવા બંડખોર. ક્રાંતિકાર પોતાના ચોક્કસ ધ્યેયની સિદ્ધિને અર્થે પોતાનું સમસ્ત જીવન ખરચી નાખે છે. ક્રાંતિ માત્ર રાજકીય જ હોઇ શકે, અથવા બંડ માત્ર સશસ્ત્ર જ હોય એમ નથી. ક્રાંતિકાર પોતાના ધ્યેયને લક્ષમાં રાખીને સમય, સંજોગો ને વાતાવરણ પ્રમાણે સાધનો સર્જે છે ને તેનો ઉપયોગ કરે છે. આ રીતે જોઇએ તો નર્મદના જીવનમા ક્રાંતિના તત્ત્વો કયાં હતાં એ સમજના મુશ્કેલી નથી નડતી

વડોદરા રાજ્યના માજી વિદ્યાધિકારી શ્રી. નંદનાથ દીક્ષિતે એકવાર પોતાના ભાષણમાં કહ્યું હતું કે "ગુજરાતના ત્રણ મહાપુરુષો–જેમને દુનિયાના મહાન પુરુષોની પંક્તિમાં મૂકી શકીએ એમ છીએ–ને સ્વામી દયાનંદ સરસ્વતી, કવિ નર્મદ અને મહાત્મા ગાંધીજી છે. સ્વામી દયાનંદ ક્રાંતિકાર હતા, ગાંધીજી ક્રાંતિકાર તરીકેની ખ્યાતિ જગતપ્રસિદ્ધ છે, અને એ બે મહાન વ્યક્તિઓના મધ્યકાળમા ગુજરાતને ગજાવનાર કવિનર્મદ પણ ક્રાંતિકાર હતો.

ક્રાંતિકારી જીવનનું બીજું લક્ષણ કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે એ કોલેજનો ત્યાગ કરે છે એ છે. આ વિષે લખતાં નવલરામ લખે છે. "એ સાક્ષરી માતાના ચરણાબુજ સેવી ઘણા સુપુત્રો વિદ્વાન થયા છે, પણ હજી સુધી તેમાના કોઇએ પણ તેના નામને પોતાના ગુર્જર સાક્ષરત્વથી નર્મદના જેટલું યશસ્વી કર્યું નથી." મનસ્વીપણે કોલેજનો વિદ્યાભ્યાસના ત્યાગ કરનાર યુવાનોને માટેનો આ અભિપ્રાય વિચિત્ર નથી લાગતો ?

વિચિત્ર નથી, કારણ કે સાહિત્યની અને તે દ્વારા સમાજની ને દેશની જે સેવા નર્મદે કરી તે કોલેજનો ત્યાગ કર્યા વિના કરી શકાત કે કેમ એ એક પ્રશ્ન છે અને આથી જ એના આ પગલાને હું ક્રાંતિનુ લક્ષણ કહુ છું. કોલેજ છોડી, પણ કોલેજ છોડીને એને માત્ર મોજશોખ નહોતા કરવા, એને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવો હતો, અને વિદ્વાન થવું હતું, અને જે મહાન કાર્ય એને માટે નિર્મિત થયુ હતું તે માટેનું જ્ઞાન મેળવી પૂરતી તૈયારીઓ એને કરવી હતી. કોલેજ છોડયા પછી અનેક વિટંબણાઓ વેઠીને એ આ અભ્યાસ આદરે છે અને અંતે સાહિત્ય દ્વારા ક્રાંતિ જગાવવાનો ભેખ લઇને એ ગુજરાતની સુપ્ત પ્રજાને જાગ્રત કરવા મથે છે.

સાહિત્યદ્વારા ક્રાંતિ ? હા, અહીંથી જ એના ક્રાંતિકારી જીવનની શરૂઆત થાય છે. પચ્ચીસ વર્ષનો આ ઉત્સાહી યુવાન સાહિત્યસેવાને અર્થે નોકરીનું બંધન તોડી નાખે છે અને સરસ્વતીને ચરણે પોતાનું જીવન સમર્પણ કરે છે. અને પછી ? પછી તો એની તેજસ્વી કલમ તલવારની માફક ચમકે છે અને એના ક્રાંતિકારી વિચારોથી ગુજરાત આખું ખળભળી ઉઠે છે. એ સમાજ-ના સડાઓ પર ને માનવતાનું નિકંદન કાઢતા દાંભિક આચારવિચારો પર ચાબખા લગાવે છે. એ અનિષ્ટ રૂઢિઓ પર સખત પ્રહાર કરે છે, એ સ્ત્રીઓની અવદશાના હૃદયભેદક ચિત્રો દોરે છે, એ ધર્મને નામે ચાલતા પડદા પાછળના અનાચારો સામે પ્રબળ પોકાર ઉઠાવે છે, એ દેશની પરાધીનતાના કરુણ ઇતિહાસ આલેખે છે, અને પ્રજાશરીરને ચૂસી ખાતા આ સો અનર્થો સામે પ્રચંડ બંડ જગાવવા માટે ગુજરાતના પુત્રોને શો ઉશ્કેરે છે.

આ બધું એ કરે છે કારણ કે સમાજની અને દેશની દુર્દશા જોઇને એના અંતરમાં અસહ્ય વેદના થાય છે. સમાજની અને દેશની સ્થિતિનાં વર્ણન કરતા અને એ સ્થિતિ ટાળવાનો ઉપદેશ કરનારાં એના કેટલા કાવ્યો અને કેટલાક લેખો આજે પણ પ્રાણવાન સાહિત્યની પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એમ છે. ઉદાહરણ તરીકે.

'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે,
કેટલાક કર્મો વિષે ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ કેજ હામને ખાળે.'

આ ગીત ક્રાંતિકાર વગર કોઇ લખી શકે નહિ. એની શરૂઆત જ એવી થાય છે કે સાંભળનાર વ્યક્તિ ગુલાબપુષ્પોની શય્યામાં સૂતી હોય તોયે ઉઠીને ઉભી થાય, અને ચમકતી તલવારો કે ગોળીઓના વરસાદ વચ્ચે રણમેદાનમાં પહોંચી જાય. આ ગીત સામાજિક બંધનો તોડવા માટે લખાયું છે, પણ સર્વ કાળમા સર્વ પ્રકારનાં બંધનો તોડવાની અખૂટ પ્રેરણા એમાંથી મળી શકે છે.

સમાજશરીરને કોરી ખાતા કેટલાક અનિષ્ટ રિવાજોથી એનુ હૈયું ઉકળી આવે છે ને તેની સામે પ્રચંડ ક્રાંતિ જગાવવા માટે એ યુવાનોનો સાથ માગે છે. એનાથી ધીરજ નથી રખાતી, એ બંધનોનાં મૂળ તેના ઉંડા ઉંડાણમાથી ઉખેડી નાખવા માટે એ અધીરો થઇ જાય છે, ને ગાય છે;

'ચલો ચલો શું વાર લગાડો? કૂદી પડો રણમાં;
ધસી પડો શત્રુ પર નહીં તો મરી જશો ક્ષણમાં.'

આ પંક્તિઓ ક્રાંતિ ન ઉપજાવે તો શુ કરે? આ પંક્તિઓ કોઇપણ કાળના ક્રાંતિકારી સાહિત્યમા આદર પામે એમા શો શક છે? અને આ જાતનું સાહિત્યસર્જન કરનારને ક્રાંતિકાર ન કહીએ તો શું કહીએ? એને ક્રાંતિજ ગમે છે. એના શબ્દેશબ્દે શૌર્ય નીતરે છે, સાહસભર્યાં કાર્યો કરવાનો અને પ્રજા પાસે, પ્રજાના યુવાનવર્ગ પાસે કરાવવાનો એને શોખ છે. માથે હાથ દઇ રડ્યા કરવું અને અસહાય થઇ પ્રભુને દોષ દેતા બેસવું એ એને શરમભર્યું લાગે છે. એ લખે છે:

'હાય હાય એ શુ ના લ્હેવું, હૈડામાં ના બળવું?
છતે ચૈતને પ્હાણા ઠરવું, કાં ના અરિનું લટર?'

એ રસિક હતો, રસિકતા માણી જાણતો હતો; યૌવનના ઉલ્લાસ અને શૃંગારચિત્રો આલેખતા એની કલમ કદી સંકોચ પામી નથી; અને છતા એનાં કાવ્યોમા સ્થળેસ્થળે યૌવનને લજાવતા વિલાસના કીડાઓને પશુ સાથે સરખાવી તેમના પર સખત શબ્દપ્રહાર એણે ચલાવ્યો છે. પુરૂષનું પુરૂષત્વ ક્યારે શોભે છે? માત્ર રણવાસમા નહિ. એક સ્થળે એ લખે છે:

'બૈરાંઓને બનાવવાને, લશ્કરી વેશ ન રાખો રે,
બૈરાંઓથી માન પામવા, સહસા વેણ ન કાટો રે,

જનાની પોચા જુવાનીઆની, જુવાનિ તો ધીકરાએ રે'
મરદોને રણથલે બાઝે, તે તો બહુ વખણાએ રે,'

એ આવાં મેણાં મારે છે કારણ કે પરાધીનતાનું કલંક એનું કાળજું કોરી ખાય છે. એ લજ્જાસ્પદ સ્થિતિમાં–ગુલામીમાં નિષ્ક્રિય જીવન જીવી જ કેમ શકાય ? એ કાલ્પનિક રણસંગ્રામ રચે છે, અને પછી યુદ્ધને માટે મજ્જ થવા એ સમજાવે છે, વિનવે છે, મહેણાં મારે છે અને જાણે યુદ્ધનું રણશીંગું સાંભળ્યું હોય એમ " શંખનાદ સંભળાયે ભૈયા, શૂરપુરુષને તેડું હો !" એમ વદતો રણમેદાનમાં ઘૂમતાં ઘૂમતાં શત્રુસૈન્યનો સંહાર કરવાની સૂચના કરતાં, કહે છેઃ-

'સુખ સ્વતંત્રતાનું મોંઘુ મળે શિર સાટે,
રક્તબલિદાન દેવું કાર્ય સિદ્ધિ માટે.'

એ ક્રાંતિકાર હતો, મનુષ્યજાતના હક્ક સમાન છે એ ભાન વર્ષો પહેલાં એને થયું હતું. જન્મથી કે જાતિથી કોઈ ઉંચ નીચ નથી એ સિદ્ધાંત એણે સ્વીકાર્યો હતો. સ્ત્રીજાતિ પરત્વે એને અત્યંત માન હતું. અને દેશની માફક જ સ્ત્રીઓની અવદશા પણ એના અંતરમાં સાલતી હતી. સ્ત્રીઓ તરફ સમાજે ચલાવેલા ઘોર અન્યાય અને બેદરકારીએ સ્ત્રીજાતિને કેવી કંગાલ અને અધમ સ્થિતિએ પહોંચાડી છે એનું કમકમાટી ઉપજાવે એવું વર્ણન એ કરે છે. વિધવા સ્ત્રીઓનાં અત્યંત કરુણ અને કોઇ પણ સમાજની નીતિને માટે શરમ ઉપજાવે એવા ચિત્રો એણે આલેખ્યાં છે, અને એ માટે ધનુષ્યમાથી તીર છૂટે એમ એની કલમમાથી મર્મભેદી શબ્દો છૂટયા છે. ' વૈધવ્યચિત્રો ' નાં એના કાવ્યો જાણે શાહીને બદલે વિધવાઓના હૃદયરક્તથી લખાયાં હોય એવાં તાદૃશ છે. સમાજમા વિધવાનું સ્થળ કયા છે, કેવુ છે, અને અજ્ઞાન, નિર્દોષ, ભોળી વિધવાઓ લંપટ પુરૂષની પશુતાનો ભોગ બની કેવી દશાને પામે છે, અથવા વાસનાથી ભરેલી કોઈક સ્ત્રી રૂઢિનાં દેખીતા બંધનોથી બંધાયલી, યોગ્ય વલણના અભાવે પાપના અખાડાઓ સેવી પ્રજાની મંસ્કારિતાનો કચ્ચરઘાણ કેમ વાળે છે એનું અસરકારક વર્ણન એ કરે છે, અને આ બધું શાંતિથી સહી લેનાર સમાજ પર ફિટકાર વરસાવે છે. આ હિંમત પચાસ વર્ષ પહેલાંના કાળમા કોણ કરી શકે ?

એ તો નર્મદ જ કરી શકે. વૈધવ્યના આદર્શ ન પાળી શકનાર સ્ત્રીઓ માટે પુનર્લગ્નનો પ્રચાર એ નિડરપણે કરે છે, અને માત્ર પ્રચાર કરીને જ બેસી ન રહેતા પોતે જાતે એક વિધવા સ્ત્રી સાથે પુનર્લગ્ન કરી ક્રાંતિનો ઝુંડો ફરકાવે છે. એ મૂર્ખ નહોતો એ જાણતો હતો કે એનું આ પગલું સામા સમાજમા ભારે ખળભળાટ મચાવશે અને બહુ મોટો ભાગ એના આ પગલાં તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોશે. પણ એને જે સાચું કર્તવ્ય લાગે એ કરતા એ કદી ચૂકે એવો નહોતો, એટલે આખા સમાજનો અને ખાસ કરીને જ્ઞાતિજનોનો ભારે કોપ વહોરીને પણ એણે એ કૃત્ય કર્યું અને જેના જીવનમા અંધકાર સિવાય કશું જ નહોતું એવી એક સ્ત્રીના જીવનમા એણે પ્રકાશ પાથર્યો.

સ્ત્રીઓને માટે એને માન હતું. સ્ત્રીનું કાર્ય ઘરની ચાર દિવાલોની અંદર જ સમાયું છે એમ એ નહોતો માનતો. સમાજના અને દેશના ઉત્કર્ષના કાર્યમા સ્ત્રીઓની મદદ એ માગે છે અને એક ગરબીમાં લખે છેઃ–

"હાં રે ભુંડાં બંધન તડાતડ કાપો,
હાં રે પ્રાણ અર્પી સ્વતંત્રતા આણો –રે બેનીઓ, ઘૂમો, ઘૂમો !'

આમ સમાજના બધાં અંગોનું નિરીક્ષણ એ અત્યંત ખૂબીથી ચિકિત્સકની માફક કરે છે અને નિર્ભયપણે તેના પર યથેચ્છ ટીકા કરે છે. દેવમંદિરો, સાધુઓ, પુરાણીઓ, મહારાજો એટલે સમાજે માનેલા પવિત્ર સ્થળો અને પવિત્ર વ્યક્તિઓ સામાન્ય સ્થળોએ અને સામાન્ય વ્યક્તિઓનામાં આચારવિચારની ભ્રષ્ટતા હોય તો કદાચ ચલાવી લેવાય, પણ જેને પ્રજાએ નીતિના અને પવિત્રતાના આદર્શ તરીકે સ્વીકાર્યાં હોય ત્યાં આવું કેમ ચલાવી લેવાય ?

દેવોના ધામરૂપ મંદિરોમાં અને એવાં બીજાં સ્થળોએ ચાલતા આ અનીતિના અખાડાઓ સામે, અને એ બધું જોવાજાણવા છતાં તે તરફ આંખમીચામણા કરનાર સમાજ સામે નર્મદની રોષની જ્વાલા પ્રગટી ઊઠી. એ અનાચારોના આચાર્યો સામે લખતાં એની કલમમાંથી તણખા નથી ઊડતા, પણ અંગારા વર્ષે છે. અને આવા અંગારા કયા તો જ્વાલામુખી વર્ષાવી શકે છે અથવા ક્રાંતિકાર વર્ષાવી શકે છે.

અને આ બધું નર્મદે ક્યારે કર્યું હતું ? પચાસ વર્ષ પહેલાં જ્યારે ગુજરાતને પરાધીનતાના કારમા ડંસનું ઝેર સમજાયું નહોતું, જ્યારે ગુજરાત પરાધીનતાની સુવર્ણ શૃંખલામાં રાચતુ હતું, જ્યારે ગુજરાતને લગ્ન, જન્મ ને મરણના ઉત્સવો ઉજવવા સિવાય જગતમા કશું કર્તવ્ય સૂઝતું નહોતું, ત્યારે, એ વાતાવરણ વચ્ચે નર્મદે સ્પષ્ટ, નિડર અને ખંજરના ઘાથીયે વધુ કાતિલ એવા શબ્દપ્રહારોથી સમાજના અનેક અંગોમાં ક્રાંતિ જગાવવાનો પ્રયત્ન કર્યો.

આવા પુરુષને ક્રાંતિકાર ન કહીએ, આવા પુરુષને બંડખોર ના કહીએ તો બીજું શું કહીએ ? એ ઘનઘોર વાતાવરણમા ધૂમકેતુ સમો નર્મદ એકલો ઘૂમતો હતો; હા, એના થોડાક સાથીઓ હતા, થોડા શિષ્યો હતા, ઘણા પ્રશંસકો હશે; પણ સંભવ છે કે એના ક્રાંતિકારી વિચારોની ઉગ્રતા કદાચ તેના એ મંડળને પણ દઝાડતી હશે.

આ વિચાર આવે છે ત્યારે એમ થાય છે કે નર્મદને આજના જેવું વાતાવરણ મળ્યું હોત તો ? નર્મદ આજે જીવતો હોત તો ? પરંતુ કોઈપણ શકિતશાળી વ્યકિતને તે કાળના સમાજે પૂર્ણ સ્વરૂપે કદી પિછાની નથી, આજે પણ આપણને એજ અનુભવ નથી થતો ?

બાકી, નર્મદને શું જોઈતું હતુ ? એને શો વૈભવ જોઈતો હતો ? રાજદરબારોના ખિતાબો જોઈતા હતા ? એને શુ જોઈતું હતુ ? ક્રાંતિ, માત્ર ક્રાંતિ. અધમતાનો ઉચ્છેદ કરી નિષ્પ્રાણ ગુજરાતનું નવું સર્જન એને કરવું હતું.

નિર્ધનતાની મૂર્તિ સમો, પેટે પાટા બાંધી ગુજરાતનું નવસર્જન કરવા માટે ઝૂઝનાર અને પ્રાણ અર્પણ કરનાર નર્મદ ક્રાંતિકાર હતો. એ ક્રાંતિને અને એ ક્રાંતિની ભાવના જગાવનાર નર્મદને મારું મસ્તક આજ પણ નમે છે.

# પ્રજાઘડતરનો વિધાયક

શ્રી. અનંતરાય મણિશંકર રાવલ

ઇસુનાં ૧૮૫૮નાં વર્ષના નવેંબર માસની ૨૩ મી તારીખ ગુજરાત અને ગુજરાતી સાહિત્ય માટે એક ધન્ય દિવસ ગણાશે. તે દિવસે ગરવી ગુજરાતના પનોતા પુત્ર વીરનર્મદે પચીસ વર્ષના જુવાન વયે સૈયાશારદાને પોતાનું જીવન અર્પણ કર્યું. નોકરીનું રાજીનામું આપી, જાણે પોતાનો ભવિષ્ય-પથ સૂઝી ગયો હોય તેમ, "ઘેર આવી પોતાની કલમના સામું જોઇ આંખમાં ઝળઝળીયાં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છું." આવી એકનિષ્ઠ શારદોપાસના, આવી અડગ ટેકનો જોગ, ગુર્જરીગિરાને હિંદની અન્ય ભાષાઓની સમુજ્જ્વળ હરોળમાં ન લાવે ત્યાં સુધી પાઘડી ન પહેરવાની અપૂર્વ પ્રતિજ્ઞા લેનાર મહાકવિ પ્રેમાનંદ સિવાય, ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા જડવો મુશ્કેલ છે. સતત ચોવીસ વર્ષ લગી (૧૮૫૮–૧૮૮૨) આ ટેક પાળી ગુજરાતને ચરણે અમૂલ્ય પ્રેરણા ને સાહિત્ય એમણે ધર્યા કર્યું. એવુ સાહિત્ય પ્રકટાવ્યું કે જેણે મોહનિદ્રામા સૂતેલી સમકાલીન ગુજરાતી પ્રજાને ઢંઢોળી જાગ્રત કરી, પ્રેમ–શૌર્યનો અણમૂલ આદર્શ આપ્યો અને પ્રજાના નવઘડતરમાં જાણવાજોગ ફાળો આપ્યો. ગત સદીના ગુજરાતી સાહિત્યનો જેને આછોઆછોયે પરિચય હશે તે જોઇ શકશે કે નર્મદની એ ટેક, એ શારદોપાસના કોઇ રીતે નિષ્ફળ નથી નીવડી, ઉલટુ ગુજરાત અને તેના સાહિત્યને એક આશીર્વાદ સમાન નીવડી છે

ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ એ આખા હિંદને માટે, ગુજરાત માટે તો ખાસ, સંક્રાન્તિ-યુગ હતો. અંગ્રેજી સત્તાના પ્રચાર સાથે અંગ્રેજી કેળવણી આવી. પ્રથમ તો કંપનીના રાજ-કારભારમા આવશ્યક એવા કારકુનો વગેરેને પેદા કરવા આરંભાયેલી અંગ્રેજી કેળવણી ધીમેધીમે દેશમા પાશ્ચાત્ય વિચારો અને રહેણીકરણીનો સંચાર કરવા માંડયો. તેને અંગે કેળવણી પામતા નવીન વર્ગમા સ્વતંત્ર વિચાર પ્રતિ શોખ ઉભો થયો. જૂના રૂઢ વિચારો અને સદીજૂની વહેમી માન્યતાઓને તોડીફોડી નાખવા પ્રતિ જુસ્સો પેદા થયો બંગાળામા રાજા રામમોહનરાયે ઉપનિષદો, કુરાન, બાઇબલ વગેરેનો અભ્યાસ કરી ચાલુ ધાર્મિક ઉપાસનાને નવું સ્વરૂપ આપવા બ્રહ્મોસમાજ સ્થાપી પૂના અને મુંબઇમા પણ શિક્ષિત મહારાષ્ટ્રીઓએ પ્રાર્થનાસમાજ શરૂ કરી તે દ્વારા નવુ સુધારકમંડળ ઉભું કર્યું. ગુજરાતમા આનો પડઘો પડયો. અમદાવાદમા સ્વ૦ ભોળાનાથ સારાભાઇએ પ્રાર્થનાસમાજ સ્થાપી.

સ્વ૦ મહીપતરામ નાતજાતના સંકુચિત બંધનોને અવગણીને વિલાયત જઇ આવ્યા. સુરતમાં દુર્ગારામ મહેતાજીએ ઇ. સ. ૧૮૪૦ મા વિધવાવિવાહની હિમાયત છડેચોક કરવા માંડી અને કેટલાક સામાજીક વહેમો તોડવાની શરૂઆત કરી. અત્યાર સુધી પ્રભુના પ્રતિનિધિરૂપ મનાતા વૈષ્ણવ સંપ્રદાયના પૂજ્ય મહારાજ પર નીડર સુધારક કરસનદાસ મૂળજીએ રીતસર આક્ષેપો કર્યા અને મહારાજ લાયબલ કેસમા ટક્યા. આમ વ્યાપક પ્રજાજાગૃતિના જુવાળનો એ યુગ હતો. કવિ નર્મદાશંકર આ સંક્રાન્તિકાળમા જન્મ્યા (ઇ. સ. ૧૮૩૩) ને ઉછર્યા.

સ્વતંત્ર વિચાર, દેશાભિમાનની પ્રસરતી જતી જ્વલંત ભાવના, સડેલા સમાજને સુધારવાની એકમાત્ર ધગશ, તે યુગનાં આ સર્વ પ્રેરકબળોની અસર એમના નીડર, ઉત્સાહી, જુવાન આત્મા પર થયા વિના કેમ રહે ? ઉકેલ માગી રહેલા અનેક સમાજિક ધાર્મિક પ્રશ્નો તેમણે ઉપાડી લીધા. સુધારાનો ઝંડો ઉપાડી એ પહેલા સામાજીક બડખોર બન્યા. સુધારાનું બ્યુગલ પ્રથમ એમણે એમનામાં હતું એટલા જોસથી (એમના શબ્દોમા) 'જોસ્સા' થી ફૂંક્યું.

બળબળતા શબ્દોમા હૈયાની દાઝ એણે ઠાલવી. વહેમી, ધર્માંધ, અજ્ઞાન, કુસંપી, કાયર, પ્રમાદી અને સત્ત્વહીન લોકોને પોતાની ચોતરફ નિહાળી તેના હૈયામાં અપાર વેદના થવા લાગી. તેમનામા શૌર્ય, ઉદ્યોગપરાયણતા, વ્યવસ્થા અને વિદ્યાવ્યાસંગ લાવવા નર્મદે જે ચેતનવન્તા સચોટ શબ્દોમાં પ્રેરણા કરી છે તેમાંના થોડાક નમૂનાઓ જોઈએ

(૧) ઓ હિંદુઓ! તમે કોઈ દિવસ મંડળીમાં મળી એક થવાનો વિચાર નથી કીધો...તમે સુધારાવધારાના કામમાં આગળ નથી વધ્યા...તમે અટકે કેમ અટકી રહ્યા છો; દેશમાં ભાજીરોટલા મળે તે સારુ પણ પરદેશમા લાખ મળે તે ખોટા એમ બોલી સંતોષે કાં રહો છો? ..........તમારો માણસ તરીકે શો હક્ક છે ? એક બીજા સાથે, સ્ત્રી બાળક સાથે, સગાં નાતીલા સાથે ચાલવાની શી રીતિ છે ? સ્વતંત્રતા તે શું છે ? રાજકારભાર તે શું ? વિદ્યા તે શું ? સુધારો તે શુ ? દેશનું ભલુ તે શું ? ને સ્વદેશપ્રીતિ તે શુ ? એ વાતોમાં તમે કેવળ વિચારશૂન્ય છો.

(૨) તમે શરીરે નબળા નથી, બુદ્ધિએ બળવત્તર છો, તમે અસલ પ્રખ્યાત દેશના જન છો......... ને કેમ પોકારો છો કે 'નસીબમા હશે તે થશે' ? જ્યારે એકેક માણસ, છાતી તોડી કામ કરી, આ સંસાર લડાઈનું ઠેકાણુ છે એમ સમજી દેશને સારૂ પોતપોતાની ફરજ બજાવશે ત્યારે દેશનો જયજયકાર થશે.

(૩) બાળક છોકરાઓનો વિવાહ કરી તેઓને બંધનમા નાખો છો...હવે એ છોકરાં શું વિદ્યાભ્યાસ કરે ને પૈસા કમાય ?...શી શોધ કરે ને શુ નામ કરે ? ૨૦ વર્ષની અંદર તો ઓછામા ઓછા બે છોકરાએ વીંટળાયેલો જ હોય તે શુ દેશનું અભિમાન રાખી, ક્યા અનુભવ પરથી તે અર્થે કંઈ કામ કરે ? ઘરની જંજાળમાથી પતે ત્યારે કે ? નાખુશ છું કે જુવાન સમજેલા તેઓ પણ જાણી જોઈને ખાડામાં પડ્યા છે, પડે છે, ને પડશે, રે ન પડે ! નાત જમાડી વરા, ફુલેકાં, વરઘોડા, સરઘસ, નાચરંગમા ફૂલાઈફૂલાઈ પૈસો ઉરાડી દો છો તે તમને ઘડપણે ઘણો સાલશે.

(૪) ઓ ભગવાન ! આળસ, અજ્ઞાન, દુરાચાર અને ફુવડાઈ દેશમાથી ગએલી કયે દહાડે દેખાડીશ ?

(૫) ............ત્યારે કહો, શા માટે ન મંડી પડીએ ? દેખતી આખે, કુમળી ચામડીએ અને નાજુક દિલે, દુઃખના બળાપા કેમ સહન કરીએ ? આવો, આપણે રણમા ઉદ્યમ-બુદ્ધિની તરવાર ઉછાળીએ. ગરમ લોહી વહેતે મરવું બહેતર છે...

આ પાચે ફકરા કવિના માત્ર એક જ લેખ ('ઉદ્બોધન') માંથી તારવેલા છે. દેશની દુર્દશાથી ચીરાતા હૃદયના આ વેગીલા શબ્દો વાચતા આજ પણ જુવાન લોહી ધડકધડક ઉછળી રહે, અને વીર-કવિના ઉદ્બોધનને અમલમા મૂકવા કમર કસવાનુ મન થઇ જાય તેમ છે.

'સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે.'

ની ઘોષણા ગજવનારે સિકંદર, પરશુરામ વગેરે નરશાર્દૂલોનાં દૃષ્ટાંતો ટાંકી, સાહસ વિના તેમનું અત્યારે કોઇ નામેય ન જાણતું હોત એમ સ્પષ્ટ બતાવી, એવી સાહસવૃત્તિ કેળવવાનો ગુજરાતના જુવાનોને આદેશ આપ્યો. સમુદ્રગમન સામે સંકુચિત જીર્ણ મનોદશાએ ઉભી કરેલી વાડને તોડી પાડી. 'ડાંડીયા' માં ઉગ્ર પ્રહારો સમાજ પર કરી ડાંડીયો નામ સાર્થ કર્યું. સ્ત્રી-કેળવણી માટે લેખો લખી બનતા પ્રયાસ કીધા. વિધવાપુનર્લગ્નની અત્યારે વીસમીસદીની બીજી પચ્ચીસીમાં પણ બહુ વિરોધી પ્રતિપક્ષ ની સામે ચર્ચાતી બાબતની તે વેળાએ તેમણે પોતાના લખાણોમાં હિમાયત કરી. એટલું કર્યે તેમના નીડર, કર્તવ્યપરાયણ આત્માને સંતોષ ન થતાં પોતે જ એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું અને દાખલો બેસાડ્યો, એ એમની અજબ હિંમત અને ઉગ્ર સાચ્ચી સુધારકવૃત્તિ દર્શાવવા બસ થાય તેમ છે.

પ્રેમ-શૌર્ય એ તેનો આદર્શ. પોતાને સુરતને બંગલે પણ એ શબ્દો તેણે કોતરાવેલા. નિર્જીવ કાયરતા અને પ્રમાદથી ઘેરાયલી પ્રજાને પ્રેમ-શૌર્યના પાઠ ભણાવવાના મનોરથની સિદ્ધિને અર્થે પ્રથમ પ્રજામા સ્વત્વની પ્રબળ ભાવના જગાડવી આવશ્યક લાગવાથી 'ગરવી ગુજરાત'-નાં મહિમાનાં યશોગાન તેણે ગાયાં. ગરવી ગુજરાતનો 'ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી પ્રેમ-શૌર્યઅંકિત' એવી મહેચ્છા સેવી ગુર્જરીમૈયાને કવિ પ્રાર્થે છે

'તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમ-ભક્તિની રીત.'

આમ દેશાભિમાનની ભાવના જગાડનાર ગુજરાતમા તો પ્રથમ નર્મદ જ. 'દેશાભિમાન' શબ્દ પણ પહેલો તેણે જ યોજેલો. ત્યાર પછી તો દેશાભિમાનની ભાવનાને સદા જાગ્રત રાખવા ડૉ. હરિલાલ ધ્રુવે, ખબરદારે અને નાનાલાલે પોતપોતાની લાક્ષણિક કવિત્વ રીતિ અનુસાર ગુર્જરીમૈયાના ગૌરવગાન કર્યા છે તે સર્વ નર્મદની પ્રેરણા ઝીલીને જ એમ માનીએ તો કંઇ ખોટું નથી. ગોવર્ધનરામની દેશપ્રીતિ ને દેશકલ્યાણની યોજનાના વિચારો, સ્વ૦ રણજીતરામની ગુજરાતની એકતા સ્થાપવાના ભવ્ય મનોરથ, અને કર્મયોગી ગાંધીજીની સ્વરાજસિદ્ધિની નિશ્ચલ ભાવનાના મૂળ કે પ્રેરણા નર્મદમા જોઇએ તો ખોટુ નથી. મુડદાલ પ્રજામા પ્રાણ ફુંકી દેશભક્તિની જ્યોત આમ નર્મદે જ પ્રથમ પ્રગટાવી.

નર્મદમા જુવાનનું ઉછળતું લોહી, આદર્શનો આવેગ, અદમ્ય ઉત્સાહ, નીડરતા અને લાગણીપ્રધાન વેગીલુ હૃદય હોવાને અંગે તેનો બોધ જર્મન ફીલસુફ નિત્શેની માફક 'જોખમ અને રમ્મત' ('Danger and play') ખેડવાનો, સાહસનો, યાહોમ કરીને કર્તવ્ય-ક્ષેત્રમા ઝંપલાવવાનો, ઉદ્દામવાદી (extremist) હોય એ માત્ર સ્વાભાવિક છે. ખરા સુધારકમા આવી તડ ને ફડ કરવાની વૃત્તિ હોવી આવશ્યક છે. દલપતરામના જેવું કેવલ શાણપણુ

કે આઘેડ ગંભીરતા નર્મદમા નહિં ભાળીએ. આથી જ પહેલા તો નવલરામ જેવા વિવેકી પરીક્ષક નર્મદ પર આફરીન થઇ ગએલા, અને દલપતરામનો 'ધીરે ધીરે સુધારાનો સાર' વાળો ધોળ તો ગરબો ગાનાર બાયડીઓનેજ ગાવા લાયક છે કહી દલપતરામને નર્મદની સરખામણીમાં ઉતારી પાડવાનું કરી ગએલા.

પણ આ પાછળથી કવિના સમગ્ર વિચારોએ પલટો ખાધો. જુવાનીસહજ લાગણી પ્રાબલ્ય નરમ પડતા અને ઠરેલ પ્રકૃતિ થતાં, લોકમાનસ ( Social Psychology ) નો અભ્યાસ અને અનુભવ વિશાળ થતાં, તેમજ ઇતિહાસ અને જૂનાં આર્યશાસ્ત્રોનું બારીક અધ્યયન કરતાં, નર્મદને જાણે કે નવી દૃષ્ટિ લાધી. તેનામાં જબરૂં વિચારપરિવર્તન થયું. ઉછાછળી સુધારક-વૃત્તિએ અર્થનો અનર્થ કરેલો તેમને માલુમ પડયો. સુધારાના સારભૂત તત્ત્વો અવગણાઇ, રહેણીકરણી અને ખાનપાનની સ્વચ્છંદતા સુધારાને નામે ઘૂસી ગએલી જોઇ. આવું આવું કંઇક થતું જોતા કવિનાં સત્યપ્રિય હૃદયને જાણે અંતરયામીનો આદેશ મળ્યો: "રૂક જાઓ." ગંભીર વિચારવિમર્શને અંતે સુધારાની કૂચમાં ઉપાડેલાં કદમ પાછાં વાળ્યાં. ઉચ્છેદકવૃત્તિ તજી દઇ એ છેદકરક્ષક ( Liberal Conservative ) બન્યા; જે સુધારાવાળાના પોતે અગ્રણી હતા તેમનેજ ઝૂડવા કલમ કસવા માંડી. એમના વિચારપરિવર્તન પછી લખાયલા નિબંધો અને લેખો "ધર્મવિચાર" નામક ગ્રંથમાં સંગ્રહાયા છે. તેમાં સમાજ ( આર્યસમાજ બ્રહ્મો-પ્રાર્થના-સમાજ ) અને સુધારાવાળાઓની પ્રવૃત્તિને ઇહલૌકિક સુખસાધનના ઉદ્દેશવાળી કહી, આર્યોની પુરાણી ભાવનાના-પારલૌકિક ઉદ્દેશને અનુલક્ષી, નિવૃત્તિ અને વૈરાગ્યસેવનનો-સબળ પક્ષ લે છે. એ: આર્યધર્મના અનુષ્ઠાન વગર હિંદનો અને હિંદવાસીઓનો ઉત્કર્ષ નથી થવાનો એમ પ્રતિપાદન કરે છે, "દેશાભિમાનનો વિચાર આર્યજને કાઢી જ નાખવો ને તેને બદલે સ્વધર્મસંરક્ષણના વિચાર દૃઢ કરવા" એવી સલાહ આપે છે.

પલટાયલા વિચારોને આમ જાહેરમા મૂકવા અને તે વળી એવી રીતે કે જેથી પૂર્વે પ્રબોધેલા સિદ્ધાંતો ને મંતવ્યો ખોટાં ઠરે, એ સામાન્ય મનુષ્યની અભિમાનવૃત્તિને કઠે એવું કપરૂં કાર્ય છે. એટલે આ બાબતમાં પણ નર્મદનો સત્યૈકપ્રિય ને નીડર સ્વભાવ તરી આવે છે. પલટાયલું દૃષ્ટિબિંદુ ખરૂં ભાસતા શુદ્ધ દેશહિતના નિષ્ઠાથી દેશના ભાઇભાંડુઓને તે જાહેર કરતા આંચકો ખાય એવા ભીરૂ હૃદયદૌર્બલ્યની છાંટથી પણ નમદ પોતાને અભડાવે ખરો કે ? પોતાથી થએલ ભૂલને હિમાલય જેવડી મોટી ભૂલ કહીને પ્રજા સમક્ષ કબૂલવાનું મહાત્મા ગાંધીજીનું આવુ જ કાર્ય નર્મદના કાર્યની સરખામણીમા ઉતરવાને અધિકારી ગણી શકાય, અન્ય નહિં. તેના પાછળના વિચારો સાચા હોય કે ખોટા, પણ જે હિંમતથી તેને તેણે જાહેરમા મૂક્યા તે પગલું જ તેના હૃદયની સચ્ચાઇને માટે તેને ગૌરવ અપાવે તેવું અવશ્ય છે.

આમ નર્મદની પ્રવૃત્તિ અનેકવિધ અને સર્વદેશીય હોઇ બહુ કાળજીપૂર્વક લક્ષ એકલી સાહિત્યલેખનપ્રવૃત્તિમાં તે ન આપી શકેલ હોય એમ કોઇ માનશે. પણ ના, તેમ નથી. સાહિત્ય પણ જેટલું તે મૂકતો ગયો છે તેટલું, તેનો સમય ને વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં, ( copious ) સત્ત્વસંપન્ન ( Substantial ) અને સરસ છે, તે વાતની નર્મદનો હરકોઇ અભ્યાસી

સાક્ષી પૂરશે. જૂને ચીલે કરાતી કવિતામાં પાશ્ચાત્ય ઢબના સૃષ્ટિસૌંદર્ય અને સ્વાનુભવ ( subjective element ) ના તત્ત્વો કંઇક અંશે દાખલ કરવાનું નર્મદે શરૂ કર્યું. કવિ તરીકે તે રસિક અને મસ્ત કવિ ગણાય એમ વિવેચકો અને ગ્રંથવિદોની ગણત્રી છે. જૂનીના અંશો સાચવી નવી પાશ્ચાત્ય અસરને ઝીલી તેણે કવિતા કરી. તેની 'નર્મકવિતા' માંનાં સૃષ્ટિસૌંદર્યનાં રમ્ય તાદશ વર્ણનો, શૃંગાર અને નીતિબોધક કવિતા ખરેખર વાંચવા લાયક છે. અલબત્ત, તેમાનું ઘણું આપણને ન રૂચે અને ક્લિષ્ટ જેવું લાગે, છતાં બીજાં કેટલાંક તત્ત્વો ખરી કાવ્યદૃષ્ટિ વિના નજ સંભવ્યા હોય તેવો અનુભવ આપણને કરાવે તેવાં છે. 'શું ગા પૈમા ચાર ' ઇત્યાદિ વચનોથી અવગણાતી દબાયેલ ગુજરાતી ભાષાને તેણે પ્રથમ વીરરસ અને જુસ્સાના આવિષ્કારક્ષમ બનાવી.

'ધિક ધિક દાસપણું, દાસપણું '
બળ્યુ તમારૂ ગાણપણું

તથા 'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે' વગેરે કવિતાઓ હતવીર્યને પણ પાનો ચડાવે તેવી જુસ્સાદાર ભાષામાં લખાયલી છે.

પિંગળ, અલંકારશાસ્ત્ર, વ્યાકરણ ઇત્યાદિના અભ્યાસ પ્રત્યે, એ વિષયોના પ્રથમ પુસ્તકો લખી, અભિરૂચિ જગાડનાર નર્મદ જ. 'રાજ્યરંગ' મા જગતની વિવિધ પ્રજાઓના ઇતિહાસનું તટસ્થ વૃત્તિથી જે સુંદર અન્વેષણ કવિએ કર્યું છે, તે પરથી તો ઇતિહાસના આર્ષદર્શન કરવાની તેમની શક્તિ વિષે જરૂર માન થયા વિના રહેતું નથી પણ આ બધા કરતા એમની સાહિત્યસેવાનું મૂલ તેમના 'નર્મકોશ' થીજ આકવું ઘટે. ઘણી મહેનતપૂર્વક ગુજરાતીમાં પ્રથમ એમણે કોશ તૈયાર કર્યો, જે હાલ સુધી લગભગ પ્રમાણભૂત તરીકે સ્વીકારાતો. આ બાબતમા કવિ નર્મદ તે ગુજરાતના ડૉ. જ્હોન્સન કહી શકાય. છેક હમણા છેલ્લે સુધી ગુજરાત વિદ્યાપીઠ તથા ગોંડલનરેશના આ દિશામાના પ્રયાસો સિવાય, આપણી ભાષા ખાતે નર્મકોશ એ એક જ શબ્દકોશ હતો એટલી જ વાત નર્મદની સાહિત્યસેવાની તુલના કરવા બસ થઇ પડે. કવિએ આ સિવાય બે નાટકો—દ્રૌપદીદર્શન નાટક અને રામજાનકીદર્શન નાટક—લખેલા તે રંગભૂમિ પર પણ તે વેળાએ આવેલા

પણ કવિની ખરી સિદ્ધિ તેની પ્રતાપી, વિશદ, ગદ્યશૈલીમા છે. ઓજસ એ તેના સર્વ લખાણોમા ઝળકી રહેતો ગુણ છે હૈયાની પ્રબળ લાગણીથી, નિખાલસ ને નીડર સ્પષ્ટભાષિત્વથી લખાયલા તેના લેખોમા તેનું જ્વલંત વ્યક્તિત્વ સ્પષ્ટ ઉઠી આવે છે. આ બાબતમાં પ્રેમાનંદ-સુત વલ્લભ તેમજ આપણા સરદાર વલ્લભભાઇ પટેલ નર્મદને બરાબર મળતા આવે. સચોટતા અને જુસ્સો નર્મદના ગદ્યના વિશિષ્ટ ગુણો તરીકે લેખી શકાય. છતા આટલું કબૂલ કર્યા વિના ચાલે તેમ છે જ નહિ કે નર્મદની ભાષા પ્રારંભિક અવસ્થાની હોઇ, અણઘડાયલી અને ઓપ આપ્યા વગરની છે તેથી દુર્બોધતા અને ક્લિષ્ટતા ઘણીવાર આવે છે. ઘણીવાર તો નર્મદનો વિચારપ્રવાહ ને તેનું વક્તવ્ય એટલા વેગવાન હોય છે કે તેને આવિષ્કાર આપવા પૂરતી સમર્થ ભાષા તેની પાસે નથી એમ જ આપણને લાગે. એકંદર મરોડ લખાવટ અને વેગ

કે આધેડ ગંભીરતા નર્મદમા નહિં ભાળીએ. આથી જ પહેલાં તો નવલરામ જેવા વિવેકી પરીક્ષક નર્મદ પર આફ્રીન થઇ ગએલા, અને દલપતરામનો 'ધીરે ધીરે સુધારાનો સાર' વાળો ધોળ તો ગરબો ગાનાર બાયડીઓનેજ ગાવા લાયક છે કહી દલપતરામને નર્મદની સરખામણીમાં ઉતારી પાડવાનું કરી ગએલા.

પણ આ પાછળથી કવિના સમગ્ર વિચારોએ પલટો ખાધો. જુવાનીસહજ લાગણી પ્રાબલ્ય નરમ પડતા અને ઠરેલ પ્રકૃતિ થતાં, લોકમાનસ ( Social Psychology ) નો અભ્યાસ અને અનુભવ વિશાળ થતા, તેમજ ઇતિહાસ અને જૂનાં આર્યશાસ્ત્રોનું બારીક અધ્યયન કરતા, નર્મદને જાણે કે નવી દષ્ટિ લાધી. તેનામા જબરૂં વિચારપરિવર્તન થયું. ઉછાછળી સુધારક-વૃત્તિએ અર્થનો અનર્થ કરેલો તેમને માલુમ પડયો. સુધારાના સારભૂત તત્ત્વો અવગણાઇ, રહેણીકરણી અને ખાનપાનની સ્વચ્છંદતા સુધારાને નામે ઘૂસી ગએલી જોઇ. આવું આવું કંઇક થતું જોતા કવિના સત્યપ્રિય હૃદયને જાણે અંતરયામીનો આદેશ મળ્યો: "રૂક જાઓ." ગંભીર વિચારવિમર્શને અંતે સુધારાની કૂચમાં ઉપાડેલાં કદમ પાછાં વાળ્યાં. ઉચ્છેદકવૃત્તિ તજી દઇ એ છેદકરક્ષક ( Liberal Conservative ) બન્યા; જે સુધારાવાળાના પોતે અગ્રણી હતા તેમનેજ ઝૂડવા કલમ કસવા માંડી. એમના વિચારપરિવર્તન પછી લખાયલા નિબંધો અને લેખો "ધર્મવિચાર" નામક ગ્રંથમા સંગ્રાહાયા છે. તેમા સમાજ ( આર્યસમાજ બ્રહ્મો-પ્રાર્થના-સમાજ ) અને સુધારાવાળાઓની પ્રવૃત્તિને ઇહલૌકિક સુખસાધનના ઉદ્દેશવાળા કહી, આર્યોની પુરાણી ભાવનાના-પારલૌકિક ઉદ્દેશને અનુલક્ષી, નિવૃત્તિ અને વૈરાગ્યસેવનનો-સબળ પક્ષ લે છે. એ: આર્યધર્મના અનુષ્ઠાન વગર હિંદનો અને હિંદવાસીઓનો ઉત્કર્ષ નથી થવાનો એમ પ્રતિપાદન કરે છે, "દેશાભિમાનનો વિચાર આર્યજને કાઢી જ નાખવો ને તેને બદલે સ્વધર્મસંરક્ષણના વિચાર દઢ કરવા" એવી સલાહ આપે છે.

પલટાયલા વિચારોને આમ જાહેરમાં મૂકવા અને તે વળી એવી રીતે કે જેથી પૂર્વે પ્રબોધેલા સિદ્ધાંતો ને મંતવ્યો ખોટાં ઠરે, એ સામાન્ય મનુષ્યની અભિમાનવૃત્તિને કઠે એવું કપરૂં કાર્ય છે. એટલે આ બાબતમાં પણ નર્મદનો સત્યૈકપ્રિય ને નીડર સ્વભાવ તરી આવે છે. પલટાયલું દષ્ટિબિંદુ ખરૂં ભાસતા શુદ્ધ દેશહિતના નિષ્ઠાથી દેશના ભાઇભાંડુઓને તે જાહેર કરતા આંચકો ખાય એવા ભીરૂ હૃદયદૌર્બલ્યની છાંટથી પણ નર્મદ પોતાને અભડાવે ખરો કે ? પોતાથી થએલ ભૂલને હિમાલય જેવડી મોટી ભૂલ કહીને પ્રજા સમક્ષ કબૂલવાનું મહાત્મા ગાંધીજીનું આવુ જ કાર્ય નર્મદના કાર્યની સરખામણીમાં ઉતરવાને અધિકારી ગણી શકાય, અન્ય નહિં. તેના પાછળના વિચારો સાચા હોય કે ખોટા, પણ જે હિંમતથી તેને તેણે જાહેરમા મૂક્યા તે પગલું જ તેના હૃદયની સચ્ચાઇને માટે તેને ગૌરવ અપાવે તેવું અવશ્ય છે.

આમ નર્મદની પ્રવૃત્તિ અનેકવિધ અને સર્વદેશીય હોઇ બહુ કાળજીપૂર્વક લક્ષ એકલી સાહિત્યલેખનપ્રવૃત્તિમાં તે ન આપી શકેલ હોય એમ કોઇ માનશે. પણ ના, તેમ નથી. સાહિત્ય પણ જેટલું તે મૂકતો ગયો છે તેટલું, તેનો સમય ને વસ્તુસ્થિતિ ધ્યાનમા લેતાં, ( copious ) સત્ત્વસંપન્ન ( Substantial ) અને સરસ છે, તે વાતની નર્મદનો હરકોઇ અભ્યાસી

સાક્ષી પૂરશે. જૂને ચીલે કરાતી કવિતામાં પાશ્ચાત્ય ઢબનાં સૃષ્ટિસૌંદર્ય અને સ્વાનુભવ (subjective element) ના તત્ત્વો કંઇક અંશે દાખલ કરવાનું નર્મદે શરૂ કર્યું. કવિ તરીકે તે રસિક અને મસ્ત કવિ ગણાય એમ વિવેચકો અને રસજ્ઞવિદોની ગણત્રી છે. જૂનીના અંશો સાચવી નવી પાશ્ચાત્ય અસરને ઝીલી તેણે કવિતા કરી. તેની 'નર્મકવિતા' માના સૃષ્ટિસૌંદર્યના રમ્ય તાદશ વર્ણનો, શૃંગાર અને નીતિબોધક કવિતા ખરેખર વાચવા લાયક છે. અલબત્ત, તેમાનુ ઘણું આપણને ન રૂચે અને ક્લિષ્ટ જેવું લાગે, છતા બીજાં કેટલાક તત્ત્વો ખરી કાવ્યદૃષ્ટિ વિના નજ સંભળ્યા હોય તેવો અનુભવ આપણને કરાવે તેવાં છે. 'શું શા પૈસા ચાર' ઇત્યાદિ વચનોથી અવગણાતી દમલેલ ગુજરાતી ભાષાને તેણે પ્રથમ વીરરસ અને જુસ્સાના આવિષ્કારક્ષમ બનાવી.

'ધિક ધિક દાસપણુ, દાસપણુ !
બળ્યુ તમારૂં શાણપણુ

તથા 'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે' વગેરે કવિતાઓ હતવીર્યને પણ પાનો ચડાવે તેવી જુસ્સાદાર ભાષામા લખાયલી છે.

પિંગળ, અલંકારશાસ્ત્ર, વ્યાકરણ ઇત્યાદિના અભ્યાસ પ્રત્યે, એ વિષયોના પ્રથમ પુસ્તકો લખી, અભિરૂચિ જગાડનાર નર્મદ જ. 'રાજ્યરંગ' મા જગતની વિવિધ પ્રજાઓના ઇતિહાસનું તટસ્થ વૃત્તિથી જે સુંદર અન્વેષણ કવિએ કર્યું છે, તે પરથી તો ઇતિહાસના આર્ષદર્શન કરવાની તેમની શક્તિ વિષે જરૂર માન થયા વિના રહેતુ નથી પણ આ બધા કરતા એમની સાહિત્યસેવાનુ મૂલ તેમના 'નર્મકોશ' થીજ આકવુ ઘટે. ઘણી મહેનતપૂર્વક ગુજરાતીમાં પ્રથમ એમણે કોશ તૈયાર કર્યો, જે હાલ સુધી લગભગ પ્રમાણભૂત તરીકે સ્વીકારાતો. આ બાબતમા કવિ નર્મદ તે ગુજરાતના ડૉ. જ્હોન્સન કહી શકાય. છેક હમણા છેલ્લે સુધી ગુજરાત વિદ્યાપીઠ તથા ગોંડલનરેશના આ દિશામાના પ્રયાસો સિવાય, આપણી ભાષા ખાતે નર્મકોશ એ એક જ શબ્દકોશ હતો એટલી જ વાત નર્મદની સાહિત્યસેવાની તુલના કરવા બસ થઇ પડે. કવિએ આ સિવાય બે નાટકો—દ્રૌપદીદર્શનનાટક અને રામજાનકીદર્શન નાટક—લખેલા તે રંગભૂમિ પર પણ તે વેળાએ આવેલા

પણ કવિની ખરી સિદ્ધિ તેની પ્રતાપી, વિશદ, ગદ્યશૈલીમા છે. ઓજસ એ તેના સર્વ લખાણોમા ભભકી રહેતો ગુણ છે. હૈયાની પ્રબળ લાગણીથી, નિખાલસ ને નીડર સ્પષ્ટભાષિત્વથી લખાયલા તેના લેખોમાં તેનુ જ્વલંત વ્યક્તિત્વ સ્પષ્ટ ઉઠી આવે છે. આ બાબતમાં પ્રેમાનંદ-સુત વલ્લભ તેમજ આપણા સરદાર વલ્લભભાઇ પટેલ નર્મદને બરાબર મળતા આવે. સચોટતા અને જુસ્સો નર્મદના ગદ્યના વિશિષ્ટ ગુણો તરીકે લેખી શકાય. છતા આટલુ કબૂલ કર્યા વિના ચાલે તેમ છે જ નહિ કે નર્મદની ભાષા પ્રારંભિક અવસ્થાની હોઇ, અણખેડાયલી અને ઓપ આપ્યા વગરની છે તેથી દુર્બોધતા અને ક્લિષ્ટતા ઘણીવાર આવે છે. ઘણીવાર તો નર્મદનો વિચારપ્રવાહ ને તેનું વકતવ્ય એટલા વેગવાન હોય છે કે તેને આવિષ્કાર આપવા પૂરતી સમર્થ ભાષા તેની પાસે નથી એમ જ આપણને લાગે. એકંદર સજીવ લખાવટ અને વેગ

નર્મદના ગદ્યમાં પૂરતા પ્રમાણમાં આપણે જોઈ શકીએ છીએ. ગુજરાતી ગદ્યના જનક (Father of Gujarati Prose) નું યશોજ્જ્વળ બિરુદ એમને આપવામાં આવે છે તે સર્વથા યોગ્ય છે. નર્મદ પછી તો ગદ્ય ગોવર્ધનરામ, મણિભાઈ નભુભાઈ; નરસિંહરાવ, ઠાકોર ગાંધીજી, મુનશી આદિને હાથે એટલું વિકસ્યું છે કે અત્યારને મુકાબલે નર્મદનું ગદ્ય માપવા જનાર કદાચ તેને અન્યાય ન કરી બેસે એ જોવાનું છે.

અને જે ગદ્ય એકલાની બાબતમાં, તે તેના સાહિત્યને વિષે પણ. ગુજરાતી સાહિત્યે પણ ઝડપી પ્રગતિ સાધી છે અને નર્મદની 'નર્મકવિતા' કે 'નર્મગદ્ય' કરતાં વધારે કલાદષ્ટિ તેમજ ચિરંજીવિતા માટે દાવો કરી શકે. નર્મદના વાંચનારાઓ ઓછા થતા જતા હોવાનું એજ કારણ છે. એટલે સ્પષ્ટ બોલવાને વાંધો ન હોય તો કહેવું જોઈએ કે નર્મદનું સાહિત્ય ચિરંજીવ રહેશે એમ માનવું વધારે પડતું છે. બાકી એ વાત તો નિર્વિવાદજ કે નર્મદનો અક્ષરદેહ કદાચ બહુ ન ટકે, પણ તેનું યશઃશરીર તો તેના વ્યક્તિપ્રભાવ વડે, જ્યાં લગી ગુજરાત અને ગુજરાતી છે ત્યાં લગી નિત્ય પ્રેરણાદાયી અમર રહેવાનું જ.

આપણા પ્રથમ સમર્થ વિવેચક નવલરામે નર્મદને 'સમયમૂર્તિ' એવું વિશેષણ આપેલું છે. દેશાભિમાનની ભાવના, સુધારાની એકમાત્ર ધગશ, વગેરે તે યુગનાં પ્રેરકબળોને ઝીલી તેની ઉદ્‌ઘોષણા કરનાર નર્મદ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધનો ખરો પ્રતિનિધિ હતો. સમકાલીન પ્રવૃત્તિનાં મોજાં સાથે તેનું દેશહિતૈષી હૃદય ધબકાર લેતું હતું, અને છેલ્લેછેલ્લે સુધારાવાળાઓનું સિદ્ધાંતથી અપસરણ યા આચરણશૈથિલ્ય જે સુધારાપક્ષની નિષ્ફળતાનું સૂચક હતું તેનું પણ નર્મદરૂપી આરસીમાં પ્રતિબિંબ પડ્યું. આમ એ 'સમયમૂર્તિ' શબ્દ તેને માટે ખરોખર લાગુ પડે છે.

છતાં, તે એકલો સમયમૂર્તિ હતો ? મને તેથી આગળ જવાનું મન થાય છે. તે યુગપ્રવર્તક હતો, 'નવયુગની સર્વ પ્રવૃત્તિઓનો તે ઉત્પાદક પિતા હતો.' સંસારસુધારા માટે, ભાવિ પ્રજાના ઘડતર માટે તેણે અર્પેલો ફાળો નાનોસૂનો ગણી કાઢવાની ભૂલ કોઈ ન કરે. જેજે શુભ પ્રવૃત્તિઓનું તેણે મંગળાચરણ કરેલું, તે હજુ ચાલુ છે. દેશભક્તિની ભાવના, સંસારસુધારો, સ્ત્રીકેળવણી, વિધવાપુનર્વિવાહ ઇત્યાદિ વિષયોને આજથી સીત્તેર વરસ અગાઉ ઉપાડી લેનાર નર્મદ યુગપ્રવર્તક કે યુગસ્રષ્ટા કહેવાને કોઈ રીતે બીનહક્કદાર નથી. આપણે એને એ રીતે સન્માનીએ એજ યોગ્ય છે.

એ નીડર, દેશભક્ત, નિસ્પૃહી, અનન્ય શારદોપાસક, વિચારક ને સુધારક ગુર્જરવીરની શતાબ્દીજયંતીના આ શુભ અવસરે એના તેજસ્વી આત્માને 'આત્મા હાળીને' અંજલિ આપી કૃતાર્થ થઈએ. સાથે સાથે એ યાદ રાખીએ કે તેણે આરંભેલી પ્રવૃત્તિઓ જે હાલ પણ સાધ્યદશામાં છે, તેને સિદ્ધ કરી એ દેશવત્સલના મહાનુભાવ આત્માને યોગ્ય ઉજળા વારસ સાબિત થવા માટેનો મોકો જવા દેવા જેવો નથી. એમ થાય તો નર્મદ ફોકટ જીવ્યો, લડ્યો નહિં ગણાય.

# નર્મદાશંકર અને ભાવનગર

રા. માનશંકર પીતાંબરદાસ મહેતા

[ આજથી સાત વર્ષ પર, સાહિત્યસેવકગણુનીપ્રવૃત્તિને અંગે, મુ. શ્રીમાનશંકરભાઇને મેં જ્યારે વિનતિ કરી કે નર્મદ અને તેના યુગસંબંધી આપને જે માહિતી હોય તે અમારા ઇતિહાસલેખનમાં ઉપયોગ કરવા લખી મોકલવા કૃપા કરો, ત્યારે તેમણે આ પત્ર લખેલો. અહી તે, હમણાં તા. ૨૬–૫–૩૩ ને રોજ મારી વિનતિ પરથી પ્રસ્તુત સ્મારકગ્રંથમાં છાપવાની રજા તેમણે આપેલ હોઇ, પહેલીવાર પ્રસિદ્ધ થાય છે. પહેલી ચારને વચ્ચેની એક કંડિકા ઇતર વિષયની હોઇ છોડી દીધી છે. વિ. ક.

કવિ નર્મદાશંકરનો ભાવનગરના કેટલા કાર્યભારીઓ સાથે બહુ સારો સંબંધ હતો. પરંતુ તેનો પૂરેપૂરો ઇતિહાસ પૂરો પાડનાર સ્વ. વ. મુ. શ્રી રતિલાલ દેસાઇ હતા. તેઓ ગયા અને હવે તે સમયને કોઇ પણ વૃદ્ધ હયાત નથી. નર્મકોશનો કેટલોક ભાગ ભાવનગર દરબારી છાપખાનામા છપાયો છે તે અરસામા અહીના વિદ્વાન્ કાર્યભારીઓએ કવિ સાથે સંબધ જોડયો હતો, ઘણું કરી ઇ. સ. ૧૮૬૦ થી ૭૦ સુધીમા તે વખતે મારી ઉમ્મર બે ચાર વર્ષની હતી. એટલે મને પ્રત્યક્ષ જ્ઞાન કંઇ નથી. કોઇકોઇ વખતે કોઈ કવિની વાત કાઢે, ત્યારે કંઇકઇ હકીકત સાભળેલી; એટલું જ.

એ તો તમે જાણો છો કે–કવિએ તે સમયમા સુધારાનો ઝુંડો બહુ જોરથી ઉપાડયો હતો. વિધવાવિવાહની છૂટથી કવિતાઓ લખતા અને પોતે તેનો છડેચોક અમલ કર્યો હતો. એટલે અહીંના તે સમયના કાર્યભારીમંડળમા સ્વ મુ. શ્રી સંતોષરામ દેસાઇ અને સ્વ. મુ. શ્રી ગગાભાઇ સાહેબ તો વિરૂદ્ધ જ હોય. છતા સ્વ. વ. મુ. શ્રી છગનભાઇ દેસાઇ બહુ વિદ્યાવિલાસી હતા. સંગીત અને કળાનો પણ તેઓને તેટલો જ શોખ હતો. તે સમયમાં સ્વ. રા. ગણુપતરામ વેણીલાલ ઓઝા અને સ્વ. રતિલાલ દેસાઇ જેવા વિદ્વાનોને તેઓનો સહજ આશ્રય મળી ગયો. ગુજરાતમાં સુધારાની ઝુંબેશ સાથે નવીન સાહિત્યનો પ્રચાર થવા માંડયો હતો. તે ત્રણે ભાઇઓને નવીન સાહિત્યનો રંગ બહુ લાગ્યો હતો. દલપતરામ કવિ વ્યવહારદક્ષ, વળી ફાર્બસ સાહેબની વગવાળા, તેઓ તો રાજકવિજ બની ગયા હતા. વખતોવખત આવતા, વિજયક્ષમા વગેરે કેટલાક ભાવનગરના રાજાને રીઝવવાના એક બે ગ્રથો પણ લખ્યા; અને બુધવારીયા બગલામાં દર બુધવારે દરબાર ભરાતો, તે દરબારમા કવિતાઓ ગાઇ સંભળાવી શ્રોતાઓના મન રંજન કરતા હતા. છતાં ભાવનગરના શિક્ષિત વર્ગ ઉપર તેઓ કંઇ છાપ પાડી શકયા ન હતા. નર્મદાશકર અહીં આવ્યા નથી, છતા તેઓની કવિતાથી યુવકો ગાડા બની ગયા હતા. તે સમયમા નિશાળે જનારા અને ગયેલા યુવકો તો નર્મદાશંકરની કવિતા અને નર્મદાશંકરના બીજાં લખાણો વાચીને જ પોતાની રસવૃત્તિ તૃપ્ત કરતા. અલબત્ત, ગામડાની ગુજરાતી નિશાળોમાના શિક્ષકોનો એકલા દલપતરામે જ કબજો મેળવ્યો હતો.

તેના સમયમાં છગનભાઈના પ્રમુખપણા નીચે અહીં વિનોદવર્ધક સભા સ્થપાઈ હતી. ગગા પિતાશ્રીએ તે સભામાં એક નિબંધ વાંચ્યો હતો, તેની નકલ હાલમાં તો ખોવાઈ ગઈ છે. મતલબ ભાવનગરમાં તે સમયે તેવી સભાઓમાં વિશેષ નાગરભાઈઓ જ હોય, અને તેઓ બહુ હોંસથી તેનું કામ ચલાવતા હતા. મીરઝા મુરાદ કરીને એક ઇટાલીયન ગૃહસ્થને ભાવનગરની કેવલરી ખાતાના જનરલ તરીકે નોકર રાખ્યા હતા. તેઓ વિદ્યાવિલાસી હતા અને વિદ્વાન હતા. પ્રથમ તો આ પ્રવૃત્તિનું પરિણામ એ આવ્યું કે છગનલાલભાઈની સ્થપાઈ. તે સમયમાં તે પુસ્તકશાળા બહુ સારી સ્થિતિમાં હતી ગણપતરામભાઈ તેના વ્યવસ્થાપક હતા. ચોવીશે કલાક તે જ કામમાં રહેતા. તે સિવાય મુ. શ્રી. ગણપતરામભાઈ, સ્વ. રતિલાલભાઈ અને મીરઝા મુરાદઅલી–એ ત્રણ ગૃહસ્થોએ મળીને 'મનોરંજક રત્નમાળા' નામનું માસિક પત્ર કાઢવા માંડયું હતું. કાઠિયાવાડમાં તે માસિક પ્રથમ જ હતું અને ગુજરાત અને મુંબઈમાં તેનો સત્કાર બહુ સારો થયો હતો. તેના માત્ર દશ અંકો નીકળ્યા છે. સ્વ. ઇચ્છારામભાઈએ જે હિંદબ્રિટાનીયાનું પુસ્તક લખ્યું છે તેનો પાયો, તે માસિકમાં 'on the mountain top' નામની મીરઝા મુરાદઅલી વાર્તા લખતો, તે હતો. ઘણું કરીને ત્રણ ચાર પ્રકરણો લખાયાં હતાં. તે વખતમાં સરકાર તેવું લખાણ સહન જ કરી શકે. વળી છેવટના અંકમાં સ્વ. રતિલાલભાઈએ 'જી કાકા, એ કોણ છે?' એ નામનો એક હાસ્યાત્મક લેખ લખ્યો હતો. તેમાં તેઓએ આપણી જ્ઞાતિના રીતરીવાજોની અને તે સાથે વૃદ્ધ અગ્રણીઓની બહુ મશ્કરી કરી હતી. આ લેખે ગગાભાઈ સાહેબને બહુ નારાજ કર્યા, તે સાથે જ 'મનોરંજક રત્નમાળા' બંધ પાડવાનો પોલીટીકલ એજંટનો ખાનગી હુકમ આવ્યો એટલે ફરીથી એક પણ અંક નીકળી શકયો નહિ. મેં તે અંકો વાંચ્યા છે. હાલમાં કોઈ પાસે હોવાનો સંભવ નથી. પરંતુ હાલના સાહિત્યમાં પણ સ્થાન મેળવી શકે, તેવા કેટલાક લેખો તેમાં સમાયેલા હતા.

તા. ૧૪ : ૯ : ૨૬. મંગળવાર,

આજ શરીરે ઠીક હોવાથી આ પત્ર પૂરો કરવા બેઠો છું.

કવિ નર્મદાશંકરનો અહીંના ગૃહસ્થો સાથે સબંધ ગોપાળજી સુરભાઈ દેસાઈને સ્વ. રતિલાલ છોટાલાલ દેસાઈ મારફત થયો હતો. કેટલાંક વર્ષો પહેલાં ગુજરાતી પત્રમાં કવિ નર્મદાશંકરના પત્રો છપાયા હતા, તેમાં ભાવનગર સંબંધીના પાંચસાત પત્રો હતા. તે પત્રો ઉપરથી કવિને અહીંના ગૃહસ્થો સાથે કેવી રીતે સબંધ બંધાયો અને કેવો હતો તે જણાઈ આવે છે. આપ જરૂર તે વાંચશો.

નર્મકોશ આખો અહીંના દરબારી છાપખાનામાં છાપી આપવાનું સ્વ. છગનભાઈ દેસાઈના આગ્રહથી અહીંના કાર્યભારીઓએ કબૂલ કર્યું હતું. થોડો ભાગ છપાયો. દરમ્યાન કવિ સુરત 'દાંડીયો' નામનું સાપ્તાહિક પત્ર કાઢતા હતા, તેમાં ભાવનગર નાગરનો ખૂબ ઉપહાસ કર્યો હતો અને સખ્ત ટીકા કરી હતી. હું ધારું છું કે–તે કારણથી સ્વ. ગગાભાઈ સાહેબ તેઓની ઉપર નારાજ થયા. તેઓ પોતે તેઓની પ્રવૃત્તિ માટે નારાજ હતા. તેમાં આ એક કારણ મળ્યું. એકદમ નર્મકોશ જેટલો છપાયો હોય તેટલો કવિને મોકલાવી દેવાનો અને બાકીનો ભાગ બિલકુલ

નહિ છાપવાનો હુકમ થયો. તે પ્રમાણે તુરત અમલ કરવામાં આવ્યો હતો. ત્યારથી કવિનું મન ભાવનગર તરફ અપ્રસન્ન રહેતુ હતું.

પરંતુ ત્યાર પછી મુંબઇમાં સ્વ. હરિપ્રસાદ દેસાઇને ખાપર્ડે મારફત કવિ સાથે સંબંધ બંધાયો. મને લાગે છે કે કવિના સ્વર્ગવાસ પછી તેના પુત્ર જયાશંકરે નર્મકવિતા છપાવી છે, તે સ્વ. હરિપ્રસાદ દેસાઇને અર્પણ કરી હતી. તેના ખર્ચનો મોટો ભાગ દેસાઇશ્રીએ આપ્યો હતો

કવિ એક વખત એવી મુશ્કેલીમા આવ્યા કે તેઓના આખા કુટુંબને ઉપવાસ કરવાની જરૂર પડી હતી તેવે અણીને પ્રસગે રૂપીઆ ત્રણ હજારની નોટો ટપાલમા આવી પડી. ઘણા દિવસ સુધી તે નોટો કોણે મોકલેલી, તે જાણવામા આવ્યું નહિ પાછળથી કવિને ખબર મળી કે તે નોટો મોકલનાર દેસાઇશ્રી હતા. દેસાઇશ્રી તે દરમ્યાને કવિને દશબાર વખત મળ્યા હતા, પરંતુ તે નોટો પોતે મોકલી છે, તેવો ભાસ પણ થવા દીધો ન હતો તે સંબંધીની હકીકત પણ 'ગુજરાતી' પત્રમાં છપાયાનું યાદ આવે છે.

ખાપર્ડેસાહેબ કવિના ઇષ્ટમિત્ર હતા. તેમજ દેસાઇના પણ પરમ મિત્ર હતા તે બન્ને રસિકો કવિને ઘેર વારંવાર જતા હતા અને કવિ પોતાની કવિતા ગાઇને અથવા બીજી વાતચીતથી તેઓને બહુ પ્રસન્ન કરતા હતા.

ઇ. સ. ૧૮૮૩ માં હું મેટ્રિકની પરીક્ષા આપવા મુબઇ ગયો હતો ત્યારે દેસાઇશ્રીની દુકાને ઉતર્યો હતો. દેસાઇશ્રી તે સમયે મુબઇમા હતા. ખાપર્ડેસાહેબ હમેશા રાત્રીએ કઇને કંઇ વિનોદ કરાવતા. ખાસ કરીને જગન્નાથ પડિતની કવિતા ગાઇને તેનો મર્મ તેઓ દેસાઇશ્રીને સમજાવતા હતા. પરંતુ કેટલીક વખતે ખાપર્ડે સાહેબ અમુક ઉક્તિનો ભાવાર્થ સમજતા ગુંચવાતા ત્યારે દેસાઇશ્રી તેનું સમાધાન કરતા હતા. ખાપર્ડેસાહેબની સાથે વિદ્યાર્થીઓ કવિને ઘેર ગયા હતા તે વખતે કવિ બહુ ઉલ્લાસમા ન હતા. ખાપર્ડે સાહેબે અમારી પાસે નર્મકવિતામાથી કઇ ગાઇ સભળાવવાની અરજ કરી-તુરત કવિએ નર્મકવિતા ફેંકી દીધી. 'અરે ! ખાપર્ડ મને એ કવિતાઓ બિલકૂલ ગમતી નથી તુ બિલકૂલ એનું મારી પાસે નામ લઇશ નહિ ' છેવટે તેઓ 'સમરપંથ, સમરપંથ લક્ષવો હવે !' એ કાવ્ય તાજું બનાવ્યુ હતું, અને અમને ગાઇ સંભળાવ્યું હતુ.

કવિના સંબંધમાં મને સીની માહીતી બીલકૂલ નથી એટલે વિસ્તારથી તો શી રીતે લખી શકુ ? પરંતુ સ્વ. ગણપતરામભાઇ ગુજરાતી, અને ઇંગ્રેજી ભાષા જાણતા હતા, તે ઉપરાંત તેઓને સંસ્કૃત, હિદી, મરાઠી, બંગાલી અને ફારસી એ ભાષાઓનું પણ સારું જ્ઞાન હતું. જૂના હસ્તલિખિત ગ્રથો મેળવવાનો તેઓને શોખ હતો તેઓના ભત્રીજા સાથે વાતચીત કરતાં જણાય છે કે તેઓના એક ઓરડામા હજી તેઓના કાગળો સાચવી રાખવામાં આવ્યા છે. તેમા કવિના કાગળો હશે. માસિક મનોરંજકરત્નમાલાના અકો પણ છે. તેઓએ પ્રસિદ્ધ કરેલા પુસ્તકો અને લખી રાખેલા પુસ્તકો પણ છે. જો તમે અહીં આવશો અને તે ભંડાર તપાસશો તો જરૂર કંઇક ઉપયોગી મેળવી શકશો.

ઝાંખું સ્મરણ છે કે ૧૯૨૬ માં કે ૧૯૨૭માં એક ભંડાર જોવાની તજવીજ મેં કરી હતી. શા કારણે એ સફળ ન થઇ એ ભૂલી ગયો છું. પણ, એ જો હજી સુરક્ષિત હોય, તો મારે કે મારાથી વધારે વગવસીલાવાળા સાહિત્યસેવક નર્મદયુગના વાઙ્મય ઇતિહાસની એ વિરલ સામગ્રી મેળવીને જનતાને સત્વર નજર કરવી ઘટે એ દેખાય છે.—વિ. ક. (તા. ૧૦-૮-૧૯૩૩).



# નર્મદયુગનું મુંબઇ

## રા. સુરેશ દીક્ષિત

નર્મદાશંકરના ધીકતા વ્યક્તિત્વનું ઘડતર એમના મુંબઇના જીવનથી થયું હતું. તે કાળની દૃષ્ટિએ કહેવાતી 'ઉદ્ધતાઇ' 'અછકલાપણું' એમના શહેરીજીવનને આભારી હશે. જે કાળે શિખા ન રાખવી એ અબ્રહ્મણ્યમ્ ગણાતું તે કાળે નર્મદાશંકર જેવી વ્યક્તિ વટલાયલી ગણાય, બગડેલી ગવાય એની નવાઇ નથી. આજે ય ગામડામાથી શહેરમાં ભણવા કે કમાવા જનાર સંબંધી બગડવાની ધાસ્તી રાખવામા આવે છે. આજથી સો વર્ષ પહેલા જ્ઞાતિ સંસ્થાને સર્વ હક્ક સ્વાધીન ન કરવાની મનોવૃત્તિ અને પોતાથી એક બે વર્ષે પણ વયોવૃદ્ધને પોતાના ઉપર શાસન ન ચલાવા દેવાના વ્યક્તિત્વથી નર્મદાશંકરને ઘણું શોષવું પડેલું. આજે નર્મદાશંકરની મૂર્તિપૂજા કરવા કરતા તેની 'અનાદર' વૃત્તિને નમવાનો અવસર આવ્યો છે.

લક્ષ્મીને આશ્રયે કળા પોષાતી હશે પરંતુ રાજસ્થાને અને ધર્મસ્થાને તે ઉછરે છે. આપણું ગુજરાતી સાહિત્ય નિયમને અધીન રહ્યુ છે. રાજસ્થાને ઉછરતી કળા અનેક સ્વરૂપે પ્રગટે છે. સાહિત્ય એ કળાનુ અંગ હોય તો પણ અનેકરંગી રાજસ્થાને બને છે. મુંબઇ જ્યારથી રાજસત્તાનું કેન્દ્ર બન્યું ત્યારથી ગુજરાતી સાહિત્યનું ક્ષેત્ર ફરતું ગયું. નર્મદથી માંડી ત્યાર પછીના અગત્યના સાહિત્યકારો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મેનકા જેવી મુંબઇ તરફ ખેંચાયા છે. કેટલીય ગુજરાતી નવલકથાને મુબઇનું પાણી લાગુ પડયું છે.

આજથી સો વર્ષ પહેલાના મુંબઇનો ચિતાર આપવો આપણા જમાના માટે દુર્ઘટ છે. મરાઠા અને મોગલ સત્તાથી મુંઝાઇ અંગ્રેજ વેપારી કંપનીએ પોતાનું થાણું સુરતથી મુંબઈ ફેરવ્યું ત્યારથી ગુજરાતના વેપારી મુંબઇ તરફ ખેંચાયલા. ઇ. સ ૧૭૭૨ મા લગભગ અઢાર ગુજરાતી પેઢીઓ મુંબઇમા ચાલતી. નર્મદાશંકરના કાળમાં મુંબઇ નિકાશનું બંદર હતું. તેમાંય રૂની નિકાશ મોટી હતી. ઓગણીસમી સદીની શરૂઆતથી હિંદના ઢેલીઢો, છીંટ, મસ્લીન અને કીનખાબ વિલાયત જતાં બંધ થયાં હતાં. લો કેશાયરમાં ભૂંગળાં નંખાતા હતા. ઇ. સ. ૧૮૪૦ મા મલબારહિલ ઉપર ફકત ચાર જ બંગલા હતા. ચર્ચગેટ પાસે રાતે શિયાળ રડતા. સાત બેટના સમૂહને એક નગરી ઘડવાનો ઘાટ રચાયો હતો. ગવર્નરને જવાઆવવાનું સાધન પાલખી હતું. વિલાયત વિદાય થતાં ગવર્નર આજના

લાલજી મહારાજ પેઠે રૂપિયા રસ્તે ઉછાળતા. ઇ. સ. ૧૮૬૨-૬૩ સુધી મુંબઇને ફરતો કોટ હતો. બજારમા પાઉન્ડનો ભાવ દશરૂપીઆથી પણ ઓછો હતો. કંપનીને લડાઇ લડવા નાણું ધીરતી ફોર્બસની મોટી શગરી પેઢી ચાલતી. ઇ. સ. ૧૮૮૮ સુધી મુંબઇમાં મોટી સફરી જહાજ બંધાતાં. એકંદરે નર્મદાશંકરના જમાના સુધી મુંબઇ જવું એટલે અંગ્રેજ અને દેશી બન્નેને મન સાહસ ગણાતું. એ જમાનામા લખાયલી અંગ્રેજ કવિની થોડી લીટીઓ એ 'સાહસ' સ્પષ્ટ કરે છે:

If I can eat rupees, who knows !
Or dine, the Indian way,
On doolies and on bunglows-
I'm going to Bombay !

* * * *

If I should find an Indian vault
Or fall a tiger's prey,
Or steep in salt, its all the fault
I'm going to Bombay !

નર્મદાશંકરની યુવાનીમા મુબઇમા આગગાડી ચાલતી થઇ હતી. વિલાયતની સ્ટીમરો આવતી. પાલખીને બદલે 'બગ્ગી' અને 'ગાડી' ચાલુ થયા હતાં. યુનિવર્સિટી અને કોલેજનાં શિક્ષણ શરૂ થયા હતા. એકદરે હડધૂત થતો નવો જમાનો શરૂ થયો હતો. અંગ્રેજોને પણ પોતે વેપારી મટી સરકાર થયાનું ભાન વધતું હતું. છતાંય દેશી વેપારી તેમની સાથે સરસાઇ કરતો અને દેવાળું ફુંકતો કે ફુકાવતો. ઝડપથી લક્ષ્મીવાન થવાનાં ફાંફા મારનાર સટ્ટામાં સપડાતા હતા. અને ધીરે ધીરે સટ્ટાનો પવન રોગચાળાનું સ્વરૂપ પકડતો હતો.

પેશ્વાઇના નિકંદન પછી મહારાષ્ટ્રનુ વ્યકિતત્વ તૂટી મુંબઇમા ભળતું હતું. આ રીતે મુંબઇમા એકત્રિત થતા તત્ત્વો અનેકદેશીય હતા. મહેચ્છાને પોષવા અનેક વ્યકિતઓ મુંબઇ તરફ ધસડાઇ આવતી. નવા રાજ્યમા બ્રાહ્મણત્વનું કલંક લઇ ફરતો તીવ્ર બુદ્ધિનો વર્ગ ઊંચી નોકરી શોધવા મથતો કે વકીલાત જેવો ધધો કરવામાં બહુમાન સમજતો. મહેતાજી થઇ શાળા ચલાવવી એ પણ નાનમ ન હતી. મોગલાઇ અને પેશ્વાઇ તોડી સરકારે પ્રજા ઉપર દાબ બેસાડયો હતો-અધીનપણું શીખવ્યું હતું. અંગ્રેજોની નકલ કરવાથી એમને રીઝવાય છે કે સાહેબ ગણાવાય છે એ વિચારના અંકૂર ફૂટતા હતા. વેપારી વાણીયા નવુ શેઠીઆપણું શીખતા હતા.

બંધનમુકત વિદેશીઓની સરખામણીમા હિંદુના સામાજિક બંધન સાલતાં થયાં હતાં. રીતરિવાજોમા અનિષ્ટતા દેખાતી હતી. આ સયોગોમાં વિંટળાયલા નર્મદાશંકરનું વ્યકિતત્વ ઘડાતું હતુ.

સાહિત્યમા દયારામ સુધીનો કાળ કવિત્વના ઇજારા જેવો હતો. પછીના જમાનામાં કવિતાની સ્થિતિ ભાગેલા ભરથ જેવી થઇ હતી છતાય સાહિત્યની એકજ શાખામાં નિષ્ણાત ગણવાનો સમય આવ્યો હતો. આજે નવલકથાકાર ભાગ્યે જ કવિ હોય છે. લલિત કે બોટાદકરે નવલકથા નથી લખી અને ભોગીન્દ્રરાવે કે મુનશીએ કવિતા નથી લખી એ ગુજરાતી સાહિત્યના પ્રવાહનું સૂચન હશે! સાહિત્યના સંક્રાતિકાળમાં જન્મવાથી નર્મદાશંકર કવિ છે. ભાષાશાસ્ત્રી છે, નિબંધલેખક અને વિવેચક છે. સાહિત્યમાં શિષ્ટાચાર આવવો બાકી હતો એટલે અણઘટતાં શબ્દયુદ્ધ સ્વાભાવિક હતાં. સાહિત્યકારમા ઉપદેશકનો આત્મા વસતો હતો. ઉપદેશક હંમેશ પોતાની જાતને નિરાળી ગણે છે. સાહિત્યકાર જનસમાજની પર છે એવો વહેમ તો આજેય ઘણાને છે. આજથી સોળસો વર્ષ પર લખાયલા શબ્દેશબ્દને સાહિત્યમાં ગણવાની ભૂલ આપણે ન કરતા હોત તો નર્મદાશંકરને જૂદાજ સ્વરૂપે જોતા હોત. નર્મદાશંકરનું વ્યક્તિત્વ એના વાતાવરણે ઘડયુ છે અને એનું સાહિત્ય એના વ્યક્તિત્વનો પ્રભાવછે.



## કવિનર્મદને અંજલિ

### રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

અર્વાચીન ગુજરાતના એક પ્રણેતા તરીકે કવિ નર્મદાશંકરની પ્રતિષ્ઠા છે. તે પ્રતિષ્ઠા તેઓ કેવી રીતે પામ્યા અને તે શાને આભારી છે એ આપણે વિચારીએ.

નવો અંગ્રેજી રાજ્યઅમલ ગુજરાતમા સ્થિર થતો હતો, સુરત બંદર તૂટીને મુંબઇનું બારૂં મજબૂત બનતું હતુ. નવશિક્ષણના બીજ નંખાતાં હતાં; અને દેશમાથી લૂંટફાટ, ધાડ અને ચોરીનો ભય નાબૂદ થતાં, લોકો કંઇક સ્વસ્થતા પામીને કંપની સરકાર પ્રતિ સહજ આશ્ચર્યથી જોઇ રહ્યા હતા.

બહારની દુનિયામા ઉપર પ્રમાણે ફેરફાર થઇ રહ્યા હતા; પણ જનસમૂહ કૂવામાંના દેડકા પ્રમાણે જીવનવ્યવહારમા સંકુચિત, સ્વાર્થપરાયણ, વહેમી, અજ્ઞાન અને રૂઢિચુસ્ત હતો.

આમ નવી અને જૂની સંસ્કૃતિ અને વિચારનું ઘર્ષણ શરૂ થતું હતું; આવા સંક્રાતિકાળમાં કવિ નર્મદાશંકરનો જન્મ સન ૧૮૩૩મા સુરતમાં થયો.

કવિના પિતા લાલશંકર, એક સારા લહીઆ હતા, અને મુંબઇમા કર્નલ જર્વિસના હાથ નીચે શાળાપયોગી પુસ્તકો શિલાછાપથી છાપવામા તેઓ લહીઆનું કામ કરતા હતા.

જ્ઞાતે નાગર એટલે સંસ્કૃત ભાષાનું સામાન્ય જ્ઞાન તો ખરું જ; અને થોડોક વેદાભ્યાસ પણ કરેલો. એ સંસ્કાર એમના પુત્ર નર્મદાશંકરને પ્રાપ્ત થયલા અને કૉલેજઅભ્યાસ છોડી દીધા પછી સંસ્કૃત કાવ્ય અને સાહિત્યગ્રંથો અવલોકવાની જરૂર જણાતા કવિએ પૂનામાં

રહીને એ વિષયનું રીતસર અધ્યયન કર્યું. હાથ ધરેલા વિષયમાં બને તેટલું સંપૂર્ણ જ્ઞાન મેળવવામાં તેઓ સદા ઉત્સુક અને મચ્યા રહેતા. આ કથનના ઉદાહરણ તરીકે તેમણે કેવો અથાગ શ્રમ વેઠીને પિંગળનું જ્ઞાન મેળવેલું એ કવિ જીવનમાનો પ્રસંગ સુવિદિત છે

એકજ વિષયમા એમની એવી પ્રીતિ હતી એમ નહોતું. પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ વિષે લખવાનું પ્રાપ્ત થતાં ૨૦૦ થી વધુ ઇતિહાસગ્રથો વાંચી તેનો નિષ્કર્ષ એમણે આપણને નીચેના નિબધોમાં આપ્યો છે :

| | |
|---|---|
| રામાયણનો સાર | મહાભારતનો સાર |
| ઇલિયડનો સાર | મહાપુરુષોનાં ચરિત્ર |
| મેવાડની હકીકત | સુરતની મુખતેસર હકીકત |

મહાદર્શન ૧લું ( એટલે પ્રાચીન જગતનું સમગ્ર દર્શન )
રાજ્યરંગ ( એટલે સોળ દર્શનમાં જગતનો પ્રાચીન ને અર્વાચીન ઇતિહાસ )

| | |
|---|---|
| રાજ્યરગ—ભા. ૨ | આર્ય દર્શન |

શિક્ષિત વર્ગમાંના કેટલાક થોડાઓનેજ આજે એ વિષયની મૂળાક્ષરમાહિતી હશે. અગાઉ શિક્ષણમાં ઇતિહાસ પર બહુ ભાર મૂકાતો; અને પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ-મોટી પ્રજાઓનો અને જગતનો–શિખવાડવામા આવતો હતો. હાલ તો બી. એ. માથી ઇતિહાસનો વિષયજ સદંતર કાઢી નંખાયો છે. ઇતિહાસ એટલે પ્રજાના વિકાસક્રમનો વૃત્તાંત અને તેનાથી વિદ્યાર્થીને વચિત રાખવો એ તેના નેત્ર છીનવી લેવા જેવું ઘાતક છે.

એ ઇતિહાસના અધ્યયનથી કવિને પ્રત્યક્ષ થયું હતું કે પૂર્વે સુધારાના વિષયમા પોતે જે પ્રયત્નો કર્યા હતા તે કંઇક ઉતાવળા અને ભૂલભરેલા હતા. તે એવા નિખાલસ અને સાચા હૃદયના હતા કે તેનો સ્વીકાર કરતા જરાય સંકોચ પામતા નહિ. ભૂલનો સ્પષ્ટ રીતે સ્વીકાર કરવો એમાં જ મનુષ્યની ખરી મહત્તા રહેલી છે.

કવિનો અભ્યાસ પહેલેથી સારોઃ ઇનામ અને સ્કોલરશિપો પણ મેળવેલા–એવો તેજસ્વી અને યશસ્વી. પણ મનુષ્યના જીવનમા વર્ષ ૧૭ થી ૨૫ નો ગાળો આત્મમંથનનો હોય છે. એ કૌમારાવસ્થામા જેવા આદર્શ અને મહત્ત્વાકાંક્ષા તે સેવે છે તેવા તેનાં પરિણામ નિપજે છે; અને ઘણાંને તો આડે રસ્તે પણ લઇ જાય છે; પ્રાકૃત જનો તેને ગદ્ધાપચ્ચીસીનો કાળ રહે છે.

મ્હોટાઇ મેળવવાના, નામાંકિત થવાના, સુધારાનાં કામો કરવાના, વિદ્વાન થવાના વગેરે અભિલાષો નર્મદાશંકરના મનમા આ સમયમા ખૂબ ઘૂમતા, અને કવિમા, નવલરામભાઇના શબ્દોમા કહીએ તો

> વિદ્યાનો શોખ, દેશની દાઝ અને સ્વતંત્રતાની બુદ્ધિ વગેરે ગુણો એવા તરવરતા કે જે કોઇ કવિના સહેવાસમાં આવતા તેને તેનો પાસ લાગ્યા વિના રહેતો નહિ.

કવિ જુવાન હતા તે સમયે સુધારાના વિચારનો પવન ખૂબ જોરમા વાતો હતો; અને એ વિચારોને કવિએ કવિતામાં ગૂથી, એમની કવિતાની ચોપડીઓ તેઓ છૂટકછૂટક છપાવતા; અને

તેની પુષ્કળ માગણી થતી. અંગ્રેજ કવિ લૉર્ડ બાયરનના ચાઇલ્ડ હૅરાલ્ડની અને સર વૉલ્ટર સ્કોટના માર્મિયન અને લે ઑફ ધ લાસ્ટ મિન્સ્ટ્રલની ચોપડીઓનો જેવો ભારે ઉપાડ થતો તેવી માગણી કવિ નર્મદની કવિતાના અંકો માટે થયા કરતી. એટલી નર્મદની પ્રખ્યાતી હતી; અને તેમાં ચર્ચાતા નવા સુધારાના વિષયોને કારણે એમની કવિતાના પુસ્તકોને સુધારાનું બાઇબલ એવું ઉપનામ તે સમયે આપવામાં આવ્યું હતું.

પ્રજાને સ્વદેશાભિમાનનો મંત્ર આપનાર કવિ નર્મદ પહેલા જ હતા. એમની "જય જય ગરવી ગુજરાત' એ ગરબી સાંભળી કયા ગુજરાતીનું હૈયું હાથ હાથ ઉછળ્યું નહિ હોય! ગુજરાતનું ગૌરવ એમની નસેનસમાં વ્યાપી રહ્યું હતું; અને એ લાગણી અને જુસ્સો પ્રજામાં પ્રકટાવવાની એમને હોંસ હતી. કવિએ સાચું જ કહ્યું હતું કે

'પૂર્વે જેના જે વળી આજે જન્મવડે ગુજરાતી થયા,
કોઇ રીતની તોફાન ને વળી આર્યધર્મને ગણી રહ્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત
વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનાર માનતાનુ તે બાઇ ઠર્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત.'

કેવી ઉમદા ભાવના! કેટલું વિશાળ મન!

કવિનુ મહત્કાર્ય તે નર્મકોશ. એવી કોઇ સમર્થ વ્યક્તિ અદ્યાપિ જણાઇ નથી કે જેણે કવિના કોશને ઉથાપે એવો બીજો ગ્રંથ પ્રજાને ચરણે ધર્યો હોય; અને તે અગ્રયાયી (pioneer) નું કાર્ય હતું તેમ છતાં તેમણે જે પ્રણાલિકા પાડી હતી તેમાં સુધારવા જેવું બહુ થોડું જણાયું છે, અને કવિ માટે આપણે વધારે મગરૂરી લેવા જેવું એ છે કે એ ગુજરાતી કોશ કવિએ ગુજરાતી પ્રજાને અર્પણ કર્યો હતો,

ગુર્જરજનોની એ ગુર્જરી ભાષા માટે કેટલી બધી લાગણી! કેવું મમત્વ!

નવલરામે યથાર્થ જ કહ્યું છે કે "આવી મહેનતને અને આવા જોખમે આવો મોટો ગ્રંથ પ્રકટ કરવાની હિંમત જે દેશના સુપુત્ર કરે તે દેશને તો અભિનન્દન જ ઘટે છે"

અગાઉ ગદ્યમાં બહુ થોડું લખાતું અને જે કાંઇ લખાણ થતું તે ભાંગ્યુંતૂટ્યું, માત્ર અર્થ દર્શાવવા પૂરતું, ધોરણ કે સંગેડ રહિત, તેમાં પુષ્ટો જોસ કે પ્રવાહ નહિ એવું મળતું હતું; પણ એ ગદ્યલખાણને વ્યવસ્થિત અને અર્થગાંભીર્યવાળું, લાગણી અને વિચારને યથાર્થ રીતે વ્યક્ત કરતું, રજુ કરવાનું માન કવિને ઘટે છે અને તેથી તેઓ અર્વાચીન ગદ્યશૈલીના જનક કહેવાય છે.

નવું વાચનસાહિત્ય એમણે જેમ બહોળુ પૂરું પાડયુ છે તેમ પ્રાચીન સાહિત્યનો ઉદ્ધાર અને સંસ્કરણ કરવામા એમનું કાર્ય ઓછું કિમતી નથી.

દયારામના કાવ્યસગ્રહ માટે આપણે કવિ નર્મદને આભારી છીએ. તેવી રીતે કવિ પ્રેમાનંદકૃત દશમસ્કંધ અને નળાખ્યાનનું શાસ્ત્રીય રીતે સંશોધન કવિના બુદ્ધિચાતુર્ય અને રસિકતા માટે માન પેદા કરે છે.

દેશમાં નવા સુધારાનો સદેશો ઘેરઘેર પહોચાડવામા કવિનો હિસ્સો નાનોસૂનો ન હતો, અને એમની સાહિત્યસેવા પણ જેમ અપૂર્વ તેમ વિવિધ પ્રકારની, નવો ચીલો પાડતી, સશોધનાત્મક ઉચ્ચ કોટિની, નવવિચારભાવના અને આદર્શથી ઉછળતી, સ્ફૂર્તિદાયક અને પ્રેરણાત્મક હતી તેથી કવિએ સન ૧૮૫૮ મા કલમ પર નિર્વાહ કરવાનો નિશ્ચય કર્યો ત્યારથી તે સન ૧૮૮૬ માં મૃત્યુ થયુ ત્યાસુધી એ ત્રીસ વર્ષના ગાળામા નર્મદનુ નામ ગુજરાતી જનતાના મોઢે રમી રહ્યું હતું, અને સુધારાના કવિ તરીકે તેમ આદિ કોશકાર, સમર્થ ગદ્યલેખક, પ્રાચીન કાવ્યના સશોધક, નિપુણ ઇતિહાસકાર અને પ્રખર વિચારક તરીકે કવિએ બહોળી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. તે કાળની ઝાંખી આપણને કવિની કૃતિઓમા–એમના ગદ્ય અને પદ્ય લખાણમાં થાય છે; અને એ યુગને નર્મદયુગનું નામ આપવામા આવ્યુ છે તે સર્વથા ઉચિત છે. કવિની સાહિત્યસેવા એવી અપ્રતિમ છે કે અર્વાચીન ગુજરાતી સાહિત્યના આદિ સ્તભ તરીકે એમનું નામ સદાસ્મરણીય રહેશે; અને સાહિત્યની સિદ્ધિ અર્થે, સરસ્વતીની ઉપાસનામા પોતાનું સમગ્ર જીવન અર્પણ કરવાની કવિએ જે ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી તે સાભળીને આપણુ હૈયું થભી જાય છે: અને સહજ હૃદયમાંથી ઉદ્ગાર નીકળી પડે છે કે ખરે, તે વીર પુરુષ હતો; ધન્ય છે એ વીર નર્મદને ! ગુજરાત નર્મદ વડે ગુણવંતુ અને ગૌરવવંતુ છે. અનેક પ્રણામ હો એ ગુર્જરવીર નરરત્નને ! –જેણે આપણને શિખવ્યું:

'જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણુ પરભાત,

ધ્વજ પ્રકાશશે ઝળળઝળ કસુબ્બી, પ્રેમશૌર્યઅકિત
તુ ભણવભણવ નિજ સતતિ સઉને પ્રેમભક્તિની રીત;

ઊંચી તુજ સુદર જાત
જય જય ગરવી ગુજરાત !

અમદાવાદ,
તા ૧૦–૬–૩૩

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

# નર્મદાશંકર સાક્ષર ખરા ?

## રા. પ્રલ્હાદ ચન્દ્રશેખર દિવાનજી

નર્મદાશંકર કવિ હતા એ સુવિખ્યાત છે ને એ કયી પંક્તિના કવિ હતા તે વિષે એના સમકાલીન વિવેચક નવલરામથી માંડીને અત્યાર લગીમાં ઘણાએ પોતપોતાના અભિપ્રાય આપ્યા છે તેમ એ સુધારક હતા તે આખું ગુજરાત જાણે છે અને સુધારક તરીકેના એમના ગુણદોષનું પૃથક્કરણ આચાર્ય આનન્દશંકર વગેરેએ કરેલું છે—વળી એ શતાબ્દીમહોત્સવને પ્રસંગે એ બંને વિષય ઉપર અત્યાર લગીમાં જ અનેક લેખો લખાઇ ગયા છે અને ભાષણો અપાઇ ગયાં છે તે વિષેના આ ગ્રંથમા પણ કેટલાક લેખો આવશે જ અને એ પ્રસંગનિમિત્તે જે સભાઓ થશે તેમાં ભાષણો પણ અપાશે જ. તેથી તે વિષે લખવું તેમાં ચર્વિતચર્વણ જેવું થયા વગર રહે જ નહીં. માટે નર્મદાશંકર જીવતા હોત તો તેમને સાક્ષર કહી શકાય કે નહીં અને જો કહી શકાય તો એઓ કયી પંક્તિના સાક્ષર કહેવા તે વિષે હું થોડુંક લખવા ધારૂં છું.

પહેલા પ્રશ્નનો નિર્ણય કરવા માટે પ્રથમ ‘સાક્ષર’ શબ્દનો અર્થ શો તે નક્કી કરવું જોઇએ. ત્યારે એ શબ્દ **अक्षरेण सहितः साक्षर**ઃએવો અવ્યયીભાવ સમાસ છે. તેમાં **अक्षर** નો અર્થ “વિદ્યા” થાય છે માટે “સાક્ષર” એટલે “વિદ્યા જેની જોડે છે” અર્થાત્ કે “જે વિદ્યાવાન છે” તે “સાક્ષર” ની સંજ્ઞાને લાયક ઠરે છે. એથી ઉલટો શબ્દ “નિરક્ષર” છે તેનો અર્થ એવો છે કે જે “અક્ષરવર્જિત” અગર “વિદ્યાહીન” છે તે. જેને કાંઇજ લખતાંવાંચતાં આવડતું નથી હોતું તેને આપણે “નિરક્ષર” કહીએ છીએ. “સાક્ષર” શબ્દના ઉપલા યૌગિકાર્થ ઉપરથી અને તેથી ઉલટા શબ્દ “નિરક્ષર” જે અર્થમાં હંમેશાં વપરાય છે તે ઉપરથી એમ કહી શકાય કે જેને સામાન્ય લખતાંવાંચતાં આવડતું હોય તેને “સાક્ષર” કહી શકાય પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી. “સાક્ષર” શબ્દનો રૂઢાર્થ એવો છે કે કોઇ પ્રખર વિદ્વાન હોય તેનેજ તે સંજ્ઞા બહુમાનાર્થે લગાડવામાં આવે છે. ઘણાને યાદ હશે કે થોડાંક વર્ષ ઉપર કોઇએ કવિ નાનાલાલ સાક્ષર નહીં એમ કહેલું અને એકાદ વર્ષની વાત ઉપર મહાત્મા ગાંધીજીને ‘સાક્ષર’ કહેવાય કે નહીં તે બાબતમાં ‘ગુજરાતી’ પત્રમા શ્રી. ચન્દ્રશંકર અને કોઇ ગાંધીભક્ત વચ્ચે ચર્ચા ચાલેલી. ભાઇ ચંદ્રશંકરે કહેલું કે જોકે એ કબૂલ કરીએ કે મહાત્મા ઘણું સાદું અને સચોટ લખાણ લખે છે અને તેમના ‘નવજીવન’ માંના કેટલાક લેખો સારા ગુજરાતી ગદ્યના વિશિષ્ટ નમૂનારૂપ છે તો પણ તેટલા ઉપરથી મહાત્માને ‘સાક્ષર’ ની પંક્તિમા મૂકી શકાય નહીં—તેનું કારણ એમણે શું આપેલું તે મારા સ્મૃતિપટ ઉપરથી ભૂંસાઇ ગયું છે તો પણ એમની વિચારશ્રેણિ ધ્યાનમાં રાખતાં હું કલ્પી શકું છું કે એમણે એજ કારણ આપ્યું હશે કે મહાત્માએ ગુજરાતી ગદ્યપદ્યનો ઉંડો અભ્યાસ કર્યો નથી અને કોઇ પણ ગુજરાતી લેખક વિષે વજનદાર અભિપ્રાય ઉચ્ચાર્યો નથી અગર ઉચ્ચારવાની સ્થિતિમાં નથી. આ કારણ હું પણ માન્ય રાખ્યું છું અને તેથી મારા મતે પણ ‘સાક્ષર’ એટલે ‘માત્ર લખી વાંચી જાણનાર’ નહીં, ‘માત્ર સુશિક્ષિત પણ’ નહી પરંતુ ‘પ્રખર વિદ્વાન’ ત્યારે આપણા પ્રથમ પ્રશ્નનો એ અર્થ થયો કે નર્મદાશંકરને ‘પ્રખર વિદ્વાન’ કહી શકાય કે નહીં ?

હવે કોઇ પણ ગત મનુષ્ય પ્રખર વિદ્વાન હતો કે નહી તે તેના લખાણો ઉપરથીજ નક્કી થઇ શકે છે કારણ કે તેણે કોઇ પણ વિષય ઉપર લેખ લખ્યો હોય, તેમા શાસ્ત્રીય દ્રષ્ટિએ તે વિષયનુ વિવેચન કીધું હોય અને પોતાના અભિપ્રાયોનું સમર્થન તે વિષય ઉપરના પોતાના પૂર્વકાલીન અગર સમકાલીન લેખકોએ જૂદી જૂદી ભાષામાં જે જે અભિપ્રાયો દર્શાવ્યા હોય અગર માહિતી આપી હોય તેણેથી કર્યું હોય, જૂદા જૂદા પ્રમાણોની તુલના કરેલી હોય એ વગેરે ઉપરથી આપણે અનુમાન બાંધી શકીએ છીએ કે તે બહુશ્રુત હતો કે નહી અને વિચક્ષણ હતો કે નહી ? કવિએ રચેલા ગદ્યગ્રંથોનું જ પૂર સેંકડો પાનાનુ થવા જાય છે. તેનુ ધૈર્યથી પરિશીલન કરતા આપણે જોઇએ છીએ કે તેમનામાં બહુશ્રુતતા અને વિચક્ષણુતા હતી.

આમ નર્મદાશંકર વિદ્વાન અને બુદ્ધિશાળી હતા એ વાત એના ગદ્યલેખો ઉપરથી સિદ્ધ થાય છે અને તેથી આપણા પહેલા પ્રશ્નનો ઉત્તર હકારમા આવી જાય છે એટલે કે એઓ માત્ર નામનાજ નહી પરંતુ ખરેખરા ' સાક્ષર ' હતા એમ ફલિત થાય છે.

હવે એઓ કયી પંકિતના સાક્ષર હતા તે પ્રશ્નનો ઉત્તર રહ્યો. તે આપવો જરા મુશ્કેલ છે; કારણ કે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ કોને કહેવા તે કાઇ નક્કી થયું નથી અને તે બાબતમાં મતભેદ હોવો સાહજીક છે તોપણ સમસ્ત ગુજરાતી સાહિત્યનો ઉંડો અભ્યાસ, પ્રાચીન સાહિત્યનું સંશોધન કરવાની ખંત અને આવડત, નવું શિષ્ટ સાહિત્ય અસ્તિત્વમા આણવું અને તે કેમ આણી શકાય તે વિષે માર્ગદર્શક સૂચનાઓ કરવી, અને તે માટે જોઇનાં સાધનો પૂરાં પાડવા. વિવેચનશક્તિ ખીલવીને તેનો લાભ જનતાને મળે તે માટે સૂચનાઓ કરવી, તેના પ્રત્યક્ષ ઉદાહરણો પૂરાં પાડવાં અને તેમ કરવામાં ઇતર ભાષાના સાહિત્યોનો પરિચય કરવો અને કરાવવો, એ જો ઉત્તમ સાક્ષરત્વના લક્ષણુ હોય,–કે જે હોય એમ પાછળથી થયેલા સર્વમાન્ય સાક્ષરો શ્રીગોવર્ધનરામ, મણિલાલ નભુભાઇ, રણછોડરામ, કમળાશંકર, નરસિંહરાવ, કેશવલાલ, બળવંતરાય વગેરેનાં દૃષ્ટાન્તો ઉપરથી હું માનુ છું–તો નર્મદાશંકર ઉત્તમ પંકિતના સાક્ષર હતા એમ કહી શકાય. વળી ગુજરાતના એ ઉચી પંકિતના સૌથી પ્રથમ સાક્ષર હતા એ માટે એમને વિશેષ માન ઘટે છે.

શ્રી. દેરાસરીએ ' સાઠીના સાહિત્યનુ દિગ્દર્શન ' એ ગ્રંથમાં લખ્યું છે કે અંગ્રેજી પદ્ધતિની કવિતા કરનાર કવિઓમાં એ પ્રથમ ખરા છતા તે કરવામા એ નિષ્ફળ નીવડેલા કવિ હતા અને શ્રીનૃસિંહરાવના જેવા ઉત્તમ કવિ નહીં ( પૃ૦ ૧૩૭–૧૪૨ ). એ અભિપ્રાય સપ્રમાણ હોય યા ન હોય તે બાજુએ રાખીને શુ એમના સાક્ષરત્વને માટે પણ તેમ કહેવુ પડે એમ છે કે કેમ એ પ્રશ્ન વિચારવા જેવો છે. તે કરવા જતા લેખનો વિસ્તાર વધી પડે છતા એટલુ કહ્યા વગર ચાલતું નથી કે એના ' સાકાર, ' ' ભકિત, ' ' પારસી કવિતા, ' ' ભરતી ઓટ અને પ્રવાહ, ' ' આજકાલ, ' ' રાસમાળા, ' ' સર વિલિયમ જોન્સ, ' ' વલ્લભ વાર્તા, ' ' કવિતાજાતિ ' ' લાવણી, ' ' ગાથા વિષે ચરચાપત્ર' ', ' નવા પુસ્તકોની પહોચ, ' ' હૈયે તેવુ હોઠે, ' ' સુખ, ' ' બેંકબાઇનો વિલાપ, ' ' ગંજનામું ' વગેરે લેખોમા ' જેહેવી ' ' તેહેવી, ' ' જાંહા ' ' તાહાં ', ' કાહા ', ' લોહોડું ', ' સિવાએ ' ' સિવાયે ', ઠરાવ ', ' દરશન ', ' મનિષ, ' ' સણુગાર ' ' નીમ, ' ' સપના, ' ' ઇયાદ, ' ' કુમેંદ્રિ, ' ' જબા, ' ' ફરે છ, ' ' કરે છ ' ' ઉતરાવીએ છ ',

'ચાંપું છ,' 'બોલું છ,' 'તેનો,' 'દીઠા ન,' 'રહતી,' 'કેટ,' 'નાંગ,' 'સાલા,' 'કહેવું,' 'બેઠા છઉં,' 'જોશે,' 'બાઓશયાની,' 'ઢાગમ' વગેરે ઘણા અશુદ્ધ ઉચ્ચારવાળા અને 'સુરતી' બોલીના શબ્દો જોવામાં આવે છે. હાલના જમાનામાં કોઈ સામાન્ય શિક્ષિત મનુષ્ય પણ તેના લેખમાં ન વાપરે તેવા પણ શબ્દો તેના વાપરવામાં આવ્યા છે, મુદ્રાયન્ત્રાલયને એમાં સુધારા કરવા પડયા તેનું એજ કારણ. નર્મદાશંકરની પછીના ગાળાની કૃતિઓ સિવાયના બીજાના લેખોમાં આવા શબ્દો જોવામાં આવતા નથી—પરંતુ એટલા ઉપરથી તેની સાક્ષરપંક્તિમાં અગ્રપદે બેસવાની યોગ્યતામાં ખામી આવતી નથી કારણ કે લેખકની તો ભાષા ગૌણ છે, લેખનો મુખ્ય જે વિચાર છે તે જો ઉદાત્ત હોય, ભાવિ પ્રજાને ઉપયોગી હોય, દીર્ઘ દૃષ્ટિ અને ઉંડી વિદ્વત્તા દર્શાવતા હોય તો લેખકને સાક્ષરપંક્તિમાં મૂકવોજ પડે. તે બાબતમાં પણ એટલું તો કહેવુંજ જોઈએ કે શ્રી. નૃસિંહરાવ, કેશવલાલ, બળવંતરાય જેવા આધુનિક સાક્ષરો ગ્રંથસંશોધન અને ભાષાશાસ્ત્રમાં જેટલા ઉંડા ઉતરી શક્યા છે તેટલા નર્મદાશંકર ઉતરી શકેલા નહીં. પરંતુ એ ધ્યાનમાં રાખવાનું છે કે નર્મદાશંકર આજથી સો વર્ષ પૂર્વે જન્મ્યા હતા અને આજથી સુડતાલીસ વર્ષ પૂર્વે ગુજરી ગયા હતા અને તેથી છેલ્લા લગભગ અર્ધા સૈકામાં પ્રાકૃત ભાષાઓ અને અપભ્રંશ વિષેના જ્ઞાનની જે પ્રગતિ થઈ છે તેનો લાભ તેને મળેલો નહીં. તે સમયના એ આધુનિક સાક્ષરોની જોડે એમને સરખાવીએ તો એજ ધોરણે સરખાવાય કે તેના પોતાના વખતમાં જેટલો જ્ઞાનનો વિકાસ થયેલો તેનો ઉપયોગ એણે કીધેલો કે નહીં અને તે ધોરણે જો સરખાવીએ તો એમ નિર્વિવાદપણે કહી શકાય કે એમણે પોતાનાં વખતના જ્ઞાનના સાધનોનો બને તેટલો ઉપયોગ કરવામાં પાછી પાની કરી નથી, એટલુંજ નહી, પરંતુ તેને એણે પોતાના કરી લીધા હતા. ઉદાહરણાર્થ સને ૧૮૮૫ મા પ્રસિદ્ધ થયેલા એમના 'ધર્મવિચાર'માની ભાષામા ઉપર લખ્યો છે તેવો દોષ બહુજ થોડો છે અને ભાષા અને શૈલી વધુ ઉચી કક્ષાના છે તેથી જેમ શ્રી. નૃસિંહરાવ પોતાની સોલાહૅટથી કે શ્રી. કેશવલાલ પોતાની અમદાવાદી પાઘડીથી અને શ્રી. બળવંતરાય નિવૃત્તિ પછી ધારણ કરેલી લાંબી ટોપીથી ગુજરાતી સાક્ષરમંડળમા શોભે છે તેમ શ્રી. નર્મદાશંકર જો આજે જીવતા હોત તો તે પોતાની મોટા ઘેરે વાળી ચકકરી પાઘડીથી શોભી શકે એવા હતા અને જ્ઞાનવૃદ્ધોના એ મંડળમા એ વયોવૃદ્ધને અગ્રસ્થાન જ આપવું પડત.



## નર્મદચરિત્ર*

### રા. જ્યોતીન્દ્ર હ. દવે

નર્મદાશંકરની જીવનકથા એમના મિત્ર અને પ્રશંસક સ્વ૦ નવલરામભાઈએ વિસ્તારથી અને વિવેચનપૂર્વક લખી છે. એટલે અહિં તો માત્ર નર્મદના જીવનના મુખ્યમુખ્ય બનાવોનું સક્ષેપમાં જ વર્ણન કરીશું.

* લેખકની અપ્રસિદ્ધ ગ્રંથિકા 'નર્મદ' નું આ પહેલુ પ્રકરણ છે—સંપાદક

ઇ. સ. ૧૮૩૩ના ઑગષ્ટ માસની ૨૪ મી તારીખે, એટલે સંવત ૧૮૮૯ના પ્રથમ ભાદ્રપદની સુદ દશેમે, પ્રાતઃકાળે નર્મદનો જન્મ સુરત શહેરમા થયો હતો. એમના પિતાનું નામ લાલશંકર અને માતાનું નામ નન્દદુર્ગાગૌરી હતુ જ્ઞાતિએ એ વડનગરા વૈદિક નાગર બ્રાહ્મણ હતા.

લાલશંકરની સાંસારિક સ્થિતિ મધ્યમ પ્રકારની હતી. એ લહીઆનુ કામ કરી પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતા. આ દેશમા સરકારે કેળવણીનાં બીજ પ્રથમ રોપ્યા ત્યારે મુંબઇમાં એક શિલાછાપનું છાપખાનું કાઢી તેમા બધી ચોપડીઓ છાપવામા આવતી. એ છાપખાનામાં લહીઆતું કામ લાલશંકર કરતા આ રીતે આપણા દેશની કેળવણીના બીજારોપણમાં લાલશંકરનો હાથ, અપ્રત્યક્ષ રીતે, હતો એમ કહી શકાય; અને ગુજરાતના સાહિત્યને સમૃદ્ધ કરવામાં એમના પુત્રનો પ્રત્યક્ષ હાથ કેટલો હતો એ સર્વ ગુર્જરપુત્રો જાણે જ છે.

લાલશંકરને ધંધાર્થે મુંબઇ રહેવુ પડતુ હોવાથી નર્મદના જીવનનો બાલ્યકાળ મોટે ભાગે મુંબઇમા જ ગએલો. નાનપણમા નર્મદાશંકરનો સ્વભાવ શાંત હતો. પોતાની 'હકીકત' મા એ લખે છે.

'નાનપણમા મારી તબીયેત ધીંગામસ્તીવાળી તોફાની નહિ ? પણ ઠાવકી મરજી મુજબ ન થયેથી ખુણામાં ભરાઇ ધીમે ધીમે રડયા કરૂ તેવી ખરી. હું માબાપ સિવાય કોઇને દેખું કે શરમાઇ ખુણામા અથવા માની સ્હોડમા ભરાઇ જતો બિહકણ પણ હતો નર્મદાશંકરે જાતે જ આ શબ્દો લખ્યા ન હોત તો કોઇ માનત પણ નહિ કે 'યાહોમ કરીને' પડવાનો ઉપદેશ દેનાર તેમજ તે મુજબ આચરણ રાખનાર નર્મદ બ્હીકણ અથવા શરમાળ હતો.

ઇ. સ ૧૮૩૮મા એટલે પાચ વર્ષને વયે કવિએ ભૂલેશ્વર આગળ નાનામહેતાની ગામઠી નિશાળે જવા માડયુ. ત્યાર પછી પાચ વર્ષ રહીને એટલે ૧૮૪૩મા સુરતમા દુર્ગારામ મહેતાજીની શાળામા દાખલ થયા

૧૮૪૪માં શાસ્ત્રી સુરજરામની પુત્રી નાનીગૌરી સાથે કવિએ લગ્ન કર્યાં.

ઇ સ. ૧૮૪૫ માં ગુજરાતી અભ્યાસ પૂરો કરી પ્રો. હાર્કનેસ આગળ પરીક્ષા આપી 'ઍલ્ફિન્સ્ટન સ્કૂલ' મા એ દાખલ થયા સ્કૂલના બધા માસ્તરો નર્મદાશંકરના અભ્યાસથી રાજી હતા. સાહિત્ય ને ખાસ કરીને ભૂમિતિ તથા બીજગણિત નર્મદના પ્રિયવિષય હતા. મિ. ગ્રેહામ તો એને Geometrician (ભૂમિતિનિષ્ણાત) કહેતા સદ્‌ગત નવલરામભાઇ લખે છે કે,—

'ભૂમિતિથી તોલનશક્તિ કેળવાય છે તેનો એ પ્રત્યક્ષ દાખલો છે. કવિ રસતરંગે પોતાના કવનમાં ગમે એટલા ચડે છે, તોપણ તેની વાણી હમેશાં સકારણ, સયુક્તિક અને યથાર્થતાથીજ ગોઠવાયલી માલમ પડે છે તે આ તોલનશક્તિને પ્રતાપે ખંડનમંડનના વાદમા નર્મદાશંકરની કલમ તલવારની માફક કાપતી ચાલી જાય છે તેનુ પણ કારણ એજ કોશાદિક ગંભીર ગ્રંથોની રચનામા તો આ શક્તિ ખાસ જરૂરની હતી, અને તે હોવાવીજ આ ગ્રંથો સારા બન્યા છે.

અંગ્રેજી શાળાનો અભ્યાસ પૂરો કરી ઇ. સ. ૧૮૫૦ ના એપ્રિલ માસમા 'કૉલેજમાં' દાખલ થવાની પરીક્ષા પસાર કરી રૂ ૧૦ ની 'સ્કૉલરશિપ' મેળવી, જુન માસમાં નર્મદાશંકર

કૉલેજમાં દાખલ થયા. પરંતુ માત્ર આઠ મહિનામાંજ કૉલેજ છોડીને એમને સુરત જવું પડ્યું. એમનાં પત્નીની ઉમ્મર મોટી થઇ હતી તેથી ગૃહસંસારનો આરંભ કરવા નર્મદને સુરત જવું પડ્યું. પરંતુ કવિનો આ ગૃહસંસાર દીર્ઘકાળ સુધી ચાલી શક્યો નહિ. ઇ. સ. ૧૮૫૩ માં એમની પત્નીનું મરણ થયું.

મુંબઇમાં હતા તે દરમ્યાન કવિએ 'જુવાન પુરુષોની અન્યોઅન્ય બુદ્ધિવર્ધકસભા' સ્થાપી. પાછળથી એ સભાનું નામ બદલી '**બુદ્ધિવર્ધક હિંદુ સભા**' રાખ્યું હતું. 'મહિનામાં ચાર વાર મળવુ, તેમાં બે વાર સભાસદોએ નિબધો લખી માહોમાંહે વાંચવા તથા બે વાર જાહેર-સભા ભરી લોકોનો સુધારો કરવો' એવો તેમાં નિબંધ હતો. એ નિયમ પ્રમાણે 'મંડળી મળવાથી થતા લાભ' વિષે નર્મદાશંકરે મોઢેથી પહેલું ભાષણ આપ્યું હતું. પાછળથી ગુજરાતના સુધારા પર એ સભાની ભારે અસર થઇ હતી અને એનાં મુખપત્રમાંજ નર્મદની કલમે પ્રથમ દેખા દીધી હતી.

સુરત આવ્યા પછી થોડા વખતમા નર્મદાશંકરે એક મંડળી ઉભી કરવાનો વિચાર કર્યો, ને એ વાત એમના સગા દોલતરામને કહી. ભાગીદારો કરી 'સ્વદેશહિતેચ્છુ' નામની મંડળી સ્થાપી અને એક મુદ્રણાલય પણ કાઢ્યું. એક પાસથી મુદ્રણાલયમાથી 'જ્ઞાનસાગર' નામનું વર્તમાનપત્ર કાઢવા માડ્યું. પહેલું ભાષણ 'મંડળી મળવાથી થતા લાભ' એ વિષય ઉપર નર્મદાશંકરે લખીને વાચ્યું હતું. આ 'જ્ઞાનસાગર'નું વહેણ વર્ષ દિવસ વહીને બંધ પડ્યું ને 'સ્વદેશહિતેચ્છુ' મડળી પણ અંધકારમાં વિલીન થઇ ગઇ. 'જ્ઞાનસાગર'નાં લખાણોમાં નર્મદાશંકરનો હાથ બહુજ ઓછો હતો. એ લખે છે કે,—

"'જ્ઞાનસાગર'માં મેં કંઇજ લખ્યું નથી, તે દોલતરામ લખતા. હું ભાંગ પીતો, પાક ખાતો બીજી જાતની કોઇ પણ કેફ કરતો નહિ ) × × × એકાંતમાં હું નામ મેળવવાના (પૈસા મેળવવાના નહિ ) અને પ્રેમ સબંધી વિચારો કરતો ')

ઇ. સ. ૧૮૫૨ માં કવિને રાંદેરની શાળામા મહેતાજીની નોકરી મળી. ૧૮૫૩ માં સુરત શહેરમાં એમની બદલી થઇ. આ નોકરી કરવી નર્મદને જરા પણ રુચતી નહિ, પણ 'એકાથી બેગાર ભલો' જાણીને જ એ લીધી હતી.

ઇ. સ. ૧૮૫૪ માં કવિ પાછા મુંબાઇ આવ્યા. ૧૮૫૧–૫૪ સુધી કવિએ કંઇ વાંચેલું અથવા સુધારા સંબંધી મનન કરેલું નહિ. બે ત્રણ ભાષણો માત્ર કરેલા. પોતાની 'હકીકત'માં લખે છે.

'સુધારાના અને તેને પછી અમલમાં આણવાના વિચાર; પછી ખાનગી કે જાહેર, તે વખત ખીલદલ નહોતા જાતિભેદ પુનર્વિવાહ, મૂર્તિપૂજા, ભક્ષ્યાભક્ષ્ય, વગેરેના સુધારાના સંબંધી વિચારોનું મને સપનું પણ નહિ હતુ ઉદ્યોગ રાખવો, સંપ રાખવો, ભાષણો કરવાં, નિબધો વાંચવા, ગ્રંથો લખવા અને દેશનુ ભલુ કરવુ એટલુજ હુ સુધારા સંબધી જાણતો.

સ્ત્રીના મૃત્યુથી એ આ મોહનિદ્રામાંથી ઝબકી ઉઠ્યા. મુંબઇ જઇને જીવરાજ બાલુવાળાને ત્યાં ખાનગી શિક્ષક તરીકે રહ્યા; અને 'પેઇંગ સ્ટુડંટ' તરીકે ફરીથી 'કોલેજ' માં દાખલ થયા. ઇ. સ. ૧૮૫૫ નું વર્ષ નર્મદના જીવનકાળમાં ઘણું અગત્યનું છે. અત્યાર સુધી કવિને કવિતા માટે કોઇ પણ પ્રકારનો મોહ થયો નહોતો. 'જ્ઞાનસાગર'નો છાપનાર જદુરામ નર્મદનો મિત્ર હતો. તે કોઇ કોઇ દિવસ દોહરા ચોપાઇની માત્રા વિષે બોલતો, પરંતુ નર્મદાશંકર તે બેદરકારીથી જ સાંભળતા. દલપતરામ ગુજરાતને પોતાના કાવ્યોનું આસ્વાદન કરાવતા ફરતા હતા. તેના વિષે નર્મદ લખે છેઃ

આવેથી હુ એને ઓળખતો કે આ દલપતરામ કવિ છે–નહિ જેવા કોઇ આશ્ચર્યથી હું તેની તરફ જોતો ખરો પણ કોઇ દહાડો તેની પાસે ગયો નથી. × × × × તેઓ કિલ્લા આગળ પરહેજગાર મંડળીમાં ટેક ન કરવા સંબંધી ગરબી, લાવણીઓ વાંચતા પણ હું કોઇ દહાડો સાંભળવા ગયો નથી. એણે જ્યારે ૧૯૦૭ મા લાઇબ્રેરીમા હુન્નરખાનનું ભાષણ આપ્યુ ત્યારે હુ ત્યાં ગયો હતો. ० ० ० એજ વરસમા ભરૂચના મોઢવણિક કવિ મનમોહનદાસ રણછોડદાસે પણ કવિતામાં એક ભાષણ કર્યું હતુ ત્યા વળી ફરતો ફરતો જઇ ચહડયો હતો"

ઇ. સ. ૧૮૫૫ માં કવિતા કરવા તરફ કવિની વૃત્તિ પ્રથમ ઉત્પન્ન થઇ, મનને શાંત કરવા, તથા ચલિત વૃત્તિને ઠેકાણે આણવા ધીરા ભગતના પદો બોલતાં બોલતાં કવિને એ ઢાળમા પોતે કંઇ બનાવવાનુ મન થયું. એ સબંધમા કવિ લખે છેઃ

સપ્ટેબરની શરૂઆતમા ધીરા ભગતના બે ત્રણ પદ મારા વાચવામાં આવ્યાં તે ઉપરથી હું દાહાડોરાત તેનીજ લવારી કરતો. એ પદોના વિચાર મારી વૈરાગ્યવૃત્તિને મળતા હતા. ચોથે કે પાચમે દાહડે મારા મનમા સહજ આવ્યુ કે હુ પણ એ ટાળનું કઇ બનાવું. પછી મે 'પરબ્રહ્મ જગકર્ત્તા રે સ્મરોની ભાઇ હરઘડી' એ પદ બનાવ્યું, બીજે દહાડે 'જીવ તુ મૂરખ સમજે રે, કહું છુ વેલા ફરી ફરી' એ બનાવ્યું, પછી વિચાર કર્યો કે આવી રીતે હું જાને બનાવવાની ટેવ રાખું તો મારી વૃત્તિ ઠરીઠામ થાય ખરી. ××× વળી વિચાર્યું કે ભણવુ, કમાવુ, બૈરી કરવી એ સહુ આનંદને માટે છે ને મને જ્યારે પદો બનાવવાથી આનંદ થાય છે ત્યારે હુ તો એજ કામ કરીશ ને શેર જુવાર તો મળી રહેશે.

આ પ્રમાણે નર્મદે પોતાના આનંદને માટે પદો બનાવવાનો અભ્યાસ રાખવાનો વિચાર કર્યો. આ ગુજરાતી પદો બનાવતા પહેલાં એમણે 'સોએક લીંટીઓ અંગ્રેજીમાં પરચુરણ બાબતની જોડીને મિ. રીડને બતાવી હતી. પરતુ એણે તે જોઇને નર્મદાશંકરને હસી કાઢયા હતા. સપ્ટેબરની ૨૧ મી–પોતાની ૨૩ મી જન્મગાંઠ–થી નર્મદ પોતાની કવિતાનો પ્રારંભ ગણે છે.

આ પ્રમાણે કવિતાનો આરંભ કર્યા છતા, ઘણા ઉગતા કવિને ન જણાતું, કાવ્યશાસ્ત્ર સંબંધીનું પોતાનું અજ્ઞાન નર્મદને સાલવા માંડયું. કાવ્યરચનામાં છંદનું જ્ઞાન અવશ્યનું છે, તેથી નર્મદે પ્રથમ પિંગળશાસ્ત્ર શીખવાનો વિચાર કર્યો, પરંતુ તે કાળે પિંગળના ગ્રંથો ઘણા દુર્લભ હતા. ગુજરાતી ભાષામાં તો એક પણ પિંગળ હતું નહિ. દલપતરામને

લખવા ધાર્યું. પણ કદાચ હસી કાઢશે કરી એ ધારણા પડતી મૂકી. નર્મદાશંકર, એ કાળે દલપતરામની કવિતા જોઇ જોઇને પોતે કાવ્યો રચતા. આમ આડી રીતે દલપતરામ અજાણ્યે નર્મદાશંકરના ગુરુ બન્યા! ઘણી તપાસ કર્યા પછી કાલિદાસકૃત શ્રુતિબોધ મળી આવ્યું; અને દાદાદેવ શાસ્ત્રી નામના એના શીખવનાર પણ મળી આવ્યા. આઠ દિવસમાં એ ગ્રંથ પૂર્ણ કર્યો.

આવી રીતે મનોવૃત્તિ કવિતા રચવામાં, તેને સારુ સાધન સામગ્રી મેળવવામાં, તેનાં શાસ્ત્રાદિકનું જ્ઞાન સંપાદન કરવામાં તલ્લીન રહેવાથી, કવિને 'કૉલેજ'ની પરીક્ષામાં 'સ્કોલરશીપ' ન મળી શકી. આથી ઇ. સ. ૧૮૫૬ ની ૨૮ મી જુને એમણે 'કૉલેજ' ને છેલ્લા નમસ્કાર કર્યા. આજ વર્ષમાં એમનુ દ્વિતીય લગ્ન શાસ્ત્રી ત્રિપુરાનંદની પુત્રી ડાહીગૌરી સાથે થયું.

'શ્રુતબોધ' શીખવાથી માત્ર અક્ષરમેળ વૃત્તોનું જ્ઞાન થયું, પરંતુ દોહરા, ચોપાઇ ઇત્યાદિ માત્રામેળ છંદો તો પ્રથમ જેટલા જ અગમ્ય રહ્યા. એ છંદો વિષે સંસ્કૃતગ્રંથોમાં જરા પણ ઉલ્લેખ હોતો નથી એટલે નર્મદાશંકરે પ્રાકૃત પિંગળગ્રંથોની તપાસ કરવા માંડી. ૧૮૫૬ ના નવેંબરમાં 'જ્ઞાનસાગર'ના છાપનાર જદુરામ સાથે ફરતાંફરતાં સુરતમા એક કડિયા પાસે એવો કોઇક ગ્રંથ છે એમ એમને ખબર પડી. એની પાસેથી 'છંદરત્નાવળી' નામનું પુસ્તક નીકળ્યું, પણ તે એણે કવિને ઘેર આપવાની ના પાડી. રોજ સવારે ખડિયો ને કલમ લઇ નર્મદાશંકરે એને ત્યા જઇ એ ગ્રંથ ઉતારવા માંડયો.

એ કડિયા પાસે કેટલાક ચિત્રકાવ્યો પણ હતા, તે પણ નર્મદાશંકરને ઊતારી લેવાનું મન થયું. થોડા દહાડા પછી એ કડિયાએ રોજ અમુક પાનાં ને ચિત્રકાવ્યો નર્મદાશંકરને ઘેર ઊતારી લેવાને આપવાનું કબૂલ કર્યું. નર્મદાશંકર રોજ ચાર પાંચ ચિત્રકાવ્યો લઇ, ચીતારાની દુકાને નકલ ચીતરાવવા આપી, સાંઝે તે પાછા લઈ આવી તેમાં કવિતા ઊતારી લેતા ને 'રત્નાવળી' માંથી પણ ઊતારો કરતા આટઆટલો પરિશ્રમ વેઠી નર્મદે પિંગળનું જ્ઞાન સંપાદન કર્યું.

૧૮૫૬ થી ૧૮૫૭ સુધીના 'બુદ્ધિપ્રકાશ'ના કેટલાક અંકોમાં દલપતરામ પિંગળ વિષે લખતા હતા—અતિશય ધીમા વેગથી, તે કવિના પિતા લાલશંકરના જોવામા આવ્યું. તે ઉપરથી એમણે નર્મદને કહ્યું, 'કવિતાની રીતિઓ પણ કવિતામા લખવી એ મોટી વાત છે.' નર્મદે પ્રત્યુત્તર આપ્યો, 'તેમા કંઇ દમ નથી.' લાલશંકર બોલ્યા, 'હું તો તારી હોંશિયારી ક્યારે જાણું કે પિંગળ બનાવે ત્યારે.' આ ઉપરથી નર્મદાશંકરે પિંગળનો આરંભ કર્યો, ને એપ્રિલ માસમા 'પિંગળપ્રવેશ' નામનો ગુજરાતી ભાષામાં પિંગળનો પ્રથમ ગ્રંથ પ્રગટ કર્યો. એ અરસામા ગોકળદાસ તેજપાલ વિદ્યાલયમા એ અધ્યાપક તરીકે રહ્યા.

પિંગળનો અભ્યાસ પૂરો કરી કવિએ અલંકાર ને રસશાસ્ત્ર શીખવા માંડયા, અને એ બંનેનું અધ્યયન પૂરું થતા જ 'અલંકારપ્રવેશ' ને 'રસપ્રવેશ' પ્રગટ કીધાં. આમ કવિ જે વિષયનો અભ્યાસ પૂર્ણ કરતા તેનો લાભ તરત જ પોતાના અન્ય ગુર્જર બન્ધુઓને આપવાની

ઉત્કંઠાને રોકી શકતા નહિ. આ સિવાય કાવ્યશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, ચંપૂ, નાટકાદિ અનેક સંસ્કૃત ગ્રંથોનું પરિશીલન પણ કવિએ કરી લીધું. અને આજ વર્ષમાં એટલે ૧૮૫૮માં 'નર્મકવિતા'ના બે અંકો બહાર પાડ્યા.

આમ કવિ થવાના મહાપ્રયત્નનો કાળ ૧૮૫૫ થી તે છેક ૧૮૫૯ના અંત સુધી ચાલ્યો. કવિ થવાને આટઆટલા ભગીરથ પ્રયત્નો, આટલા લાંબા કાળ સુધી, કરવાની આવશ્યકતા દરેક ઉગતા કવિને હોત તો 'કવિનો રાફડો' એવી શબ્દયોજના કદિ પણ થાત જ નહિ.

આખા જીવનકાળમા એકાદ દિવસ એવો હોય છે કે તેની ગાઢ અસરથી આખા જીવનનું પરિવર્તન થઇ જાય છે. ૧૮૫૮ના નવેમ્બરની ૨૩મી તારીખ તે નર્મદના જીવનકાળનો એવો દિવસ. યશ સમૃદ્ધિ ને અર્થદારિદ્રના ઊંડા મૂળ એ દિવસે નંખાયાં. સરસ્વતીસેવામાં જ જીવન નિર્ગમવાનો નિશ્ચય કરી નર્મદે નોકરીનું રાજીનામું આપ્યું. એ ધન્ય દિવસની યાદગિરીમા એ લખે છે કે, 'ઘેર આવી કલમના સામુ જોઇ આંખમાં ઝળઝળિયા સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં." ગુર્જર ભાષાને સમૃદ્ધ કરવાના કોડે ભર્યા હૈયાના આ છલકાઇ જતા બોલ સાંભળી કયા ગુર્જરપુત્રની આખમા પણ ઝળઝળિયાં–ગર્વાનન્દનાં ઝળઝળિયાં–આવ્યા વગર રહેશે ?

કવિને ઉત્તર વયમાં અનેક પ્રકારની આર્થિક આપદાઓ સહન કરવી પડી તેનું મૂળ આ પ્રતિજ્ઞામા જડે એમ છે, સાહિત્ય સરજી ગુજરાતમાં કમાવાની ઇચ્છા રાખવી એ મૂર્ખાઇ છે નર્મદને કદરદાનો નહોતા મળ્યા એમ નહિ; પરંતુ મોટે ભાગે એ કદરદાનોની કદર પ્રશંસા કરવામા પર્યાપ્ત થઇ જતી, 'વિષયી ગુરૂ' ને 'ગુરૂની સત્તા' નામના બે નિબંધો નર્મદે લખ્યા હતા. મથુરાદાસ લવજી ને ડૉ. ભાઉ દાજીએ એ નિબંધો છપાવી આપવાની ઇચ્છા દર્શાવી. ડૉ. ભાઉએ 'લિથો'મા નહિ પણ 'ટાઇપ'મા છપાવવાનો આગ્રહ કર્યો, ને 'બિલ' પોતે ચૂકવી આપવાનુ કબૂલ કર્યું. નર્મદે નિબંધો છપાવ્યા. 'બિલ' આવ્યું. બેમાથી એકે કંઇ પણ આપ્યું નહિ. કરજ કરીને નર્મદે 'બિલ' ચૂકવ્યું. ચોપડીઓ મંદિર આગળ જઇને લોકોમા લૂંટાવી દીધી ! કારણ એમણે એવું જણાવ્યું છે કે 'એટલી એટલી ચોપડીઓ હું ભાડાના ઘરમા રાખું કહાં ?" છએક મહિને ભાટિયાઓમાંથી સોએક રૂપીઆ જેટલી ('બિલ' કરતા ઘણી ઓછી) રકમ આવી તે એમણે 'તંગી ને પિતાની જીદ' એ બેને લીધે સ્વીકારી.

નોકરીનો ત્યાગ કર્યા પછી ઉદરનિર્વાહને અર્થે કવિએ કંઇ કંઇ તરંગો રચેલા, હરદાસ થવાનો, કાઠિયાવાડના નવા સ્વામીનારાયણ સંપ્રદાય સાથે ભળી જવાનો, સુધારકો પાસે 'મિશન' કઢાવી તેનું પ્રચારકાર્ય કરવાનો, વગેરે ઘણા પ્રકારના સંકલ્પો કરેલા; પણ સ્વ. નવલરામભાઇ લખે છે તેમ, 'તે કાળવિરૂદ્ધ હોવાથી નિષ્ફળ ગયા.' હરદાસની કથામાથી કંઇક અર્થપ્રાપ્તિ થઇ હતી ખરી પણ તે નજીવી જ. હરદાસી કરવાને અર્થે ચૂડારાણપુર જઇ એક જણને મળવાનો કવિએ નિશ્ચય કર્યો. ભાવનગર સુધી ગયા પછી અમુક કારણવશાત્ ચૂડારાણપુર જવાનું તો

માંડી વાળવું પડયું, પરંતુ ભાવનગરમાં ત્યાંના પ્રખ્યાત વિદ્વાન ગગા ઓઝા સાથે તેમનો મેળાપ થયો. ગગાભાઇ પાસે મનોહર સ્વામીનાં પદો હતાં, તે એમના કહેવાથી સંશુદ્ધ કરાવી નર્મદે છપાવ્યાં.

ઇ. સ. ૧૮૫૯ ના મે માસમા કવિ દલપતરામ આંખનું ઓપરેશન કરાવવા મુંબાઇ આવ્યા. નર્મદાશંકર તે સમયે મુંબાઇમાં જ હતા. બન્નેની મહાકવિમાં ગણના થવા માંડી હતી. એ બેની શૈલીમાં આકાશપાતાળનો ફેર હતો. એકને ગગનમા ચઢાવી અન્યને પાતાળમાં ધકેલી દેનારા બંનેના ઉપાસકો હતાં. આથી સ્વાભાવિક રીતે એ બેને ભેગા કરી દરેકની કવિતા કેવી છે તે જોવાની ઇચ્છા લોકોને થઇ. એ ઇચ્છાના પરિણામે તે સમયના 'ઓરિએન્ટલ ટ્રાન્સલેટર' વિનાયક વાસુદેવે વાલકેશ્વરમાં ભગવાનદાસને બંગલે નર્મદદલપતને ભેગા કર્યા. બંનેએ પોતપોતાની કવિતા સભળાવી. વર્તમાનપત્રોમા કોને શ્રેષ્ઠ પદ આપવુ તેની ચર્ચા ચાલી. 'પારસીપંચે' તો બન્ને એકબીજાની ચોટલી પકડી લડતા હોય એવું ઉપહાસચિત્ર પણ દોર્યું. લોકોમાં પણ ભારે મતભેદ ઉઠયો. આમ બન્ને વચ્ચે વૈમનસ્યનાં બીજ રોપાયા ને તે જીદગી સુધી ચાલુ રહ્યા.

આ વર્ષથી કવિએ સુધારા સંબંધી લખવા માંડ્યુ. કવિ લખે છે કે 'ધર્મ સંબંધી વહેમોમાંથી મુક્ત થયો, સંસ્કારી સુધારાવાળો થયો.' નર્મકવિતાના ૪–૮ અંકો બહાર પાડ્યા, તેમાના બે અંકો વૈધવ્યચિત્રથી જ પૂર્ણ છે. સદ્‌ગત નવલરામભાઇ લખે છે તેમ,

'આ વૈધવ્યચિત્રે દેશમાં હોહા કરી મૂકી. સુધારાપક્ષ બહુ જોર પર આવ્યો, અને જૂના પક્ષને લાગ્યું કે આ કોઇ સમર્થ પુરુષ સામો આવ્યો છે. આ વખતથી કવિની કીર્તિ ઇંગ્રેજી ભણેલા ને સુધારાવાળાની હદમાંથી બહાર નીકળી સામાન્ય લોકમા પ્રસરી.'

સાહિત્યસેવાની સાથે નર્મદે સમાજસેવાધર્મના વહેમો, પ્રાચીન પ્રણાલિકાના બંધનો તોડી સમાજની સેવાનો–હવેથી અંગીકાર કર્યો. કરસનદાસ મૂળજી, દુર્ગારામ મહેતાજી, ભોળાનાથ સારાભાઇ, મહીપતરામ રૂપરામ ઇત્યાદિ અનેક સુધારકોએ સમાજના મનમા ઊંડાં મૂળ ઘાલી બેઠેલી, અચ્છેદ્ય જેવી લાગ રૂઢિ પર પ્રહારો કરવા માંડ્યા હતા, પરંતુ નર્મદના કુઠારાઘાતનો વેગજ જૂદો હતો. આ વેગ ને ઉત્સાહના જોમમાં એણે કશાની દરકાર કરી નહિ. એના પરિણામ શા આવ્યા તે સુવિદિત છે.

ઇ. સ. ૧૮૬૦ માં નર્મદે જદુનાથજી મહારાજ સાથે પુનર્વિવાહ સંબંધી વાદ કરવાનું સ્વીકાર્યું. વૈષ્ણવો તરફથી અનેક પ્રકારનો ભય દર્શાવવામાં આવ્યો હતો. જાનનું પણ કદાચ જોખમ થાય એવો સંભવ હતો. સુધારાવાળા કોઇ સાથે ન આવ્યા છતાં કવિ કિસનદાસ બાવાને સાથે લઇને ત્યા ગયા. વાદનું પરિણામ તો કંઇ થયું નહિ, પરંતુ કવિ મહામહેનતે સહીસલામત પાછા ઘેર આવી શકયા એજ વર્ષમા લાયબલ કેસ ચાલ્યો. પોતાની કવિતાના શબ્દોના અર્થો કરતાં કવિને આખો કોશ રચવાની વૃત્તિ થઇ ને ૧૮૬૦ના નવેમ્બરમા એ કાર્ય શરૂ કર્યું.

ઈ. સ. ૧૮૬૬ મા કવિના પિતા લાલશંકરનો સ્વર્ગવાસ થયો. એ સમયમા નર્મદની કીર્તિ પૂર્ણ કળાએ પ્રકાશતી હતી સ્વ. નવલરામભાઈ લખે છે.

સને ૧૮૫૮-૫૯ થી ૧૮૬૫-૬૬ સુધીનો કાળ કવિની જિંદગીમા પૂર્ણ યશનો હતો. અને એ સમે જેવી એની કીર્તિ પ્રકાશતી હતી તેવી બીજા થોડા જ કવિની આટલા થોડા વખતમા પ્રકાશી હશે. આ વખત પછી નર્મદાશંકરે કવિતા તો કેટલીક કરી, અને કવિ તરીકે ગણના એમના મરણ પર્યંત સારીજ થતી. પણ આ વખતનો કીર્તિરંગ ન્યારોજ હતો આ પ્રમાણે પુત્રના યશોગાન સાભળતા સાભળતા લાલશંકર શાન્તિથી મૃત્યુ પામ્યા હશે એમા શક નથી.

ઉત્તરવયમા આખા જીવન પર અંધકાર ફેલાવનારા વિષાદ વાદળોની છાયાથીએ અસ્પૃષ્ટ એવો પુત્રનો માત્ર સૌભાગ્યકાળજ નિહાળવાનુ અતિ વિરલ સદ્ભાગ્ય લાલશંકરને પ્રાપ્ત થયું હતુ. એજ વર્ષના સપ્ટેમ્બરમાં નર્મદે 'ડાંડિયો' નામનું પત્ર કાઢવા માડયું.

તેણે તો તેના હસામણા પણ વજ્રપાત જેવા લખાણથી આખી ગુજરાતને ઉથલપાથલ કરી નાખી. એમા કવિએ પંડે તો કોઇની જાત ઉપર હુમલો કવચિત જ કર્યો છે, પણ જેની ઉપર આ વજ્રપાત પડયા તે બધની સાથે વેર તો અલબત્ત નર્મદાશંકરને જ બધાયુ કેમકે એડિટર પોતે એ અદાવત પાછળથી એને કેટલેક દરજ્જે નડી પણ ખરી. પરતુ આ વેળા તો કવિની કલમ વખણાઇ અને ઠંડો થઇ રહ્યા-મોટામોટા પણ ડરવા લાગ્યા

( નવલરામ )

આર્થિક વિપત્તિઓ જાણે લાલશંકરના વદાય થવાનીજ વાર જોતી હોય તેમ ૧૮૬૪ પછીથી ઉભરાવા માડી. સાહિત્યપ્રવૃત્તિ, સુધારાનો આવેગ ને દ્રવ્યની ભીડ તબુરાના ત્રણ તારની પેઠે નર્મદના જીવનમાહે એ ત્રણ મુખ્ય હતા. કદાચ તે સમયે એનાં કાવ્યગાન ને સુધારાના દુંદુભિનાદમા એ ત્રીજા તારના સૂર લોકોએ નહિ સાભળ્યા હોય. નર્મદ પોતેજ પોતાની એ દુ:ખકર કથા કોઇને કહેતો નહિ, નવલરામ જેવા એમના ગાઢસ્નેહીને પણ એણે પોતાની મુશ્કેલીઓ જણાવી નહોતી. પુસ્તકોનું વેચાણ ધીરેધીરે ઘટવા માડયું કરસનદાસ સિવાય નર્મદનો ખાસ સહાયક કોઇ નહોતો. પણ એ આશ્રયદાતા પણ લક્ષ્મીની ચચળતાનો ભોગ બની શેરસટ્ટાના વહેપારમા ખુવાર થયો. આથી નર્મદાશંકરનો એક આધાર હતો તે પણ ભાગી પડ્યો. વિપત્તિઓ ચારે બાજુથી આવવા માંડી. ૧૮૬૭ મા એકલે હાથે કોશ જેવો મહાગ્રંથ છપાવ્યો. સમગ્ર નર્મકવિતાનો એક મોટો ગ્રંથ પણ પ્રસિદ્ધ કર્યો. એ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો ત્યારે નર્મદને આશા હતી કે 'હું એ ગ્રથ કરસનદાસને અર્પણ કરીશ ને એના તરફથી ઓછામા ઓછું છપામણીના ખર્ચ જેટલું તો મને મળશેજ,' પણ, મધ્યાન્હની ઝાળથી બળતા મનુષ્યને માત્ર એકજ અ ધારવૃક્ષ દેખાય, તેના શીતળ છાયડા હેઠળ એ આશરો લે ને એટલામા તો વાયુના પ્રબળ વેગથી વૃક્ષ તૂટી પડે ને એ મનુષ્યની જેવી સ્થિતિ થાય, એવી દશા નર્મદની થઇ. ઉપર કહ્યું તેમ કરસનદાસ શેરના વ્હેવારમા નુકસાનીમા આવી ગયા. નર્મદે પુસ્તકઅર્પણ તો એનેજ કર્યું, પણ કરજનો ભાર વધી ગયો. ખાવાનેએ સાસા પડવા માડ્યા. કોઇ કોઈ દિવસ તો દૂધ ને પૌંઆ ને તે ન મળે તો માત્ર ચોખાના પાણી પર, ચલાવી લેવુ પડતુ. મુબાઇમા કોઇ

કોઇ વખતે રૂ. ૬ ની માસિક આવક પર નિભાવવું પડતું. મિત્રો જેવા થાય, મહેમાનો આવે તેમની સરભરા કર્યા વગર પણ ચાલે નહિ. એક વખત કવિ સવિતાનારાયણજી નર્મદને ત્યાં જમવા હતા. નર્મદ પાસે માત્ર ચાર આનાની સીલક હતી. મહેમાન પાસેથી કંઇ પણ લેવાય કેમ? ને તેમ એને જણાવાય પણ શી રીતે કે મારી સ્થિતિ આવી છે? આખરે ચાર આનાના દૂધ ને પૌંઆ પર ચલાવી, કાવ્ય, સાહિત્યની ચર્ચામાં સમય ગાળી બંને કવિઓએ बुभुक्षितैः व्याकरणं न भुज्यते तृपातुरैः काव्यरसो न पीयते । એ પ્રાચીન વાક્યને ખોટું કર્યું !

આવી નિર્ધન સ્થિતિમાં જગતના કોઇ પણ પ્રદેશમાં રહેવું કઠણ છે તો મુંબઇમાં તો રહેવાયજ શી રીતે? ઇ. સ. ૧૮૬૫ ના જુલાઇમા મુંબાઇનો ત્યાગ કરીને નર્મદાશંકર સુરત આવ્યા. સુરત આવવાના કારણો કવિ આ પ્રમાણે જણાવે છેઃ

ગેરબજારની પડતી આવેથી, ચોપડીઓનું વેચાણ બંધ પડેથી, લોકને શીખવવા જવાનું તો બે વરસ થયા બંધ રાખેલું તેથી કમ ખરચ રાખવાના હેતુથી, મિત્રોની ધાણી આવજાવથી મારા લખવાના કામમા ઘણી ખલેલ પહોંચવા લાગી તેથી અને મુસાફરી કરવાને જીવ વલખાં મારે છે માટે આવજાથી ચીને સુરતમાં ઘર માંડી આપું કે નિરાંત થાય એ મતલબથી મેં મારો ઉચાળો મુંબઇમાંથી કહાડી સુરતમા નાખ્યો.

આ વખતે કવિને માથે લગભગ આઠેક હજારનું દેવું હતું. દેવાનું એક મુખ્ય કારણ એ હતુ કે પોતાના ઘરની અડાનેની જમીન વેચાતી લઇને એમણે એક બંગલો બંધાવ્યો હતો. 'આ બંગલો પોતાના કરતા જાહેરના ઉપયોગ માટે વધારે હતો, અને તેથી જ જ્યારે પાછળથી વેચવા કાઢ્યો હતો ત્યારે તેનું કોઇપણ ઘરાક મળી શક્યુ નહિ.' આ બંગલા, 'સરસ્વતી મંદિર' પર એણે પોતાનુ જીવનસૂત્ર 'પ્રેમશૌર્ય' ચીતરાવ્યુ હતું તે હજી પણ જોવામા આવે છે.

આ સમયે ડૉ. બુલ્હરે એનાં પુસ્તકો સરકાર પાસે નિશાળને પુસ્તકાલય માટે મંજૂર કરાવી તથા પોતાના ખાતા માટે નર્મગદ્ય વગેરે તૈયાર કરવાનું કાર્ય સોંપી એમને સારી મદદ કરી હતી.

૧૮૬૫–૬૬ પછીથી નર્મદના સુધારા સંબંધીના વિચારોમા અજબ પરિવર્તન થયું હતું. સુધારાનો ડિંડિમનાદ બંધ કરી એણે હવે પૂર્વજોના ધર્મનો જયઘોષ પોકાર્યો. એક છેડેથી નર્મદ બીજે છેડે જઇ બેઠો ને 'ધર્મવિચાર' નામના ગ્રંથમાં એ સંબંધીના જૂદા જૂદા નિબંધો પ્રસિદ્ધ કર્યા.

ઇ. સ. ૧૮૭૬ માં પાછા મુંબઇ જઇ નાટકશાળા માટે નાટકો લખવાનું શરૂ કર્યું; પરંતુ નાટકો લખવાથી આર્થિક સ્થિતિમાં ઝાઝો ફેરફાર પડ્યો નહિ, અને આખરે બીજો કોઇ પણ આરો ન દેખાતાં નર્મદે નોકરી શોધવાનો વિચાર કર્યો. જીવન એટલે પ્રતિજ્ઞાઓ અને પ્રતિજ્ઞાભંગનો ઇતિહાસ. 'આંખમા ઝળઝળિયા' સાથે લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કરતાં એની આંખમાં પાછા ઝળઝળિયાં આવ્યા હશે પણ તે લ્હોનાર કોઇ ન્હોતો. ઇ. સ. ૧૮૮૨

માં ગોકળદાસ તેજપાળના ધર્માદાખાતાના મંત્રીની એમને જગા મળી. આ પ્રસંગ વિષે ૨૭૦ નવલરામભાઇ લખે છે :

આમ નોકરી લીધાથી કવિનો નિર્વાહ તો નિશ્ચિન્તે ચાલતો થયો, પણ પોતાના જન્મનો ટેક મૂકતાં એનું કલેજું બળીને ખાખ થઇ ગયું. આ વખત પછી કવિને કદી પણ મેં ખરા આનંદથી હાસ્ય કરતા જોયા નથી, અને આ નોકરી કરતા તે સંબંધી તો કોઇ દહાડો પણ એકે શબ્દ બોલવો ગમતો નહિ. એ સંબંધી કોઇ વાત પૂછે તોપણ તે ઉડાવી નાખતા અથવા ઉંડો નિસાસો નાખી સ્પષ્ટ જ એમ કહેતા કે જવાદો એ અપ્રિય વાત.

કર્નલ વૉટસનની ભલામણથી કાઠિયાવાડ ગેઝેટિયરનું ભાષાંતર કરવાનું કામ કવિને મળ્યું. એ એમનો છેલ્લો મુખ્ય આશ્રય હતો એ ભાષાંતર ને છપામણીના કવિને મૃત્યુના એક મહિનો જ પહેલા અઢી હજાર રૂપિયા મળ્યા હતા.

સાત આઠ મહિનાની લાંબી માંદગી ભોગવી ઇ. સ. ૧૮૮૬ના ફેબ્રુઆરીની ૨૫ મી તારીખે સેવાભાવના ને નિસ્પૃહતાથી જીવનભર અવિશ્રાંત કાર્ય કરનાર આ વીરનરે નામને અહિ મૂકી પોતે અમર ધામમાં ચાલ્યો ગયો.



## નર્મદાશંકરનો ‘ ડાંડિયો ’

( સ્વ. હરગોવિંદદાસના આત્મચરિત્રને આધારે )

### રા. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા

[ આગ્રહભરી વારંવારની વિનંતિ એ હુકમ હોય તો ભલે એ વિનંતિસમૂહને હુકમ કહો; પણ, એ હુકમત હેઠળ, ‘ આત્મચરિત્ર ’ની વાનગી અહીં આપણે સૌ પહેલવહેલી વાર પામીએ છીએ એ કંઇ ઓછા આનંદની વાત છે ? પ્રભુ આવા હુકમો કરવાની સદ્‌બુદ્ધિ ને બળ અમને હમેશ આપ્યા કરો. સંપાદક ]

કવિ નર્મદાશંકરની શતાબ્દી નિમિત્તે એના સ્મારકગ્રંથ માટે મારે કાંઇ લખવું એવો હુકમ ભાઇ વિજયરાયનો થયો. દલપતરામ અને નર્મદાશંકર એ બે પદ્ય અને ગદ્યમા પ્રતિસ્પર્ધી હોવા છતા બંનેને આધુનિક પદ્ય અને ગદ્યના ચણતરનો પાયો નાખનાર કહી શકાય. વળી દલપતરામની કવિતાની સરસાઇ—નૈસર્ગિક રીતે વહેતા સરળ વેધને લીધે—ગમે તેટલી ઊંચી કક્ષા એ હું મૂકું, તોપણ, નર્મદાશંકરના ગદ્ય જેવું ગદ્ય હજી ગુજરાતીમા લખાયુ નથી એ સ્પષ્ટ વાત છે.

નર્મદાશંકરના ગદ્યનો એક પ્રકાર સમાલોચનાનો હતો. નવલરામને પહેલા અને બીજા સમાલોચક ગણવાની પ્રથા પડી ગઇ છે, પરંતુ ખરી રીતે નર્મદાશંકર આદ્ય વિવેચક હતા. એમણે ગુજરાતી કવિઓની બધી પ્રશસ્તિઓ લખી છે, તેવી સાચી, તેવી તલસ્પર્શી, તેવી ખૂબ જાણનારી અને તેવી સુંદર સચોટ શૈલીની અદ્યાપિ ગુજરાતી ભાષામાં લખાઇ નથી.

નર્મદાશંકરે પોતાનાં વિવેચનો 'ડાંડિયા' નામના પત્રમાં શરૂ કર્યાં. એમણે એકેએક વિષયને છેડયો, કાવ્ય, ધર્મ, સુધારો, ગ્રંથપ્રકાશન, સમાજશાસ્ત્ર, નીતિ. કશું એમના સર્વગ્રાહી પંઝામાંથી છટકી શક્યું નહોતું. એમના વિચારો મનનશીલ, ભાષા કડક, અભિપ્રાય સ્પષ્ટ અને શૈલી સત્યદર્શી હતી. ઇંગ્લંડમાં સ્પેકટેટરે કરી બતાવ્યું તે 'ડાંડિયા'એ ગુજરાતમાં આદર્યું. એ ખરૂં કે એમને ઘણાનો સહકાર હતો; પણ એમને ઘણાનો વિરોધ સેવવો–ભોગવવો–પડયો એ એથી પણ વધારે સાચું છે.

પરંતુ આ વિરોધમાં કશી કટુતા નહોતી. એક વિષયમાં જે આજે પ્રતિસ્પર્ધી હોય, તે બીજા વિષયમાં કાલે પ્રેમી બને. અંગત રાગદ્વેષ કોઇ પ્રકારે નહોતો. વિષય પરત્વે સારાસાર વિચાર કરવામાં આવતા. વિવેકશૂન્યતા જરાકે પ્રવેશતી નહી.

મારા સ્વ પિતાજીને સામાન્ય રીતે દલપતરામના શિષ્ય ગણવામાં આવે છે. દલપતરામ અને નર્મદાશંકરની કવિત્વશક્તિ વિષે, સાચું કવિત્વ પારખવાની શક્તિ વિષે, એમણે પોતાના આત્મચરિત્રમાં નીચે મુજબનો એક પ્રસંગ વર્ણવ્યો છે:

'આખરે એવો નિર્ણય થયો કે,—ઉત્તમ કવિ કોણ, પ્રેમાનંદ કે સામળ ? આ વિષય લેવો, પ્રેમાનંદએ ઉત્તમ કવિ છે તે વિષે પ્રથમ શાળાપત્રમાં છપાયું, એટલે રા૦ કવિ દલપતરામ ડાહ્યાભાઇ, જેઓ બુદ્ધિપ્રકાશ ચોપાનિયું ચલાવતા હતા, તેમણે તે ચોપાનિયામાં ઉત્તમ કવિ પ્રેમાનંદ નહીં પણ સામળ છે એમ છાપ્યું આ વિષય ઉપર ભારે ઝગડો ચાલ્યો, અને એક બીજાના રદીઆ આપવા માટે બંને કવિના ઘણાં પુસ્તકો વાચવાની જરૂર પડી.

કવિનાં ઘણાં પુસ્તકો વાચવાની જરૂર પડી. આ વિવાદમાં મે ઘણો ભાગ લીધો હતો, અને રાવસાહેબને (મહીપતરામને) પુરાવા મેળવી આપવાનું કામ હું કરતો હતો. બે ધુરંધર કવિઓના સંબંધે બંને પક્ષોવાળા તદ્દન એટલોજ રાખતા હતા, કે રાવસાહેબના પક્ષવાળા પ્રેમાનંદને સોળ આની અને સામળભટ્ટને પંદર આની કહેતા, ત્યારે કવિ દલપતરામ સામળને સોળ આની અને પ્રેમાનંદને પંદર આની કહેતા. એ વખતે કે. કવિ નર્મદાશંકરે 'ડાંડિયા'મા વિષય છપાવ્યો, તેમા જણાવ્યું કે પ્રેમાનંદ સોળ આની ખરા, પણ પંદર આની તો ડભોઇવાળા દયારામને ઘટે છે, તેથી સામળની ચૌદ આની થાય. ઝઘડો વધી પડયો, અને લાંબી મુદત ચાલ્યો. કવિ દલપતરામ શબ્દલંકારના વધારે શોખી હતા એ જગજાહેર વાત છે.

'સામળભટ્ટની કવિતામાંથી તેનાં ઉદાહરણ તે બહુ આપતા, પ્રેમાનંદની કવિતાનો હાલ જે શોધ લાગ્યો છે, તે જો તેવામાં લાગ્યો હોત તો રાગતાલ કાગની બાબતમાં પણ સામળભટ્ટથી ચઢેલો એમ સહેજ સાબીત કરી શકાત.

તે વખતે પ્રેમાનંદના જે પુસ્તકો જાણમાં હતા તેમાંથી શબ્દાલંકારનાં દૃષ્ટાંત એમ ખોળી કાઢતા, પરંતુ તે સામળભટ્ટને ટોણા ખવડાવે એમાં બહુ કરીને નહોતા. શબ્દાલંકાર એ કવિતાનો અલંકારમાત્ર છે, તે ઉપર વિશેષ લક્ષ આપવાથી કવિતાનું ઉત્તમપણું થતું નથી એ અમારો મુખ્ય વાદ હતો. તેમા પુરાવામા મે એક કુંડળીઓ સન ૧૮૬૯ ની સાલમા તૈયાર કર્યો હતો, તે છપાવ્યો એ કુંડળીઓ નીચે આપું છું :

‘ જોજે જમા જાજે જન, જુવતી જારી જોય,
જાશે જીવ જરૂર તો, જોજે જન જાતોય.
જોજે જન જાતોય, જશે જશ જોતા જાદે,
જશે જર જીવ જેમ, જોઇ જાણી જાવા દે.
જાતો જર, જશ, જીવ, જોઇને જોધ જતો જે
જ્યાગે જાર જુગાર, જડે જગ જેથી જોજે. ’

છેવટે કવિ દલપતરામના પૂર્વના લખાણુ વજેજ મે તેમણે મહાત કર્યા, ત્યારે તેઓ મારા ઉપર ઉતરી પડ્યા અને લખાણમા ગાળો દેવા લાગ્યા

આ ઉતારા પરથી જોઇ શકાશે, કે તે વખતની સાહિત્યચર્ચા તદ્દન નિખાલસ હતી, સાચી હતી, અને વાડા બાધ્યા વિનાની હતી. સ્વ. હરગોવિંદદાસને દલપતરામની શાળાના ગણવામા આવે છે; પરંતુ આ પ્રશ્નમા તેમણે નર્મદાશંકરનો પક્ષ લીધો હતો, ન દલપતરામની ગાળો ખાધી હતી.

‘ ડાંડિયા ’એ આવી રીતે ગુજરાતનુ ઘડતર ચણવા માડયું હતું, ત્યારે તેણે અનેક બીજાં તેવાં પત્રોને જન્મ આપ્યો હતો. એ બધામાં, સ્વ. હરગોવિંદદાસના સમયમાં નીકળેલુ ‘ટીકાકાર’ મોખરે હતું. ટીકાકારમા પણ નવલરામનો સાહિત્યપ્રદેશમા જન્મ થયો તે પહેલા પુસ્તકોની સમાલોચના આવતી, અને એ સમાલોચના મુખ્યત્વે ‘ ડાંડિયા ’ ની બીજી બાજુ રજુ કરતી હશે. સ્વ. હરગોવિંદદાસ આ વિષે પોતાના આત્મચરિતમાં આવો ઉલ્લેખ કરે છે :

એ ટીકાકાર બે વર્ષ ચાલી બધ પડયુ, મુબાઇમા પ્રકટ થતા ‘ ડાંડિયા ’ સાથે તેણે સારી ટક્કર ઝીલી હતી કે ઝવેરીલાલે ગંડુ તલાનુ ગુજરાતીમા ભાષાંતર કર્યું હતુ, તેની ટીકા ટીકાકારમા આવી તેથી ‘ ડાંડિયો ’ બહુ ગુસ્સે થયો, અને ટીકાકાર ઉપર હુમલો કરવા લાગ્યો.

આમ આપણે જોઇ શકીએ છીએ, કે નર્મદાશંકરના સમયમા વાડાઓ બંધાયા નહોતા, અને ટીકામા કંઇક અંગત તત્ત્વ દાખલ થતું હશે, તોપણ ટીકાપ્રદેશની બહાર સારી મિત્રતા હતી. એક વિષયમા જે પ્રતિસ્પર્ધીઓ હોય, તે બીજામાં મિત્રો થાય વિષયના તથ્યાંશ પ્રમાણે વિષયપૂરતા પક્ષ થતા, ને પછી તે પક્ષો ઓસરી જતા. આમ નર્મદે, વીર નર્મદે, ગુજરાતને વિવેચનકળા શીખવી, અને ‘ ડાંડિયા ’ ની મારફત તેણે ગુજરાતના અનેકવિધ જીવનને ખુબ રંગી નાંખ્યું. એ રંગ કેટલો પાકો હતો, તે આજે આપણે પારખી શકીએ છીએ. એવા વિરલાની શતાબ્દી ધન્ય હો !

વડોદરા,
તા. ૨૭-૭-૩૩

# નર્મદનું કળાવિવેચન

પ્રો. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

'આ ચરિત્ર (દયારામ) સમાપ્ત કરતાં મને દલગીરી થયા વગર રહેતી નથી કે મારાથી દયારામ સરખા ગુણીજનના મરણ પછી તેના દોષ જાહેરમાં આણવા પડ્યા છે. વાસ્તવિક વિચાર કરતાં ગુણદોષ વિશે બોલવું મુશ્કેલીને શરણું છે. પણ કવિનું જન્મચરિત્ર એ તેનું સ્વભાવવર્ણન છે, તેથી લોકને શિક્ષા મળે છે, માટે કવિચરિત્ર યથાસ્થિત હોવું જ જોઈએ. જો કે કેટલીક વાત દયારામના ભાવિક સેવકોને દુખદાયક થઇ પડશે, પણ ગ્રંથકારે પોતાનો ધર્મ, ગુણદોષ બતાવવાનો પૂરેપૂરો બજાવવો જોઇએ.'

સૂરતના નગીનચંદ હોલમાં નર્મદ જયંતી પ્રસંગે હમણાં એક બે ભાષણો થયાં. એક વિવેચકે નર્મદની કવિતાનું દોષદર્શન જરા અનાગર સ્પષ્ટતાથી કર્યું અને નર્મદના 'ભાવિક સેવકો'–વિદ્વાનો–ખીજાઇ ગયા, અને નર્મદના જ ઉપલા વિવેચનઆદર્શને વીસરી ગયા. એમનો વાંક નથી, ગુજરાતી બૌદ્ધિક જીવનનો જ દોષ છે કે મહાપુરુષનો ભાવિક ભક્ત ના થઇ શકે તેને તેનો વિરોધી જ ગણવો. પંથભકતોની જેમ પ્રેમાનંદ ભક્તો, દયારામ ભક્તો, ગોવર્ધન, નાનાલાલ અને ગાંધીના ભકતોની અસહિષ્ણુતા અસાધ્ય રોગની પેઠે ઘર કરી બેસી આપણા સંસ્કારી જીવનને મર્યાદિત બનાવતી જાય છે

એમાંથી ઉગરવા માટે બીજી ઘણી વસ્તુ તરફ તેમ પુરોગામી તેમ જ સમકાલીન મહાપુરુષો તરફ નર્મદે આદર્શ લેખે રાખી હતી તેવી શાસ્ત્રકાર અને હેતુવાદીની દૃષ્ટિ રાખવી જોઇએ. ચળવવી જોઇએ, પ્રજા તરીકે ઉત્તેજવી જોઇએ.

વિવેચક અને તત્ત્વાન્વેષકનો મોટો ગુણ અશ્રદ્ધા નર્મદમાં સારી પેઠે હતો. હરગોવિંદદાસાદિ તેની પછીના સાહિત્યસંપાદકોમાં તે ગુણ હોત તો ઘણો અંધકાર ઓછો થઇ જાત. આપણી જૂની ભાષા અને સાહિત્ય સંબંધે જૂના કવિઓના જીવન સંબંધી નર્મદે ભૂલો કરી છે તે હકીકતના અભાવે કરી છે, હરગોવિન્દદાસાદિએ ભૂલો કરી છે તે ભોળપણથી અને કાવ્યો રચનાના બહુ પ્રાકૃત ખ્યાલને લીધે કરી છે. જીવન અને કાવ્ય સંબંધી કોઇ પણ હકીકત કે અભિપ્રાયને વગર તપાસ્યે સ્વીકારવાની ના પાડવાની નર્મદમાં અન્વેષકની હિંમત હતી. દયારામની પહેલી કહેવાતી લાવણી માટે કવિ લખે છે.–'એ લાવણી દયારામનું પહેલું જ કાવ્ય કહેવાય છે. મને એ વાત ખોટી લાગે છે, કારણ કે મૂર્ખ છોકરો પોતાની સોળ સત્તરના ઉમ્મરે આટલા આટલા અઘરા શબ્દોની ભરણીવાળી અને સારા વર્ણનવાળી લાવણી કરી શકે નહીં. છેલ્લી કડીમાં 'કૃષ્ણચરન અભિલાષ' એવું લખ્યું છે તે ઉપરથી જણાય છે કે પોતે સ્માર્ત છતે કાશીવિશ્વેશ્વરની લાવણી કરતે છતે, એવું લખે નહી. કોઇ બીજાએ એમ લખ્યું હશે, અથવા પોતે મોટપણે વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યા પછી એવું લખ્યું હશે એ લાવણીમાં કંઇ જ રસ અથવા કોઇ પણ વાતનું દરદ નથી, તે ઉપરથી એમ કહીએ તો ચાલે કે તે પોતાના મરી ગએલા માબાપ સંબંધી અથવા માસી તથા ઘરના વિયોગ સંબંધી પ્રેમપીડિત નહોતો.'

હમણાં તો, એટલે પાછલા ચાલીસેક વર્ષથી વિક્ટોરિયાના જમાનામાં ઇંગ્લંડમા હતું તેવું, આડંબરી લજ્જાળુપણુ બહુ વધી ગયું છે, તેથી ચરિત્ર વિષયની જરૂરી કે રસિક વાતો પર વિદ્વાનો તરફથી પણ બહાનાં કાઢી પિછોડો ઓઢાડવામા આવે છે. ગુજરાતનુ ચરિત્રસાહિત્ય આથી નિર્માલ્ય દેવકથાઓ જેવુ થતું જાય છે તે રોકવા માટે નર્મદ જેટલું નિર્લજ્જ નહી પણ તેના જેટલુ નિર્ભય સ્પષ્ટવક્તૃત્વ વધવું જોઇએ. ગગા ઓઝાને શિષ્ય કર્યા પછી 'ખાવાપીવાનુ યથાસ્થિત મળવા લાગ્યાથી તે મનોહર સ્વામી) હૃષ્ટપુષ્ટ થવા લાગ્યો.' દયાગમ 'ઘણો ઘરડો થઇને મુઓ તોપણ રાતો ચોળ જેવો હતો; અને ઘણો વ્યાધિગ્રસ્ત હતો, તોપણ બહુ સાવધ રહેતો. એના બોલવા ચાલવામા ગુજરાતીઓની ચાલ પ્રમાણે થોડોક સખીભાવ હતો'. નર્મદની શૈલીમા વિનોદનું તત્ત્વ તેના સ્પષ્ટવક્તૃત્વ કે બાગડ બોલીથી આમ આપોઆપ આવી ભળે છે.

દલપતરામ, ભુલાખીરામ આદિથી પ્રચાર પામેલા, પ્રચાર પામતા કવિતા સંબંધી કેવલ ખોટા ખ્યાલોનો રમણભાઇ ૧૮૮૮ મા કડક વિરોધ કરે છે; પણ ૧૮૬૧ માં લખાયેલા 'ઋતુ વર્ણન'ની પ્રસ્તાવનાગાના નર્મદના કાવ્ય વિશે વિચાર પર અનુમતિની છાપ મારે છે. તે વિચાર મુજબ ઋતુવર્ણનની કવિતા કાવ્ય લેખે-કેટલી નભી શકે એ પ્રશ્ન અપ્રસ્તુત છે. અગત્યની વાત એ છે કે નરસિંહરાવની 'કુસુમમાલા' અને રમણભાઇના 'કવિતા' નિબંધની પચીસ ત્રીસ વર્ષ અગાઉ કાવ્ય વિષેનો નવો, પશ્ચિમથી આવેલો અને બહુ અંશે સાચો એવો ખ્યાલ પ્રજાને નજર થયો હતો. 'ઋતુવર્ણન'મા '(સૃષ્ટિના) બ્હારના દેખાવોનો આબેહુબ ચિતાર આપી તેના સરખો અથવા ઉલટા દિલના જોસ્સાનો પણ આબેહુબ ચિતાર આપેલો છે. અને એ જ આ ગ્રંથની ખુબી છે. 'કુદરતના દેખાવની છાપ મારા મન ઉપર માગ બાળપણમાથી જ સારી પેઠે પડી હતી; અલબત્ત ઝાખી તો ખરી. એ ઝાખી છાપો જ્યારે હુ સૂરતમા ત્રણ વરસ રહ્યો હતો ને ગામડાઓમા ફરતો હતો ત્યારે ચિત્રરૂપે થવા આવી હતી તે કવિતા શરૂ કર્યા પછી પ્રસંગ તથા વિચારને જોરે આપોઆપ આબેહુબ ચિત્રરૂપે બહાર નીકળી પડી છે' આમાં વર્ડ્ઝવર્થના કાવ્ય સિદ્ધાંતોનો, ગુજરાતી સાક્ષર જીવનમા સંચાર 'કુસુમમાળા'ની આગાહી કરતો અને સમગ્ર યુરોપી કાવ્ય શાસ્ત્રનો સંબંધ કરાવતો વિચારસંચાર સ્પષ્ટ દેખાય છે.

યુરોપી કાવ્ય વિવેચનના સંપર્કનો સ્પષ્ટ ઉલ્લેખ ૧૮૫૮ મા લખેલા 'કવિ અને કવિતા' વિષેના 'મિશ્ર' નિબંધમા કવિ કરે છે, અને સમકાલીન કાવ્યખ્યાલને જણાવતા કહે છે: 'ગુજરાતીઓ ભણેલા નહીં તેથી તેઓના કવિતા સંબંધી વિચાર, જાણીતી અને પુરાણોની વાત રાગડામા મૂકેલી એટલો જ છે એમ જોઇ અને કવિ દલપતરામ સરખાના વિચાર પણ સાધારણ જાણીની વાતને સમજ પડે તેવી રીતે સારી રચનામા મૂકવી, અને કંઈ કંઈ તર્ક અલંકારથી ઘણું કરીને હસવું આવે તેવી શણગારવી, અને ગદ્યમા કવિતા હોય જ નહી-પ્રાસ મળે તે જ કવિતા-એટલો જ છે એ જોઇ એ ખોટા ને અધુરા વિચારો જોઇ' પ્રસ્તુત નિબંધ લખ્યો છે.

શીઘ્રત્વ, પ્રાસબદ્ધતા કે કવિતાની અનુષંગી ટાપટીપ એ કાવ્યનું અપરિહાર્ય લક્ષણ કે ઉચ્ચતાની સાબિતી ના-હોઇ શકે તે વાત નર્મદ વારવાર-અને તેની દૃષ્ટિ સામે દલપતરામ

હોવાથી ઘણી તીખી વાણીમાં–કરે છે. ગીત કવિતા તે ઝટ ઝટ બનતી બુઠ્ઠી અને ક્ષણિક યુગના સંસ્કૃત કવિયો (જેમને ક૦ ન૦ ડા૦ અનુસરે છે તે) બાહ્યાંતરર્વાણિકો, વર્ણાનુપ્રાસ અને યમકાનુપ્રાસ જ્યાં 'ડંફાણ કહાડનાર' ગણ્યા છે.

નરસિંહરાવની કવિતા ઉંચી કોટિની છે પણ તેના ધ્વનિ કારથી વિદ્વાનો પણ ભાન ભૂલ્યા; નાનાલાલની કવિતા અદ્‌ભુત છે પણ તેના કેવલ સંગીતતત્ત્વની મૂર્છા જ્યુ પણ પ્રવર્તે વગર નથી; અને ટૂંકટૂંકાં ચાલેલા ચાલેલા ભાવવાળા ગાન અને લોકગીતની અનિશ્ચિત તારીફ કરવાથી પ્રજાની મોટી ભૂલ થઇ છે. સંગીતાત્મક કવિતામાં વિચાર ગણનાની વસ્તુ નથી ને બળવંતરાયના વારવાર કહેવાથી કંઇક હવે આપણે સમજતા થયા છીએ, અને નવા કવિઓએ પણ પોતાના માર્ગ બદલ્યા છે. પણ પ્રો. બળવંતરાયની જ વાત કંઇક આગલા પણ ગોખી વાણીમાં નર્મદે (દયારામના જેવી) આપણા પ્રથમ વિષયને જણાવી દીધી છે.–"આવી રચનાની કવિતા ગાયનમાં ગવાય ત્યારે તેની અસર કંઇ થોડી નહીં. પણ લોકો રાગ ઉપરથી જ કવિતાની પરીક્ષા કરે છે તે કેવળ ખોટું છે. રાગડાને ને કવિતાને કંઇ જ સંબંધ નથી જેમ બીજા સાધારણ લોક દયારામને મોટો કવિ સમજે છે તેમ હું પણ સમજતો. પણ જેમ જેમ તેનું કવન હું વાંચતો ગયો છુ અને રાગડા અને શબ્દરચનાનો વિચાર દૂર રાખી ફક્ત રસાલંકારયુક્ત કવિત્વશક્તિનો જ વિચાર કરૂં છું અને બીજા કવિઓની કવિત્વશક્તિ સાથે સરખાવું છું, તેમ મારા વિચારમાં તેનું મોટાપણું ઓછું થતું જાય છે.' વર્ણમાધુર્ય અને લયસૌન્દર્યને ઉચ્ચતમ વિચારપ્રધાન કાવ્યમાં, પરલક્ષી કલ્પનાત્મક કે વર્ણાત્મક કે ચરિત્રાત્મક કાવ્ય નાટકમાં સ્થાન છે. તે તે કાવ્યરૂપમાં તે કુદરતી રીતે સચવે છે, તેની ના નથી, પણ જ્ઞાનને વિદ્વત્તા, કે લલકારની પાછળ તેમને રંગની કવિત્વશક્તિ કઇ ઑર વસ્તુ છે તેની સમજ આપણા પહેલા વિવેચકને હતી, અને તેને લીધે જ દયારામને પ્રથમ પંક્તિના કે પ્રેમાનંદ સામળ જેવો કવિ નર્મદે નથી ગણ્યો.

કવિતા પરત્વે નર્મદને આમ ઝાંખો ઝાંખો–અને કવિતા સંબંધે કેવળ સાચો જ ખ્યાલ કોને હોય છે?–પણ સાચો ખ્યાલ હતો. કવિતાની ઉચ્ચતાનો નર્મદનો વિચાર સ્વપ્નની સુંદરતાના અભિલાષ જેવો આપણા દયારામ સામળથી તો શું પ્રેમાનંદથી પણ સંતોષાયો નથી એ આપણા વિવેચનના ઇતિહાસમાં બહુ મહત્ત્વની હકીકત છે.

પ્રેમાનંદની કવિતા પણ 'સાધારણ લોકને માટે છે, કેમ કે તેમાં ઉચ્ચતમ કાવ્યમાં જોઇએ તેવા 'વિદ્યા, વિચાર અને વ્યંજના' નથી; અખામાં વિચાર અને વિદ્યા છે ત્યારે તે વાચકનું 'કોમળપણું' વધારે એવા નથી; સામળ કુદરતી કવિ નથી. કેમકે તેનામાં 'દરદ' જેસ્સો નથી, તેનામાં 'રસ' કરતાં 'તર્ક' × વિશેષ છે; 'દયારામ' માં 'દરદ' છે તો 'ચિત્ર પાડવાની શક્તિ' નથી. આપણા આલંકારિકો પાસેથી નર્મદે ઉચ્ચ કાવ્યનું સારભૂત તત્ત્વ 'રસ' લીધું. કલ્પના વડે પરલક્ષી કવિતાના પાત્રોના જીવન સામે તાદાત્મ્ય સાધ્યે વાસ્ત

× આ જગ્યાએ નર્મદ તર્ક શબ્દ ચમત્કારયુક્ત તરંગ કે *fancy* કે '*wit*' માટે વાપરે છે, જો કે 'કવિ અને કવિતા' નિબંધમાં હેઝલિટના ઇમૅજિનેશનનો અનુવાદ 'તર્ક' શબ્દથી તેણે કર્યો છે.

રૂપે રહેલા રતિ શોક આદિ ભાવ જાગે ને સંતોષાય ત્યારે કવિતામા રસ છે એમ ગણાય—'રસ' સંબંધી કંઈક આવે જ ખ્યાલ * નર્મદને હતો તેનું એક કારણ એ કે 'રસ' અને 'જોસ્સો' તેણે જુદા પાડ્યા છે. જોસ્સો ( Passion ) અને 'ચિત્ર પાડવાની શક્તિ' (Imagination) આ બે તત્ત્વો નર્મદે અંગ્રેજી કાવ્યશાસ્ત્રીઓ પાસેથી લીધાં, 'જોસ્સો' એટલે આત્મલક્ષી કાવ્ય માટે આવશ્યક એવી કવિતા પોતાની જ ઊર્મિ, અને 'ઇમૅજિનેશન' એટલે અત્યારના અર્થમા વપરાતા 'કલ્પના' ને બદલે 'ચિત્ર પાડવાની શક્તિ' આ ઉપરાત મને વહેમ છે જે ઊર્મિઓને કેળવવી એવો યુરોપીય સંસ્કૃતિમા ઊતરી આવેલો કવિતાનો ઉદ્દેશ-આર્ય કાવ્યશાસ્ત્રમા રસમીમાસા પાછળ છૂપો રહેલો તે નર્મદે કલ્પ્યો હતો, અને કવિતામા આવતાં વિદ્યા અને વિચારના કાવ્યના અંગ લેખે કિમત આકવામા તેને જ કસોટી તરીકે સ્થાપવામા તેણે અચૂક રીતની મૌલિકતા દાખવી છે.

હૅઝ્લિટને બદલે વર્ડ્ઝવર્થ પાસેથી રમણભાઈની જેમ નર્મદે વિવેચનદીક્ષા લીધી હોત, 'પૅશન' 'પૅશન' ને 'ઇમોશન' અને 'ટ્રૅંક્વીલિટી' ના ભણકાર તેને વાગ્યા કર્યા હોત તો ઉન્માદનુ સૂચન કરતા 'જોસ્સો' શબ્દને બદલે 'ઊર્મિ' જેવો વિવેકી અને મધુર શબ્દ કદાચ તેણે યોજ્યો હોત, કઈ નહી તો કાવ્યમાના લાગણીતત્ત્વની કંઈક મર્યાદાઓ સ્વીકારાઈ હોત; ઉપદેશકનો અને કવિના જોસ્સા વચ્ચે ભેદ સમજાયો હોત, અને પરિણામે કદાચ નર્મદની પોતાની કવિતા પણ સયમી અને સુંદર થાત.

અસ્તુ હૅઝ્લિટને બરોબર ન સમજવાથી, × પોતાના વલણને હૅઝ્લિટની મીમાસામા સમર્થન જ લાગતુ જણાવાથી નર્મદે કાવ્યના 'જોસ્સા' તત્ત્વ ઉપર અજુગતો ભાર મૂક્યો છે, અને સામળ જેવાની કાવતાને તેટલા પૂરતો અન્યાય કર્યો છે. વળી કવિશ્રેષ્ઠતા માટે પણ નર્મદ વિચિત્ર અને ખોટો નિયમ બાધે છે. મહાકવિનુ વેદન એવડુ તીવ્ર હોય કે તે વિવિધ રસના પ્રસગો અનુભવે કલ્પનામા ઉપજાવે, અને મહાકાવ્યમા અનેક રસનો સવાદ કલાઓ સાધે તથાપિ, સર્વ વિષય ઉપર અને સર્વ રસમા લખે તે જ શ્રેષ્ઠ કવિ એવુ વિધાન અયુક્ત છે, મનુષ્યસ્વભાવથી કંઈક વિરુદ્ધ વ્યક્તિગત જોસ્સા ઉપર ભાર મુકનાર માટે અસંગત, અને નવા કવિઓને અવળે રસ્તે ચડાવનારૂ છે.

કવિ અને કવિતાનાં વ્યાખ્યા અને વર્ણનોને નર્મદ છેક જ વશ નથી રહ્યો તે તેનો દોષ નથી પણ ગુણ છે. ઉત્તમોત્તમ વિવેચકોએ કાવ્યસૌંદર્ય અનુભવતા કાવ્યવ્યાખ્યાઓ ઘણી વખત અભરાઇએ મૂકી છે. નર્મદે પણ જ્યાં જ્યા આનદ મેળવ્યો છે ત્યા ત્યાં ઉદારતાથી કાવ્યત્વનો સ્વીકાર કર્યો છે. શિષ્ટ અને સસ્કારી જનની અંતઃકરણની પ્રવૃત્તિ એ સૌંદર્યની કસોટીમા પણ

---

* જો કે સ્પષ્ટપણે તો નર્મદ 'રસ' એટલે અંદરની મજા' એવી વ્યાખ્યા બાધે છે.

× હૅઝ્લિટના 'Passion' શબ્દ માટે 'જોસ્સો' શબ્દ ઠીક છે પણ 'The Passions' તે બદલે 'જોસ્સા' મૂકવાથી 'Poetry in the language of the imagination and the passions' જેવા હૅઝ્લિટના પ્રસ્તુત નિબંધના વાક્યનો ખરો અર્થ નીકળતો નહી

જેવું પ્રમાણ છે એવું કંઈક લાગવાથી પ્રેમાનંદ વિશે લખતાં કવિ દુઃખ ભાસે છે —' આ વખતની વેળા ઓળખાણ ને વાતચીત, સ્વભાવનો ઉકળાટ અંગ્રેજ અને ...આવે છે—એ વાચના ગાનારી છાની બગાઇ આવી હતી." એ જ વખતે દયારામની 'રસિક કવિતા' ઉપર 'ખરેખર મોટો આસક્ત હતો' એમ કહે છે.

અને વિવેચનના આગ્રહના આ વૈયક્તિક તત્ત્વથી તે આનંદિત થયેલું હોય તો ના નહિ; સાહિત્ય લેખે તેમાં ચેતના અને રસ આવે છે, નર્મદના વિવેચનોમાં તે આવ્યા છે, એ નિર્વિવાદ છે.

(૪)

## નર્મદ અને અંગ્રેજી કવિતા

ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક

પાશ્ચાત્ય શિક્ષણ અને સંસ્કૃતિનું ગુજરાતી ભાષા સાહિત્યમાં પ્રથમ સ્પષ્ટ પ્રતિબિંબ કવિ નર્મદ આપણને પોતાના પદ્ય અને ગદ્યમાં દાખવે છે. ગુર્જર કવિઓમાં સહુથી પહેલા નર્મદાશંકર મુંબઈની કોલેજનું શિક્ષણ મેળવવા ભાગ્યશાળી થયા. શરૂ થતા ગૃહસ્થાશ્રમની રસિક જવાબદારીને પહોંચી વળવા તેમણે એ કઈ કેમ શિક્ષણ લીધું તે માટે દિ. બા. કૃષ્ણલાલ ઝવેરી[1] કારણ શોધે છે. જ્યારે કવિ ૧૮૫૦ માં, સત્તર વર્ષની વયે, એલ્ફિન્સ્ટન કોલેજમાં દાખલ થયા ત્યારે વિલાયતમાં કવિઓની શી પરિસ્થિતિ હતી? વર્ડ્ઝવર્થે એ સાલમાં દેહ છોડ્યો, જો કે કલા તો પહેલેથી જ એણે સંકેલી હતી. ટૅનિસન એજ સાલમાં પ્રભુતામાં પગલાં માંડતા હતા. લાંબા સંવનન પછી લગ્ન થયાં, રાજકવિ તરીકે મુકુટ શિરે ધારણ કર્યો ને પોતાની 'સ્મરણ સંહિતા' (In Memoriam), પ્રકટ કરી.

નર્મદાશંકર આ જમાનાનું અંગ્રેજી સાહિત્ય હોંશ અને ઉલ્લાસથી અભ્યાસપૂર્વક વાંચી રહ્યા હતા. ફ્રાંસમાં સર્વદેશીય વિપ્લવ થયો ને તેની અભેદ્ય છાપ આખા યૂરોપીય સાહિત્ય ઉપર પડી હતી. તે યુગમાં સામાન્ય માનવને પોતાની વ્યક્તિગત મહત્તા સમજાઈ; અને જૂનાં બંધનો તૂટવા માંડ્યાં. સમગ્ર માનવજીવન તથા વિશાળ ને વિવિધ કુદરત તરફનો માનવકોણ બદલાયો. પ્રત્યેક વિચારકનામાં નવું ચેતન સ્ફૂર્યું, અજબ બળ કે ઝનૂન વ્યાપ્યું. જૂનું છે માટે સારું જ છે તે ખ્યાલ હસી કાઢવામાં આવ્યો. પ્રાચીન રીત-રિવાજો ને સાંસારિક ને કેટલાંક નૈતિક ધોરણોને તીલાંજલિ આપી યુગધર્મને પારખી નવાજ ધારા-ધોરણ સ્થાપવાની માનવઉરમાં ધગશ જાગી. આ પાશ્ચાત્ય સંસ્કૃતિનું નવું રૂપાન્તર નર્મદના હૈયે વસ્યું ને સૈકાઓથી સડી જતી આર્ય સંસ્કૃતિને નવા રૂપમાં વિકસાવવાની પ્રબળ ઇચ્છા ઉરમાં પ્રકટી. ૧૮૫૦ પછી પહેલીજ વાર સામાજિક, આર્થિક ને પછી રાજકીય વિષયોમાં માનવવેગશની જ્વાલા આપણા સાહિત્યમાં ઝગતી નજરે પડે છે.

1 *Further Milestones in Gujarati Literature*, મુંબઈ ૧૯૨૪ (પૃ: ૪૦)

નરસિંહ ને મીરામાં ધાર્મિક ધગશ હતી. તેમણે પણ લોકાપવાદના બંધન તોડયા હતાં, છતાં તેમની અસ્ખલિત વહેતી ભક્તિની મહાનદીમા બીજાં ઝરણા સમાઇ જાય છે. લોકપ્રિય પ્રેમાનંદ વાસ્તવિક દશ્યો ચિતરતો ને વિવિધ રસે શ્રોતાજનોને રીઝવતો. સાક્ષાત્ પ્રેમના અંશાવતાર જેવો દયારામ એની રસિક કવિતા લખે તો વાચકોએ કોણ જાણે એનામા એવું શુયે દીઠું કે વારેવારે મહુ એના સામુ ભાળે; અને તે પહેલા શામળે બહુ બહાદુરી ને પરાક્રમની વાતો લખી પણ કાલ્પનિક આનંદ-વિહાર માટે જ, ચાલુ જમાનાની સાથે ઓતપ્રોત થઇને નહિ. આથી જ નર્મદ નવયુગને પારખનાર ને અજબ ચેતન ને ધગશથી પ્રેમ-શૌર્યની સમયમૂર્તિ તરિકે, આજ શતાબ્દી-ઉત્સવ પ્રસગે, શતમુખ વખણાય છે. નર્મદ પછી સાહિત્યના શબ્દે-શબ્દમા મર્દાનગી ગાંધીજી સિવાય કોઇનામા ભાગ્યે જ જોવામા આવે છે, ફેર એટલો જ છે કે મહાત્માજી શબ્દેશબ્દ તોડીને ભાષામા વણે છે અને તેમણે 'જનક શા સન્યાસ' જીવનમા ઝીલ્યા છે.

નર્મદે ત્યારે નવયુગનો મંત્ર યુરોપમાંથી ઝીલ્યો સામાન્ય રીતે જે ઇંગ્રેજી કવિયો એમણે વાચ્યા તેમના કાવ્યો તેમને ગુજરાતી ભાષામા ઉતારવાનું મન થયુ હશે પંતુ સ્વતંત્ર નર્મદ પોતે જે બહારથી તેજ ઝીલે છે તે પોતાના પ્રકાશમાજ સમાવી દે છે, આથી બહુ રીતસર અનુવાદો તેણે કર્યા નથી; પરંતુ કોઇકોઇવાર મનલગ અનુકરણ એણે કર્યાં છે વડઝ્વર્થનું We are seven 'વજી' નામના કાવ્યમા એણે ઉતાર્યું છે, પરંતુ એ વધારે અનુવાદ જેવું હોવાથી, અને ખારવાનુ સ્મશાન ને સુળતું કબ્રસ્તાન એ જૂદાજ ખ્યાલો ઉત્પન્ન કરતાં હોવાથી, સફલ ( સ્વાભવિક ચિત્ર નહિ હોવાથી ) લાગતુ નથી; પરંતુ તેજ ઇંગ્રેજી કવિનું બીજું *Lucy Gray* બહુ સુદર રીતે ગુજરાતીમા ઉતર્યું છે 'લલિતા' ઘણુ સફળ કાવ્ય છે, એનુ મૂળ કારણ એ છે કે પ્રેમીના મરણથી નિપજતા દુઃખનો સ્વાનુભવ નર્મને થયો હતો. મૂળમાથી તો ફક્ત મૂળ વસ્તુ જ લીધી; હોસીલી નાની પુત્રી પોતાની ફરજ આનંદથી બજાવતા મૃત્યુ પામે છે ને માતપિતા એ પુત્રીશોકમા ઝૂરે છે. મૂળના શબ્દો ભાગ્યેજ લીધા છે. કવિતા વાચી, મનમા ઘૂટી, હિંદુ પૂજારીના જીવન સાથે સરસ રીતે વણી દીધી. શરૂઆતની સ્તુતિ હલ આપણને નિરર્થક લાગે છે. મુંબાઇ પાસે વજરાબાઇના કુંડે ઘણા ઉત્સવિયા નહાવા-આનંદ લૂટવા આજ જાય છે, તે સમયે શ્રદ્ધાળુ યાત્રાળુઓ તીર્થ સમજી જતા. એ વર્ણન લખેલા આજ પોણો સો વર્ષ થયાં છે, છતાં ઘણું આમેહૂબ લાગે છે.—

> 'તડકો તીત ને કારી ટહાડ, વરસાદે ભર્યાં રહે છે ખાડ,
> એવો છે ઋતનો મહિમાય, તાંહાં એકલ માનવ નવ જાય'

મૂળમા બિચારો ભરવાડ રાત્રિના બરફમા પોતાની સ્ત્રી હેરાન ના થાય માટે લ્યુસીને દીવો લઇ પાસેના ગામમા તેની માને તેડવા મોકલે છે. અહિ વજરાબાઇના પ્રાચીન નિર્જન મંદિરમાં પિતા ને પુત્રી એકલાજ રહે છે ત્યા માતાજીનો પૂજાપો થઇ રહે છે ને પુત્રીને પાસેના ભિમડી ( જ્યાના ચોખા હજી વખણાય છે ) ગામમા લેવા મોકલે છે પાછી વળતા વાવાઝોડામાં લલિતા તેર વર્ષની રમણીય કન્યા-દેહ ગુમાવી બેસે છે. બ્રાહ્મણ પિતા એકની એક પુત્રીના વિયોગે ઝૂરતો તેના શરીરને શોધતો, ગાંડા જેવો ઉપરની વરાળ કુદરત સમક્ષ કાઢે છે.

અરર ગનિ રે, તારિ માતગો, નથી નથી શીતો સોક મેં ખાંગુ;
શુજગિ તે વહુ મે ન જાણિ રે, નિરખિ તજને સુણ માનિ રે.
કળિ ગુલાબ ને મોગરાતણી, ખરિ પડી તુરી વાગુએ ઉણી;
રૂપ સુગંધ ને પારિજાતના કમળફૂલનાં જોગ એકના
જનિ દિઠી તને ભૂરાગા બહુ, સ્વનરૂપ તો શ. કહું સહુ ?
દીપતિ ધાયરી ઘાટડી ઘણી, વઇ જ ઘાટડી ઠાકડી તણી.

પ્રત્યેક શબ્દ હૃદયના ઊંડાણમાંથી ઝરે છે કદાચ ‘ ઠાકડી ’ શબ્દ જરાક ખૂંચે તેવો છે, પરંતુ એ મૃત બાળાના દેહને ઘાટડી ઓઢાડવાનો રિવાજ વિસંવનો નથી, આથી તો ઉલટી પિતાની અંતર્વ્યથા વધે છે. પુત્રીનું રૂપ પિતા આમ કેમ વખાણે છે ?—આવો પ્રશ્ન કેટલાક ટીકાકારો પૂછે છે; પરંતુ તેઓ ભૂલી જાય છે. વાત્સલ્યભાવ વધવામાં પુત્રીનું અનઘ રૂપ પણ એક કારણ હોઇ શકે. ઉપમા જાણીતી હોવા છતાં અતિશય પ્રસાદયુક્ત હોવાથી વાચકને પણ શોકમગ્ન કરે છે.. ત્યારબાદ, બાપ રઝળી રઝળીને મરી જાય છે. મૂળમાં માતપિતા બન્ને શોકાતુર છે; અહિં માતા પહેલેથી જ ગુજરી ગઇ હોવાથી વાત્સલ્ય વધારે કરૂણ સ્વરૂપ ધારણ કરે છે. વર્ડ્ઝવર્થની માફક આ કરૂણ કથાને દિવ્ય રંગથી અપાર્થિવ રૂપ આપવામાં આવ્યું નથી. ( મૂળમાં– Yet some maintain that to this day She is a living child, વગેરે. ) પરંતુ સામાન્ય બોધ તારવ્યો હોવાથી અંતની કલા ખાસ જળવાઇ નથી:—

વર વહુ હેત પરસ્પરે, જ્યાંલગિ નહિં સંતાન
પ્રગુત હરું કે ઉભયમાં, થાયે તે ઘટ વાન.
પિતાપ્રીત પુત્રી પ્રતિ, પુત્રીપ્રીત પ્રતિ તાત;
વેર વેર અહાવી હતી, કવિ કહે ગિલિત વાત.

એકંદરે, વર્ડ્ઝવર્થ સાથે સામાન્ય સરખામણી કરતાં આપણને આપણને લાગે છે કે નર્મદે પણ અંગ્રેજી કવિની માફક સેંકડો પાનાં ભરી કવિતા લખી નાખી છે. બન્ને પ્રેરણા પૂરી હોય કે નહિ, પણ ઇચ્છા થઇ કે ગદ્ય કરતાં પદ્યમાં વધારે ઉત્સાહથી ભાવ પ્રકટ કરતા ફેર ફક્ત એટલો કે ગુજરાતી કવિને અર્વાચીન ગદ્યના પિતા તરિકે નવો ચીલો પાડવાનો હતો ત્યારે અંગ્રેજ કવિને તે મુશ્કેલી ન હતી. તોપણ એટલું તો સ્પષ્ટ જ છે પ્રાણવંત કવિતા બન્નેએ જેટલી લખી છે તે જૂદી તારવી કાઢી તેનો સંગ્રહ ઇષ્ટ છે. મૅથ્યુ આર્નોલ્ડે જે સેવા અંગ્રેજીમાં કરી છે તેવી ગુજરાતીમાં નર્મદની કર્યાથી નર્મદની કવિતાનું સુવર્ણ વધારે દીપી નીકળશે. નર્મદનો બુઝ્ઝો ઘણીવાર એટલું બધું વાસ્તવિક ચિત્ર દોરે છે કે કળાની ક્ષતિ થયા વિના રહેતી નથી, કોઇવાર અણગમો આવી જાય. પરંતુ, સુંદર કાવ્યો વીણી એને યોગ્ય સંકલનાથી ગોઠવ્યાં હોય તો નર્મદ ને ગુર્જર કવિતા ઉભય ઉપર ઉપકાર થાય, ઉપરાંત, નર્મકવિતામાં પ્રત્યેક કવિતા ઉપર વિસ્તારપૂર્વક અનેક રીતનું ભાષ્ય છે, તેમાંથી પણ ચાળી નાખવા જેવું ઘણું છે.

આ સિવાય પણ, વર્ડ્ઝવર્થ ભાગ્યેજ બહુ હસે છે કે હસાવે છે. નર્મદનામાં પણ વિનોદ અલ્પ છે ને ગંભીર તત્ત્વો પુષ્કળ છે. આનું કારણ બન્નેએ સરસ્વતી દેવીની જીવનભર આરાધના કરવાનું વ્રત લીધેલું તે તો નહિ હોય ! ઇંગ્રેજી કવિ ભાગ્યશાળી હતો. સફળ લગ્ન કર્યાં, અને ડોરોથી જેવી પ્રતિભાસંપન્ન ભગિનીએ સેવામાં જીવન ભાઇને અર્પણ કર્યું. સમૃદ્ધિ ન હતી પણ સુખ, શાંતિ ને આનંદવાણી તો નિરંતર હતા. આથી વિપરીત ભાગ્યરેખા નર્મદના શીરે હતી. પહેલેથી છેલ્લે સુધી આર્થિક મુશ્કેલી, પત્ની–વિયોગ, હિંદુ–ધર્મમાલની ને લોક રૂઢિની ગૂંચો ને પ્રતિકૂળ વાતાવરણ વચ્ચે તેની કવિતા સવિશેષ ‘ ગંભીર ’ આતુર ને દર્દ–ભરી ’ બને તેમાં નવાઇ શી ?

ઉપરાંત, બંને કવિયોએ કોઇ ભવ્ય મહાકાવ્ય કે કરૂણાન્ત નાટક લખવાના કોડ સેવ્યા ને કંઇ કંઇ પ્રયાસો આદર્યા; પણ કંઇક ભાગ્યવશાત્ ને વિશેષ અશક્તિ કે સંયોગવશાત અધુરાજ રહ્યા. ઇંગ્રેજી કવિ કરતાં નર્મદ એક વાતમાં બહુ ઊંચુ સ્થાન લે છે, અને તે સર્વદેશીય બુદ્ધિશક્તિના પ્રાદુર્ભાવમાં સ્વ. નવલરામે નર્મદની વિવિધ ક્ષેત્રમાં સંગીન સેવાઓ ગણાવી છે તેથી વર્ડ્ઝવર્થની ના ગણી શકાય; પરંતુ જે ઇંગ્રેજી કવિતામાં ઉંડા ચિંતનને પરિણામે શ્લોકાત્મક ભાષામાં કોઇ કોઇવાર ઘણું કહેવાની શક્તિ હતી તે નર્મદ દેખાડી શક્યા નથી; અને બુદ્ધિના વિભવ કરતાં લાગણીનો જુસ્સો ગુર્જર કવિમાં સવિશેષ માલમ પડે છે. આથી જે એક પક્ષે એમ કહેવામાં આવ્યું છે કે વર્ડ્ઝવર્થ માફક લાગણીને લાંબા કાળ સુધી જીરવીને પછી નર્મદ કવિતા યોજે છે–તે યોગ્ય નથી. નર્મદ તો હૈયામાં હોય છે તે તરત જ હોઠે હિંમત ને જુસ્સાથી બહાર લાવે છે, ઇંગ્રેજી કવિની માફક જ કોઇવાર ખરબચડી કે જાડી ભાષામાં જ, શબ્દોની બહુ દરકાર કર્યા વિના, લખી નાંખે છે. એનો આવેશ કે ઉન્માદ રોકયો રોકાતો નથી. જ્યારે ઇંગ્રેજ કવિની રીત જૂદી છે. છેવટે, કુદરતના સૌંદર્ય તથા ભવ્યતા બંને પારખે છે; અને તેની ઉપર લાક્ષણિક વિચારમાલ ગૂંથે છે; છતા, તેમાય ભેદો ઘણા છે.

સાઉધે કવિનું કાવ્ય, *Lord William* (રા. કૃષ્ણલાલભાઇયે ચૂકથી ‘*Lord Nelson*’ લખ્યું છે પૃ. ૬૮. ) પણ ગુજરાતી કવિતામાં ‘ સાહસ દેસાઇ ’ના નામથી નર્મદે સારી રીતે ઉતાર્યું છે. મૂળમાં લૉર્ડ વિલ્યમે ભત્રિજા ઍડમંડને ડૂબાડી દીધા પછીની આધિ ને ઉપાધિ શી અનુભવી તે પછી પોતાનું જ કેવા કરૂણ સંયોગોમાં મૃત્યુ થયું તેનું હૃદયવેધી ચિત્ર છે. કવિ કહે છે તે પ્રમાણે, મોટે ભાગે, ‘ દેશપરત્વે ને રીતભાત પરત્વે વર્ણન ઘણું જ જૂદું છે. ’ સાહસનો ભાઇ ધીર શુદ્ધ ચારિત્ર્યવાળો હતો ( મૂળમાં તો તેનું પ્રેતજ દેખાય છે ); અને

સ્ત્રી પણ તેની સાધવી, વર બહુ શુભ બનાવ;<br>
સાકર દુધમાં જહા મળે, નહીં કોઇની રાવ.

આવાં દંપતિને વિયોગની ક્ષીણ આવે છે; ધીરનું ઓચિંતું મરણ થાય છે. કવિ આ પ્રસંગ બદલવે છે કારણ કે આ નિડર સંસારસુધારકને ભાભી તરફ ગુજરતા ત્રાસ વર્ણવવા ગમે છે; પરાણે ‘ સતી થવાની એ બાઇ ‘ ના ’ પાડે છે. પુત્ર શ્રીફળ ખાતર એ જીવે છે ને ક્ષયરોગમાં

રીબારીબીને મરે છે. પછીનું ભત્રીજાના ખૂનનું વર્ણન ત્રાસજનક છે. મૃગની મદના આ કાવ્યમાં, "ઘેર જઇ સૂતો ખાટ, ઉંઘ ના આવે કાંઇ"—એ પંક્તિથી શરૂ થાય છે. બહુની સરસ પંક્તિયોની પ્રેરણા ઇંગ્રેજી કવિની છે:

કામકાજ બહુ બાપનાં, આળસ કરતો તાવ;
ચિત્ત ન લાગે કોઇમાં, પસ્તાઇ ને રોય.
ડગલે ડગલે જગજગે, કામકામમા ખાર
પળે પળે તે નિરખતો, શ્રીફળનો આકાર
ઊઠે નહિં શને કઇ, ઝબ ઝબકીને જોય,
શ્રીફળ મૃત્યુ અકાળ તે, 'કાકા' કરતું હોય.
વર્ષ વાળ્યું તેહનું, કરી શ્રાદ્ધ જે દિન;
સાળું રાતે લાધિયું, તેથી તે અતિ ખિન્ન,

બોધ તારવવાની રીતને લીધે અહિં પણ મૂળની અંતની કળા ઝાંખી પડે છે.

સહુથી વધારે અસર તો કદાચ બાયરનની નર્મદ ઉપર લાગે છે. યૂરોપીય વિપ્લવની ચિનગારી જેવો એ કવિ જ્યાં દૃષ્ટિ પડે ત્યા ભડકો કરતો બન્નેના ઉરમા નવા યુગ માટે ધગશ છે, બન્ને નિડર ને નિખાલસ છે, બન્ને સહૃદયતાથી ભરેલા હોવથી પોતાના ભાવો ગમે તેવી ભાષામાં પણ જોરદાર શૈલીમાં વ્યક્ત કરે છે. બન્ને પોતાની સ્વાનુભવની કથામાં એવા ઓતપ્રોત છે કે જગતના સર્વાનુભવ માટે તેમની એટલી બધી પરવા નથી. જે જે પ્રકારની કથાના અંશો પોતાના જીવનને સ્પર્શે છે તે તે સવિશેષ સફળતાથી બન્ને ઉતારી શકે છે; અને જ્યા તટસ્થતા, વિરલ શાતિને અન્યના માનસ સાથે એકતાન થઇ, સમભાવથી સમજી, અર્થગંભીરતાથી દરના પ્રસંગો ઉતારવાના હોય છે ત્યા બન્નેની શક્તિ કુંઠિત થતી લાગે છે.

ઉરના ઉભરા નર્મદ જેવા બીજા કોણે કાઢ્યા છે ? પરંતુ તે સાથે સમાજસુધારો ને દેશની પ્રગતિના વિચારો ઉભયમા નવું બળ પ્રાપ્ત કરે છે માનવસ્વાતંત્ર્યની ભાવના બન્નેને આતર દેશીય સ્થાન અપાવે છે. અલબત્ત, સુરત શહેરની લાગણીથી એ મધ્યકાલીન મહત્તાને આધુનિક દુર્દશા ઉપર મનહર કાવ્ય રચે છે, પરંતુ જે બાયરન ઇટલિમાં સ્વાતંત્ર્ય ને દેશગૌરવની ધગશ જગાવે છે તેવી નર્મદમા સ્પષ્ટ નથી. દાખલા તરિકે આ પંક્તિયો લઇયે:—

'સુરત તારી શી સુરત? જનો ક્યાંના લલચાવ્યા'
ફિરંગી ને અંગ્રેજ વલંદા ફ્રાંસિસ આવ્યા'

આની સાથે ભીમરાવની કરૂણ ઉર્મિ સરખાવિયે:—

'ક્યાં ક્યાં વટી ઉલટીસે પરદેશી આવ્યા
કેવા પ્રયત્ન! મન કેવી રીતે ભમાવ્યાં?

આ ભાવને કવિ નાનલાલના ભાવ સાથે વિશેષ સામ્ય છે:—"મોહી આંગણ ઉતર્યો જ યૂરોપ, વીણવા વાડીના ફૂલ રે પ" નર્મદ તો રાજભક્તિના ગીતમાં ઇંગ્રેજો મોગલો જેવી ગાદી સ્થાપે તેવું સ્વપ્ન સેવતા, પરંતુ એક સૈકામાં જગત કેવીક ઉત્ક્રાન્તિ પામે છે!"

બાયરન પણ નર્મદ માફક ' કરુણરસિક ' હતો; પણ તે લાંબું જીવ્યો નહિ. નર્મદનામા જ્યારે પરિવર્તન થતા તે પોતાના કબિરવડની માફક ' દીસે હાર્યો જોદ્ધો હતિતણુ હૃદે ધ્યાન ધરતો. ' જીવતા એણે શેલિની માફક મનહર ભાવિની ઝાંખી કરી તેથી તેને આપણા યુગદ્રષ્ટા કહી શકીયે:—

બાળલગ્ન નહિ થાય, સ્વયવરથી પરણાશે;
સમજુ સ્ત્રીથી બાળ સુઘડ રીતે ઉછરાશે
મૈત્રી વધશે તેમ સપથી બહુ રહેવાશે.
જશે જન પરદેશ, નવૂ ત્હાં જઇને જોશે;
આવીને નિજ દેશ, શોભતો કરશે હોશે
જાતિભેદ ટળિ જશે, પંથ પાખંડી ઘટશે
એક ધર્મના સર્વ, હિંદુઓ તારે બનશે.



# રાજ્યરંગ

## પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર

સને ૧૮૭૪ માં નર્મદે રાજ્યરંગના દર્શન ગૂજરાતને કરાવ્યાં. આવું દર્શન ગૂજરાતીઓને કોઇ લેખકે નથી કરાવ્યુ, એ રાજ્યરંગથી તેણે આખી દુનિયાની સંસ્કૃતિનું જ્ઞાન ગૂજરાતને આપ્યું અને હજુ ગુર્જર સાહિત્યના અભ્યાસીઓ તે જ્ઞાન નર્મગદ્યમાથી લે છે. [1] નર્મદાશંકર રાજ્યરંગ લખીને ગૂજરાતમાં આજથી સાઠ વર્ષ અગાઉ એચ. જી. વેલ્સનું કર્તવ્ય કરી ગયા છે. એ કર્તવ્ય કરવાની તેને પ્રેરણા થઇ તે જ તેની લેખક તરીકે મહેચ્છા દર્શાવી આપે છે. તે કવિ કરતા વધારે પ્રમાણમા દ્રષ્ટા હતો, ને સુધારાના હીમાયતી કરતા રાજકારણનો વધારે પ્રશસ્ત વિવેચક હતો. રાજ્યરંગના પ્રસ્તાવનામાં લેખકની મ્હોટી અભિલાષા, પોતાના કર્તવ્યની પવિત્રતાને મહત્તા, દેશને તેની ઉપયોગિતા, ને પોતાને વિવેચક તરીકે સિદ્ધ થએલી સમર્થતા આપણને કળાઇ આવે છે. સંસ્કૃતિના ઇતિહાસમા ક્રમનો પરિપાક છે, તેમા સમયધર્મનો આત્મા રેલાયો છે, તેથી માનવ જીવન ધન્ય થાય છે, એ તેને ક્યારનુંયે લાધી ગયું હોય એમ પ્રસ્તાવનાના વાચકને લાગે છે. નર્મદ તેનો આરભ [2] “ એક છે, અનેક છે, નિવર્તે છે, પ્રવર્તે છે, આનદે છે; ” વગેરે પ્રસિદ્ધ વચનોથી કરે છે.

આ લખાણ ઓગણીસમી સદીના ઉત્તરાર્દ્ધનું નથી ગણાતું, તેમાં ‘સિપાહીના’ બળવા શાન્તિથી પરિણમેલી ક્યાક ક્યાંક તે વખતે જોવામા આવતી, અને રાજ્યરંગ લખાઇ રહ્યા પછી નર્મદે પોતે અનુભવેલી અને પ્રકટ કરેલી ગ્લાનિની લાગણી નથી; પણ તે પ્રસ્તાવનામા વિજયની

૧ લેખકે નાનપણમા તે જ્ઞાન પ્રથમ નર્મગદ્યમાથી જ ઝીલેલું.
૨ નર્મગદ્ય, પા ૩૬૮.

વરમાળા પહેરવા નીકળી પડેલા સમરાંગણમાં ઘૂમવા જતા યોદ્ધાની આશા છે, ઇતિહાસના જ્ઞાનથી લોકની સ્થિતિનું મોટું પરિવર્તન કરી મૂકવાની તીવ્ર અભિલાષા છે. અને વહેમ, કુચાલ, બદી, વર્ણભેદ, જ્ઞાતિભેદ, પરતંત્રતા, વગેરે કચરાને બાળી નાંખનારી જ્વાલાનો ધગધગાટ છે.

રાજ્યરંગમાં[3] પ્રથમ નર્મદે ઇતિહાસ આપવામાં આવ્યો છે. તે ઇતિહાસ સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કળિયુગ એ ચાર હિંદુ ઇતિહાસના યુગોમાં ભાગી નાખવામાં આવ્યો છે અને દરેક ભાગ જુદાં જુદાં દર્શનોમાં ચર્ચવામાં આવ્યો છે. એવાં કુલ સોળ દર્શનો બતાવવામાં આવ્યાં છે, છેલ્લા વર્તમાન દર્શનમાં ઓગણીસમી સદીનો ઇ. સ. ૧૮૬૬ સુધીનો જગતનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. રાજ્યરંગના આ પ્રાકૃત દર્શનો પૂરાં થઇ જાય છે ત્યાર પછી સંસ્કૃતિના ઇતિહાસનાં મહાદર્શનો બતાવવાનો પ્રયાસ હાથમાં લેવામાં આવ્યો છે. એમાં પહેલું દર્શન માત્ર પૂરું થઇ શક્યું છે. આ મહાદર્શનમાં સંસ્કૃતિના વિકાસનું, તેની અવનતિનું ને તેના ખરા સ્વરૂપનું મુખ્ય સત્ત્વ બતાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ મહાદર્શનમાં ત્રણ કાળ બતાવવામાં આવ્યા છે, ધર્મમૂર્તિકાળ. ( પ્રલયથી ઇ. સ. પૂર્વે ૭૭૬ સુધી ) કામમૂર્તિ કાળ ( ઇ. સ. પૂર્વે ૭૭૬ થી તે ઇ. સ. પૂર્વે ૩૨૩ સુધી ) ને અર્થમૂર્તિ કાલ ( ઇ. સ. પૂર્વે ૩૨૩ થી તે ઇ. સ. ૪૭૬ સુધી ). છેવટે મહાકાળસ્વરૂપ બતાવવામાં આવ્યું છે. પણ રાજ્યરંગ અહીં અધૂરો—પડતો—મૂકી દેવામાં આવ્યો હોય એમ જણાય છે.

આ અદ્ભુત આલેખનમાં દરેક દર્શનને અંતે વર્ણવાતા પ્રદેશની સામાજિક, રાજ્યકીય, ધાર્મિક ને સાંપ્રદાયિક, અને સાહિત્યની પ્રગતિ ને સ્થિતિ બતાવવામાં આવી છે ને લેખક ક્યાંક ક્યાંક ઇતિહાસની ફિલસુફીમાં પણ ઊતરી પડે છે. મહાદર્શન તો ઇતિહાસની ફિલસુફી જ છે.

આમ છતાં રાજ્યરંગનો ઇતિહાસ સૂકો, લૂખો, અને ઘડા વગરનો લખાઇ ગયો છે. જ્યાં ત્યાં માત્ર હકીકતો, સંગઠન વગર, સંકલના વગર ભરી દેવામાં આવી છે. નવલરામ[5] લખે છે તે બરોબર હોય તો નર્મદે વાંચેલા બસો ગ્રંથોનું આ દોહન અનેક વાર ક્લિષ્ટ અને રંગવગરનું જણાય છે. જુદા જુદા દેશોના ઇતિહાસોનું વર્ણન અમુક કામ માટે બધું એકસામટું આપતાં નર્મદે દરેક દેશના ઇતિહાસના વર્ણનની એકતા તોડી નાખી છે ને વાચકને હિંદથી આસિરિઆ, આસિરિઆથી ઇજિપ્ત, ઇજિપ્તથી ગ્રીસ ને રોમ, ને ત્યાંથી વળી ઇરાન, ચીન, વગેરે દેશોમાં ભમવું પડે છે. અલબત્ત નર્મદે આ વર્ણનમાં બધો ઇતિહાસ સમાવી દીધો છે. છતાં તેમાં દેશોનો ને દેશોના લોકોનો પરસ્પર સંબંધ બતાવવામાં આવ્યો નથી, જો કે તે વખતે તેનું તુલનાત્મક જ્ઞાન સારી રીતે પ્રચાર પામ્યું હતું. તેમ સામાજિક, આર્થિક, ને સાહિત્યની પ્રગતિની રાજ્યરંગ ઉપર તથા રાજ્યરંગની તે વિષયો ઉપર થએલી અસરોને યોગ્ય રીતે દર્શાવવામાં આવી નથી; માત્ર સર્વ પ્રવૃત્તિઓનો નામનિર્દેશ કરી નર્મદે પોતાનું કર્તવ્ય પૂરું કરી નાખ્યું છે

---

૩ સરકારી નર્મગદ્ય, પા. ૩૯૮–૫૭૫.
૪ નર્મગદ્ય, પા. ૫૭૬–૬૩૬.
૫ નર્મકવિતાની પ્રસ્તાવના, પા. ૩૮, નોટ.

હિંદના ઇતિહાસનું વિવેચન પણ એવું જ કરવામા આવ્યું છે ને ક્યાંક ક્યાંક તો જૂનો વિચાર રજુ કરવામાં આવ્યો છે, જેમકે, જૈન સંપ્રદાય બૌદ્ધ સંપ્રદાયની એક શાખારૂપે હતો, વગેરે. છતા આપણા દેશના ઇતિહાસનું વિવેચન જેટલુ આ રાજ્યરંગમા આપવામા આવ્યું છે તેટલુ મે બીજા કોઇ ગૂજરાતી પુસ્તકોમા જોએલું હોય એમ મને યાદ નથી.

નર્મદનુ મત એવું હતું કે ઇ. સ ૪૭૬ સુધીમા સસ્કૃતિનો એક યુગ પૂરો થાય છે ને પછી બીજો યુગ શરૂ થાય છે. તેથી તે સંસ્કૃતિની ઘટના તેણે મહાદર્શનમાં આપી છે, તે મહા-દર્શન નર્મદ આર્ય સસ્કૃતિથી શરૂ કરે છે, સોળદર્શનો નિસ્તેજ અને સ્વાદ વગરનાં છે, જ્યારે આ આર્ય સસ્કૃતિનું તરતેલુ મહાદર્શન એક દૃષ્ટિથી નિપુણ, વિદ્વત્તાવાળું, શુદ્ધ, અને વિવિધ છે, અને એવું વિશાળ ને સમગ્ર વિવેચન હજુ કોઇ ગૂજરાતી ગ્રંથમા જોઇ શકાતુ નથી એ પ્રકરણમાં પ્રાચીન આર્યોની રાજ્યવ્યવસ્થા, રાજ્યનીતિ, તેમના યુદ્ધનિયમો, તેમના દીવાની ને ફોજદારી ધારાઓ, પ્રજાના હક્કો, સીમાડાના નિયમો, સમાજની સ્થિતિ, રીતભાત, કળા, વિદ્યા, વગેરે[૮] હજુ વાચનયોગ્ય છે અલબત્ત, આ મહાદર્શનમા નર્મદે ઐતિહાસિક યોગ્યતા જાળવી નથી, કારણકે એ સમગ્ર દર્શન જાણે કે માત્ર વૈદિક ધર્મનુ જ હોય નહીં, ને તેમા બૌદ્ધ ને જૈન સંપ્રદાયો જાણે કે વિઘ્નકર્તા નીવડ્યા હોય નહીં, તેવો મત તે અનેક વાર જાહેર કરે છે.

આર્યોની સંસ્કૃતિના કીર્તિકાળને નર્મદે આ રીતે, સનાતનીઓ કરે છે-તેમ તરછોડ્યો, ને આર્ય સંસ્કૃતિના વિવિધતા ને તેના વિકાસને સિદ્ધ કરવાને બદલે તેના ઐક્યને ને એકમાર્ગી પણાને તેણે બતાવી ને દોષોને ઢાંકી દીધા, આ સુદર મોહક પણ એકપક્ષીને તેથી વાચનથી ને વિચારથી અગ્નિશુદ્ધ નહિ થએલા વિચારને નર્મદ ભારપૂર્વક કરે છે.[૧૦]

કાળના વિભાગો કરી દરેક કાળનું મહાદર્શન નર્મદ આમ કરે છે.

અલબત્ત, આવા મહાદર્શનોથી સાગ અભ્યાસીઓ પણ ઇતિહાસના જુદા જુદા યુગોના પોતનાં મત ફેરવી નાખે.

નર્મદ આ મહાદર્શનમા મંહારનુ સ્વરૂપ આપી વિરામ પામે છે. અને ઇ. સ. ૪૭૬ સુધી ઇતિહાસના જે સંસ્કૃતિના જ્ઞાનથી તે એવો સક્ષેપ કરે છે.

---

૬ નર્મગદ્ય, પા ૩૭૭,

૭ નર્મગદ્ય, પા ૫૭૬,

૮ નર્મગદ્ય પા. ૫૭૭-૫૮૬.

૯ નર્મગદ્ય, નોધ, પા. ૫૮૬.

૧૦ નર્મગદ્ય પા-૫૮૫-૫૮૬.

નર્મદના ઇતિહાસનું આ વાચન ને નર્મદગ્રંથના મહાકર્તાની પ્રત્યુક્તિ આવા કેટલાક વિવર્તોમાં પરિણમી તે એક રીતે આશ્ચર્ય ગણાય, કારણકે નર્મકવિતામાં ને રાજ્યરંગ ... ને આગળના નર્મગદ્યમાં અને નર્મદપત્રમાં નર્મદ પદથી, વાક્યથી, ગ્રન્થથી, ને સ્વકાર્યથી ભાષ્યકર્તા હતો. તેને મન એકવાર ઇતિહાસ હજુ કાગળમાંથી પ્રગતિ પામતા હતા ને અનેક શતાબ્દીઓનો અંધકાર આગળની ધીમી ઉન્નતિમાં વિલય પામતો હતો.

ઓગણીસમી સદીનું ભારતવર્ષનું ઉત્થાન તેને મન અનેરું હતું. ને ઉત્થાનથી ભારત વર્ષની સ્વતંત્રતા પાછી ઉગવાની હતી, લોકોમાં ઐક્ય આવવાનું હતું, ધર્મના ને સમાજના વ્યવહારના વહેમો નીકળી જવાના હતા, બધે એક ભાષાના રાજ ચાલવાના હતા, ને સ્વદેશી ઉદ્યોગથી, અપર દેશના વસવાટથી, વ્યવહારના યોગ્ય દર્શનથી ને વિદ્યાની વૃદ્ધિથી હિંદમાં અનન્ય આબાદી થવાની હતી; એટલું જ નહીં બ્રિટિશ સરકાર હિંદને સ્વરાજ્ય ન આપે તો સામા થઈને નાણુ વગેરેની સ્વતંત્રતા લેવી, પણ પરદેશી રાજ્ય ગમે તેટલું ઉચ્ચઆશી હતાં ને પરદેશી કોઈ પ્રજાનું રાજ હરી લેવાનો તેમાં અવગુણ હોવાથી તેનો વહેલામોડો પરિત્યાગ કરવો જરૂરનો છે એવા વિચારો નર્મદે ભાળ્યા હતા, લખ્યા હતા, ગાયા હતા, ભાખ્યા હતા, ને તે માટે તેણે જોખમ[११] લીધો હતો.

ૐ

## કોશ કે કાવ્ય ?

### રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

કોશ કે કાવ્ય ? કોશ ને કાવ્ય જેવા પરસ્પર વિરુદ્ધાર્થવાચક શબ્દ કોઈ હશે ખરા ? અને છતા એ બંનેનું આવું સહકથન ? કાવ્ય શબ્દની આટલી બધી વિડંબના ?

ના. વાઙ્મયકૃતિ તરીકે કોશ કાવ્ય હોઈ શકે નહિ અને ‘ નર્મકોશ ’ કાવ્ય છે એવો દાવો પણ થઈ શકે નહિ. પણ જીવનકૃતિ તરીકે કોશ જેવી રસહીન વસ્તુ પણ કાવ્ય હોઈ શકે–આવા પ્રસંગમા વાપરીએ છીએ એવા અર્થમાં કાવ્ય હોઈ શકે, અને એવી જીવનકૃતિ તરીકે જોઈએ તો ‘ નર્મકોશ ’ માં કાવ્યતત્ત્વનું દર્શન થાય એવો રસિક તેની રચના ને પ્રકાશનનો ઇતિહાસ છે. નર્મદે પોતે એ ઇતિહાસ કોઈક દહાડો આપવો ધારેલો, જુઓ કોશના ‘ મુખમુદ્રા ’ માના એના શબ્દો.

---

૧૧ નર્મદનો રાજ્યવાદ વનરાજી ને શૂરો ને બંડખોર હતો તેવો બીજા પ્રાંતના લેખકોનો હતો કે નહિ તે વિચારવું જોઈએ.

અને ગુજરાતી કોશના ઉદ્ભવ વિષે આ પ્રમાણે છે એ પ્રકરણ સવિસ્તર ભરતા અતિ લંબાણ થાય-પ્રધાન વિષયનો પ્રસઙ્ગભઙ્ગ ઝાઝો પડે ને કેટલુંક અમઙ્ગળ કથન પણ કરવું પડે, વળી મઙ્ગળ કાર્યના સમાપ્તિને ટાણે અમઙ્ગળ કથન કરવું એ મારા રસવિવેકને દુઃખ કરે તેવું છે માટે ટુંકામા જ અર્પ્યું છે. તોપણ કોશ સબન્ધી અરેતિ વૃત્તાન્ત (અમઙ્ગળ કથન સાહેત) લોકની વર્તમાન સ્થિતિનુ એક પ્રકારનું સદાનું શિક્ષણીય દર્શન થઇ રે તેવું છે, તેટલા સાર તે હુ બીજે પ્રસઙ્ગે યથાસ્થિત જણાવીશ ' ૧

અને એ વૃત્તાંત ખરેખર શિક્ષણીય છે, તત્કાલીન લોકસ્થિતિ ઉપરાન્ત કવિના ચારિત્ર્યલક્ષણ વિશે પણ ઘણી રસપ્રદ શિક્ષા આપણને પૂરી પાડે એવો છે, એટલે એણે પોતે જણાવવા ધારેલો છતા પાછળથી કારણવશાત્ જણાવવો રહી ગએલો એ વૃત્તાન્ત એ મ મધમાં જે થોડી ઘણી સામગ્રી અત્યારે ઉપલબ્ધ છે તેને આધારે બને તેટલો યથાસ્થિત રજૂ કરવા યત્ન કરીએ.

ગુજરાતી ભાષાનો કોશ કરવાનો વિચાર સૌથી પહેલો પેલા વિચક્ષણ વિદેશી નર અલેક્ઝાન્ડર કિન્લૉક ફાર્બસને આવ્યો લાગે છે. સને ૧૮૪૮ મા તેણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થાપી તેના ૧૮૪૯ની સાલના જ રિપોર્ટમા તેણે નોંધેલું કે

The person employed in taking charge of the library is also at work in copying the old manuscripts which contain the only real Guzuratee in existence and which must eventually prove of the highest value, when as I hope we shall be enabled to cause the compilation of a Dictionary. ૨

આ કામની પ્રગતિ નોંધતા સોસાઇટીના પછીના સેક્રેટરીએ લખેલું કે :

' કોશને માટે ૬૦૦૦ શબ્દોનો તો સગ્રહ થઇ ગયો છે, કોશનુ સપૂર્ણ પુસ્તક કરવાને તો કેટલાંક વરસ જોઇએ એવું પુસ્તક બનાવવાના સાધનોનો સંગ્રહ કરવો એ સોસૈટીની ઓછી ફરજ નથી જ્યારે એવુ પુસ્તક તૈયાર થશે, ત્યારે સોસૈટીના કામનુ એક સભાગણુ રહેશે અને જે લોકો સોસૈટીના ફાયદા જાણતા નથી તેમને પણ માલમ પડશે ' ૩

આ શબ્દસંખ્યા વધીને પાછળથી નવહજારની થએલી તે ૧૮૬૪મા સોસાઇટીના સેક્રેટરીએ ઉત્સાહમા આવી જઇ કોશને માટે એક મોટુ ફંડ ઊભુ કરવા તજવીજ કરેલી તેમા સારી રકમ ટીપમા ભરાએલી, પણ પાછળથી એ નાણા વસૂલ થવામા કંઇક મુશ્કેલી આવેલી એટલે ત્રણ વરસ પછીના રિપોર્ટમા તેણે નિરાશ થઇને જણાવેલુ કે

અમારો છેલ્લો રીપોર્ટ વાંચતી વખતે ખુશી સાથે અમે જાહેર કર્યું હતુ કે લવાજમની મોટી રકમ ભરાઇ છે. અને એવી ઉમેદ રાખવામાં આવી હતી કે એક ગુજરાતી ભાષાનો સારો અને પૂર્ણ કોશ કે જેની ઘણી તંગી છે ને રચવાનો આરભ કરવાને અમારાથી બનશે, પણ જણાવવાને દીલગીર છીએ કે

૧. ' નર્મકોશ, ' આ
૨ ' ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ ' ૧, ૧૨૮–૯.
૩ ,, ,, ,, ,, ૧, ૧૨૯

જે ભારે રકમ મળવાની અમને આશા ગણી હતી તે રકમ આજ સુધી નહી મળવાથી કોશ કરવાની બાબતમા અમે કશું કરી શક્યા નથી, અને જેવી રીતે મરેઠી ભાષાનો કોશ સરકારે કરાવ્યો તેવી રીતે ગુજરાતી ભાષાના કોશની તંગી પુરી પાડવાનું કામ સરકાર ઉપર અમારે નાખવું પડે છે. ૪

આ પછી પણ સોસાઇટીએ આ દિશામાં પ્રયાસ ચાલુ રાખેલો ખરો પણ નર્મદે ફરી વાર કોશનું કામ હાથમાં લીધું એ અરસામાં તો તેણે આ રીતે કોશના કામમાંથી હતાશ થઇને હાથ ખંખેરી નાખેલા.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તો નીમેલી સંસ્થા હતી, તેની પાસે નાણું હતું, માણસો હતા, સરકારી લાગવગ હતી, તે શાખ પાડતી, છતાં લગભગ વીસ વરસ સુધી કોશ કરવાનો અભિલાષ સેવ્યા પછી આખરે તેણે તે મૂકી દીધો એ શું સૂચવે છે? એ જ કે એ દિવસોમાં એકડે એકથી કોશ કરવો એ મહાભારત કામ હતુ. એ જમાનામાં છપેલાં પુસ્તકોની સંખ્યા જૂજ જ હતી, પ્રાચીન કાવ્યો હજુ મુદ્રાંકિત થયાં ન હોતા, ને તેની શુદ્ધ હાથપ્રતો સહજ ઉપલભ્ય ન હોતી, એટલે શિષ્ટ સાહિત્યમાથી શબ્દો વીણવાની સગવડ ન હોતી. વળી કેળવણીનો પણ પ્રચાર અલ્પ જ હતો, એટલે દેશના જુદા જુદા ભાગોમાં વપરાતા શબ્દો તેમ જુદા જુદા વર્ગો, ધંધાઓ આદિના સાંકેતિક પારિભાષિક શબ્દો એકઠા કરવામા પણ ભારે મુશ્કેલી પડે એવું હતું. આથી જ સ્થપાઇ ત્યારથી જ ગુજરાતી ભાષાનો કોશ કરવાની ઇચ્છા હોવા છતા, અને પ્રારંભના વર્ષથી જ ફાર્બસ સાહેબે એ દિશામા કાર્ય શરૂ કરાવેલુ હોવા છતાં, વીસ વીસ વરસને અંતે પણ થોડાક હજાર શબ્દો એકઠા કરવા ઉપરાંત કંઇ વિશેષ કાર્ય સોસાઇટી કરી શકી નહોતી, ને આખરે નિરાશામા તેણે તે બીજાને માથે ઓઢાડી દીધુ હતું, આવી સ્થિતિમાં કોઇ વ્યક્તિનું તો આવું ગંજાવર કામ ઉપાડવાનુ ગજુ જ નહોતું. છતા આટલી બધી મુશ્કેલીઓ સામે થઇને પણ નર્મદે એ કાર્ય માથે લેવાની હિંમત કરી એમાં જ એક પ્રકારની કવિતા—વીરત્વભર્યા ચારિત્ર્યની કવિતા—રહેલી નથી લાગતી?

એક બીજી દૃષ્ટિએ પણ આ વસ્તુ વિચારવા જેવી છે. સાધારણ રીતે કોશનું કામ ઠંડી પ્રકૃતિના, સ્થિર ચિત્તવાળા, ઝીણવટમાં રાચતા, ઉદ્યોગી, ખંતીલા, ખડતલ પુરુષનું કામ છે. નર્મદ ગરમ પ્રકૃતિનો, અતિ વેગવાન સ્વભાવવાળો, રંગીલો માણસ હતો. એટલે સામાન્ય સંજોગોમા તે કામ એને બહુ આકર્ષક થઇ પડે એવું નહોતુ, છતા એ તેના તરફ આકર્ષાયો તે શાથી? એનામા જે આજન્મ યોદ્ધાની હતી. કલા, કોઇ ન કરી શકતા હોય એવું વિકટ કામ કરી બતાવવાની જે પ્રબળ ઇચ્છા હતી, તેથી. નર્મદ જોતો હતો કે હિંદની બીજી ભાષાઓમાં—હિંદી, બંગાળી, મરાઠી ઇત્યાદિ ભાષાઓમાં—સારા પ્રમાણભૂત કોશ રચાઇ ગયા છે. એટલે એના સ્વદેશાભિમાનને સ્વાભાવિક રીતે જ દુઃખ થતું હતુ કે અન્ય પ્રાંતવાસીઓ પોતપોતાની માતૃભાષાને કોશગ્રંથ આપી ગયા છે, ને એકલા ગુજરાતીઓ જ હાથ જોડીને બેસી રહ્યા છે.

---

૪ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ. ૧, ૧૨૯.

આમાં એને નામોશી જેવું લાગ્યું. અને એ નામોશી ટાળવા એણે પોતાની પ્રકૃતિને કોશ જેવું ઠંડું કામ બહુ ફાવે એમ નહોતું છતાં કમર કસી. વળી એ જોતો હતો કે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ઘણાં વરસથી કોશ કરવાની વાતો કરી રહી છે, પણ કશું પ્રત્યક્ષ પરિણામ બતાવી શકી નથી. અને આ સોસાઇટીના ચાલક દલપતરામ સાથે એને મૂળથી જ સ્પર્ધાની વૃત્તિ હતી એટલે એ સ્પર્ધાની વૃત્તિએ પણ ઊંડે ઊંડે એને આ કામ—બીજી રીતે પોતાની પ્રકૃતિને બહુ અનુકૂળ નહિ એવું કામ—માથે લેવા પ્રેર્યો હોય એમ લાગે છે. આ કામ ઉપાડીને એ જાણે કે એમ કહી રહ્યો હતો કે 'જુઓ, તમે વરસોથી કોશ કરવો, કોશ કરવો, એવી વાતો કરી રહ્યા છો. તમારી પાસે તો પૈસા છે, પ્રતિષ્ઠા છે, માણસો છે, લાગવગ છે, બધું છે, છતાં આટલાં આટલા વરસોની વાતો છતાં તમે કશું મૂર્ત ફલ બતાવી શક્યા નથી. ત્યારે આ જુઓ હું એકલો ફક્કડ આદમી, કોઇની પણ ઓથ વિનાનો, કોશને માટે તો શું પણ આજીવિકાને માટે પણ નાણાંની નિત્યની તંગીથી રિબાતો, છતા આજે એ કામ ઉપાડું છું ને ટૂંક મુદતમા જ તમારી કોઇ પણ સંસ્થા કરી શકે તેથી સવાયુ સરસ કરીને ફગાવી દઇશ. તમારા જેવા બીકણો તે શું કરતા'તા ? કોશ, કોશ તો કરે નર્મદવીર, બીજા બધા રહે વાતો કરતા! આ પ્રકારની ઉદ્ધત પરાક્રમની વૃત્તિએ જ નર્મદને કોશ જેવું માથાકૂટિયું કામ ઉપાડવા પ્રેર્યો અને પોતાની ચંચળ ચિત્તવૃત્તિને સ્થિર કરી એક પલાઠીએ બેસવા જેટલો આત્મસંયમ એનામા કેળવ્યો. નર્મદ જન્મે મોટો ભાષાશાસ્ત્રી નહોતો, કોશ જેવું શુષ્ક કામ એની પ્રકૃતિને બહુ રુચે એવું નહોતું, એવું ગંજાવર કામ ઉપાડવા જેવા એના સંજોગો પણ નહોતા, છતા હિંદની બીજી ભાષાઓને કોશ મળી ગયેલા ને કેવળ પોતાની માતૃભાષાને જ એનાથી વંચિત રહેલી દેખીને એણે તે કામ ઉપાડ્યું. તે કામ તરીકે અવિરત કંટાળાજનક લાગતું; છતા આત્મસંયમ કેળવી તે પાર પાડ્યું એમાં એક પ્રકારનો ચારિત્ર્યવિજય નથી રહેલો ને એ ચારિત્ર્યવિજય કોઇ ઉચ્ચ કોટિના કાવ્ય જેટલો રસાસ્વાદ નથી કરાવતો ?

આ લેખમાં આપણે પ્રારંભમાં સૂચવ્યું તેમ 'નર્મકોશ' ના વાઙ્મય અંશ પર નહિ પણ એના ચારિત્ર્યઅંશ પર—એમાંની વિદ્વત્તા પર નહિ પણ એમની માનવતા પર—સુરત રાખી છે, તો પણ એની વાઙમય બાજૂની થોડીક સ્થૂળ વીગતો આંકી જોઇ જઇએ. કોશારંભનું તાત્કાલિક નિમિત્ત તો 'નર્મકવિતા'માંના અઘરા શબ્દો હતા એ જાણીતી વાત છે. 'નર્મકવિતા' મુંબઇની શાળાઓમાં ચાલતી. ત્યાના વિદ્યાર્થીઓને મુશ્કેલ જણાતાં એમાંના કઠિન શબ્દો એકઠા કરી એક નાનકડો શબ્દસંગ્રહ અર્થ સાથે તેમને માટે છપાવવો એવી મૂળ યોજના કરાઇ. પણ એ રીતે એકઠો કરેલો શબ્દસંગ્રહ ધાર્યા કરતા બહુ મોટો નીકળ્યો, એટલે નર્મદ કહે છે કે પોતાને 'જોસ્સો થયો કે એક મોટો કોશ જ કરવો એટલે તેમાં ભાષાના ઘણાખરા શબ્દો આવી જ જાય.' આ 'જોસ્સા'માં એણે ૧૮૬૦મા કોશકાર્ય શરૂ કર્યું અને ૧૮૬૬માં તેના ચાર અંક 'અ' થી 'તગારૂં' શબ્દ સુધીના તૈયાર કર્યા. પછી સાંસારિક મુશ્કેલીઓને લીધે—તેમા એ ખાસ કરીને તો આર્થિક વિટંબણાઓને લીધે તથા લોકો તરફથી પૂરતો આશ્રય ન મળ્યો તેને લીધે—થાકીને એણે એ કામ પડતું મૂક્યું. પણ તે ટૂંક મુદતને જ માટે—જાણે કે માનવચિત્તમાં પણ સાગરની પેઠે ભરતીઓટ ચાલ્યા કરે છે, વીર પુરુષના અંત-

રમાં પણ ઉત્સાહનું પૂર અલ્પકાળ માટે ઓસરે કે ઓટવું જ બનાવના પ્રસંગે જ. બાકી ધીરવીર નર્મદ કદિ આરંભ્યું અધૂરું મૂકે એવો હતો જ નહિ. अर्थं साधयामि वा देहं पातयामि એવો ઉગ્ર ગરણિયો નિશ્ચય એજ એનું પ્રકૃતિ લક્ષણ હતું, એટલે ૧૮૬૮ના આરંભમા એણે એ કોશનું કામ અધૂરું હતુ ત્યાંથી આગળ ચલાવ્યું ને એ વરસ પૂરું થતા પહેલા તો એણે રાત દહાડો સતત ને સખત મહેનત કરીને કોશ પૂરો પણ કરી નાખ્યો.

કોશ પૂરો તો કર્યો, પણ તે પ્રકટ શી રીતે કરવો ? ગરીબ ગ્રંથકાર ઘરને ખૂણે બેસીને કોશ કરી આપે, પણ તેનો છપામણી ખર્ચ ક્યાંથી કાઢે ? એટલે હવે નર્મદ તે છપાવવાની તજવીજમાં પડ્યો. આ તજવીજમાં જ એના ચારિત્ર્યની પૂરેપૂરી કસોટી થઇ ને આખરે તે સો ટચના સોના રૂપે ઝળકી ઉઠ્યું. કોશવૃત્તાન્તનું અત્યંત ઉદાત્ત ને કાવ્યમય પ્રકરણ પણ આ પ્રકાશનની તજવીજથી જ શરૂ થાય છે.

ઉપર જણાવ્યુ તેમ નર્મદે કોશનુ કામ બે કટકે કરેલું : (૧) ૧૮૬૦ થી ૬૨ ના ગાળામાં 'ત' અક્ષર સુધી ને (૨) ૧૮૬૮મા બાકીનું બધુ. આમ આઠ વરસ સુધી લાંબી મુદત સુધી ચાલેલું હોવાથી એ કામ આદિથી અંત સુધી જોઇએ તેવું એકધારું થઇ શક્યું નહોતું એટલે એણે એક બાજૂથી કોશના પ્રકાશનની તેમ બીજી બાજૂથી આગલા વરસોમાં કરેલા કામનુ પુનરીક્ષણ કરી કોશને બને તેટલો સંપૂર્ણ બનાવવાની તજવીજ કરવા માંડી. નર્મદના કેટલાક ખાનગી પત્રો 'ગુજરાતી'ના દિવાળીના અંકોમા પ્રસિદ્ધ થયા છે તેમા આ એના વિવિધ પ્રયાસના ઉલ્લેખો જોઇ શકાય છે. કોશમા જુદા જુદા પ્રાતના સઘળા પ્રચલિત શબ્દો આવે એટલા માટે નર્મદે તે તે પ્રાતના વતનીઓ પાસેથી બને તેટલા શબ્દો મેળવવાને યત્ન કર્યો હતો. આ સંબધમા એ કોશની 'મુખમુદ્રા' મા લખે છે કે 'જુનાગઢ તથા ભાવનગરમાં મિત્રોએ શબ્દો લખી મોકલ્યા હતા. મેમદાવાદ નડિયાદ ને અમદાવાદના કેટલાક જણ પાસેથી શબ્દ મળ્યા હતા કાઠિયાવાડી શબ્દો મેળવી આપવામા કવિને બે જણની મદદ મળી જણાય છે. (૧) જુનાગઢનિવાસી કોઈ નાગર જુવાન લક્ષ્મીરામ ને (૨) ભાવનગરનિવાસી ગણપતરામ વેણીરામ ઓઝા–સૉક્રેટિસ, વૉશિંગ્ટન, વિલ્યમ ટેલ આદિના ચરિત્ર લેખક. લક્ષ્મીરામને નર્મદે લખેલુ કે

ઉતાવળ નથી પણ અનુકૂળતાએ નીચે લખેલાં ત્રણ કામ કરવાનો શ્રમ લેશો આપણા જિલ્લામાં ન વપરાતા એવા કાઠિયાવાડી શબ્દો જે તમારા સાંભળવામાં આવે તેનું અર્થ સાથે લખાણ રાખવું. કાઠિયાવાડમાં થયલા બહારવટીઆ સબધી વાતો (તેના વરસ સાથે) એકઠી કરવી આપણા દેશી રાજ્યોમા વપરાતા હથિયારોમા જુદી જુદી જાતની બદુક, જુદી જુદી જાતની તરવાર–વગેરે શબ્દ, વાતો તે નામ જેમ જેમ મળતા જાય તેમ તેમ મોકલ્યાં કરવાં

ગણપતરામને એક પત્રમા કવિએ જણાવેલું કે

તમે શ્રમ લઇ લેવાડી શબ્દ મોકલ્યા ને બીજા શબ્દને માટે પત્રમાં તથા ચોપડીના કવર ઉપર જે સૂચના લખી છે તેને માટે હું તમારો મોટો ઉપકાર માનુ છુ. બિજા મિત્રોમાથી મને ઘણાક શબ્દો

મળ્યા છે. પણ તે ખરા તો ક્યારે કહેવાય કે જ્યારે તમ સરખા વતનીઓના મોકલેલા શબ્દો જોડે મળે તારે. માટે જેવા શ્રમ લીધો છે તેવો નવરાશે લ્યા કરશો, એવી આશા રાખું છઉં.

કોશમા શબ્દો દાખલ કરતા પહેલા નર્મદ કેટલી ચોકસાઇ કરતો તેનો એનાં આ વચનો ઉપરથી ખ્યાલ આવશે. નર્મદનું મિત્ર-મંડળ તેમ પ્રશંસક મંડળ બહુ બહોળું હતું. એટલે એના કોશ માટે એને જુદે જુદે સ્થળેથી સારી સંખ્યામાં શબ્દો મળેલા. પણ એવી રીતે મળેલા શબ્દોની ચલિતતા ને યથાર્થતાની ઉપલા પત્રમા દર્શાવી છે તેવી ખાતરી તે તે ભાગના વિશ્વાસ-પાત્ર વિદ્વાન પાસે કરાવ્યા પછી જ એણે તેને પોતાના કોશમા સ્થાન આપેલું. 'નર્મકોશ' પ્રકટ થયાને આજે પૂરાં સાઠ વરસ થઇ ગયા, છતા ગુજરાતી ભાષાનો કોશ કરવાની વાતો કરનારા કેટલાક શબ્દસંખ્યા મસમોટી દેખાડવાના લોભમા કશી ચોકસાઇ કર્યા વિના જે આવ્યા તે શબ્દો આખો મીંચીને દાખલ કરવાની હિમાયત કરે છે. તેઓએ આ બાબતમા નર્મદ પાસેથી એક બોધપાઠ લેવાની જરૂર છે. કોશના પ્રારંભભાગમા કવિએ સૈકાવાર જુની ગુજરાતીના જે નમુના આપ્યા છે તેને માટે પણ આજ જાતની તજવીજ કરેલી પત્રો પરથી લાગે છે. ગણપતરામના પરના એક પત્રમા કવિએ પુછાવેલુ કે

> વારૂં ભાઇ, ગુજરાતી ભાષાના પ્રાચીન ગ્રંથો અથવા એમાના પાનાંનો સંગ્રહ તમારી તરફ મારા જોવામા આવે ખરો ? સૈકા સૈકામા ભાષામા કેટલો અંતર પડયો છે તે જાણવામાં છે ? નરસહીં મહેતાની પૂર્વે કોણ કવિ થઇ ગયા છે ?

× × × ×

લક્ષ્મીરામ પરના પત્રમા પણ એ જ વાત છે:

> જુની ગુજરાતી ભાષાના નાના મોટા ગ્રન્થ-પાનાનો સંગ્રહ તમારા જુનાગઢમાથી મળી આવશે ? મારો વિચાર આ છે કે આજથી સો ને પછી બસે ને એમ ૧૦૦૦ વર્ષ ઉપર આપણી ભાષા કેમ કેમ બદલાતી ગઇ છે તે વિષે યથાસ્થિત જાણવું-તેમ નરસહીં મેહેતાની પહેલા કોણ કોણ કવિયો છે તે સંબંધી પણ જાણવાનુ છે.

કોશની જાતજાતની સામગ્રી એકઠી કરવામા નર્મદને કેટલી મહેનત પડેલી ને કેવા કેવા યત્નો કરવા પડેલા તેનો આ ઉતારાઓ ઉપરથી કંઇક ખ્યાલ આવશે.

કોશ મુદ્રણની મુશ્કેલીનો પણ આ પત્રોમાંથી સારો ખ્યાલ આવે છે આ મુશ્કેલી એ વખતે લોકોમાં જાણીતી થઇ ગઇ હોય અને જાહેર છાપા પણ તે વિશે ચર્ચા કરવા લાગ્યા હોય એમ એના ગણપતરામ પરના એક પત્ર ઉપરથી જણાય છે. નર્મદ એમા લખે છે:

> નર્મકોશ છપાવવાની સહાયતા સંબંધી ચરચા ચાલે છે તેથી ખેદ પામુ છઉં આજ દિન સુધીમાં મારા કોઇ ગ્રન્થ વિષે ચરચા થઇ નથી. દહોડ બે હજારના કામ સારૂ મારી તરફથી ચર્ચા ચાલવી

---

જુઓ 'નર્મકોશ', આ

'નર્મપત્રાવલી'- ગુજરાતી' દિવાળી, ૧૯૧૯, પૃ. ૧૭૮૮ અને ૧૭૮૩.

ગરૂ થાય નહી ને થઇ નથી. સરકાર ને લોકની તરફથી મદદ ન મળવા વિષે મિત્રોમાં વાત કરતાં દાખલામાં નર્મ કોશ વિશે બોલાયલું, તે પછી મિત્રોએ બહાર ચરચેલું છે. ને એ ઉપરથી નક્કે એકદર લોકમાં ગમે તેમ ચરચા ચાલે તારે મારા સરખાનું મન કેમ ન દુખાય ? વળી મારી ખાતરી છે કે ગમે તેટલી ને ગમે તેવી ચરચા ચાલવા છતાં પણ એ જુજ રકમની પણ મદદ મળવી કઠણ છે. ભાઇ ! એ કોશ વ્હેલોમોડો છપાશે જ ને પ્રસ્તાવનામાં લખવાનું થશે કે તે આટલો ચરચાયો છતા પણ ગુજરાતીઓમાં કોઇ સદ્ગૃહસ્થ ન મળ્યો ! પણ એ વિચાર ફેરવવાનો પ્રસંગ ઇશ્વર મને આપો, એવું મારૂં ગુજરાતીઓ સંબંધી અભિમાન છે.

આ પત્રમા થાક, ગ્લાનિ, ને નિરાશાની સ્પષ્ટ નિશાનીઓ જોઇ શકાય છે. છતાં આવા સંજોગોમા પણ એનામાં સ્વમાનની વૃત્તિ કેટલી તીવ્ર હતી તે ગોપાળજી સુરજી પરના પત્રમાથી નીચે આપેલા ઉતારા ઉપરથી જણાઇ આવશેઃ

ઘણે વરસે ઘણે શ્રમે પુરૂં થયલું પુસ્તક પરીક્ષા વનાના જનને અર્પણ કરવું એ મારી તે ગ્રંથની શોભા નહીં. માટે મારો વિચાર એ કોશ ગુજરાતી લોકોને જ અર્પણ કરવાનો હતો તો પણ તેમ કરાવવાની ઇશ્વરની મરજી નહીં !...જલદીથી કોશ પ્રગટ થવાથી આપણા લોકોને ઘણો લાભ છે ( કે બીજા ઉભા થાય ) એમ જાણી જે કોઇ આ વખતમાં રૂપીઆ બે હજારની મદદ કરે તેને અર્પણ ઘટતું કરવાનું સમયે વિચારવા ધારૂં છું. એથી કોશની મદદમાં બે હજારની જુજ રકમ આપનારનું નામ પણ ગુજરાતી ભાષાની સાથે કાયમ રહેશે-જહાં સુધી હીંદુ મળે તહાં સુધી અંગ્રેજને અર્પણ ન થાય તેવું ઇચ્છું છું, શ્રીમંત લોકને ગરજ હોય નહીં, નામને માટે મદદ કરે. ને તે વળી ચાપાચીપથી એ શો ગજબ ? પરાકાષ્ઠાની મહેનતના બદલામાં હું કંઇજ નથી ઇચ્છતો માત્ર ગ્રંથ છપાવી પ્રગટ કરવાને ઇચ્છું છું. તે છતાં કોઇ ગુજરાતી ખરો ઉદાર નથી મળતો ! પણ તેઓનો દોષ શો ? હજી સમજ આવતી જાય છે, ને હું પણ જોઉં છું કે વારે કોઇ છે ? કોઇ નહી મળે તો પણ મારી અડચણો તો પ્રસ્તાવનામાં જાહેર થશેજ. છેલ્લું લખવાનું કે જો મદદ કરનાર ઘણી ચાપાચીપ કરે તો બહેતર છે કે તમારે એ ઉદયોગ છોડી દેવો. હું શ્રીમંત નથી પણ સુઘડતા ને પ્રશસ્ત મન તે શું તે સારી પેઠે સમજું છઉં. માટે મને હલકો સકોચ રૂચવાનો નહીં. ને તમારે એમ ન સમજવું કે વચમાં પડ્યો છઉ ને કામ ન થાય તો ખોટું. અગર કદાપિ હમણાં જોગ નહીં આવે તો પછી પણ આવશે. તમારો ઉપકાર મારા ઉપર થશે પણ મારે માટે તમારા ઉપર કોઇ પાડ ચડાવે તે મારાથી નહીં બરદાસ થાય માટે ટેકમાં રહી કામ ચલાવવું.

અતીવ નિરાશામય ને કષ્ટભરપૂર પરિસ્થિતિમાં પણ કેટલો કડક ટેક ? ભૂખે મરી જાય પણ તૃણ ન ખાય એવા વીરકેસરીનીજ વૃત્તિ આ પત્રમા નથી વ્યક્ત થતી ?

આખરે નર્મદની તપશ્ચર્યા થોડા વખતને માટે તો ફળે છે. ભાવનગરના સાહિત્યરસિક શ્રીમંત છગનલાલ સંતોકરામ દેસાઇને ગમે તો આપો આપ અથવા તો ગણપતરામ કે ગોપાળજી સુરજીના પ્રયાસથી આ કોશના પ્રકાશનમાં મદદ કરવાનો વિચાર આવે છે, અને તે પોતે પોતાનાજ

---

જુઓ નર્મપત્રાવલી ' ૧૯૧૯, પૃ, ૧૭૮૫
,, સદર 'ગુજરાતી; ૧૯૨૧. પૃ. ૯
,, ' નર્મપત્રાવલી ' ગુજરાતી. ૧૯૧૯, પૃ. ૧૭૪૩

તરફથી—નર્મદ તરફથી કશો સીધો પ્રયાસ નહિ થએલો છતાં જાતે ચાહીને—નર્મદને પત્ર લખે છે, એમનો પત્ર તો મળતો નથી, પણ નર્મદે એમને લખેલો ઉત્તર તેમાં પ્રગટ થયો છે. પત્રમાંથી થોડાં વાકયો ટાકયાં છે એ ઉપરથી લાગે છે કે નર્મદ જેવા સ્વમાની ટેકીલા પુરુષને રુચે એવી માનભરી વૃત્તિથીજ એ લખાયો હશે. નર્મદનો પોતાનો ઉત્તર પણ જોવા જેવો છે:-

× × × ×

આપનો તા. ૧૦ અકટોબરનો સ્નેહદર્શક તા. ૧૩ મીએ વાંચી ૧૦ વરસ ઉપર થયલા સમાગમનું સ્મરણસુખ પામ્યો છઉં તે આપ ને પત્રવ્યવહાર જારી રાખવાની ઉમેદ રાખી છે એ ઉપરથી આશા રાખું છઉં કે આપને હું કેટલાંએક કારણોથી આપણે જાણે એકમેક ને છેકજ ઓળખતા ન હોઇએ તેવી સ્થિતિમાં આવી રહ્યા હતા તે પાછળ પત્રરૂપી નેત્રદ્વારાએ પરસ્પર રસ આપતા થઇશું

આપને આપણા દેશસુધારા ઉપર ઉલટ અને પ્રીતિ છે તે વાત હરેક પ્રસંગે સાંભળી અંતઃકરણને ઘણોજ આનંદ પ્રાપ્ત થાય છે. એ વાકયો આપણા પત્રમાં આપે જણાવ્યાં એથી મને પણ થોડો સંતોષ નથી, કારણ કે આપ શ્રીમાન પણ દેશને અર્થે થતાં કાર્યો તે સંસારમાં ઉત્તમ પરમાર્થ છે એમ અંતઃકરણથી સમજો છો-ઇતિહાસો વાંચ્યાથી જણાય છે કે સુધારાનાં કાર્યો મધ્યમવર્ગના જનોથી થયાં છે તે પછી પ્રથમ વર્ગના જનોએ મોટી સહાય કરી છે કે જેથી પેલા વિશેષ ફાવ્યા છે.

આપણામાં હજી અનુભવ, વિવેક, સુધારાના વિચાર ફેલાવનારા થોડા છે, ને કામો કરનારા તો વળી બહુ જ થોડા છે; અને કેટલાક શ્રીમંતો સ્વાર્થથી, મોટાઇથી ને શરમમા પડયાથી સહાય કરનારા છે પણ શદ્ધ વિચારથી ને શુધ્ધ બુદ્ધિથી સહાય કરનારા બલકે નથી એમ કહું તો તે ખોટું નથી ને આપે જે દિલદાઝથી મને પત્ર લખ્યો છે તે જોતાં આપ શ્રીમાનવર્ગમાં સુધારાને શુદ્ધ બુદ્ધિથી સહાય કરનારાઓમાં પ્રથમ ને પ્રથમ માનને યોગ્ય થાઓ ખરા.

× × × ×

એટલી રકમનો આશ્રય મળવાનું આપની તરફથી બનેથી એ આશ્રયના બદલામાં સર્વ ગુજરાતી તરફથી ને મારી તરફથી મારે જે ઉપકાર માનવાનો થશે તેના પ્રકાર સંબધી હું આપને જણાવીશ.

આપના શુદ્ધ સ્નેહનો અભિલાષ રાખનાર
**નર્મદાશંકર લાલશંકર**

દસ દિવસ પછીના બીજા પત્રમાં લખે છે કે મુદ્રણ ખર્ચ પોતે ધાર્યું હોત તો ઉપાડી શકતઃ—આપના તા. ૨૧ માના પત્રના ઉત્તરમાં ઉપકાર માનવા સંબંધી વિશેષ વિવેક કરવો મૂકી દઇ નીચે પ્રમાણે લખુ છું.

× × × ×

ઇશ્વરેચ્છાથી આપ અનુકળ થાઓ છો ને નંગને કુંદનથી શોભાવો છો તો મારો આત્મા પ્રસન્ન થવો જ જોઇએ. વિશેષ આ રીતે કે નાગર ગ્રંથકર્તા નાગરનો આશ્રય ને નાગરનું છાપખાનું !

પારાવાર મુશ્કેલીઓ છતાં નર્મદે આ પત્રોમાં જે નિરભિમાનતા ને ખાનદાની દર્શાવ્યાં છે તે ભર્તૃહરિના 'ધીરં વિલોકયતિ ચાટુશતૈશ્ચ ભુઙ્ક્તે' એ આદર્શ પ્રતિબિંબ સમાન કોને એવાં નથી લાગતા ? એને ઠેકાણે બીજો કોઈ હોત તો ક્યારનો ઘાંઘો થઇ ગયો હોત ? ને કેટલી આપદાઓને ચીલે ચડી ગયો હોત ?

આ પત્રવ્યવહારનું પરિણામ એ આવ્યું કે કોશ છપાવી આપવાનું છગનલાલ દેસાઈએ પોતાને માથે લીધું ને '૮૭૦ ના જાન્યુઆરીથી કોશ ભાવનગરમાં છપાવા લાગ્યો. આ રીતે અનેક આશા નિરાશાઓને લાબી તજવીજ પછી નર્મદનું કામ ફળક થએ પડ્યું. સાધારણ રીતે આપણે ' નર્મ કોશ ' ને જોનસનના અંગ્રેજી કોશ સાથે સરખાવીએ છીએ, અને એવી સરખામણીથી નર્મદને ભારે માન આપી દેતા હોઈએ એમ માનીએ છીએ. પણ બરાબર તપાસીએ તો નર્મદની મુશ્કેલીઓ જોનસન કરતા અનેક ગણી વધારે હતી એમ માલૂમ પડશે. જોનસને જે કોશ રચેલો તે સાવ શૂન્યમાંથી રચેલો નહિ. એની પહેલાં પણ બે ત્રણ નાના કોશ થયા હતા, અને તેમાના એક સૌથી વિશેષ પ્રચલિત કોશ Nathan Baily ના Dictionarium Britannicum નો તો તેણે પોતાની કૃતિના પાયારૂપે જ ઉપયોગ કર્યો હતો. આ કોશમા તેણે વચ્ચે વચ્ચે કોરાં પાના નખાવેલા, ને એ કોરા પાનામા પોતાના તરફની નવા શબ્દો અર્થો આદિ સામગ્રી ઉમેરી તે પોતાના સહાયોને આપતો અને તેઓ તે યથાસ્થાને દાખલ કરી નકલ કરી લેતા. એ રીતે તેણે પોતાનો નવો કોશ રચેલો. પણ નર્મદે કોશ રચ્યો તે પહેલાં તો એક પણ શુદ્ધ ગુજરાતી કોશ સમ ખાવા પણ થયો નહોતો. ત્રણેક ગુજરાતી અંગ્રેજી કોશો થયા હતા ખરા પણ સળંગ ગુજરાતી કોશ તો એણેજ પહેલ વહેલો કર્યો. નર્મદનો જમાનો જોનસનના જમાના કરતા વિદ્યાસંસ્કારની બાબતમા ઘણો પછાત હતો તેથી શબ્દસંગ્રહ તેમ અર્થનિર્ણયમાં એનું કામ જોનસન કરતા પણ કપરું હતુ. વળી મુદ્રણની બાબતમા પણ જોનસનને નર્મદ જેટલી હાડમારી ભોગવવી નહોતી પડી. તેને તો એક પ્રકાશક પહેલેથી મળી ગયો હતો, એટલે તેને તો પોતાના કામ બદલ પૈસા મળ્યા હતા, ને મુદ્રણ વ્યવસ્થા તો એ પ્રકાશકે પોતાની મેળે કરી લીધી હતી. આ રીતે કોશ પૂરતો નર્મદ ગુજરાતનો જોનસનજ નહિ પણ સવાઇ જોનસન છે એમ કહીએ તોપણ ખોટું નહિ. નર્મદના સાહિત્યજીવનમા કોશનું એક બીજી રીતે મહત્ત્વ છે તેના તરફ પણ અહીં લક્ષ ખેંચવુ જોઇએ. નર્મદની ગદ્યશૈલીની અંદર થએલા ક્રમિક ફેરફારોનુ બરાબર અવલોકન કરીએ તો જણાશે કે એનુ પરિવર્તનબિંદુ આ કોશમાના બે નાનકડા પ્રસ્તાવલેખોજ છે. નર્મદનું નિત્ય પછાડા મારતું ઉદ્ધત ચિત્ત જેમ આ કોશની પ્રસ્તાવનામા પહેલીજ વાર શાન્ત, પ્રસન્ન ને ધીર ગભીર બનેલુ માલૂમ પડે છે તેમ એની ધોધની પેઠે ઉછળતી જુસ્સાદાર શૈલી પણ આ પ્રસ્તાવનામાજ સૌથી પહેલી વાર શાન્ત પ્રસન્ન ને ધીરગભીર બનેલા વસ્તુત: નર્મદના ઉત્તર વયના ગદ્યમા જે ચોકસાઇ ને સંક્ષિપ્તતા નજરે પડે છે તે આ કોશના શબ્દોની વ્યાખ્યાઓ ઘડવાના મહાવરાનુ જ પરિણામ છે આ રીતે ' નર્મકોશે ' આડકતરી રીતે એના શીલ તેમ શૈલી ઉભય ઉપર પ્રબળ અસર કરેલી તે આ કોશમાના બે લઘુ લેખો એ ' નર્મગદ્ય ' ને ' ધર્મવિચાર ' એની સર્વથા ભિન્ન ભિન્ન શૈલીઓ વચ્ચે સંયોજક અંકોડા રૂપ બનેલા.

વાચકે અહિ J, T Winterich કૃત 'Books And The Man,' માંનો 'Johnson's Dictionary' (પૃ. ૨૩૦-૫૦) ઉપરનો લેખ વાચવો ઉપરના મુદ્દા પૂરતા એના થોડા શબ્દો આ રહ્યા- 'Johnson, in fact, used an interleaved copy of the latest edition of Bailey as the basis for his own work. He made this copy 'the repository of the several articles, and these he collected by incessant reading of the best authors in our language, in the practice whereof his method was to score with a black-lead pencil the words by him selected, and give them over to his assistants to insert in their places.' p. 232.

× × × ×

વારૂ. કોશ ભાવનગરમા છપાવા લાગ્યો, પણ હજુ એક મોંથી આકરી કસોટી નર્મદને માટે બાકી હતી. એના જીવનનું એક પરમ યશસ્વી પુરૂં હજુ એને લડી લેવાનુ હતું. કોશ ત સુધી પહોચ્યો એવામા ભાવનગરના કારભારીમંડળને ખૂચે એવુ કઇક નર્મદને હાથે થયું. એક વિશ્વાસપાત્ર ઠેકાણેથી સાભળેલી વાત સાચી હોય તો ભાવનગરના નાગરોના ઉપહાસ કરનારું કંઇક લખાણ નર્મદના 'ડાંડિયા' મા આવ્યુ. પણ આ બનાવ ૧૮૭૦ પછીનો છે. તે 'ડાંડિયો' એટલા બધા વરસ ચાલ્યો કે કેમ તે તેની ફાઇલ મળતી નહિ. હોવાથી નક્કી થઇ શકતુ નથી. આથી આખી બાજી કથળી ગઇ ને ભાવનગરના કારભારી ગગા ઓઝાના હુકમથી 'નર્મ કોશનુ' મુદ્રણ એકાએક અધવચ અટકાવી દેવામાં આવ્યું. આમ નર્મદના વીરત્વને વળી એક વધુ પડકાર કરવામા આવ્યો. નર્મદે એ વગર સંકોચે ઝીલી પણ લીધો ૧૮૭૩ માં એણે બાકીનો ભાગ પંડને ખર્ચે સૂરતમા અતિત્વરાથી છપાવી નાખ્યો ને સાલ આખર પહેલાં તો જાત જાતની મુશ્કેલીઓનો જબરો જંગ ખેડીને આવતા વિજયી સુભટની અદાથી એણે કોશ પ્રકટ કરી દીધો. સામા પક્ષે તો એમ ધારેલુ કે અમે છપાવી આપીશુ તોજ કોશ પ્રકટ થઇ શકશે તે અમારી ઓથ જશે એટલે નર્મદનું કામ રખડી પડશે. નર્મદની બાહ્ય સ્થિતિ પણ દેખીતી તો એવીજ હતી. પણ બાહ્ય સ્થિતિ ગમે તેટલી અસહાય કે લાચાર હોય તોપણ સમર્થ પ્રતિભાશાળી પુરુષને છંછેડવામા કોઇ હહાડો કોઇ સાર કાઢતું નથી આવી છેડતી એમના પરાક્રમ પર ઉદાસીનતા, આળસ, કે નિરાશાની જે રાખ બાઝી હોય તેને ઉડાડીને તેમના આતરસત્ત્વને પ્રદીપ્ત કરવા સિવાય બીજું કંઇ પરિણામ લાવતી નથી. આથીજ એડગર એલન પો દુનિયાદારી માણસોને સલાહ આપે છે કે

We mere man of the world, with no principle - very old-fashioned and cumbersome thing-should be on our guard lest, fancying him on his last legs, we insult, or otherwise maltreat some poor Service of a geniuson at the very instant of his putting his foot on the top round of his ladder of triumph. It is a common trick with these fellows, when on the point of attaining some long-cherished end, to sink themselves into the deepest possible abyss of seeming despair, for no other purpose than that of increasing the space of success through which they have made up their minds immediately to soar.

નર્મદે બરાબર આવું જ કર્યું. પોતા પર અણધારી આવી પડેલી વિપત્તિને એણે અસાધારણ પરાક્રમબળે પોતાના જીવનના ઉત્તમોત્તમ વિજયના રૂપમાં ફેરવી નાખી. અત્યાર સુધી એ ઉપકારના ભારથી કંઇક દીન બની ગયો હતો. કોઇ પણ વ્યક્તિને નહોતો અર્પવો ધારેલો તે ગ્રંથ થાકી હારીને એક વ્યક્તિને અર્પવા એણે પોતાના ચિત્તને જેમતેમ સમજાવ્યું હતું. પણ આ બડેખાંઓની નાદાનીએ એના પળવાર ઝોકે ચડેલા આત્માને ઢંઢોળીને જાગ્રત કર્યો એટલે એણે તે વિચાર પડતો મૂક્યો અને કોશદ્વારા પારકી મહેનતે અમર થવાના ઉમેદવારને જીંદગીભર હાથ ઘસતો રાખી પોતાનો એ ગ્રંથ એણે 'ગરવી ગુજરાત' ને જ અર્પણ કર્યો ને જાણે કે એને કહેતો હોય કે 'મહાશય' આપ એમ ધારતા હતા તે કે મારા વિના કોશ કોઇ દહાડો બહાર પડવાનોજ નથી પણ જુઓ, આપ નામદારની મદદ વિના પણ કોશ બહાર પડે છે, અને વળી સુન્દર રૂપમાં ઉચિત અર્પણ સાથે બહાર પડે છે; એવી રીતે ટાઢા ડામ દેતો હોય એવા ઉપરથી શાન્ત, સૌમ્ય પણ અંદરથી કાર્ય-સિદ્ધિના ગર્વને સામર્થ્યથી ભરપૂર એવી પ્રૌઢ વાણીમાં એણે લખ્યું કે, પ્રવૃત્તિવાળી સ્થિતિમાં તથા આશ્રય વિનાની સ્થિતિમા પણ ઉત્સાહવાળા ઉદ્યુક્તપણા વડે આ કોશ રચાયો છે ને છપાયો છે.

× × × ×

નર્મદના સમગ્ર કાવ્યસમૂહમાં 'જય જય ગરવી ગુજરાત' એ આ કોશનું અર્પણકાવ્ય જેમ કલગીસ્થાને છે, તેમ નર્મદના સમગ્ર કાર્યસમૂહમાં એનું આ અર્પણકાવ્ય-જીવનમાં જે પાર વિનાના યુદ્ધો એ લડી ગયો છે તેમાનું એક પરમ કીર્તિકર યુદ્ધ સૂચવતું એનું આ અર્પણ કાવ્ય-ગુજરાતને જાણે સદાકાળ સંભળાવ્યા કરશે કે

'દીનહીન દેખાતો હોય તોપણ કોઇ પણ વિદ્વાનનું કદી અપમાન કરશો નહિ. અકિંચન અસહાય દશામાં પણ એનામાં અમોઘ બળ છુપાઇ રહેલું છે એ વીસરશો નહિ. તમારૂં અપમાન એને દાબી નહિ શકે. તમારી લક્ષ્મી એને બાંધી નહિ શકે.



નોંધઃ—આ સંગીન ને સુંદર લેખને છેક છેલ્લી ઘડીએજ છપાયાનુ સાચ્ય મળ્યું તેથી અનીચ્છાએ તેમા કાતર મૂકવી પડી છે ને પ્રમાણોને પણ દૂર કરવાં પડયાં છે; વાચક નર્મદની કૃતિઓ અને 'ગુજરાતી' ના દીવાળી સાહિત્યમાંથી પૂર્તિ કરી લેશે. શં. છ. રાવલ.

# નર્મદાશંકર: લોકસાહિત્યની દૃષ્ટિએ

## રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

કવિ નર્મદાશંકરે પ્રેમશૌર્યનાં ગીતો ગાતાંગાતા પણ લોકસાહિત્યની અણમોલ સેવા બજાવી છે. લોકસાહિત્યના સંશોધન આજે જ થયા છે એવુ નથી લોકસાહિત્ય તરફ સાહિત્યકો આજે જ રસ લેતા થયા છે એવુ નથી. જો અભ્યાસક દૃષ્ટિથી જોવામાં આવે તો નરસિંહથી માંડી આજ દિન સુધીમાં જે જે નાના મોટા કવિઓ થયા છે એ દરેકની કૃતિ સાથે એક અથવા બીજી રીતે લોકસાહિત્યના સૂર સંભળાશે.

કવિ નર્મદાશંકરે કવિતારસનું પહેલુ પાન લોકભજનોમાંથી કર્યું. એ લોકભજનના રસામૃતે એનામાં કવિતાની મગન ભાવના પ્રકટાવી કવિ ખૂદ પોતે કહે છે કે ધીરા ભકતનાં એ પદોએ એના કાવ્ય–સંસ્કારોના સતારને ઝણઝણાવી મૂકયો. દાદુપંથી સાધુએ એને છંદોના પ્રથમ પાઠ શીખવ્યા. લોકસાહિત્યમાં ભજનનું સાહિત્ય અણમૂલ છે. તત્વજ્ઞાનની અઘરી લાગતી ભાષા લોકભજનમા સરળ અને મીઠી બની છે. એ લોકભજને અનેક કવિઓને પ્રેરણા અર્પી છે. અને નર્મદાશંકરના કવિત્વને એ ભજનસાહિત્યે જગાવ્યુ હોય તો એમા લેશ પણ આશ્ચર્ય પામવા જેવુ નથી.

ગુજરાતી ભાષાનાં લોકગીતોના સંગ્રાહકોની નામાવલીમા કવિ નર્મદનુ અગ્રસ્થાન છે. ગુજરાતી ભાષામાં જેમ પ્રથમ કોષકાર, પ્રથમ પિંગળકાર, પ્રથમ રૂઢ ગદ્ય લખનાર નર્મદ છે તેવી જ રીતે ગુજરાતી ભાષામા લોકગીતોના સંગ્રાહક તરીકે પણ લોકસાહિત્યના ઇતિહાસમાં એમનું નામ પહેલુ આવશે. ‘નાગર સ્ત્રીઓમા ગવાતા ગીત’ નો એમનો સંગ્રહ જોવા જેવો છે. એ છે તો નાગર સ્ત્રીઓનો ગીતસંગ્રહ પણ એમાથી કાઠિયાવાડના લોકગીતોમા અમર સ્થાન મેળવેલાં કેટલાંય ગીતો મળી આવે છે.

સૂરજ ઉગ્યો રે કેવડિયાની ફણસે કે વ્હાણેલા ભલે વાયા રે

. .

આજની ઘડી રે રળિયામણી

. .

બેડે મારે ભાર ઘણો હો રાજ

. .

સોના બેડું રૂપાઈ ટોણી ને, ગંગાની રાણી રે પાણી સાચર્યાં તે!

આ અને આવા કેટલા યે ગીતો કાઠિયાવાડના લોકગીતોના રસભંડારમાથી કવિ નર્મદાશંકરે આ ગીતસંગ્રહમાં લીધાં છે.

લોકગીતોના સંગ્રાહકની કેટલી અને કેવી મુસ્કેલીઓ છે એ કવિ નર્મદે યથાર્થ સ્વરૂપે વર્ણવી છે. કવિ નર્મદના શબ્દોમા એનું વર્ણન કરીએ તો

‘એ ઉદ્યોગ ચલાવવા સારુ મે મારી સ્ત્રીને કહ્યુ. એણે તથા બીજી બેત્રણ સ્ત્રિયોએ તે કામ માથે લીધુ ને એઓએ ગીતો ગાવાનો ઝાઝો અભ્યાસ એવી સ્ત્રિયો પાસે જઇ જઇને મ્હોડેના શબ્દો લખી લેવા માંડયા. એ પ્રસંગમા લખાવનારી સ્ત્રીઓમાની કેટલીએકે કંટાળીને ને કેટલીએકે ગરમ ન છડાય માટે લખાવ્યા પણ જ્યારે છપાવવાની વાત તેઓના જાણવામા આવી ત્યારે તેઓ મનમા પસ્તાયાં અને નવા

લખાવવાને બ્હાના કહાડી બેદરકાર થયા-એકે તો કહ્યું કે મોઢેથી શીખો, લખી શું વળી ? એકે કહ્યું - એ તો મને આવડતું નથી. એમ કરતા લખાવે તો કોઈ આગલા બોલ નથી દે, કોઈ પાછલા, ન કોઈ વચલા. તેઓના મનમા એવું કે પછી આપાનુંને નાણું પૂછતું આવશે ? તો પણ તેઓમાંની એક વૃદ્ધ સ્ત્રીએ પોતાના **કાળજા** જેવા ગરબાઓ [ જેને સાભળવા આખુ સુરત શહેર ઉલટતું હતું ] પ્રથમ પાના સ નાથી પાનુ પછી ધોતાળ બુધ્ધિથી લખાવ્યા છે.'

કવિના ઉપલા કથનમા ' કાળજા જેવા ગરબાઓ ' એ પ્રયોગ મને બહુ ગમે છે. લોક-ગીતો ગાનારી એ ગીતોને પોતાના જીવ સમાન ગણે છે. અને જેનું એ જીવનધન હોય એ જ્યારે એ ગીતનો ઝકોળ પાડે ત્યારે ધરતી ધણેણી ઊઠે એમાં નવાઈ શી ?

આ લોકગીતોની સિદ્ધિ વિષે નર્મદાશંકરે બહુ રસિકતાથી લખ્યું છે કે. ' ઢોડથી તથા ઉમંગથી અને આંખના ભાગથી તથા તાળીની છટાથી પ્રૌઢ રસિક સ્ત્રીઓ શરદના ચાંદરણાવાળી શાંત સલૂણી સુદર ભાંગી રાતે ટીપના તીણા પણ ઠરેલા કુમળા મધુરા સ્વરના સપ્તરંગ પ્રવાહમાં વાંસળી, ગોવાળિયા, બ્હેડલું, વાલમ, મોરલો વગેરે રસભરી ગરબીઓને મ્હલાવતી અને શહેરના લોક નાગરીના ગરબા જાણી દોડી આવી ઠેઠ મળતા અને એક ચિત્તે કર્ણથી રસપાન કરી તૃપ્ત થઈ ધન્ય છે એમ કહેતા, તે રંગ પણ ફરીથી જોવામાં આવનાર નથી ! '

આ રીતે નર્મદની રસિકતામા લોકગીતોનો પણ હિસ્સો અમુક અંશે હતો એમ સિદ્ધ થાય છે. લોકસાહિત્યના ભંડારમાંથી જેમ લોકગીતોની અસર નર્મદની રસિકતા પરત્વે થઈ તેમ લોક-દુહાઓની અસર પણ એમનાં લખાણોમાં ઠેર ઠેર દેખાય છે

રણમાં પાછાં પગલાં ન કરવા વિષેના કવિના લેખમાં દુહાઓનો પણ કવિએ અચ્છો ઉપયોગ કર્યો છે.

દો દો તરસ બાધ કે, સબ કહાવત શૂર;
કામ પરે જેબ દેખિયે, કિનકે મુખપે નૂર

• • •

સાંઇ શૂરા ચારરખ, ના કાયર ચાલીસ,
બે ચાલીસો ભાજશે, યે ચાગે ચાલીસ

• • •

ઝાલર બાજે ભક્ત જન, બબ બજે રજપૂત,
એના ઉપર ના જગે, આહો ગાઢ કપૂત

• • •

મરદાહારી મૂછડી, દો દો બાલ ઘના
ગડક ફેરા પૂછડો, રાખે સોગ ઘના

• • •

રજપૂતી ચાવલ ભરી, ખરી દોહલી હોય,
જ્યુ મોટા મૂખપે ઝડે. ચુ ચુ ઉજ્જ્વલ હોય

• • •

અમલ બાટણુ જોગ પથ, સૂરા હંદા કામ,
કાયર ખડગ ન વાવરે, કાયર ના દે દાન.

• •

શૂરા સરજસે ઉતર્યાં, હાર્યાં લાલ કબાણ,
શૂરા ઘર બધામણા. કાયર નજિયો પ્રાણ

ભાગે મત તુ કયડા તો ભાગા મો ખોડ,
મોરી સગકી સાહેલીઓ, તાલી દે મુખ મોડ.

• • •

ઉઠી કચ હથિયાર લે, મે લઉ સકકર ઘી,
પાહુણરા તો મુજ બલ રન બેરી તો તુજ

શૌર્યના તણખા પ્રકટાવનારા આ દુહાઓએ કવિના વીરરસને પાનો ચડાવ્યો હોય તો એની કોણ ના કહી શકશે ? લોકસાહિત્યમાં દુહાનુ સાહિત્ય અજબ અસરકારી છે. ચાર નાનાં ચરણોમાં દુહો કહેવાનું ઘણુ કહી દે છે.

નર્મદાશકરે લોકસાહિત્યમાની લોકવાર્તાઓ અને દતકથાઓ પણ સાભળી હોય એવી સાબિતી એમનાં લખાણોમાથી મળી આવે છે. કાઠિયાવાડના જેસુર ખાચર, વાજસુર ખાચર, બાવાવાળા, જોગીદાસ ખુમાણ, જેશલો મૈયો, ગીગલો મૈયો ને રાતડિયો મેહ, એ સર્વનો ઉલ્લેખ કવિના લખાણોમા મે જોયો છે હાથમા માથું લઇને ફરનાર એ જવાંમર્દોએ અક્ષરદેહથી કવિના વીરરસમાં સાથ આપ્યો હોય એ મને સંભવિત લાગે છે. 'ગુજરાત સર્વસંગ્રહ' અને 'કાઠિયાવાડ સર્વસંગ્રહ'નાં ભાષાતરોએ પણ કવિ નર્મદાશકરને લોકકથાનકો સાથે પ્રીતિ લગાડી હોય તો તે પણ સભવિત છે. સુરતની મુખતેસર હકીકતમા પણ કવિએ દંતકથાઓ આપી છે. આ રીતે કવિએ દતકથાઓ અને લોકવાર્તાઓનો પણ ઉપયોગ સારી રીતે કર્યો છે.

કવિ નર્મદાશકરની સર્વ કૃતિઓ અભ્યાસકની દષ્ટિએ કોઇ ધ્યાનસર જોઇ જાય તો એમાં ગુજરાતના લોકસાહિત્યના નાના મોટા ઘણા પ્રસંગો મળી આવે છે. રાજપીપળાના ત્રવાડી વિષે કવિએ પોતે લખ્યુ છે કે .

રાજપીપળા માહી, થયો શુર વચ્છ ત્રવાડી,
કુલીન નાગર આજ, રહેગી બેઠો છે સાડી.

એ રાજપીપળાના ત્રવાડી વિષે ગુજરાતના લોકસાહિત્યમાં એક પ્રચલિત દુહો છે કે :

ગજ ગયો પીપળ ગયો, ગયો ઉડાવન હસ્ત,
દધિમે સે માખન ગયો, ગયો ત્રવાડી વચ્છ

નર્મદાશંકરના સર્વ પુસ્તકોમા આવા લોકસાહિત્યના પ્રસગો ઠેરઠેર મળી આવે છે.

નર્મદાશકરની આ રીતે લોકસાહિત્યની દષ્ટિએ પિછાણ આપવામા મુખ્ય હેતુ એ છે કે લોકસાહિત્ય તરફ આપણા સાહિત્યકારોએ અભ્યાસકની દષ્ટિએ લક્ષ આપવુ જોઇએ. ગુજરાતી સાહિત્યની ફૂલવાડીમા લોકસાહિત્ય એ એક ચિરંજીવી મઘમઘતું ફૂલ છે. એની સુગંધે લાખ્ખો માણસો સાહિત્યજીવન જીવે છે. કવિ નર્મદાશકરે પણ એક સૈકા પહેલાં એ પુષ્પને પોતાના પ્રેમશૌર્યના મંદિરની ફૂલમંડલીમાં સ્થાન આપ્યુ હતુ એ જાણીને લોકસાહિત્યના દરેકેદરેક ભક્તને આનંદ થવો જોઇએ.

# કવિ નર્મદની પદ્યવાર્તાઓ

રા. મંજૂલાલ રણછોડલાલ મજમુદાર

'ગુજરાતી ભાષામાં પ્રથમ કોશકાર, પ્રથમ પિંગળકાર, પ્રથમ રસાલંકારની નમૂના આપનાર, અને પ્રથમ રૂઢ ગદ્ય લખનાર' નર્મદાશંકર, કવિ તરીકે રસાનુભવરસિક શૈલીના ઉપાસક છે. આ કવિને એક વાર્તાકાર—એક પદ્યવાર્તાકાર તરીકે ઓળખાવવાનો આ લેખમા પ્રયત્ન છે.

નર્મદનો કવિ તરીકે વિચાર કરતાની સાથે, તેમના સમકાલીન અને કંઈક અંશે પ્રતિસ્પર્ધી એવા દલપતરામનું સ્મરણ થયા વગર રહેતું નથી; કારણ કે "બન્ને કવિઓ તેમના જમાનાની કાવ્યમૂર્તિ ગણાયા છે," એટલે જ તેમની કવિતાઓ એક બીજાની વિશિષ્ટ કાવ્યમૂર્તિનાં બહુધા પ્રતિબિમ્બો જ છે.

બન્ને કવિઓ એક જ જમાનામાં થઇ ગએલા છતા તેમની કવિતા સમૃદ્ધિનું સ્વરૂપ ભિન્ન છે. આ ભિન્નતા માત્ર શૈલી પરત્વે છે. દલપતરામ જ્યારે લોકને રુચતી ભાષામા કહેવાની ખાસ કાળજી રાખતા ત્યારે તેનાથી ઊલટા નર્મદાશંકર પોતાને લાગે તે બેધડક—કડવું, ઝેર જેવુ હોય તો પણ—સખ્ત વાણીમા કહેતા.

સુધારો તો બન્નેને ઇષ્ટ હતો; બન્ને બોધ તો નીતિનો જ કરતા હતા; વહેમવિદારણા બન્નેના મનમાં રુચતી, ધર્મભોળા થવાનુ કોઇને ગમતું ન હોતું, દેશદ્રોહી થવુ અને પરતંત્રતાની ઝૂંસરી વહેવાનું બન્નેને નાપસંદ હતુ. આ પ્રમાણે એક જ પ્રદેશમાં ઘૂમતી છતાં તેમની કવિતા જુદી હતી: એનો ખુલાસો એ જણાય છે કે આ બન્ને કવિઓ વર્તનમાં, વિચારમાં, સ્વભાવમાં અને ટૂંકામા બધી બાબતોના ઘડતરમા સ્વભાવતઃ ઊલટા જ હતા.

આમ વિષયસામ્ય હોવા છતા, બન્નેની કવિતાનું સ્વરૂપ, તેની શૈલી, તેની રીતિ, અને એકંદર શબ્દકલેવર નોખા પડી ગયા છે. બન્નેએ આંખ આગળ રાખેલા પ્રાચીન તથા અર્વાચીન કવિતાઓના નમૂનામાં ભિન્નતા આવવાથી, તેમના કાવ્યપ્રયોગોમા પણ ભિન્નતા અને વૈવિધ્ય આવવા પામ્યુ છે ×

'આ જમાનાની એટલે પાછલા ત્રીશ પાત્રીશ વર્ષમા ગુર્જર મંડળના ચિન્મય આકાશમા જે જે લીલાઓ થઇ છે તેની ખરેખરી મૂર્તિ નર્મદાશંકર છે.'

"દેશસુધારણાના વિષયમાં આ [દલપતરામની સભારંજની અને નર્મદની મસ્ત] પૃથક્ પૃથક્ શૈલીઓ આ બે કવિઓએ વાપરી છે, અને તેનુ ફળ જુદે જુદે રૂપે પણ એક જાતનુ અને સમાન જ થયુ છે.'

દલપતશૈલી 'દર્દ' થી મુક્ત છે, એટલે ઘડી બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાં જ મોટું સુખ માણે છે, અને એમની કવિતાનું લક્ષ્ય પણ એ જ છે. દલપતશૈલીની ચોટ હમેશાં સભાના મન રંજન કરવા ઉપર જ રહેલી હોય છે, અને તેથી તેમા તેમણે બરાબર ફત્તેહ પણ મેળવી છે, કેમ કે શ્રોતાઓના મનમાં ઊતરીને તેમને તે કેમ લાગે છે તે જોવાની શક્તિ એમની કવિતાશૈલીમાં છે.

*સરખાવો. નવલરામ નર્મકવિતાની પ્રસ્તાવના (૧૮૮૭)

× સરખાવો. નવલરામ. નર્મકવિતાની પ્રસ્તાવના (૧૮૮૭)

પરંતુ નર્મદની શૈલીનું સ્વરૂપ તથા ઉદ્દેશ આથી ઊલટાં જ છે. એ, સભાને રંજન કરવા નહિ, પણ પોતાના અંતરનો ઊભરો બહાર કાઢવા માટે જ કવિતા કરતા હતા. એમની શૈલી ઊછળતી અને મસ્ત હતી. કવનવેળા દલપતરામની સમક્ષ જેમ શ્રોતાની મૂર્તિ આવીને ઊભી રહેતી. અને તે તરફ જોઈ જોઈને જ એ પોતાની શૈલીનો ઘાટ ઘડતા, તેમ કવિ નર્મદને કવિતા કરવાને સમયે અમુક લાગણી તેમની રગેરગમા વ્યાપી રહેતી, અને તે જેમ પ્રેરે તેમ તેમણે ઉદ્ગાર કાઢ્યા છે.

જેના તળિયાની રૂપેરી રંગની રેતી પણ દૃષ્ટિએ પડે એવા નિર્મળ જળની મંદ વેગે વહેતી નદી જેવી દલપતની કવિતા છે : અને પૂર વેગમા મદોન્મત્ત સરખી દોડતી ડહોળાયલાં જળવાળી નદી જેવી નર્મદની કવિતા છે.

આમ કવિ નર્મદનું વલણ સ્વાનુભવરસિકત્વ તરફ વિશેષ હતું તેથી તેમણે દલપતરામના જેવી સર્વાનુભવરસિક કવિતા રચવા તરફ ઓછું ધ્યાન આપ્યું જણાય છે. અને જે કાંઈ એવું રચ્યું છે તેમાં તેમને ભારે ફત્તેહ મળી હોય એમ લાગતું નથી * નાટકો અને વાર્તાઓ રચનાર કવિમાં એવું સર્વાનુભવરસિક તત્ત્વ અવશ્ય હોવું ઘટે છે તેવું તેમનામાં ઓછું હતું, કારણ કે નર્મદાશંકરનું ચિત્ત ઠરી ઠામ બેસી, એક જ વસ્તુનો વિચાર કર્યા કરે તેવું નહોતું. નવલરામે લખ્યું છે તેમ ભરતખંડમા સર્વ ઠેકાણે જમાનાના વાતાવરણના ફેરફારની અસર ગુજરાત ખાતે પહેલવહેલી નાજુક પારદયંત્ર ( Barometer—પારાશીશી ) પેઠે નર્મદાશંકરના અંતઃકરણ ઉપર થઈ હતી. વળી તેમનો સમય એટલે જૂનાં અને નવા બળોની અને જૂનાં અને નવા મતોની અથડા અથડીનો કાળ. આ જ સમયમા પશ્ચિમનાં નવાં બળો અને વિચારપ્રવાહોનું આક્રમણ આપણા પ્રાંતમાં થવા માંડયુ હતું.

એટલે જ નર્મદાશંકરનાં કાવ્યલખાણોમાં એક જાતનો નવો જુસ્સો હતો; નવા જીવનને જોમ આપે, ચાલુ જીવનની ખામીઓ બતાવે અને દેશ સમસ્તને અમુક માર્ગે દોરવાનાં આવાહન કરે તેવી જાતનું ઘણું હતુ. દેશમાં જે જે સાંસારિક અને આર્થિક પ્રશ્નો ચર્ચાઈ રહ્યા હતા તેમાંથી કોઈ કોઈ ઉપાડી લઈને તે વિષે કાવ્યો રચી, લોકસમસ્તને અસર કરવા માટે તેમણે જુદી જુદી કાવ્યપ્રવૃત્તિ આદરી હતી

વળી, કવિતા એ તો હૃદયની લાગણી, ઉન્માદદશામાં આવી ગયા પછી ચિત્તમાં જે ક્ષોભ થાય તેના ઉદ્ગારરૂપે, નીકળવી જોઈએ એમ પોતાની સમજ હોવાથી, પોતાની ખાનગી લાગણીઓને કવિતાદ્વારા ઉતારવાની નર્મદે પહેલ કરી બતાવી હતી આમ નર્મદાશંકરે ઘણી ઘણી પ્રવૃત્તિઓમા પહેલ કરી છે અને કવિતાના ક્ષેત્રને વિશાળ બનાવ્યું છે.

પરંતુ નવુ નવુ કરવાના મોહમા તેમણે જૂની ધાટીના લખાણને તદ્દન વિસારે મૂકયા નહોતાં. જૂના સંસ્કૃત, ગુજરાતી, મરાઠી તથા હિંદી સાહિત્યમાનાં કેટલાક બળો તથા નવા અગ્રેજી

* સરખાવો, નવલરામ કવિજીવન ' પાનુ ૪૮ પાદનોધ બીજી

' નર્મદાશંકરનુ કવિત્વ સ્વાનુભવરસિક ( subjective ) હોવાથી નાટકાદિમા બરાબર સિદ્ધિને પામી શકતુ નહોતુ પાત્રપરત્વે રસવર્ણન કરવામા સર્વાનુભવરસિક ( objective ) કવિત્વ જોઇયે જિયે, એ કવિત્વ ગુજરાતીમા તો પ્રેમાનંદ ભટ્ટમા જ પરિપૂર્ણપણે જોવામા આવે છે. '

સાહિત્યસંસ્કારોને લીધે સ્ફુરેલા વિચારોને તેમણે પોતાની કવિતામાં મૂર્તિમાન કરવા પ્રયત્નો કર્યા હતા.

પ્રાચીન સાહિત્યમાંથી સંસ્કૃતકવિ કાલિદાસ અને અંગ્રેજી કવિ ટેનિસનનાં ‘ ઋતુવર્ણન’નાં એમણે અનુકરણ કર્યાં ; વ્રજભાષામાંથી પ્રેરણા મેળવી તેમણે ‘ પિંગળપ્રવેશ ’ અને ‘ અલંકાર-પ્રવેશ ’ લખ્યા, પ્રેમાનંદ જેવાની આખ્યાનશૈલીમાં સુધારો કરી, દક્ષિણી હરદાસોના હરિકીર્તનમાં આવે છે તેવું, શ્લોકબદ્ધ આખ્યાન રચવાની ઉમેદથી તેમણે છ દો તથા દેશીઓમાં ‘ રૂક્મિણીહરણ ’ રચ્યું. છેક ૧૮૫૫ મા કબીર અને ધીરાનાં પદ વાચવામા આવતા તેવાં પદ પણ લખ્યાં : દયારામના પદોનું સંશોધન કરતા પોતે પોતાને દયારામ જેવા ભક્તના કવિ અને પ્રેમના દર્દની મૂર્તિરૂપ ગણવા લાગ્યા મરાઠી કવિ વામનપંડિતનો ‘ ગોપી–ગીત ’ નો સમશ્લોકી અનુવાદ જોઈ તેવો ગુજરાતી અનુવાદ કર્યો. શામળભટ્ટની વાર્તાઓ વાચી, તેવી વાર્તાઓ લખવાનો–અને તેવી વાર્તાઓ લખતા લખતાં તેમા સમય પ્રમાણે ફેરફાર કરી, લોકરુચિને કેળવવા અને લોકની રસિકતાને વધારવા અને વાળવાના પ્રયત્નો પણ તેમણે કર્યા. અંગ્રેજી કવિઓ અને તેમનાં કાવ્યોનો પરિચય થતાં તેના અનુકરણો પણ કરવાં બાકી રાખ્યાં નહિ. આમ ભૂતકાળ તથા વર્તમાનકાળમાંથી પણ નર્મદે ઠીકઠીક પ્રેરણા મેળવી હતી.

કવિના મન ઉપર જે સંસ્કાર અથડાતા તેની કંઈ ને કંઈ છાપ પડ્યા વગર રહેતી નહિ એટલું બધું એમનું હૃદય સંસ્કારગ્રાહક હતું. કવિના મન ઉપર પ્રાચીન અર્વાચીન પદ્યસાહિત્યના સંસ્કાર છેક નાનપણથી પડવા માંડ્યા હતા એમ માનવા કારણ છે.–

" ‘ કેશ્વ’ની કવિતા મેં ૧૮૫૫ મા જોઈ ત્યારે દોહરો કેમ કરવો તે હું જાણતો ન હોતો. કવિ શામળભટ્ટની કવિતા મે નાનપણમા મારી મેળે ગમે તેવે ઢાળે વાચેલી તે ધ્વન પ્રમાણે, અને કંઈ દલપતરામનુ ને કંઈ મનમોહનદાસનુ જોઈ દોહરા ચોપાઈ કર્યાં હતા "

નર્મદના પિતા લાલશંકર ઘણે ભાગે લહિયાનું પ્રાચીન ગ્રંથોની નકલ કરી આપવાનું–કામ કરતા હતા શામળભટ્ટની વાર્તાઓ પહેલવહેલી બાપુ હરિ શેટેએ શિલાછાપમાં બહાર પાડી, ત્યારે કવિ નર્મદના પિતા લાલશંકર જ એ મહારાષ્ટ્રી પ્રકાશકને પ્રેરણા કરનાર, તેમ પુસ્તકો લાવી આપનાર હતા ×

જેમ નાનપણમાંથી કવિ નર્મદને શામળની વાર્તાઓ વાચવાનો અભ્યાસ પડ્યો હતો તેમ કવિ દલપતરામે પણ પોતાના પ્રથમ કાવ્યપ્રયોગો એ શામળ ભટ્ટમાંથી પ્રેરણા ઝીલીને કર્યા હતા– એ હકીકત શામળની લોકપ્રિયતા સ્થાપવામા ઉપયોગી થાય છે. કવિવિવેચક નવલરામે દલપતરામના અવસાનની નોંધ લેતી વખતે કવિચરિત્ર આપ્યુ છે ત્યાં લખ્યું છે કે : ‘ કવિ દલપતરામે સને ૧૮૪૫ માં પોતાની તેર ચૌદ વર્ષની ઉમરે ‘ કમલલોચિની ’ તથા ‘ કિરાદંતી ’ નામની બે વાર્તા શામળના દોહરા ચોપાઈ વાચવાના મહાવરાથી બનાવી હતી; પરંતુ પછીથી તે વાતો તેમણે ફાડી નાખી હતી. ’

* જુઓ ‘ નર્મકવિતા, ’ ગ્રંથ ૧ (૧૮૮૮) પૃ ૧. કવિની યાદનોંધ

× જુઓ, મહેતા નવલશંકર ઉદયશંકર ચોળકિયા સંપાદિત ‘ કાવ્યસુધાકર ’ અથવા ‘ નવીન કાવ્ય-દોહન ’ માનુ કવિચરિત્ર. [ બીજી આવૃત્તિ સને ૧૮૯૮ ] પૃષ્ઠ ૪૫.

સને ૧૮૫૮માં કવિ નર્મદે ગાહિત્યજીવનનો ભેખ લીધો, અને ૧૮૫૯થી નર્મકવિતાના અંકો બહાર પડવા માંડયા આ અરસામાં કવિ દલપતરામ—જે અમદાવાદમાં પ્રસિદ્ધિ પામી ચૂક્યા હતા—તેમનું, આંખના ઉપચાર માટે મુંબઈ આવવું થયું. ગુજરાતી કવિતાના શોખીનોએ બન્નેને એક સ્થળે ભેગા કર્યા, અને ત્યાં એ કવિઓનો વાદ (મુશાએરો) થયો. તેમાં બન્ને જણા સ્વાભાવિક રીતે તપતા ગયા અને શ્રોતાવર્ગમા પણ એમા કોણ ચડે તે વિષે પક્ષ પડી ગયા. ×

આને પરિણામે બન્ને વચ્ચે વૈમનસ્ય ઊભું થયું : અને એમના અનિષ્ટ ઝઘડામાં કંઈક કટુતા પણ ભળી. કવિ નર્મદે આ પ્રસંગે સૂક્ષ્મ પૃથક્કરણદ્વારા, દલપતરામની દક્ષતા શામાં છે એનું માપ કાઢયું.

એમને લાગ્યું કે વ્યવહારચતુર શાણા અને વિવેકી એવા મહીકાંઠાના ઉત્તર ભાગના ગુજરાતના વતનીઓ ગંભીર, અને વાસ્તવિક વૃત્તિના લાગવાથી, તેમને રુચતી કવિતા તેવી જ સ્થિર અને વ્યવહારચાતુર્યવાળી હોવી જોઇએ એવું દલપતરામ સમજતા હતા. તેથી તેમણે, પહેલાં અમદાવાદના અને પછી ખેડા જિલ્લાના માતર તાલુકાના સૂંઝ ગામમાં વસેલા શામળભટ્ટની શૈલીને પોતાની આદર્શશૈલી ગણેલી જણાય છે.

અલબત્ત, શામળની સભારંજની વાર્તાશૈલીમાંના ગ્રામ્યતા, અશિષ્ટતા, અશ્લીલતા, વહેમવર્ણન, ખડલહરીપણું, દીર્ઘસ્ત્રીત્વ—વગેરે જેવાં આગળ તરી આવતાં દૂષણો દલપતરામે, નવા યુગ માટે લખતાં, કાળજીપૂર્વક ગાળી નાખ્યા : અને તેમ થવાથી, દલપતશૈલી એ શામળની સુધારેલી, સંસ્કારેલી નવી આવૃત્તિરૂપે જ પ્રચારમાં આવી; અને તેમ થવાથી નવા જમાનામાં ઘટતી લોકપ્રિયતા તેને વરી

ક્રમે ક્રમે શામળભટ્ટ સંબંધી, કવિ નર્મદાશંકરનો મત કેવું સ્વરૂપ લે છે તે હવે જોઇએ. ૧૮૬૫ માં પ્રકટ થયેલા 'કવિચરિત્ર' માંનું શામળનું ગુણદર્શન નર્મદના શબ્દોમાં ઊતારું છું:

શામળે ઘણું લખ્યું છે, ઘણું સાહિત્ય વાપર્યું છે, ઘણો બોધ આપ્યો છે, ઘણી ચાતુરી બતાવી છે, ને ઘણા રંગ દર્શાવ્યા છે તે સૌ જોતા તેની કવિતા એ, ગુર્જરી ક્ષિતિપ્રદેશમા એક રંગમંડપ હોયની શું, તેવી શોભે છે કે જેમાં ગુજરાતી સ્ત્રીપુરુષો અનીતિ, મૂર્ખાઇ વગેરેનું હાસ્યરસ નાટક જોઇ, દષ્ટાંતકથન સાંભળી સુબોધશિક્ષા ગ્રહણ કરે છે ગુજરાતીઓમા પ્રવૃત્તિના આનંદનો અને ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ, પરાક્રમ અને સદ્ગુણોનો પ્રથમ બોધ કરનાર શામળભટ છે.

'તેની કવિતાનો મોટો ભાગ વાર્તાનો છે એ વાર્તા લખવાનો ઉદ્દેશ ગામડિયાઓને રીઝવવાનો છતાં તેણે પોતાની વિદ્વત્તા અને કવિત્વશક્તિ સારી પેઠે બતાવી છે અજ્ઞાની લોકની, કવિતા તરફ રુચિ કરાવ્યાનું અને તેમા નીતિ બતાવ્યાનું માન શામળને છે તોપણ એટલું ખરું કે કેટલીક વાર વાર્તાકથનના તેજમા સુબોધ દબાઇ ગયો છે. કવિ પ્રસંગેપ્રસંગે નવે રસ, અલંકાર બતાવે છે; પણ એમના એ રસ ઘટ્ટ જામેલા નથી : ઉપલકિયા છે × એટલે અસર ઘણીવાર રહેતી નથી. ***

× જુઓ, નવલરામનું કવિચરિત્ર' પૃ. ૨૪

"વર્તમાનપત્રોમાં ચર્ચા ઉઠી કે એ બેમા શ્રેષ્ઠ કવિ કોણ' અને કેટલાક નર્મદાશંકરની કવિતાને વધારે વિદ્વત્તા ભરેલી છે એમ કહી, દલપતરામને વખોડવા લાગ્યા બન્ને કવિ જાતે પણ સરસાસરસી પર આવેલા ખરા જ. 'પારસી પંચે' તો એક રમૂજી ચિત્રમા બન્નેને એકબીજાની ચોટલી પકડાવી ખૂબ લડાવ્યા છે."

*** જુઓ 'નર્મગદ્ય' (સરકારી) કવિચરિત્ર' પાનું ૮૮

કવિ નર્મદે પદ્યવાર્તાઓ રચવી ન મને શામળભટ્ટની વાર્તાઓની શૈલી નજર આગળ રાખી હતી એમ જણાવવા માટે તેમની પોતાની નોંધનો જ આધાર છે. × [illegible] એટલું ખરું કે કવિને પોતાના જમાનાના વિચારો ગૂંથવાની જરૂર હોવાથી, તેમણે 'વાર્તા'નું સ્વરૂપ પસંદ કર્યું હતું; અને તેમ કરતાં ઘટતા ફેરફાર યોજ્યા હતા. જૂના જમાનામાં [illegible] આ પ્રવૃત્તિ હતી. આમ હોવાથી, કવિના મનથી ઘણી વાર શામળની વાર્તાનું મૂલ્ય ઘટી ગયું હતું.

સને ૧૮૬૩ માં રચેલી 'વજેસંગ ને ગોરખા'ની વાત નીચે કવિની નોંધ છે કે : 'આ વાત શામળનાં ગપ્પાં જેવી નથી, પણ ખરેખરા વ્યવહાર-પ્રેમવર્ણનની છે ' આ વાક્યથી કવિ શામળની વાતોથી પોતાની વાતને કેવી રીતે જૂદી પાડે છે તે સ્પષ્ટ સમજાતું નથી

શામળ સામે બીજો આક્ષેપ 'રુદન રસિક ' નામે અપૂર્ણ રહેલી વાર્તાના મંગલાચરણમાં કરેલો છે : તેમ જ એવા અર્થની એક સ્પષ્ટ પાદનોંધ પણ મૂકી છે :

'શામળ ઉપર ઉપરથી વર્ણન કરે છે : ખાડી નમ્ની નથી [illegible] અનુભવ ઉપરથી લખનો હોય એમ જણાય છે . Inspiration નથી, તેના જ કકડા પડે છે : કેવી જ વયસા વર્ણનાને (અધકચરાને) ગમે છે પ્રૌઢ બુદ્ધિવાળાને પ્રૌઢ બાની જ ગમે શામળ બીજા લોકના વિચારમાં વધારે ચિતરનો જણાય છે. સાધારણ અજ્ઞાન લોકોને કેમ લાગે એ જાણે છે એ કવિ, છે તેવી કુદરત—[illegible] . આ શામળ બહારની કુદરતને જ ચીતરે છે શામળ નથી manners અને જૂના વિચાર ચીતરનારો છે પંડિતના આત્માનુંનો કવિ પ્રેમાનંદ : અને વાણિયા એટલે સંસારબુદ્ધિવાળાનો કવિ શામળ શામળની વાત કહેવામાં પણ ઘણી ઉતાવળ કોઈ વસ્તુને એનું મન ઠરીને જોતું નથી ભમરાની પેઠે સુગંધ લેતું જાય છે, ઉડતું જાય છે . આદ્ભાવ અલી કદી તલ્લીન થતુ નથી, ઠરતું નથી, વિષયવશ થતુ નથી તેથી શામળની વાતોમાં unity નથી '

કવિની નોંધ—તેમની ઘણી નોંધોની પેઠે—કંઈક પોતાની અસ્મિતાના વિશેષ ભાનવાળી છે .

'મને ઘણાકજણ કહેતા હતા કે શામળભટ્ટની પેઠે એકાદ મોહોટી વાત બનાવો : હુ કહેતો કે મોહોટું કવન કરતાં મારે નિરાંત જોઇએ—નાહના કકડાઓ જોડવા સારૂ પ્રસંગોની વાટ જોવી પડે છે, પણ મ્હોટાં કવનમા તો આરંભ થયો એટલે એક પછી એક એમ ઉપરા ઉપરી વિચારો આવ્યાં જ કરે . અલબત આરંભ પણ નવું સૂઝે ત્યારે થાય . શામળભટ્ટે થોડી વાતો જે પોતાની કલ્પનાથી નવી જ જોડી હશે તે શિવાએ તેની બીજી બધી વાતો વિશે પણ ઉપર પ્રમાણે સમજવુ વળી શામળભટ્ટના જેવી વાતો મારાથી લખાવાની નહીં—મ્હારે તો સ્વભાવનુ બરાબર ચિત્ર આપવુ જોઇએ, એ સહુ કારણને લીધે મેં હજી કોઇ મોટું કવન કર્યું નથી સાધારણ ભણેલાની મરજી એવી કે માહારે એક બરાસકસ્તુરી જેવી લાંબી વાત કરવી, ને ઘણા ભણેલાની મરજી એવી કે એક મોટી વીરરસની કવિતા 'એપિક' કરવી .... પણ એ બન્નેને સારૂ નિરાંત જોઇયે તે મને નથી છુટક કવિતા તો ઘણી લખાઇ છે, તેથી દોહરા ચોપાઇમા કંઇ લાંબુ લખી કહાડી પાનાં ભરવા સારૂ આ વાત [ રુદન રસિક ] લખવા માંડી હતી '

ઉપરની નોંધ ઉપરથી જણાશે કે નર્મદાશંકર લાંબી વાત લખવા જેટલી મનની નિરાંત મેળવી શક્યા નહોતા; વળી હમેશા તરંગોમાં ઊડનારૂ તેમનુ મન લાંબી વાર્તા રચવા માટેની રચનાની તથા કલ્પનાની સળંગતા સાચવી શકે તેવો સંભવ નહોતો. આ કારણથી કવિની ઘણી વાર્તાઓનાં ખોખાં અધૂરાં અથવા તો વણઆરંભાયેલા રહેવા પામ્યાં હતાં . પોતાની આવી

× સરખાવો, નવલરામનો મત નવલગ્રંથાવલિ, ભા ૧ ( શાળોપયોગી આવૃત્તિ ) પૃ. ૩૮૭

* " મોટો ગ્રંથ કરવાના વિચારમા મે ચાર પાચ વિષયો શોધી કાઢયા છે, ' વગેરે : 'સુધારાદિત્ય' તથા ' જીવરાજના સાહસ ' ઉપરાંત બીજી વાર્તાના નામ અને તેના હાડપિંજર માટે જુઓ ' નર્મકવિતા. ગ્રંથ ૧, પાનું ૩૨૧૦૨, પાદનોધ.

અશક્તિનો અંગીકાર ' હિંદુઓની પડતી ' નામે ' એપિક ' નમૂનાનું મળગ કાવ્ય રચતી વખતે પોતે કર્યો છે. ×

કવિ નર્મદ, શામળભટ્ટની વાર્તાશૈલીમા કેવી ગ્રામ્યતા જુવે છે અને બીજા પ્રેમ સંબંધી કવિતા કરનાર કવિઓ માટે પોતાનો શો મત છે તે, પોતાના કવિજીવનના દસમા વર્ષના પ્રકાશન ' રુદનરસિક ' નામની અપૂર્ણ વાર્તામા જણાવે છે :

"ઉપર ઉપરનુ સહુ જુએ, જુએ ભીતરનુ કોઇ   શામળ સરખા કવિ થકી ગામડિયા રહે મોહી
વડોદરાનો તો વડો, ધયલામા કહેવાય   શામળ તે પછી આવતો, ત્રીજે દયો ગણાય.
વલ્લભ નરસંઇ ને મીરાં, પ્રીતમ પ્રેમાનંદ   પ્રેમી કવિમા આગલા, મુક્તિમુક્ત સુખકંદ.
શક્તિ, શાસ્ત્ર અનુભવ મળે, કવિપદ ધારણ થાય ' શૂન્ય વિચારી ચોર તે, દલપત પાસે ન્હાય."

કવિના વાર્તાપ્રયોગોમા ખાસ પરિચયને યોગ્ય હોય એવા તો માત્ર ગણ્યાગાંઠ્યા છે : ' સાહસ દેસાઈ, ' ' વછી, ' અને ' લલિતા ' એટલા ખંડકાવ્યના વર્ગમા મૂકવા જેવા સારા કાવ્યો છે. લાંબી મળંગ વાર્તા ' વજેસંગ અને ચાંદબા ' ની વાર્તા નર્મદનો એક સફળ પ્રયોગ છે એમ મારૂં માનવું છે. જો કે વાર્તાની રચનામા પણ પાચ ખંડમા વાર્તાને વહેચી દઇ, કવિએ નવી ભાત પાડી છે, અને વિષયની ચર્ચા પણ શામળના યુગને વટાવી જાય છે.

કવિ નર્મદના કાવ્યોની આપણા જમાના માટેની આવૃત્તિ તૈયાર કરતી વખતે એમની આ વાર્તા જરૂર તેમાં સ્થાન મેળવશે એમ લાગે છે.

હવે ગણાવેલી પદ્ય વાર્તાઓનો ટૂંકો પરિચય કરાવી, આ લાંબો લેખ આટોપી લઇશ *

× " મોટો ગ્રંથ રચવામા નિરાત તથા એક ચિત્તવૃત્તિ જોઇએ તે અત્રે મુંબઇમા ન મળવાથી, અને વળી લોકની તરફથી ઉતેજન પણ નહી તેથી ગ્રંથ લખાવવાની વાત છોડી દેવી પડે છે. ' એપિક ' જેવો મોટો ગ્રંથ લખવામા નિરાત, એક ચિત્તવૃત્તિ તથા ઉલ્હાસની સાથે આ દેશના ઇતિહાસમાથી લીધેલી એક સુરસ વાતમાનો યોગ્ય નાયક જોઇયે, અને પછી એ લાંબો વિષય ચાડ કવાઓથી ગણગારીને એક જ વૃત્તમા લખવો જોઇયે "—નર્મકવિતા, ગ્રંથ ૧, પાનું ૩૨૧, પાદનોધ.

* એમાંની પહેલી ત્રણ (' લલિતા ' ' વછી ' ને ' સાહસ દેસાઈ ') વિશે યાજ્ઞિકે લખ્યું હોવાથી ને સ્થળસંકોચ ભારે હોવાથી અમે એ કમી કરવાની છૂટ લીધી, ચોથી—જે અમને અધૂરી જ મળેલ ( વજેસંગ ચાંદબા )—આ જુલાઈના ' ગાન્ધા ' માં છે.   —સંપાદક

# નર્મદાશંકર અને સ્ત્રીકેળવણી

## રા હરભાઇ ત્રિવેદી

વિચારો અને સુધારકો જીવનના ક્ષેત્રોને સ્પર્શે છે, એથી ઘણા મોડા કેળવણીના સ્પર્શતા હોય છે. બીજા દેશોની સરખામણીએ આપણા દેશનું દુર્ભાગ્ય છે, કે કેળવણીનો વિચાર આપણે ત્યા સૌથી છેલ્લો થાય છે. યુગને ઘડનારા જે મહાપુરુષો આવી અને ચાલ્યા જાય છે

તેઓ પણ કાં તો કેળવણીને છેલ્લું સ્થાન આપે છે અને કાં તો તેમણે જે વિચારો કેળવણીની બાબતમાં રજૂ કર્યા હોય છે, તેનો સ્વીકાર પ્રજા છેલ્લે કરે છે.

નર્મદાશંકર પોતાના યુગના એક સ્રષ્ટા હતા. એમણે જે સર્જનો કર્યાં છે, તેના તરફ નજર નાખીએ તો તેમની વિભૂતિથી આપણે જરૂર અંજાઈ જઈએ. એમણે કેટલા ય વિષય ઉપર ગુજરાતને ચકિત કરી નાખે તેટલું લખ્યું છે. ગુણજ્ઞ ગુજરાત આજે તેમની શતાબ્દી ઊજવે તે યોગ્ય જ છે. તેમના લખાણોમાંથી સ્ત્રીકેળવણીના તેમના વિચારો મને આકર્ષે તે, હું શિક્ષક હોવાથી, સહજ છે. આજે પણ સ્ત્રીકેળવણી સંબંધેની વિચારણામાં જે વિચારોને આપણે નવીન કહી શકીએ તે જાતના વિચારો તેમનાં લખાણમાંથી આપણને મળી આવે છે. કેળવણી જેવા અને તેમાં યે સ્ત્રીકેળવણી જેવા અગત્યના વિષય ઉપર આટલા બધા ઉદાર વિચારો તે યુગના લેખકોમાંથી તો શું પણ આજના લેખકો પાસેથી પણ આપણને ક્વચિત જ મળે છે. તેમના લખાણમાં આજે પણ ઘણાને નવીન લાગે તેવા થોડા વિચારો રજૂ કરીને એ મહાન વિભૂતિને યત્કિંચિત્ અંજલિ આપવાનો આ પ્રયત્ન છે.

નર્મદાશંકરે સ્ત્રીનાં ત્રણ સ્વરૂપો કલ્પ્યા છે: એક પુત્રીરૂપ, બીજું સ્ત્રીરૂપ, અને ત્રીજું ×માતારૂપ. એ ત્રણે અવસ્થામા સ્ત્રી અભણ હોય તો કેવી રીતે જીવન વિતાવે અને ભણેલી હોય તો કેવી રીતે જીવન વિતાવે એના ભેદ બતાવ્યા છે. પુત્રીરૂપ અવસ્થા સંબંધે લખતાં તેઓ જણાવે છે કે 'ત્રણવર્ષથી તે પાંચવર્ષ સુધી છોકરીઓ ઠીકરાની કુડીઓ, ઘંટી, રેંટીઆ, દાબડી, ચલાણી વગેરે લાકડાનાં અને ચૂલ તથા તેને લગતી ચીજ સંબંધી ધાતુનાં રમકડા આમતેમ મૂકવા ગોઠવવામાં વખત કાઢે છે. તેઓ ઢીંગલીઓને ચીથરા વીંટાળે છે. તેઓની સાથે અને બબડતા બબડતા અહીં તહી ફર્યા કરે છે.' આ વિચારો આપણી પાસે બાલિકાની કેળવણીનો આદર્શ ખડે કરે છે. નવીન કેળવણી આજે જે વસ્તુને ઉગ્રતાથી આગળ ધરે છે, તે અર્ધા સૈકા પહેલાં નર્મદાશંકરે આપણને કહી દીધું છે. નવીન કેળવણી કહે છે કે બાળકોનો સમય ઢીંગલા પોતિયાંમાં વ્યતીત થતો હોય છે તે એક નુકસાન છે. બાળકોને બચાવી લેવા માટે ઇંદ્રિયકેળવણીના પ્રબંધો રચીને જે સત્ય નવીન કેળવણીએ આજે આપણને આપ્યું છે, તેની ઝાંખી નર્મદાશંકરને તે કાળમાં થએલી બાલાઓનો આ સમય કેવળ લખવા વાચવા પાછળ ગળાવવો એવા મતના પણ તેઓ નથી. નવીન કેળવણીનો એક વિચાર એ છે કે બાળકો કેવળ પાઠ્ય પુસ્તકોમાંથી જ કેળવણી નથી લેતાં આ વિચાર બહુ સુંદર ભાષામા નર્મદાશંકરે રજૂ કર્યો છે આ રહ્યો તે. 'લખતા વાચતા શીખવુ એ હું જ નામ કેળવણી નથી. પણ જે જે ભણતર ને શીખામણથી રીતભત સુધરે, મનની શકિત વધે, જોસ્સા ને રીતભાત સુઘડ થાય, હાથની આવડત વધે, કામો સ્હેલાં તથા સારા થાય ને એ

× તે જાણે છે કે માની નિરોગી ને સુખી હાલત ઉપર ગર્ભનું વધવુ ને થવાના બાળકનુ નિરોગીપણુ આધાર રાખે છે. .. . .. . . . જણવાની તૈયારી ઉપર તે આગળથી હોશિયાર સોયાણી અથવા ભણેલા ડોક્ટરને શોધી રાખશે. સુવાવડને માટે ખુલ્લી હવાનો એકાન્ત ઓરડો તૈયાર કરશે ને છોકરો અવતર્યા પછી પોતાની ને બાળકની તંદુરસ્તી બાબત સારી પેઠે કાળજી રાખી, સોયાણી, ડોકટરની સલાહ પ્રમાણે ચાલ્યા કરશે. દીકરીના પ્રસવ જે હાલની રીત પ્રમાણે ધીક્કાર પામે છે તેના ઉપર તે ધીક્કાર નહિ નાખે. અને તેને રાડ, રાડ કહીને નહીં બોલાવે. . તે ધવડાવવાની બાબતમા અનિયમિત રહી બાળકને ચીડીયું નહિ કરે ને ઊંઘાડી દઇ કોઇને સોપી બહાર નહીં જાય તે પોતાના બાળકને સહીઅળ કઢાવશે, તે નજર બાંધવી, ઓક ઉતારવી, ઉતાર મૂકવો વગેરેને ખોટા વહેમ સમજશે.

વડે પછી પોતાથી અને બીજાથી ઉંચા સુખ ભોગવાય તે ને સઘળાં કેળવણીનાં સાધન કહેવાય' કેટલો ઉત્કૃષ્ટ વિચાર ! અને છતા કેટલો ટૂંકામાં મૂક્યો છે? આજે પણ સામાન્ય શિક્ષકને આ વિચારમાંથી નવીન કેળવણીની પ્રેરણા મળી શકે, તેમા નવાઇ નથી.

સ્ત્રીરૂપ અવસ્થાનો વિચાર મૂકતા, તે અવસ્થામાં અભણ સ્ત્રીને કેટલાં નુકસાન થાય છે અને તે દ્વારા સમાજને પણ કેટલાં નુકસાન થાય છે. તેનો કરુણ ખ્યાલ નર્મદાશંકર રજૂ કરે છે :

> સુવાનો વખત એજ તેઓને વરની સાથે સુખ ભોગવવાનો હોય છે. પણ શેનું સુખ ? દિવસના કંકાસના ઉભરાઓ તે વરની આગળ કાઢે છે.
>
> એ જુવાન સ્ત્રીઓને સાથે વરની કાળજી ન હોવાથી તેઓ પોતાનો નવરાશનો વખત કૂથલી કરવામાં કાઢે છે.
>
> પારકા છોકરાને રમાડે છે ને એ તેના લુગડા મળમૂત્રથી ખરાબ કરે તો તેમાં તે સ્ત્રીઓ રાજી થાય છે કે હવે આપણે દહાડા રહેરો
>
> જુવાન સ્ત્રીઓને સાસુ નણંદના જુલ્મ વેઠવા પડે છે ને એથી તેઓ બળીએલ અને ચીડીએણ થાય છે. કેટલીકને તો ગર્ભવાળી હાલતમા પણ ઘણો ધંધો કરવો પડે છે. ને બળીએલ રહેવુ પડે છે કે જેથી થવાના છોકરાના સ્વભાવ ઉપર નઠારી અસર થાય છે

નિરક્ષરતા કેટલુ ભયંકર પરિણામ લાવે છે, તેનો આથી વધારે સુંદર ચિતાર આપણને બીજે નહિ મળે. નર્મદાશંકરના આ વિચારો ઉપર ભાષ્ય કરવાની કશી જરૂર નથી. સ્ત્રીકેળવણીની પરમ અગત્ય પુરવાર કરવા માટે આ વચનો બસ ગણાય તેટલાં તાજા આપણને દેખાય છે. સ્ત્રી ભણેલી હોય તો સ્ત્રીરૂપ અવસ્થામા એનુ જીવન કેવી રીતે વ્યતીત કરે તેનો ખ્યાલ પણ એમના જ શબ્દોમા આપીશ .

> તે પોતાના વિચારથી ને સુઘડ માની સૂચનાથી સાસરાના માણસો દેખતા વરની સાથે બોલવામાં સંકોચ નહિ રાખે કેળવણી પામેલી સ્ત્રી પોતાના ઉદ્યોગથી ને ડહાપણથી સાસરે એવી રીતે વર્તશે કે કોઇ દહાડો કંકાશ થશે નહિ
>
> તેઓ અવરણીમા પીયળ માદળીથી વાદરી અથવા વાવ થવાના કોડ નહિ રાખે. તેમ કદિ દહાડા ન રહ્યા તો તેને માટે વૈદ્ય, સોયાણી નહિ સેવે ને બાધા ટચકાને ખોટા સમજશે ભૂત, ચૂડેલ, નારાયણ બળી વગેરેના વહેમ નહિ રાખે.

સંસારમા સુધારો કરવા ઇચ્છતા સુધારકો, કેળવણીકારો, તેમ જ ધર્માચાર્યો માટે આ કથન માર્ગદર્શક થઇ પડે તેવું છે. સમગ્ર જીવનની સુધારણાના મૂળમા માત્ર કેળવણી જ રહેલી છે તેનુ સૂચન આ શબ્દોમાથી મળી આવે છે. જીવનમા ક્રાંતિ કરવાના સ્વપ્નાઓ સેવતા આજના વિચારકો કેળવણીને તેવી ક્રાંતિનુ એક અજોડ સાધન લેખે છે. નર્મદાશંકરને પણ આ સત્ય વર્ષો પહેલાં સૂઝી આવેલું આપણે અહીં સ્પષ્ટ જોઇ શકીએ છીએ. કેળવણી વિના બીજા બધાં નકામા ફાંફાં છે તેમ જાણે કે આજના યુગવિધાયકો સાથે નર્મદાશંકર પણ બોલી રહ્યા હોય એવું જ્ઞાન થાય છે.

નર્મદાશંકર સ્ત્રીની ત્રીજી અવસ્થાને માતારૂપ અવસ્થા તરીકે ગણાવે છે. આ માતારૂપ અવસ્થાના કાળમા અભણ સ્ત્રી કેવી રીતે વર્તે અને ભણેલી સ્ત્રી કેવી રીતે વર્તે તેનો ખ્યાલ પણ તેના જ શબ્દોમા આપું. બેય બાજુની સરખામણીથી વાચનારને નર્મદાશંકરના તે ઉપરના વિચારોનો સારો ખ્યાલ મળી રહેશે. તેઓ લખે છે કે :

મા પોતાના નવા બાળકને ધવડાવવાની તે પછી આબરૂ તેની અને ટાઢ હોય તો તેને પહેરાવવા ઓઢાડવાની એટલીજ વાતની કાળજી રાખે છે. મા અથવા બીજી બાઈ બાળકને ઉંધુ ચતુ કરી તેલથી રગડી નાકમાં ઘી અને આંખમા દીવેલ મૂકી, દાઝે તેવા પાણીએ નવરાવે છે. એથી બાળક બિચારૂ બહુ રડે છે, ને રતાળુ જેવુ લાલ થઈ જાય છે તો પણ તેની માને દયા આવતી નથી. . ... બાળકને કેડમા ઘાલી ફરવાના, તેને લુગડા ઘરેણાથી સજી નાતમા જમવા લઈ જવાના તથા વરઘોડામા સાજેલા ફરવાને માના બહુ કોડ હોય છે. એટલા કોડની સાથે પજેલાના ઘણા રડવાથી અકળાઈ જાય છે ત્યારે મા તેને ઠીકા મારવામા કંઈ કસર રાખતી નથી. બાળકને પછાડે છે ને મારે છે ”

હવે આપણે ભણેલી સ્ત્રી કેવી રીતે વર્તે તે જોઈએ. આજે પણ આ વચારો હજી તો જાણે હમણાં જ લખાયા હોય !

નવીન કેળવણી સ્ત્રી યા પુરુષનો જે રીતે સર્વાંગ વિચાર કરે છે તે રીત આમાં આપણને દેખાય છે. ભણેલી માતા પાસેથી બાળઉછેર અને બાળકેળવણી બાબતમાં આજનો કેળવણીકાર જે આશા રાખે છે તેનું નર્મદાશંકર જાણે કે ભવિષ્ય ભાખતા હોય એમ દેખાય છે. પોતાના કાળમાં એ સ્વપ્નસેવી ગણાયા હશે. આજે એનુ સ્વપ્ન ગુજરાતમા મૂર્તિમંત થતુ દેખાય છે. સ્ત્રીઓને સાચી કેળવણી જો આપવામા આવે તો સંસાર કેવો બની જાય તેનો દૃગ્ગદ્દ ખ્યાલ વળી પાછો તેના જ શબ્દોમા આપવાનો મોહન રોકી શકાતા નથી.

ભણેલી સ્ત્રીઓની સંખ્યા વધેથી દેશના લોકની ઘણી ઘણી અસલની જંગલી ચાલમા રૂડો ફેરફાર થશે. લોકોનું બોલવુ, ચાલવુ, પહેરવુ, ઓઢવુ સુધરશે તેઓની શુભ ને અશુભ કારજમાં ચાલતી કુવડ રીતભાત જતી રહેશે, ને તેને બદલે નવી સુઘડ દાખલ થશે. નજર લાગવી, ભૂત વળગવુ, ધંતર મંતર, ટૂચકા વગેરેના વહેમો દેશમાથી જશે તેમ કટાણા, રડવા કૂટવાની ચેલાઈ, અથરણીમા ચીતરાઈ વાઘ થવુ વગેરે જંગલી રીતભાત પણ દૂર થશે. બાળલગ્ન બંધ થવાથી અને પુનર્વિવાહ થયેથી પણ ઘણા ઘણા દેશને લાભ થશે. તેઓ પોતપોતાના ઘરમા સુધારો કરશે, ને કેટલીક પોતાની ફુરસદની વખતમા ગ્રંથ લખશે. કેળવણી પામેલી સ્ત્રીઓ ઘેરઘેર પ્રેમસ્વની ને પછી દેશને અર્થે ભક્તિ ને શૌર્ય એ બેની વૃદ્ધિ કરશે.

ગુજરાતને માટે કેવુ ભવ્ય સ્વપ્ન ! કોઈ પણ કેળવણીકાર, કોઈ પણ સુધારક કે કોઈ પણ રાજપ્રકરણી પુરુષને આવું સ્વપ્ન સેવતા જરૂર અભિમાન આવે. નર્મદાશંકરે આ ભવ્ય સ્વપ્ન સેવ્યુ. ગુજરાત આજે એ સ્વપ્નને મૂર્તિમંત કરવા તનતોડ મહેનત કરી રહ્યુ છે. કોણ કહેશે કે નર્મદાશંકરના પ્રાણવાન સાહિત્યે ગુજરાતને ચેતના નથી આપી ?

સમાજમાં સ્ત્રીઓનું જે સ્થાન છે તે માટે પુરુષો કેટલા બધા જવાબદાર છે એ નર્મદાશંકર બરાબર જોઈ શકયા હતા. પુરુષના વિચારમાંથી સ્ત્રીજાત તરફની ઘૃણા અને સ્ત્રી પુરુષની ગુલામ છે એ વૃત્તિ ન ખસે ત્યાં સુધી સમાજ સાચી પ્રગતિ સાધી શકવાનો નથી. આ વાત નર્મદાશંકર બરાબર જાણતા હતા. એટલે જ થોડા છતા પ્રાણવાન શબ્દોમાં પુરુષની એ મન સ્થિતિનો ખ્યાલ આપી તેમાથી નીકળી જવાનુ સૂચન કરતા ગયા છે

વિચાર કરતા તો આમ જણાય છે કે સ્ત્રીજાતને ધિક્કારનારા પુરુષો પોતે જ ધિક્કારને પાત્ર થાય છે. થોડા જણ નઠારા માટે સઘળા જ નઠારા એવો વિદ્વાને વિચાર બાંધવો એમા તે પોતાનો બળાપો, પક્ષપાત ને પોતાની વિદ્વતાની ખામી બતાવે છે. પ્રથમ પુરુષે સ્ત્રીની મોહિની ઉપર પ્રસન્ન થઈ તેને વધારે મહેનત ન પડે માટે તેને ઘરનુ કામ સોંપ્યું. ને સ્ત્રી પોતાના પ્યારના ઉમળકામા તેના વિશ્વાસ ઉપર તાબેદાર થઈ રહી. એમ છતા સ્ત્રી હાલ દાસીરૂપ ગણાય છે એ કેવુ અચરતી ભરેલુ છે ?

કેટલાએક બ્રહ્મચારી સાધુ વિદ્વાનો અને નિરાશ થએલા શૃંગારી કવિઓએ પણ સ્ત્રીનો ધિક્કાર કર્યો છે .. .....જ્યા સ્ત્રીઓ ભણેલી નથી, જ્યા તેઓને સારી સંગતિ નથી, જ્યા તેઓ બાળપણથી પરણી છે,

જ્યાં તેઓ વિધવાપણાના કેદખાનામા છે ને જ્યા તેઓ સ્વતંત્ર નથી, ત્યાં તેઓ પોતાના અભણ, દુરાચારી પુરુષોના સહવાસમા દુરાચારી કેમ ન હોય ? પણ અફસોસ છે કે તેઓનો સ્વાભાવિક દોષ ન છતા તેઓ ઉપર સાધુઓએ પોતાને સંસારી સુખ ન મળવાના બળાપા કાઢયા છે.

આના વિરોધમા સ્ત્રીજાતિનું મહત્ત્વ બતાવતા નર્મદાશંકરના શબ્દો પણ વિચારવા જેવા છે :

જગતમા એવો કોઇ પુરુષ નથી કે જે પોતાની વર્તણુક તથા ભાવિ સુખને અર્થે પોતાની માના ઉપર આધાર નથી રાખતો. જે પુરુષોએ મોટા યશસ્વી કામો કર્યા છે તેમાના સુંવડ માતાથી જ ઊછરેલા માલૂમ પડયા છે.

આ વિચારને વધારે આગળ લખાવીને પોતાની ભાષાના અદ્વિતીય જોમદ્વારા જ્યારે નર્મદાશંકર લખાણનો અસ્ખલિત પ્રવાહ વહેવરાવે છે ત્યારે તો આજે પણ તેને ઝીલવો એ નાયાગરાના ધોધને ઝીલવા જેવું અઘરું કામ દેખાય છે. જુઓ આ રહ્યો એ પ્રબલ વાણીપ્રવાહ .

મિથ્યા કેટલાએક જણ કહે છે કે સ્ત્રીજાત પુરુષજાતથી ઊતરતે દરજ્જે છે ને તેની દાસી છે મિથ્યા કેટલાએક કહે છે કે તેનામાં મોટું જ્ઞાન મેળવવાનુ સામર્થ્ય નથી મિથ્યા કેટલાએક કહે છે કે જ્યારે તેઓ શીખવામા વખત ગાળશે, ત્યારે તેઓ પોતાનો ઘરધંધો કયારે કરશે ને તેઓ શુ મરદનો ધંધો કરશે ? ને મિથ્યા કેટલાએક કહે છે કે તેઓ કેળવણી લીધાથી બગડશે, તેઓનામા સ્વતંત્રતાનો જોસ્સો વધેથી અમર્યાદ થશે, તેઓ નઠારી ચોપડી વાંચી બગડશે, લખાણની મારફતે સહેલથી કુકર્મ કરશે કેળવણી તો દુર્ગુણને કાઢનારી છે કેળવણીથી બગાડો થતો હોય તો તે પુરુષે પણ ન લેવી જોઇએ

આ સ્થિતિ ટાળવા માટે નર્મદાશંકર સ્પષ્ટ શબ્દોમા એક નાનકડુ સૂચન પણ કરે છે :

જ્યા સુધી સ્ત્રીઓના ઉપરથી ધિક્કાર ખસ્યો નથી, જ્યા સુધી જેમ આપણામા પૂર્વે સ્ત્રીઓના માન હતા, ને હાલના સુધરેલા દેશોમાં છે, તેમ આપણી સ્ત્રીઓ પુરુષથી માન નહિ પામે ત્યા સુધી તે તથા આપણે પણ સંસારસુખના ઊંચા લ્હાવા લઇ શકવાના નથી

કોઇ પણ કેળવણીકાર કે સમાજસુધારકને જેની સાથે પોતાને કામ કામ કરવાનું હોય છે તેવા લોકમાનસનો પરિચય અવશ્ય સાધવો પડે છે. નર્મદાશંકર જેવા સર્વતોમુખી વિચારકને લોકમાનસનો પણ સારો એવો પરિચય હતો તે એના લખાણો ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે. ' બાળક ને પશુ બરાબર કહેવાય છે જ. ' જેવાં વાકયો નર્મદાશંકરમા માનસશાસ્ત્રનો સ્વતઃ જ ઉગમ હતો એમ સ્થાપિત કરે છે. ' આપણી ઉદ્ધત લાગણીઓ કપાઇ, ચસાઇ, કેળવણીથી હીરાની પેઠે ચમકતી ને કિંમતી બને છે. ' એ કથન માણસના મનને પારખીને કેળવણીદ્વારા એને કેટલુ ઉન્નત કરી શકાય છે તેનો આપણને બરાબર ખ્યાલ આપે છે.

નર્મદાશંકરે સ્ત્રી–પુરુષના લગ્નનો આદર્શ કેવો હોવો જોઇએ એ સંબંધમાં પણ પોતાના વિચારો આગ્રહથી રજૂ કર્યા છે. સ્થળના અભાવના કારણે તેના શબ્દો અહી ઉતારવામા આવ્યા નથી. આ નાનકડો લેખ નર્મદાશંકરના સ્ત્રીકેળવણી ઉપરના નિબંધના વાચનનું પરિણામ છે. જે નવીન વિચારો નવીન ઢબે અને પ્રાણવાન શૈલીમા એમણે રજૂ કર્યા છે, તે વાંચીને આજે પણ આપણે તેના તરફ આશ્ચર્ય અને માનની નજરથી જોવા મંડીએ છીએ. વિચાર કરતા માલૂમ પડે છે કે નર્મદાશંકર ખરેખર એક versatile genius : એમણે અસંખ્ય વિષયો ઉપર લખ્યુ છે એટલુ જ નહિ, પરંતુ એ તમામ વિષયોનો જાણે કે તલસ્પર્શી અભ્યાસ કર્યો હોય તેવી રીતે લખ્યું છે. એક મૌલિક વિચારક તરીકે તેમનું માર્ગદર્શન આજે પણ આપણને ઉપકારક નીવડી શકે તેવુ છે નર્મદાશંકરના ગુણદર્શન કરાવવામા આ લેખ થોડો ઘણો પણ સાધનરૂપ નીવડો એ જ અભ્યર્થના.

# નર્મદયુગની શિક્ષણપ્રણાલી

ડૉ. હરિલાલ રંગીલદાસ માંકડ

અત્યારે આપણે જે શિક્ષણપ્રથાથી પરિચિત છીએ એ પ્રથા શ્રી નર્મદાશંકરના જમાનાથી જ શરૂ થાય છે. ત્યાં લગી અંગ્રેજોના પુરોગામી રાજઅમલથી ચાલતી પરંપરા દેશભરમાં પ્રચલિત હતી. આપણે જેને પ્રાથમિક કેળવણીની સંસ્થાઓ તરીકે પિછાનીએ છીએ એવી સંસ્થાઓ એ વખતે પુષ્કળ હતી. આવી પંતુજીની કે બહેનની નિશાળો ઉપરાંત શિક્ષણની બીજી સંસ્થાઓ પણ ઘણી હતી; દા. ત. બ્રાહ્મણો પોતાના શિષ્યોને શિક્ષણ આપતા એ, તોલ કે સંસ્કૃત અભ્યાસનાં સ્થાનો ને મુસલમાનોના મકતબ–મદ્રેસાઓ.[1] આ સંસ્થાઓ–ખાસ કરીને ગામઠી નિશાળ–એવડા મોટા પ્રમાણમાં હતી કે જ્યારે નામદાર કંપની સરકારે એની તપાસ કરાવી ત્યારે જણાયું કે લગભગ દરેક ગામે નિશાળ છે.[2] મૅક્સમુલ્લરના[3] કહેવા પ્રમાણે બંગાળામાં વસ્તીના ૪૦૦ માણસોએ એક નિશાળની સરાસરી આવતી હતી. રેવરન્ડ વોર્ડના એકરાર પ્રમાણે તો નદિયા જીલ્લામાં ૩૧ માણસોએ એક નિશાળની સરાસરી આવતી હતી! આ હકીકતને બેલારીના કલેક્ટર સાહેબ શ્રી કેમ્પબેલનાં (૧૮૨૩) તથા મુંબઈના શ્રી માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનના, પોતાના વિભાગ માટેનાં, નિવેદનથી સમર્થન મળે છે.[3] આ નિશાળોમાં સૌને બંધબેસતું વ્યવહારુ જ્ઞાન મળતું. કવિના જન્મ વખતે દેશી કેળવણીની આવી સરસ વિપુલતા પરંપરાથી ઊતરી આવી હતી ને પ્રચલિત હતી. સ્થળકાળ પરત્વે આપણી પ્રથા એવી ઉત્તમ હતી કે યુરોપી લોકોએ એનું અનુકરણ કર્યું છે. વિલાયતમાં જે 'બેલ–મેથડ', 'મદ્રાસ મેથડ' કે 'મોનિટોરીઅલ મેથડ' કહેવાય છે એ આપણી શિક્ષણપદ્ધતિ અને ગોઠવણના કીર્તિસ્તંભ સમી છે. આ પ્રણાલીને યોગ્ય ઉત્તેજન મળ્યું હોત તો આજે આપણા કેળવાયેલા સજ્જનો કયે સ્વરૂપે વિચરતા હોત એનો ખ્યાલ કરવો જેટલો મોહક છે એટલો વ્યર્થ છે.

કવિના જન્મ પછી તરત જ બાજી બદલાણી. મેકોલેએ કેળવણી વિષેનું પોતાનું મંતવ્ય ૧૮૩૫ માં માન્ય કરાવ્યું ત્યારથી ઉપર ગણાવેલ આપણી સંસ્થાઓ ઘસાવા માંડી. યુરોપી કેળવણી અંગ્રેજીદ્વારા આપવાનું નક્કી થતાં એ પછીના હિન્દના સર્વ શાસકોએ એને જ ગતિ આપવામાં ખંત દાખવી. કવિની હયાતી દરમ્યાન ૧૮૩૫ માં લૉર્ડ બેન્ટિન્કે 'માત્ર અંગ્રેજી કેળવણી માટે' નો ઠરાવ અમલમાં મૂક્યો, ૧૮૪૪ માં લૉર્ડ હાર્ડિન્ગે અંગ્રેજી ભણેલાને જ સરકારી નોકરીમાં રાખવા એવો ઠરાવ કર્યો, ૧૮૫૪ માં સર ચાર્લ્સ વુડે 'કેળવણીનો ખરડો' તૈયાર કર્યો જેને અંગે આપણા દેશમાં યુરોપને ધોરણે વિદ્યાપીઠો સ્થપાયાં, અને ૧૮૮૨ માં કેળવણીપંચનો હેવાલ પ્રસિદ્ધ થયો.[5]

શ્રી. નર્મદાશંકર પોતે ગામઠી નિશાળે ભણીને પછી અંગ્રેજી ભણ્યા હતા. આપણને કેળવણીની જે પ્રણાલિ પરિચિત છે એ પ્રણાલીનું ઓઠું નર્મદયુગમાં ઘડાયું છે એ ખ્યાલ આવતાં જરા કુતૂહલ થાય એ સ્વાભાવિક છે. તાલુકાસ્કૂલો શરૂ થઈ ગઈ હતી અને દુર્ગારામ મહેતાજી જેવા બાહોશ શિક્ષકો પંકાઈ ચૂક્યા હતા તોપણ પ્રાથમિક કેળવણીનું મુખ્ય અંગ તો ગામઠી નિશાળો જ હતી. સરકારી નિશાળો માટે વાચનમાળા તૈયાર થઈ ગઈ હતી. એમાં વિધવિધ જ્ઞાનથી ભરપૂર

૧. ૮ પાનું ૧ ૨. ૮ પ્રસ્તાવના ૩. ૯ પાનું ૮–૯. ૪. ૮ પાનું ૯.
૫. ૬ તે તે ભાગ ૯.૯ ના નિવેદન

સામગ્રી હતી અને સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, વગેરે સર્વ વિષયોનું જ્ઞાન એ દ્વારા મળે એવી સગવડ હતી. લલિતવાઙ્મય કેળવણી મેકોલેનો જ નહિ પણ પણ લોર્ડ હાર્ડિન્ગનો આશય પણ સંપૂર્ણ રીતે સૂચવનારો હતો પરન્તુ જે માટે અત્યારે મહેનત કરી રહ્યા છીએ એવી 'ખાનપાનની કેળવણી' તો પંડયાની નિશાળો જ આપતી હતી. ગામડી નિશાળો તો ખરેખર ગામડી જ હતી, લોકગમ્ય હતી, ને લોકને ગમતી હતી. એમાં શિખવાતા વિષયો ભલે અત્યારે આપણને કદાચ ન ગમે પણ એ વખતના સર્વ દુનિયાદારી ગૃહસ્થોને વ્યવહાર ચલાવવા માટે એ પૂરેપૂરા ઉપયોગી થતા હતા. કેળવણીનું ધ્યેય એથી બીજું શું હોઇ શકે ? ૬ " સાઠ વર્ષ પહેલાંનું શિલાછાપિત એક પુસ્તક મને પ્રાપ્ત થયું છે. એના મુખપૃષ્ઠ ઉપર આમ નિર્દેશ છે:

### સંસાર ચોપડી

એટલે જે સંસાર તા. વહેવાર રાજદુવારી લેખામાં બાલકબુધી વા છોકરાંઓને વાકેફ થવા સારૂ સારી રીતે ગોઠવણ કરીને આગળ જે ચોપડીઓ છપાઇ છે તે કરતા કેટલીએક કામજોગ બાબતો વધારીને પાંના ૫૦૦ ની કરીને ફકીરમાંમંદ એઓએ પોતાની હીંમતથી હરી લીગુંનાં છાપખાનામાં પહેલીવાર છપાઇ પ્રગટ કરી

શા ૧૯૨૬ તા. મુતાલીક શને ૧૮૭૦ ઇશવી

આ પુસ્તકમાં તે વખતે ઉપયોગી ગણાતા વિવિધ વિષયો છે. મૂળાક્ષરથી માંડીને વાર્તા, પત્ર, નામું, ગણિત, જ્યોતિષ, ઉપરાંત અંગ્રેજી તથા ફારસીના પ્રાથમિક પાઠો પણ આપ્યા છે જો કે તેનું નામ આજ જરા વિચિત્ર લાગે તો પણ 'સંસાર ચોપડી' તે ખરેખર સંસારમાં પ્રવેશ કરતાં કિશોર વયનાં બાળકોને પૂર્ણ માહિતી આપી જરૂર તૈયાર બનાવતી હશે.

આ ઉપરથી જણાશે કે સરકારી શાળાઓ અત્યારે છે એમ જ ગદ્યપદ્યાદિ સાહિત્ય ( લિટરેચર ) ઉપર વધારે ધ્યાન આપી નોકરિયાત વર્ગ તૈયાર કરતી હતી અને ગામડી નિશાળો થોડું સાહિત્ય ઉપરાંત લેખનકળા ( કોમ્પોઝિશન ) ઉપર વધારે ધ્યાન આપી લોકોને વ્યવહારમા પાવરધાં બનાવતી હતી ૭ 'અંગ્રેજી સ્કૂલોનું આથી ચાંઇ તે વેળા જુદું જ સ્વરૂપ હતું. એ સ્કૂલોમાં પાંચ વર્ષ ભણ્યા પછી જે જ્ઞાન મળતુ તે હાલના મેટ્રિક્યુલેટેડના જેટલું કુલ સર્વાળે ગણાય. × × × × ગણિતજ્ઞાન તે વેળાનુ વધારે હતું. વર્ગ સમીકરણ અને ભૂમિતિના છ સ્કંધ મનોયત્નસહ તો બધી જ સ્કૂલોમાં શીખવાતા, અને સુરત જેવીમાં તો ગણિત ગ્રન્થલબ્ધિ પર્યંત ચાલતું જે હાલ એમ. એ. ના જ અભ્યાસમા છે. ઇતિહાસ હિન્દુસ્તાન અને ઇંગલેંડનો લગભગ હાલના જેટલો શીખવાતો, પણ જગતના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસના ટેલરકૃત એ બે મોટા પુસ્તકો વધારામા. ખગોલવિદ્યાદિક વિદ્યાઓ હાલના કરતાં વિગતભાગે થોડી અને સિદ્ધાંતભાગે વધારે શીખવાતી. કોઇ કોઇ ઠેકાણે અર્થવિદ્યા પણ ચાલતી. પરંતુ આટલું બધુ જ્ઞાન તે વેળા બધા જ છોકરા મેળવતા એમ સમજવુ નહિ ગણિત અને વાચનના તો તે વેળા વર્ગ જ જુદા હતા. અને જેની જેમા બુદ્ધિ ચાલે તેમા તે આગળ વધતા × × × બીજું એ વેળા ઉપલા વર્ગ સિવાય ગુજરાતીનો અંગ્રેજીમા તર્જુમો કરાવતા નહિ પણ અંગ્રેજીનું ગુજરાતીમા શબ્દશઃ ભાષાન્તર કરાવવા ઉપર જ મુખ્ય લક્ષ રહેતું. આ કારણથી અંગ્રેજી ભાષા

સમજવાની શક્તિ સારી આવતી, બલ્કે હાલ કરતાં કાંઈક વધારે, પણ તે બોલવાલખવાનું સામર્થ્ય હાલ કરતાં થોડું. ' ૭

નર્મયુગનું ભણતર આપણા કરતાં પ્રમાણમાં ઠીક ગણાય કેમ કે આપણી જૂની પ્રણાલી એ વખતે કેટલેક અંશે અમલમાં હતી. ' પાઘડીનો વળ છેડે ' એ ન્યાયે તપતાંએ તો એ યુગના મહાશયો દરેક ક્ષેત્રમા શિષ્ટ પંક્તિ મેળવી ક્યારના ધ્રુવપદને પામી ચૂક્યા છે. એ પછી સરકારી કેળવણીનું જોર વધતું ચાલ્યું અને પછીના જમાનામાં સૌ કોઈ અંગ્રેજી રાજઅમલથી લાંબે કાળે મળેલ શાન્તિનો લ્હાવો લેવા મંડી પડયા. પરિણામે નોખો તરી આવે એવો કોઈ મહાપુરુષ બહાર ન આવ્યો ને ઠેઠ હમણાં જ્યારે રાષ્ટ્રીય અસ્મિતાનાં ઘોડાપૂર દેશ ઉપર પથરાઈ ગયાં ત્યારે પાછું ભાન આવવા માંડયું કે અંગ્રેજી દ્વારા મળતી કેળવણી આપણને બંધબેસતી થતી નથી.

અંગ્રેજી કેળવણીથી આપણને કેટલાક ફાયદા થયા છે. આપણાથી બીજી સંસ્કૃતિ છે એનું ભાન થયું છે, ભૂતકાળની વિદ્યા તરફ આપણે આકર્ષાયા છીએ, જૂની હરોળમાંથી આપણે મુક્ત થવા પ્રયત્નશીલ બન્યા છીએ, વગેરે. પણ એ વખતની પ્રણાલીમાં કેટલાક દોષો જબરા હતાઃ આપણી પોતાની સંસ્થાઓનો વિકાસ બંધ થયો અને ભારતીય સંસ્કૃતિ, વિજ્ઞાન, વગેરેની ખીલવટ પણ ત્યારથી બંધ થઈ જૂની પ્રથા લોકગત હોઈ એને ખીલવવી એ નવી પ્રથાનો ઉદ્દેશ હોઈ શકે, એને બદલે જૂની પ્રણાલીનો ત્રાગડો તોડી નાખવામા આવ્યો. પરિણામે આપણુ હજારો વર્ષોનું જ્ઞાન ત્યાં જ અટકી પડયું ને નિષ્ફળ બન્યું અને નવું તો આવતુ આવશે બીજો દોષ અંગ્રેજીદ્વારા કેળવણી આપવાથી ઉત્પન્ન થયો. મૂળથી જ આવો વિરોધ લોકોએ કર્યો કેમ કે વિદ્યાર્થીજીવનનાં ચુનંદાં વર્ષો પારકી ભાષા ભણવામાં વણસાડી દેવા એ કોને ગમે ? નવલરામભાઈના ' સ્વભાષાના અભ્યાસની અગત્ય ' એ નિબંધ વાંચવાથી આપણને જણાશે કે ૧૯૩૩ ની સાલ થયે પણ હજી એમની દલીલો જરા પણ મોળી પડી નથી ત્રીજા દોષથી અભ્યાસક્રમ વધારે પડતો સાહિત્યમય બની ગયો અને ' ખાનપાનના વિષયો ' ખોરંભે ચડાવી મુકાયા. ચોથો દોષ એ છે કે અભ્યાસક્રમ ખ્રિસ્તી પ્રણાલી ઉપર ગોઠવાયેલો હોવાથી આપણી ધર્મભાવના કમી થઈ ગઈ, વિદ્યાર્થીઓ જરા બેદિલ ને બેઅદબ થઈ ગયા અને એથી નવી પ્રણાલી લોકોના મન જીતી ન શકી તે ન જ શકી.

અંગ્રેજી કેળવણીકારોનું હું દુર્ભાગ્ય સમજું છું કે એમના કેળવણી પ્રત્યેના પ્રયત્નોની સાથે-સાથે જ એનો વિરાધ પણ ઊભો થયો, જે હજી સુધી પણ શમ્યો નથી. આ તાણમતાણને લીધે અત્યારની કેળવણીની સ્થિતિ ગૂંચવાઈ ગયેલાં જનોઈ જેવી થઈ ગઈ છે. જેમ ગૂંચ કાઢવા પ્રયત્ન થાય છે એમ ગૂંચ વધુ ને વધુ પડતી જાય છે.

૭ બ પાનું ૩૧૨ થી.
૮ ક પાનું ૨૨૯ થી.

નર્મદયુગની શિક્ષણપ્રણાલી આમ બેધારી હતી. ન વાપરીને એક ધારને કટાવી દઇ બુઠ્ઠી થઇ જવા દેવાતી હતી અને પાણીવગરની હોવા છતાં બીજી ધારને વારેઘડીએ નીસરણા ઉપર ચડાવી તેજ છે એમ બતાવાતી હતી.

આટલી હકીકત ઇતિહાસમાં લખાણી છે. પ્રભુ સૌને સન્મતિ આપો !

તા ૨૨-૬-૩૩

## આધારભૂત પુસ્તકોની યાદી :


ક. નવલગ્રંથાવલિ ભાગ ૨ જો ( ૧૯૪૭-૧૮૯૧ )

ખ. નવલગ્રંથાવલિ ભાગ ૩ જો ( ૧૯૪૭-૧૯૮૧ )

ગ હોપ પુસ્તકમાળા-ગૂજરાતી છઠ્ઠી ચોપડી (૧૮૯૫)

ઘ હોપ પુસ્તકમાળા-ગૂજરાતી સાતમી ચોપડી ( ૧૮૯૫ )

ઙ દલપતરામ-કા મૂ દવે શ્રી સયાજી સાહિત્ય-માળા-પુષ્પ ૬૨ મુ ( ૧૯૨૫ )

ચ ભક્તકવિ શ્રીદયારામભાઇનુ જીવનચરિત્ર-શ. છ ગવળ ( ૧૯૭૬ )

છ. નર્મકવિતા : પુસ્તક ૧ લું, અંક ૨ જો (૧૮૭૮)

જ. નર્મગદ્ય

ઝ કેળવણીનુ શાસ્ત્ર અને તેની કળા-હ દ્રા. કાટાવાળા ( ૧૯૦૩ )

ઞ. ગુજરાતી લેખનકળા-હ. રં. માકડ ( ૧૯૮૭ )

ટ Education in India under E I Company-B D. Basu ( 1922 )

ઠ The Educatio of India-Arthur Mayhew ( faber & Gwyar, 1928 )

ડ Education and Statesmanship in India H R James ( Longmans, 1917 )

ઢ The Problem of National Education in India—Lajpat Rai ( Alen and Unvin, 1920 )

ણ A Survery of Mass Education in India H. R. Mankad ( 1932 )


# નર્મદ અને તેની કવિતા


### રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી


નર્મદ કોણ ? નર્મદશતાબ્દી ઉત્સવથી ગુજરાત ગાજી રહ્યું છે ત્યારે આ પ્રશ્ન કોઇને વિચિત્ર લાગે. પણ નર્મદ વિષે ગંભીરપણે વિચાર કરતા આવો વિચાર ઊઠયા વિના રહેતો નથી. કવિ નર્મદાશંકર કહીએ ત્યાં સામો પ્રશ્ન થશે 'નર્મદની કવિતામાં છે શું ? નર્મકવિતામાંથી ખરી કવિતા કહી શકાય તેવી લીટીઓ કેટલી ?'

> અરેરેરે હાય હાય, ઠેકાણે ઠેકાણે ગાય,
> તેવી શું કવિતા થાય ?

એ હીરાચંદ કાનજીની ટીકા નર્મદની કવિતાને ઘણે અંશે લાગુ પડે છે એમ તેના વખાણનારને પણ કબૂલ કરવું પડશે સાદી ભાષા સાદી કડીના આચાર્ય વર્ડ્ઝવર્થની 'લ્યુસી ગ્રે' ઉપરથી લખાયેલ 'લલિતા' માં વરસાદનુ તોફાન વર્ણવતાં નર્મદે લખ્યું છે .

> અટ કટ કટ ખટ ખટ ઘટ, તટ થટ ઘટ પટ પટ ફટ,
> રટ ભટ રટ સટ સટ તડ ધડ ભડ સ્હોર છે.
> તરૂ ગિરિ જનાવર અવર, જીવજ ત અવલ નવલ,
> સવલ-બલ કરિ અવલ-બલ, હવે વાતોર છે.

આનો વિચાર જેટલો અગમ્ય દેખાય છે, તેટલો જ તેનો ઉચ્ચાર અશકય લાગે છે.

અને ગુર્જરસુધારાનો અગ્રણી નર્મદ કહેતાંની સાથે જ સામો જવાબ મળશે કે નર્મદ એટલે તો સુધારકમંડળમા ભંગાણ પાડી નાસી જનાર જૂનવાણી કાયર.

જો માત્ર આમ જ હોય તો નર્મદ વિષે ખાસ કાંઈ કહેવાનું હોય નહિ. પણ ગુજરાતીઓના ઊમળકા પોણોસો વર્ષથી જેનું નામ સાંભળી ઊછળી આવે છે તે નર્મદનું આવું વર્ણન માત્ર અપૂર્ણ છે. નર્મદે ઘણાં જોડકણાં લખ્યાં છે; તેની ઘણી કવિતા ક્લિષ્ટ છે, તેનાં અનેક વર્ણનો તાલમેલિયાં છે; તે બધું ખરું. પણ નર્મદે જેને અત્યારે પણ સાચી કવિતા કહી શકાય એવાં કાવ્યો ય સારી સંખ્યામાં લખ્યાં છે. નર્મકવિતાનું પૂર લગભગ ૧૦૦૦ પાનાનું છે. અત્યારના કેટલાક કવિઓના કાવ્યસંગ્રહ કરતા નર્મદનો સંગ્રહ દશ ગણા કરતાં પણ વધારે છે, અને તેમાંથી સારાં કાવ્યોની ચૂંટણી કરવામા આવે તો પુસ્તક લગભગ 'પૂર્વાલાપ'ના જેવડું તો અવશ્ય બને.

પણ નર્મદ માત્ર કવિ જ ન હતો.

કવિતા એ તો નર્મદે કરેલ અનેક પ્રવૃત્તિઓમાંની માત્ર એક પ્રવૃત્તિ હતી. કાવ્યરચના તેના જીવનનો અંતિમ ઉદ્દેશ ન હતો પણ તેનું એક સાધન માત્ર હતું. નર્મદ દેશસેવક હતો. હિંદની પડતી દશા જોઈ તેનું દેશભક્ત હૃદય ધડકી ઊઠ્યું. દેશની ધાર્મિક, સામાજિક, રાજકીય, આર્થિક હીન દશા જોઈ તેનું કવિહૃદય કકળી ઊઠ્યું. પણ તે માટે માત્ર કવિતા કરીને જ તે બેસી રહ્યો નહિ. દેશભક્તિનું પાણી પાયેલ કલમ લઈ તે વિવિધ ક્ષેત્રોમાં કારમા જુસ્સાથી ઘૂમ્યો. ગદ્ય, પદ્ય, અને નાટક એ ત્રણે પ્રદેશમાં તે ફરી વળ્યો.

નર્મદની એ અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિ જોતા પણ આપણને તેણે દરેક દિશામાં કરેલ નવીન પ્રસ્થાન જડી આવશે. કુદરતવર્ણનની શરૂઆત આપણી કવિતામાં નર્મદાશંકરે જ પ્રથમ કરી. અંગ્રેજી કવિતાનો આસ્વાદ લઈ તેના અનુકરણ અને ભાષાન્તર દ્વારા તેનો રસાસ્વાદ ગુર્જર જનતાને પ્રથમ કરાવનાર પણ રસિક નર્મદ જ છે, નરસિંહરાવ નહિ. વર્ડ્ઝવર્થની 'લ્યુસી ગ્રે' ઉપરથી 'લલિતા' અને 'વી આર સેવન' ઉપરથી 'વછી' એ કાવ્યો નર્મદે લખ્યાં. તે જ પ્રમાણે સાફધીના એક કાવ્ય પરથી 'સાહસ દેસાઈ' લખાયું.

અંગ્રેજી કવિતાની વાત કરતાં એક બીજી વસ્તુ પણ અહીં જણાવી દેવી જોઈએ. ગુજરાતના કેટલાક લેખકોએ અંગ્રેજી કાવ્યો લખ્યાં છે અને તેમાં ખબરદાર જેવા કોઈને કીર્તિ પણ પ્રાપ્ત થઈ છે; તેની શરૂઆત કરનાર પણ નર્મદને જ ગણવો જોઈએ. પ્રિન્સ ઑફ વેલ્સની ભરતખંડમા પધરામણી થઈ ત્યારે નર્મદે અંગ્રેજીમાં કાવ્ય લખ્યું હતુ, તેની એક કડી નીચે આપી છે :

O day of mirth, O day of glee,
O day of boundless jubilee,
And happiness in store!
All o'er the place what do we hear
Save shouts of joy of heartfelt cheer?
The people flock in throngs,
Our guest of royal pedigree
With foot auspicious comes to see
Our native India's shore
The prince is talked of every where,
In words of praise with love sincere
With festive rites and songs.

નર્મદની કવિતાએ એક વખત ગુજરાતને કેટલી મોહિની લગાડી હતી તેનો ખ્યાલ 'કવિ

નર્મદાશંકરની કવિતા ' એ લેખમા આપણા સમર્થ વિવેચક નવલરામે તેનાં કરેલાં બેહદ વખાણ ઉપરથી આવી શકે છે. એ પ્રશસ્તિમા નવલરામે તેને પ્રેમાનંદનો સમાનકક્ષ ગણ્યો છે.

૧૮૬૭ માં લખાયેલ એ શબ્દો વાંચી આપણને ખરેખર આશ્ચર્ય જ લાગે છે, પણ તે નવલરામે કહ્યુ એ તે કારણથી નહિ, પણ એ કારણથી કે જેની કવિતા અત્યારે અભ્યાસીઓ વિના બીજા કોઇ ભાગ્યે જ વાંચે છે તે નર્મદની મોહિની તેના સમકાલીનો ઉપર કેટલી બધી જબ્બર હતી!

આ અજબ મોહિનીનું મુખ્ય કારણ નર્મદનુ અદ્‌ભુત વ્યક્તિત્વ હતુ. કવિ નર્મદ ગુર્જર મડળનો અગ્રેસર હતો. સુરતથી તે મુંબઇ આવતો ત્યારે તેને લેવા માટે હજારો માણસો બંદર પર સામા જતા તે ગુર્જર જીવનની હમેશા મોખરે જ રહેતો. ગુજરાતને દોરવાની તેની સતત તૈયારી હતી. ગુજરાતને નવીન કવિતાની જરૂર લાગી તો કવિ નર્મકવિતા સાથે હાજર થયા. તે જ પ્રમાણે ગુજરાતીઓને પ્રથમ પીંગળ રસાલંકારની સમજ પાડનાર પણ નર્મદાશંકર જ હતા. ગુજરાતી ભાષાને કોષની જરૂર લાગી કોષનુ કામ તો મહાભારત! તે માટે તો રાજ્યાશ્રય જોઇએ આપણી સમૃદ્ધ સાહિત્યસસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી પણ પૂરેપૂરી ઇચ્છા છતાં હજુ તે કામ ઉપાડતા અચકાય છે. પણ ગુજરાતને જરૂર પડે ત્યાં વીર નર્મદ વિચાર કરવા રહે જ શાનો? તે તો યાહોમ કરીને પડ્યો. ' જય જય ગરવી ગુજરાત ' એવા જયઘોષ સાથે તેણે ' નર્મકોશ ' ના દળદાર ગ્રન્થ એકલે હાથે તૈયાર કરી છપાવી ગુર્જરીને ચરણે ધરી દીધો.

આ સાહસવૃત્તિથી જ, અનેક બાબતોમા મળતો છતાં, નર્મદ દલપતરામથી જુદો પડે છે. બન્ને કવિઓએ સુધારાની કવિતા લખી, સુધારાનો બોધ આપ્યો, સાહિત્યને જીવન સમર્પ્યું વગેરે સમાન કાર્યો કર્યા. પણ તે દરેકમા દલપતરામે ઠાવકી સાવધાનતા દર્શાવી, ત્યારે નર્મદે તો યાહોમ કરી ઝપલાવ્યું જ. એકબે દૃષ્ટાંતો જ અહીં બસ થશે. દલપતરામે સરકારી નોકરી મૂકી સાહિત્ય-સેવા સ્વીકારી તેની જેટલી પ્રશસા કરીએ તેટલી થોડી છે પણ તેમને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી એક સાહિત્યની સસ્થાનો આશ્રય તો હતો. પણ નર્મદે તો કલમને ખોળે જ માથું મૂકી દીધુ! બીજું દૃષ્ટાંત. નર્મદ અને દલપત બન્નેને બે સ્ત્રીઓ હતી પણ દલપતે જૂની પદ્ધતિ પ્રમાણે એક સ્ત્રી હયાત છતા બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું, ત્યારે નર્મદની બીજી પત્ની નર્મદાગૌરી કુમારિકા નહિ પણ વિધવા હતી, એટલો જ ફેર! આ સરખામણીથી દલપતની કિમ્મત કોઇ રીતે ઓછી આકવાનો પ્રયત્ન થતો નથી. માત્ર દલપતરામની વ્યવહારકુશળતા અને નર્મદની તરંગી અને સાહસવૃત્તિ જ બતાવવાનો અહીં હેતુ છે, એટલે આ સરખામણી આટલે જ અટકાવીશું.

નર્મકોશ ઉપરાન્ત નર્મકથાકોશ અને ગુજરાત સર્વસગ્રહ તથા કાઠિયાવાડ સર્વસંગ્રહ લખી નર્મદે ગુજરાતને ઉપયોગી આકરગ્રન્થો પૂરા પાડ્યા છે. પણ સાહિત્યસેવામાં જ નર્મદની જીવનપ્રવૃત્તિ સમાપ્ત થતી નથી. ગુજરાતી સસારસુધારાના ઇતિહાસમાં પણ કવિનું નામ સોનેરી અક્ષરે લખાયેલું રહેશે. એ ક્ષેત્રની એમની બહુવિધ સેવા સુવિદિત છે.

પોતાની રસિકતા, ટેકીપણું અને શૌર્ય દુશ્મનો પણ ગાશે એવી ખાત્રીવાળો આ ગુર્જર વીર પોતાના ગદ્યપદ્યાત્મક લેખોથી આજે પણ જીવતો છે અને પર્વત ઉપરથી ગુર્જરીને સતત આશીષ અર્પે છે.

ઉચી તુજ સુદર જાત, જય જય ગરવી ગુજરાત!

# નર્મદનું ગદ્ય અને પદ્ય

## રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ

ગુજરાત અને ગુજરાતીઓની સેવામાં સમર્પિત થયેલી નર્મદની ત્રેપન વર્ષની ટુંકી જીવનયાત્રામાં સત્તર અઢાર વર્ષને વયે 'મંડળી મળવાથી થતા લાભ' સમજાવતા વ્યાખ્યાનાત્મક નિબંધકાર તરીકે નર્મદને આપણે જોઈએ છીએ. નર્મદના ગદ્યકાર થવાના આ આરંભો, સરકારી અને જૂનું 'નર્મગદ્ય' એ ત્યારપછીનું નર્મદરચિત આપણું આદ્ય છતાં મહાન અને વિસ્તૃત ગદ્યમંદિર. આપણાં ગદ્યસૃષ્ટિનો આ જનક એના હૃદયના સ્વાભાવિક ઉભરા સરલ, સરસ અને સુંદર ગદ્યમાં કાઢે છે. 'નર્મગદ્ય'ના મંદિરના પાયાથી માંડી એના શિખર સુધી આપણે દર્શને જઈએ તો નર્મદની રોનકદાર કલારસિકતાનું આપણને ખરું ભાન થાય છે અને આજીવન ભક્તની કલામાં સરસ્વતીનો પ્રસાદ કેવો ઉતરી શકે છે તે પણ આપણે સાથેસાથે જોઈ શકીએ છીએ. સાહિત્યરસિક નર્મદનાં હૃદય અને આત્મા આ ગદ્યમંદિરમાં આપણને વ્યાપક અને ઊંડાં ઉતરી ગયેલાં જણાય છે. નર્મદ એમાં કેવે કેવે સ્વરૂપે પ્રતિબિંબિત જણાય છે? દેશભક્ત નર્મદ, સમાજસુધારક નર્મદ, નીતિ અને ધર્મગુરુઓના ઉપદેશક નર્મદ, પત્રકાર નર્મદ, જીવન ચરિતકાર નર્મદ, 'દાંડિયા'કાર પત્રકાર નર્મદ, ઇતિહાસકાર નર્મદ, સારભાષાંતરકાર કે અનુવાદક નર્મદ, આમ ગુજરાતી ગદ્યભૂમિના કંઈ કંઈ વિષયપ્રદેશો નર્મદ ઘૂમી રહેલો જણાય છે.

નર્મદના સ્વભાવ અને વ્યક્તિત્વ જેવી નર્મદની ગદ્યશૈલી છે. સંસ્કૃતથી શરૂ કરી અંગ્રેજી ગદ્યની વિવિધ શૈલીના પ્રકારોના સંસ્કાર એ ગદ્યશૈલીમાં ઉતારે છે. એ શૈલીને એ ગુજરાતીઓની લાક્ષણિક શૈલી બનાવે છે. રસશાસ્ત્રના રસિકની માફક જોઈએ ત્યાં એ એ શૈલીને સરલ, સાદી, સચોટ અર્થગંભીર, સરસ, સુંદર અને ભવ્ય બનાવી શકે છે. ઉચ્ચ જાતિની આર્યસ્ત્રીના સંસ્કારોથી એ શૈલી શણગારાયલી છે. એનો આત્મા તેજસ્વી છે; દેહયષ્ટિ સુંદર છે,

નર્મદ નવલકથાકાર નહોતો. કવિની શબ્દસૃષ્ટિ જેવી નર્મદની ગદ્યસૃષ્ટિ હોય છે. એ વર્ણનાત્મક, ચિન્તનાત્મક અને સર્જનાત્મક નિબંધકાર છે. એની શૈલી જામતા ઉત્તર વયમાં પ્રૌઢી બને છે. જોઇતી વિવિધતાને લીધે અને વિષયોની વિવિધતાને લઈને એ શૈલીમાં ખાસ વિવિધતાનાં જ્યાંત્યાં દર્શન થાય છે. એકધારી શુષ્કતાભરી ઢબથી નર્મદની ગદ્યશૈલી અનાકર્ષક નથી બની જતી. ગુજરાતના ગદ્યસાહિત્યના આદ્ય જનકની આ શૈલીના સંસ્કાર ગોવર્ધનરામ, કનૈયાલાલ મુનશી કે નવજીવનકાર ગાંધીજીમાં પણ આપણે એક યા બીજા રૂપે જોઈ શકીએ છીએ.

નર્મદની ગદ્યશૈલી આમ કલાયુકત રસથી રસેલી ગદ્યશૈલી છે. એ ગદ્યમંદિરના શિખર ઉપર 'દાંડિયા' એ કેટલીક નિબંધિકાઓથી, કેટલાંક ગદ્યચિત્રો અને 'ધર્મવિચારે' એની ઠરેલી ઉન્નત પ્રૌઢીથી સુવર્ણકલશ ચઢાવ્યા છે. નર્મદ આમ આપણા ગદ્યસ્વામીઓનો આદ્ય છતાં સબલ અને સમર્થ ગદ્યકાર છે અને કેટલાક મતે કવિ કરતાં ગદ્યકાર તરીકે જ નર્મદ ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટતાથી વધુ પૂજાશે.

સાહિત્યવીરની પ્રવૃત્તિઓની બીજી વિશિષ્ટતા એ એની પાણીદાર કાવ્યસૃષ્ટિ. નર્મકવિતાની કાવ્યસૃષ્ટિ માત્ર જૂની ધર્મે રંગાયલી કવિતા બંધ કરી નવી પ્રણાલિકા માંડતી કાવ્યસૃષ્ટિ નથી. એ ઇશ્વરને જો કે શુદ્ધ ભાવે કોઇ કોઇ સ્થલે સ્તવે છે, ઇશ્વર પાસે દેશના પતિત સમાજના કે

ધર્મના પ્રશ્નો મૂકી ઉદ્ધાર માટે તે સહાયતા વાંછે છે, પણ તે બહુ જ થોડાં સ્થળે. નર્મદના કાવ્યવિષયો 'ધર્મ, નીતી,' 'સમાજ' 'ઇશ્વરભક્તિ' ઉપર થોડા રોકાઇ દેશકાલ, ગૃહ, રાજ્ય, દેશભક્તિ સાહસ, ઉદ્યોગ, સહકાર સૃષ્ટિસૌંદર્ય, વીરધર્મ, પ્રેમ, અર્પણ વગેરે વગેરે ઉપર વિહાર કરે છે. એ સર્વવ્યાપક બની રહે છે.

નર્મદે સ્વાનુભવરસિક કાવ્યસંપ્રદાયનો નવીન યુગ આરંભ્યો. પશ્ચિમના સાહિત્યનો એ અભ્યાસી એની કાવ્યસૃષ્ટિમાં નવીન રીતે અંતરના ને સ્વાનુભવના કોમળ ઉદ્‌ગારો વેગપૂર્વક ઠાલવવા લાગ્યો. નર્મદના આત્મામા સતત અને પ્રબળ જુસ્સો હતો. એની કવિતામાં આ જુસ્સો ઊછળી આવ્યા વગર નથી જ રહેતો. એની કવિતાએ ઘોરતાં ગુજરાતી હૃદયોમા દેશભક્તિની પ્રતાપી જ્વાળાઓ પ્રગટાવી. એના પ્રેમશૌર્યના કાવ્યસૂરોએ ક્ષાત્રોદ્રેક પ્રેર્યો. સાહસને, પરદેશગમનને, વહેમપવનને, સ્ત્રીજાતિનાં ને, વિધવાનાં દુ:ખોના નિવારણને અને ખીલતી જતી માનવતાના ધર્મને એની કવિતાએ પોતાના પ્રદેશ કર્યા નવીન દેશોદયના રૂપેરી પ્રકાશ પાથરવા ઊતરતા અરુણ પેઠે નર્મદની કાવ્યસૃષ્ટિ અરુણોદયની તાઝગી આપવા લાગી ગુજરાતના પુરુષવર્ગને મરદાઇ બોધતી કોઈ વીરશ્રી ગુજરાતણ જેવી નર્મદની કાવ્યસુંદરી છે. એનો પ્રતાપ એ બધે પહોચાડી શકે છે.

જૂની કવિતા સાથે શામળના જેવી કવિતાવાર્તાની એકાદ બે સેરોનો 'સાહસ દેસાઈ' અને 'વીરસિંહ' ના કાવ્યોદ્વારા નર્મદ આપણને ચાલુ પરિચય આપે છે. પણ નર્મદની કવિતાનો પ્રધાન ઝોક તો પ્રેમશૌર્ય, દેશભક્તિ, સામાજિક સુધારણા, સ્વાતંત્ર્યભાવના અને એના ભાવિ પરિણામ તરીકે સુખ અને શાંતિ તરફ ઢળતો એ સ્પષ્ટ જણાઈ આવે છે. સ્વાર્પણ એ જ નર્મદના જીવનવિધાનમાં પ્રસરેલી કવિતાનો આત્મા છે, અને

કરી જોખનિયુ આપે હરિ તુ કરી જોખનિયુ આપે!

• •

દાસપણુ ક્યા સુધી કરવુ? દાસપણુ ક્યા સુધી?

• •

યાહોમ કરીને પડો ફતેહ છે આગે.

• • •

દેખી દારુણ દેશીના દુ:ખ નર્મદદિલ દાઝે છે.
શંખનાદ સંભળાયે ભૈયા! વીરપુરુષને તેડુ હો!

—આ અને આવા હૃદયને ઉછાળી હલપલાવે અને આત્માને ઉન્નત કરે એવા નર્મદની કવિતાસુંદરીના કાવ્યસંસ્કાર છે. 'નર્મકવિતા' આમ ઘણીએક રસિક કાવ્યકુંજો માંડી એમાં નવપ્રેરિત થતા ગુજરાતી માનવતાને આકર્ષતી નર્મદની હૃદયોલ્લાસક કાવ્યસૃષ્ટિ છે. એમા નર્મદના વેગીલા આત્માનો ભારે વેગ છે ને તે કારણે તેના સૌંદર્યમાથી કેટલેક સ્થલે કલાના અંશો ખરી પડે છે. પણ એની ખાસ વિશેષતા એમાથી ઉદ્‌ભવતો નિર્મળ પ્રેમ. પ્રેમને ખાતર પ્રેમની જીવનસમર્પક કથની ને અપાર જાતિભોગ છે, નર્મદની કવિતાનો આ ચિરસ્થાયી આત્મા છે અને એ સ્વરૂપે એ અમર રહેવા પણ સર્જાયેલી છે. 'મરીને જીવવાનો મંત્ર દિલબરની દુહાઇ છે' એ ભાવનાની આગાહી નર્મદની કવિતાવીરશ્રી બની આપણને આપે છે.

# નિબંધકાર નર્મદ

રા. વસન્ત ગો. ઉપાધ્યાય

૧ સુધારણાનું નામ લેતા અમને સાંભરી આવે છે કે નર્મદાશંકર કવિકોએ નહિ પણ અનેક રૂપે આ જમાનામા એક મુખ્ય અગ્રણી હતા. ગુજરાતી ભાષામા પ્રથમ પિંગળકાર, પ્રથમ રસાલંકારની સમજ આપનાર અને **પ્રથમ રૂઢ ગદ્ય લખનાર** તે નર્મદાશંકર જ છે.

૨ એનું ગદ્ય શુદ્ધ, રસિક, ફાંકડું, અને ભાષામા સર્વોપરિ એ તો સહુ કોને માલમ જ પડે છે. ગદ્યનો લખનાર તો એ એકડો ગણાય છે. **નવલરામભાઇ**

જગતસાહિત્યનો ઇતિહાસ નોંધે છે · ' કવિમાનસનું પ્રબળ આવિષ્કરણ ગદ્ય કરતાં પ્રથમ પદ્યદ્વારા સધાય : જીવનનાં દર્દ અને લાગણીના ઓઘ માટે ગદ્ય પાંગળું નીવડ્યું. ' સાહિત્યના પ્રારંભની આ વસ્તુસ્થિતિ. સમયપ્રવાહ એકધારો ન રહી શક્યો. સાહિત્યમા લાંબા પર્યટન માટે પદ્યવાહને જોઇએ તેવી યારી ન આપી : સાહિત્યકારને પદ્યનાં બંધન ભારે પડ્યાં : સીધા, સાદા પણ સચોટ ગદ્યમાં આવિષ્કાર સુપેરે શોધાયો. પરિણામે પીંગળનાં કૃત્રિમ ઝાંઝરો ફગાવી નૈસર્ગિક ભાષા–કલાનો આશ્રય લેવાયો, તેથી કંઇ પદ્યસાહિત્યમા ખોટ ન આવી : ઊલટું વિચારસંયોજનની કલામાં વૈવિધ્ય આવ્યુ : ગદ્યશસ્ત્રને સાહિત્યકારોએ નિજનિજની મગદૂર અનુસાર વાપરી સાહિત્યમાં અત્યાર લગી અણદીઠાં ક્ષેત્રો મોકળાં કર્યાં. દેશ દેશના વાઙ્મયમાં આ સ્થિતિ પ્રવર્તે છે.

ગુજરાતી ભાષાનો ગદ્યવિકાસનો પ્રારંભ કવિ નર્મદાશંકરથી થયો એમ કહેવાય નરસિંહ, મીરાં, પદ્મનાભ, ભાલણ, પ્રેમાનંદ, શામળ અને દયારામે તેમનાં કવન પદ્યમાં જ ઉતાર્યાં . સંસ્કૃત ગદ્યના મુકુટ સમા બાણ ભટ્ટની કાદમ્બરીને ભાલણે પદ્યમાં ઉતારી ને તે યુગની સાહિત્યરસિક જનતાની અભિરુચિ પોષી. શામળ પ્રેમાનંદ સમયનો નીચેનો ગદ્યનો નમુનો જોતાં આપણી ભાષા હજુ કેવળ અણઘડ સ્થિતિમાં હતી એમ જણાય છે :

ત્યાહા ગુણનિધ્યાન નામે રાજા છિ તેને ૧૦૦ પુત્ર હવા રાજપુત્રને ભણાવિવાનુ ઉપાય ઘણુ કરી પણ જે ભણાવે તેહને મારીને સઘલા ઘરી આવા પછી રાજા ચંત્યાતુર થયો તારિ પ્રધાને પૂછુ સ્વામી તુંને સી ચંતા છે વલતુ રાજાઇ કહુ પ્રધાન, મુનેહુ મોટી ચંતા છે વલતુ રાજાઇ કહુ જે સઘલાજ મૂર્ખ પૂત્ર :— જેહના પૂત્ર મૂર્ખ હોઈ તે પુરૂષ વાઝિયુ વારૂ, પણ મૂર્ખ પૃત્રથી તો એકુ અર્થ ના સરઈ.

પ્રેમાનંદ–શામળ યુગમા ગુજરાતી ગદ્યમાં આવી સ્થિતિ પ્રવર્તતી હતી ત્યારે કવિ નર્મદાશંકરે તે ક્ષેત્રમાં પ્રેમ–શૌર્યથી ઘૂમી તેમા 'જોસ્સો' આણ્યો : પ્રારંભકનું માન મેળવ્યું. જેમ કોઈ ઊગતો લક્ષ્મીપુત્ર લાખ્ખો કમાવાનાં સ્વપ્ના સેવે તેમ નર્મદને સાહિત્યમા સર્વોપરિ થવાના કોડ હતા. સ્વપ્નસિદ્ધિ માટે તે અદમ્ય ઉત્સાહથી ગદ્ય–પદ્ય શસ્ત્રો પકડી સાહિત્યોદ્ધાર માટે પ્રવૃત્ત થયા એ ઉદ્ધારના યજ્ઞયજ્ઞમાં તેણે સર્વસ્વ હોમ્યું, લક્ષ્મી દેવી સાથે કટ્ટા કરી, કવિ સરસ્વતીને ચરણે બેઠા. સરસ્વતીની આરાધનમાં કવિએ દિવસે તારા જોયા · મુખમાં મુઠ્ઠીભર દાળિયા ખાઇ દિવસો વિતાવવા પડયા. કવિ માટે આ પ્રસૂતિકાળ હતો; પ્રસુતિની વેદના પછી જેમ માતા પુત્રનો વાત્સલ્યભાવ અનુભવે તેમ કવિએ અનેક યાતનાઓ વેઠી ગુજરાતી સાહિત્યે ન જોએલુ એવું નિબન્ધસાહિત્ય સર્જન કરી ભાષાને અવનવો ઓપ આપ્યો.

તે જમાનામાં ગુજરાતી ગદ્યનો ઉપયોગ ઓસડિયા લખવામાં કે લાડાચિઠ્ઠી અને દસ્તાવેજો લખવામાં થતો. રણછોડદાસ ગીરધરભાઇ જેવા બાહોશ કેલવણીકાર ગદ્યને કેલવણીના પુસ્તકો રચવા વ્યાખ્યાનમા વાપરતા. બાપડુ ગદ્ય અંધકારી સ્થિતિમાં પડ્યું પડ્યું ગોટલિયાંભર થવા મથતુ હતું. વેપારીઓ પણ ' હગમર ટપર ' અને પત્રવ્યવહાર માટે સામાન્ય જનતા, કક અજમર ગય છ' જેવા હાસ્યાસ્પદ પ્રયોગો કરી અનેક ગેરસમજૂતીઓ ઉત્પન્ન કરતા. તેવામાં નર્મદના ગદ્યર ? ભાષાને નવું જોમ આપ્યુ · ગુજરાતની ' દાઝ ' જાણી સત્તર વર્ષની વયે કવિએ [illegible] કરી

આપણા દેશના તથા ઇતર દેશના ગ્રંથો જોવા તથા સાંભળવા થકી માલમ પડે છે કે પૃથ્વી પરના બીજા સર્વ દેશ કર્તા હિંદુસ્તાન વણું જુનું તથા સારૂં છે . . માટે આ ઠેકાણે તે ન કહેતાં આટલી વિનંતિ કરૂં છું કે આખી પૃથ્વીમાં સહુ કર્તાં સારૂં અને જુનું એવું જે હિંદુસ્તાન, તે આ જમાનામાં ઘણાખરા બીજા દેશ કર્તાં છેક નઠારૂં થઇ જઇ બેહાલ થઇ સર્વ વાતે તુટી ગયું છે. *

સાહિત્યસેવા પરત્વે કવિએ તે જ વખતે ઉચ્ચાર્યું ' ભાષણો કરવાથી અને નિબંધો લખવા વાચવાથી ભાષા સુધરે છે, મનમાં પેસી રહેલી વાત બહાર આવે છે અને ભાષણ વંચાયા પછી નિબંધીના મત ખરાં કે ખોટા એ વિષે સભામાં, બેસનારાઓ, શાસ્ત્રીઓની પેઠે એક બીજાના દાખલા પુરાવા લાવી વાદ કરે છે તેથી સુંદર અને શુદ્ધ બોલતા આવડે છે........'

પ્રારંભમાં કવિએ સન ૧૮૫૦ માં સુરતની અન્યોઅન્ય બુદ્ધિવર્ધક સભામાં ભાષણ કર્યું હતું. ' મંડળી મળવાથી થતા લાભ ' તે શરૂઆતનું ભાષણ. કવિ પોતે કહે છે.

" એ ભાષણનો વિચાર થોડા વણા ફેરફાર સાથે નિબંધના આકારમાં લખી કહાડી એ નિબંધ સન ૧૮૫૧ ની ૪ થી જુલાઇએ સુરતની સ્વદેશી હિતેચ્છુ મંડળીમાં વાંચ્યો હતો અને પછી મુંબઇમાં મારા બાપ પાસે લખાવી શીલાછાપ પર છપાવી સન ૧૮૫૨ ની આખરે લોકમાં પ્રગટ કીધો હતો. "

આ પ્રમાણે શુદ્ધ નિબન્ધ નહિ પણ વ્યાખ્યાન નિબન્ધ જેવું કૈંક લખી કવિએ પ્રચારકનું કાર્ય સુપેરે બજાવ્યું, કવિએ કૉલેજનું આંગણ જોયું હતું એટલે અંગ્રેજ લેખકોની કૃતિઓના વાચનનું આ પરિણામ હોય એમ માનવા પ્રેરાઇએ. અંગ્રેજોએ નિબન્ધને ફ્રાન્સમાંથી આયાત કર્યો : બેકન પ્રારંભકનું માન ખાટી ગયો : એડીસન–સ્ટીલની જોડીએ તે દ્વારા સમાજને જગાડયો : અર્વાચીન નિબન્ધકારો સ્વૈરવિહાર કરી જનતાનું મનરંજન કાર્ય કરે છે. કવિ નર્મદાશંકરે એડીસન–સ્ટીલના "સ્પેક્ટેર–ટેટલર" ની જેમ "દાંડીયામાં" વગાડી પ્રજાને ઉદ્દ્બોધન કર્યું, ગુજરાતીઓમાં "જોસ્સો" અને "સ્વદેશાભિમાન" આણ્યાં. એજ કાર્ય અર્વાચીન યુગમાં "નવજીવને" કર્યું. નર્મદે ગુજરાતીઓને પ્રથમવાર જ "સ્વદેશાભિમાન" ના પાઠ ભણાવ્યા ગાંધીજીએ તે પાઠને આચારમાં મૂકી બતાવ્યા. નર્મદે શરૂ કરેલા મહાયજ્ઞની અખંડ જ્યોત ગાંધીજી એ સચેત રાખી જનતામાં પ્રાણપ્રતિષ્ઠા કરી. નિબન્ધ જેવુ સંકુલ અને અચોકસ સ્વરૂપ એકે નથી. પ્રત્યેક નિબન્ધકાર તેને નિજનિજની વિશિષ્ટ ધાટી અનુસાર ઘડતો આવ્યો છે નર્મદે રઢ ભાષા અને નવી વિચાર સરણીદ્વારા નિબન્ધને ગુજરાતી સાહિત્યને ચરણે ધર્યો. નવલરામભાઇએ તેને કેલવણીકારની દષ્ટિથી નીરખી તેને વિવેચનની દિશામાં લઇ ગયા. મનઃ સુખરામે તેને "સંસ્કૃતમય" શૈલીના ;હતાર્યો : મણિભાઇએ તેમાં ઊંડું ચિંતન ઉમેર્યું, ગોવર્દ્ધનરામભાઇએ તેને અતિશિષ્ટ શૈલીદ્વારા વાર્તિકનું રૂપ આપ્યું . નરસિંહરાવે રમણભાઇએ તેને શુદ્ધ સાહિત્યને, માર્ગે ચઢાવ્યું : કનૈયાલાલ મુનશીએ કૃષ્ણજયંતીઓ ઉજવતા તેને કલાકારની દષ્ટિ આપી પ્રજાને રસાસ્વાદના પાઠ ભણાવ્યા : કાલેળકર–ગાંધીજીએ તેમાં પ્રજાજીવનના ખરા પ્રશ્નો છેડયા.

આ આપણા નિબંધકારો પ્રત્યેક નિબંધકારની કૃતિ ઉપર નર્મદની મહોરછાપ આછી પાતળી નજરે ચડે છે. શું સામાજિક પ્રશ્નો, શું વિવેચન; શું શુદ્ધ સાહિત્ય, શુ ઇતિહાસ આ બધાય પ્રદેશો નર્મદ ખૂંદી વળ્યો હતો. નર્મદે આ દિશામાં પહેલ કરી અનુગામીઓ માટે માર્ગ ખુલ્લો કર્યો.

સમગ્રદષ્ટિએ જોતાં નિબન્ધને કોઇ વ્યાખ્યામાં પૂરવો ઠીક ન લેખાય પણ તેનાં બધાં તત્ત્વો ધ્યાનમાં લેતાં તેને આપણે "સાહિત્ય વિષયક ટૂંકી પણ માર્મિક ચર્ચા" એમ કહી શકીએ.

* નર્મગદ્ય : મંડળી મળવાથી થતા લાભ.

કવિના " મંડળી મળવાથી થતા લાભ ", "કવિ અને કવિતા", " સ્વદેશાભિમાન " અને ' ગંપ " એ નિબન્ધ કોટિમાં આવી શકે, પણ " ગુજરાતીઓની સ્થિતિ " ને નિબન્ધ કરતાં બૃહદ્ નિબન્ધ વા વાર્તિક કહેવું વધુ યોગ્ય લાગે; તેમાં કવિની દેશદાઝ અને વિશેષે કરીને તેમની સંશોધન બુદ્ધિ જણાઇ આવે છે. નિબન્ધનાં વિચાર અને શૈલી પરત્વે કવિમાં જ્ઞાન અને વયની વૃદ્ધિ સાથે થતી પ્રગતિ લક્ષ ખેંચે તેવા છે. કવિ પોતે જ કહે છે:

. એ લખાણ, પ્રસંગના જોસ્સાની નીશાની છે, માટે એમાંના વિચારોને ચોમાસાનું ડહોળાયલું પાણી સમજવું—અલબત થોડા વરસ પછી ( ફેરફાર સાથે ફરી છપાય તો ) એ વિચારો શરદ્‌ઋતુના પાણી જેવા થાય ખરા *

' વ્યભિચાર નિષેધક ' શીર્ષક નિબન્ધમાં કવિ લખે છે :

તે અબળાને તેના સગાએ ન સ્વીકારી એટલે તે પાપીણી શરમલાજ તોડીને વિચાર કરે છે. ' જોગુ મુકી લાજ તેને ન્હાનુ સરખુ રાજ ! નરકર્મ કીધા વિના પેટ તો ભરાતું નથી, શોણી છવડાથી કંઇ દળણું દળાય નહિ, રૂડે નામ કે ભુંડે નામ, કંઇ રાંડ સતી છે ? સહુના ચાંચટા પાડી આપુ છું, નવા નવા દમ તો જોઇશું, સેહેજે પેસા મળશે, નામરદો તથા ઘરનુ કામ કરાવવા સારૂ નોકર રાખેલા ટોકતો એવા ધણીને શેનું સુખ પમાડુ ? રાડીનાને નહીંજ પમાડુ,—ફાંકડા, સીકલ બાહાદુર, કામશાસ્ત્રી જાણીતા ને વળગી રહુ—એવી હલકીવાળુ પેલી આચરે છે." ૧

માત્ર બાવીશ વર્ષની વયે લખાયલા એ નિબન્ધમાં જુવાન કવિનો સુધારક તરીકે ઊછળતો " જોસ્સો ", સુરતીશાહી ભાષાપ્રયોગો, અને અણઘડ શૈલી નજરે ચડે છે. " મુઆ પછવાડે રોવા કુટવાની ઘેલાઇ " માં અને " ગુરૂ અને સ્ત્રી " માં કવિ શૈલી હજુ ઘડી રહ્યા છે; હજુ તેમના નિબન્ધોમાં સંબોધન પરંપરા અંગ્રેજી સંસ્કૃતના ઉતારા અને પ્રાકૃત વાચકને સહજ એવી વાગાડંબર-યુક્ત શૈલી દેખા દે છે.

કવિ માનસનો ઉભરો " ધર્મવિચાર " માં શમે છે. " રાજ્યરંગ " લખવામાં કવિએ અનેક પુસ્તકો ઉથલાવ્યાં; તેમનાં પરિશીલન કર્યાં. વિશાલ વાચને કવિમાનસને પ્રૌઢ બનાવ્યું : કવિએ સુધારકની કફની ફગાવી દૈક ગાંભીર્ય ધારણ કર્યું : વિચારમંથન વિચારપરિવર્તનમાં પરિણમે છે. જુવાનીનું ડહોળાયલું પાણી આછર્યું ? જુઓ આ વાનગી :

કાળે કાળે અનેક રાજ્યો થયા ને લય પામ્યાં. કેવી રીતે મંડાયા, કેવા શોભ્યા ને કેમ ક્ષય પામ્યાં, પાછા નવા થયા, દીપ્યા ને ગયા—એ રૂપાન્તરોના જે વિધવિધ દર્શન તે રાજ્યરંગ છે, અને એ રંગનો કાંઇક ભાસ નિત્ય સ્મરણમાં રહે માટે આ ચિત્રપટ છે, ને એને પણ હું રાજ્યરંગ કહું છું. ૨

ભાષાની કર્કશતાની જગાએ હવે શબ્દલાલિત્ય આવે છે, પ્રાકૃત પ્રયોગોને સ્થાને વિદ્વાનોની પરિભાષા જણાય છે, વિચારમાં કૈંક ઊંડાણ આવે છે. કવિ માત્રનિબંધકાર મટી મહાનિબંધકાર બને છે.

અને કવિ નર્મદાશંકરે ગદ્યના કયા વણખેડાયલા પ્રદેશ ખેડ્યા ? કોષ, વ્યાકરણ, પિંગળ, અલંકાર, આત્મકથા, સંવાદ, જીવનચરિત્ર અને કેટલેક અંશે વિવેચન નિબન્ધ પરત્વે માત્ર એટલુંજ કહેવાનું રહે છે કે અંગ્રેજોએ ફ્રાન્સમાંથી આયાત કરેલા આ સ્વરૂપને કવિએ ઘડ્યું : અનુગામી-ઓને અનુકરણ' માટે દિશાસૂચન કર્યું.

કવિને કેવળ શબ્દોથી વધાવવામાં આપણા કર્તવ્યની ઇતિશ્રી ન થાય; કવિની કૃતિઓ વધુ લોકગમ્ય થાય, સર્વસ્પર્શી થાય અને એ રીતે કવિનો અક્ષરદેહ ચિરંજીવ રહે........એ જ અભ્યર્થના.

* જૂનું નર્મગદ્ય પહેલી આવૃત્તિની સૂચના

૧ જૂનું નર્મગદ્ય " વ્યભિચાર નિષેધક " નિબન્ધ. ૨ નર્મગદ્ય . " રાજ્યરંગ ".

# કવિ નર્મદાશઙ્કર અને ગુજરાતી જોડણી

રા. કેશવરામ કા. શાસ્ત્રી

હિન્દુસ્તાનના રાજ્યતંત્રમા નવયુગતા કિંવા નવીન રાજ્યશાસન કાળ જે પ્રમાણે ઈ. સ. ૧૮૫૭ ના બળવા પછીથી શરૂ થાય છે, તેજ પ્રમાણે દેશી ભાષાઓના ખરા વિકાસનો યુગ પણ ત્યારથીજ શરૂ થાય છે. સને ૧૮૫૮ માં ગૂજરાતી નિશાળોમાં ચલાવવાને માટે વાચનમાળા તૈયાર થતી હતી. પ્રખ્યાત હોપ સાહેબ આ કાર્યના નેતા હતા. તેમણે આ વાચનમાલાઓમાં ગૂજરાતી શબ્દોની જોડણીનું ધોરણ શું રાખવું, એ વિષયમાં તે સમયે ખાસ ચર્ચા ઉપાડી હતી. તેમની સૂચનાને અનુસરી રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, રા. સા. મોહનલાલ રણછોડદાસ, મી મહીપતરામ રૂપરામ, કવિ દલપતરામ ડાહ્યાભાઇ, મી. મયારામ શમ્ભુનાથ અને રા સા. પ્રાણલાલ મથુરાદાસની બનેલી કમિટીયે એક જોડણીકોષ તૈયાર કર્યો. લગભગ ૭૦૦૦ શબ્દોની જોડણી એ રીતે તે કમિટીયે નક્કી કરેલી.

ગુજરાતી જોડણીમાં અત્યાર સુધી બહુ અનિયમિતતા પ્રવર્તતી હતી અને નવી વાંચનમાળા રચવામાં એ પ્રશ્ન બહુ મુઝવતો હતો તેથી કમિટીના સભ્યોએ માંહોમાંહે ચર્ચા કરી, જોડણી વિષે કેટલાક નિયમો ઘડી કાઢ્યા હતા, જે નિર્ણય સાથે બહારના વિદ્વાનોએ પણ અનુમતિ આપી હતી.

ગૂજરાત વર્ના. સોસા નો ઇતિહાસ વિભાગ ૧ લો પૃ ૧૦૯

આને અનુસરી હોપ વાંચનમાળા તૈયાર થઇ. આ રીતે ગૂજરાતી ભાષાની જોડણીની ચર્ચા શરૂ થઇ. વાચનમાળા તૈયાર થઇ, તે પછી તે વાચનમાળાને નવેસર સુધારી સ્ટીરિઓ ટાઇપમાં છાપવાનો નિર્ણય થયો, ત્યારે જોડણીના નિયમો ફરી જોઇ જવાનું નક્કી થયું. ત્યારબાદ નક્કી થયેલા નિયમો બહોળી પ્રસિદ્ધિ માટે સને ૧૮૬૮ ના ડિસેમ્બરના "શાળાપત્ર"માં પ્રસિદ્ધ કરવામાં આવ્યા. આ નિયમો નક્કી કરવામાં તે સમયના પ્રસિદ્ધ વિદ્વાનો ૧. મહેતાજી દુર્ગારામ મન્છારામ, ૨. કવિ નર્મદાશઙ્કર લાલશઙ્કર, ૩. કવિ દલપતરામ ડાહ્યાભાઇ અને ૪. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ હતા.

આ રીતે આરમ્ભમાં જે નિયમો બહાર પડ્યા તેમાં નિયમો નક્કી કરનારાઓમાં કવિ નર્મદાશઙ્કર હતા. એ ચાર પૈકીના કવિ સિવાયના બીજા ત્રણે તે પછી આ વિષયમાં માથું માર્યું હોય એમ સાંભળવામાં આવ્યું નથી, કવિ નર્મદાશઙ્કરે આ વિષય હાથ ઉઠાવી લીધો. સને ૧૮૭૨ માં નવલરામભાઇયે "શાળાપત્ર" માં ચર્ચા ઉપાડી કેટલાક નિયમોમાં સુધારા સૂચવ્યા. જોડણી-માંના **નિયામક** તત્ત્વોની ચર્ચાનું ખરૂ માન તો પ્રથમ કવિ નર્મદાશઙ્કરને જ છે. સને ૧૮૭૩ માં તેમણે **નર્મકોષ** સમ્પૂર્ણ બહાર પાડ્યો. પ્રસ્તાવનામા લમ્બાણથી તેમણે તે વિષય ચર્ચ્યો છે. નર્મદાશઙ્કરે સૂચવેલી દિશા કેટલી ઉપયોગી છે, તે રા. નરસિંહરાવે એમના **જોડણી** નામક નિબન્ધમાં બતાવ્યું છે.—

"હેમાં એઓએ લેખનપદ્ધતિનાં અમુક તત્ત્વ સ્વીકાર્યાં છે, હેમા જોકે ગુજરાતી ભાષાના પ્રાકૃત ભાષા જોડેના ઐતિહાસિક સંબન્ધનું સપૂર્ણ અંશે ગ્રહણ કરવામા આવ્યું જણાતું નથી, તેમ જ ઉચ્ચારને સંબન્ધે વર્ણોની સ્થિતિ, માપ, ઇત્યાદિ વિષયમાં કાઇક વિચિત્રતા, અવિશદતા અને ગડબડાટ થઇ ગયા છે, અને નિયમોની રચનામા કાંઇક કઢંગાઇ આવી છે તથાપિ લેખનશુદ્ધિ વિષે ઉત્સાહપૂર્વક મનન અભ્યાસ વગેરે બળ કામમા આણ્યાં છે અને પરિણામે સ્વીકારેલા રૂપો કેટલાક બહુધા સત્ય માર્ગ તરફ ગયેલાં છે" (પૃ. ૪–૫)

ખરું જોતાં આ બધાંને વિષય નર્મદ આપણા કવિ પહેલા છે. એમની પહેલાં આવા કંઈ વિપુલ પ્રાચીન સાહિત્ય ઉપલબ્ધ છે તેવું કંઈપણ હતું નહીં. આથીજ આપણે આવાં જે તેમના નિયમોમાં આણેલાં તેમાંથે જોઈએ, તે જેમાં માની છે એમનેજ ગુજરાતી ભાષામાં રહેલાં કેટલાંક તત્ત્વો પ્રથમ વારજ બતાવ્યાં છે, જેવાં કે ઋકારના બે ઉચ્ચારણ, અનુસ્વારના બે ઉચ્ચારણ, હકારનાં બે ઉચ્ચારણ, એ–ઓનાં ભિન્ન ઉચ્ચારણ અને શાન્ત (જે જે આપણે આજે લઘુ પ્રયત્ન અકાર કહિયે છિયે તે) અ

## જોડણીમાં મૂલભૂત નિયમ

લેખનશુદ્ધિ માટે કવિને જબ્બર આગ્રહ હતો. ગૂજરાતી શબ્દોની જોડણી કરવામાં તેઓ ઉચ્ચારણ ઊપર ખાસ ભાર આપતા હતા. નર્મકોષની પ્રસ્તાવનામાં તેઓ જણાવે છે કે—

લેખન શુદ્ધિ વિષે જ્યારથી મેં ગ્રંથ લખવા માંડ્યા ત્યારથીજ બોલવું તેવુંજ લખવું એજ વિચારને મૂળ ધોરણ માનતો આવ્યો છઉં. બે ત્રણ વાર નિયમો પણ બાંધ્યા હતા પણ તે પ્રમાણે સર્વત્ર વર્તવા વિષે મેં સ્પૃહા રાખી નથી. કેટલાંક વર્ષ થયાં જૂનાં પુસ્તક વાચવામાં ને શબ્દોની વ્યુત્પત્તિ શોધવામાં મેં આનન્દ માન્યો છે, તે ઉપરથી પણ મારા પ્રથમ વિચારને પુષ્ટિ મળી છે, કે બોલવું તેવું જ લખવું પછી રૂપાન્તર મૂળને મળતું આવતું હોય કે ન હોય. (પૃષ્ઠ ૭)

લેખનશુદ્ધિના અવિચલ નિયમો બાંધવાની એમની અભિલાષા પાર પડવામાં મુશ્કેલી તેમને જણાયેલી જ. આજ પૃષ્ઠ ઊપરની ટીપણીમાં તેઓ લખે છે કેઃ—

જ્યાં સુધી પરસ્પર સંગતિ વ્યવહાર વધ્યો નથી, ઘણું ગ્રન્થકારો થયા નથી, અનેક કોષગ્રન્થ થયા નથી– જ્યાં સુધી પ્રદેશ પ્રદેશની ભાષા સમ્મિશ્રપણે એકરૂપ થઈ નથી ત્યાં સુધી લેખનશુદ્ધિ વિષે અવિચળ નિયમ બન્ધાવા દુર્લભ છે. હમણાં નિયમ બાંધવા તે માત્ર એ વિષે લક્ષ તથા ચર્ચા કરાવવાને અને નિશાળમાં ભણનારા યથેચ્છ વર્તે, તેને અંકોશમાં રાખવાને માટે છે.

## તત્સમ શબ્દોની શુદ્ધિ

ગૂજરાતી ભાષામાં સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષાદ્વારા ઊતરી આવેલા બે જાતના શબ્દો તેમજ તેજ રીતે સંસર્ગમાં આવેલી આરબી ફારસી, અંગ્રેજી વગેરે ભાષાઓના શબ્દો છે. આવી સ્થિતિ હોવાને લીધે મૂળ ભાષામાંથી આવેલા શુદ્ધ તેમજ વિકૃત શબ્દોને કેવા સ્વરૂપમાં સ્વીકારવા તેની ચર્ચા આરમ્ભથીજ થતી આવી છે. કવિ તે વાત બતાવતા સૂચવે છે કે —

'પરભાષાના શબ્દને મૂળનાંજ ઉચ્ચારણ પ્રમાણે નહિ પણ મૂળનાજ ઉચ્ચારણને અનુસરતાં રૂઢ લોકમાં જે ઉચ્ચારણ રૂડું મનાય તેનું વિવેચન કરીને લખવા.' (પૃષ્ઠ ૭)

સંસ્કૃત શબ્દો (અન્ત્યના અનુસ્વાર–વિસર્ગ સહિત અથવા રહિત) પોતાને શુદ્ધસ્વરૂપેજ હોવા જોઈએ. × × × × × લોકને વાંચતા અઘરું પડશે માટે અનુસ્વારને વ્યંજનરૂપે ન લખવું એના કરતાં, તેને તેના બીજા ઉચ્ચારણથી જૂદું પાડી દેખાડવાને વ્યન્જનરૂપે લખવું ને અભ્યાસથી અઘરાને સેલું કરી નાખવું એજ ઉત્તમ પક્ષ છે. (પૃષ્ઠ ૯)

આ રીતે સંસ્કૃત તત્સમ શબ્દોની શુદ્ધિ મૂળ પ્રમાણેજ કાયમ રાખવી. જે ભાષાની લિપિજ જુદી છે, તેવી અરબી–ફારસી વગેરે શબ્દો આપણા કણ્ઠને અનુકૂળ પડતા લખવા પણ તેમાં મૂળના ઉચ્ચારણને અનુસરતાં રહી. કવિ આથી કહેવા એમ માગે છે કે તે ભાષાનાં જે જે ઉચ્ચારણ આપણા કણ્ઠને અનુકૂળ છે, તે તે જાળવવા સમ્પૂર્ણ કાળજી રાખવી. જે ઉચ્ચારણો આપણને અપરિચિત છે, તેને તો આપણે બતાવી શકતાજ નથી.

એમનો "અભ્યાસથી અઘરાને સેલું કરી નાંખવું" જે સૂત્ર લેખ ખાસ ધ્યાન

ખેંચે તેવો છે ન્ પછી વર્ગીય અક્ષરો આવતાં તેની પૂર્વે પ્રકારનો તે તે વર્ગનો અનુનાસિક થાય છે, જેમકે—અઙ્ગ, વ્યઞ્જન, કણ્ઠ, સમ્બન્ધ વગેરે તેમજ સંસ્કૃતને અનુસરી ય્, વ્, લ, પૂર્વે અનુનાસિક ય્, વ્, લ્, જેમકે સંયમ, સંવાદ, સંલ્લાપ, તે તે સ્થળો અઘરાં છે. વિદેશી ભાષા ભણનારાઓ તે તે અજાણી ભાષાની નાનામાં નાની બાબતો ઉપર પૂરતું ધ્યાન આપે છેજ, તો પછી આવી વસ્તુ ધ્યાનમા ન રહે તે સ્વીકારી શકાય તેવું નથી.

આ રીતે કવિનો તત્સમ શબ્દોની શુદ્ધિ લેખનમા બતાવવાનો આગ્રહ દુરાગ્રહ નથીજ, બલ્કે તે પ્રશસ્ય અને સ્વીકારવા લાયક છે.

ભાષા સ્વરૂપ સ્પષ્ટ વ્યક્ત કરવાને તેઓ ચિહ્નો યોજવાના મતના હતા. તેમણે ઍ–ઑના વિવૃત ઉચ્ચાર તેમજ હ નો લઘુ પ્રયત્ન ઉચ્ચાર સ્વર નીચે ( . ) બિન્દુ યા તુકતાથી બતાવવાનો અનુરોધ કર્યો છે, તેમાં તેમનો ઉપરનો મુદ્રા લેખજ હેતુભૂત છે ખરેજ ચિહ્નોના વપરાશથી અડકનારાઓને આ ધ્યાનમા લેવા જેવી વાત.

જે લિપિ ભાષા સ્વરૂપ બનાવવાને સમર્થ ન હોય તે **આદર્શ લિપિ** નજ કહી શકાય. બોલવું તેમ લખવું તે ત્યારે સમ્ભવે કે જ્યારે ભાષા સ્વરૂપના વ્યઞ્જક સઙ્કેતો લિપિ હોય આ માટે લિપિમા જે અધૂરૂ હોય તે પરિચિત અને સ્હેલા સઙ્કેતો યોજી પૂરૂ કરી લેવૂ જોઈએ ×

## તત્સમેતર શબ્દોની શુદ્ધિ

સને ૧૮૬૮ ના વાચનમાળાના નિયમોના એક નિયમ એ હતો કે:—

" ગુજરાતી શબ્દો ગુજરાતી ઘણા ભાગોમા જે પ્રમાણે બોલાતા હોય તે પ્રમાણે લખવા."

કવિ આ નિયમ યોજવામા સાથે હતા, તે આપણે જોયૂં છે. વસ્તુસ્થિતિયે ગૂજરાતી જોડણીમા વિકટ સ્થળો હોય તો તે ગુજરાતી શબ્દો ( = ) તત્સમેતર શબ્દો જે જૂની ભાષાદ્વારા ઉતરી આવ્યા છે, તે, છે, તેમા પણ ઇ–ઉ વાળાજ, બાકીના શબ્દો માટે ઝગડો ભાગ્યેજ રહે છે. કવિયે **નર્મકોશ**ની પ્રસ્તાવનામા આ ઇ–ઉ ની વાત ચર્ચી છે, પ્રાથમિક શબ્દોમા ઇ–ઉ કેવા અને સાધિત શબ્દોમા કેવા રાખવા આ મુખ્ય પ્રશ્ન છે.

---

× આ નિયમોને ધ્યાનમા રાખી સારલ્ય માટે નીચેના બે નિયમો આપવામાં આવે છે. છે. આમા કવિનૂ હાર્દ તેમણે યોજેલા પ્રયોગોથી સમઝી શકાય તેમ છે,—

૧. તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કાયમ રાખવી ( તૃ. अन्, इन्, विन्, मत्–वत् વગેરે અન્તવાળા શબ્દોનૂં પ્રથમાવિભક્તિનૂં એકવચન ભાષામા વપરાય છે, તેમજ अ आ ઉપધાવાળા સકારાન્તર શબ્દોની પ્રથમા એકવચનમાં લુપ્ત વિસર્ગવાળા રૂપો પ્રચારમા છે, તેને તત્સમજ ગણવા ). ( अ ) ઉચ્ચાર અને જોડણી જુદી છે એવી આરબી, ફારસી, ઉર્દૂ, અઙ્ગ્રેજી વગેરે ભાષાના શબ્દો ગૂજરાતી ભાષામાં કઢંગા ન દેખાય તેવી રીતે મૂળ ઉચ્ચારને અનુસરતા લખવા ( આવા શબ્દોમા મધ્યે લઘુ પ્રયત્ન અકાર જેવો ઉચ્ચાર હોય તો ત્યા તે શબ્દોમાં વ્યઞ્જન ખોડો ન લખતો **અ** ઉમેરી જોડણ કરવી. અકબર વગેરે ) ( आ ) વ્યઞ્જના **અ**કાર-વાળાજ બોલાય છે, તેવૂ જ ભાષાનૂ વલણ હોવાથી તેમા અકાર ઉમેરી જોડણી કરવી જગત, વિદ્વાન, અજબ, જાસૂસ વગેરે.

૨ અનુસ્વાર પછી વર્ગીય વ્યઞ્જન હોય તો તે વ્યઞ્જનના વર્ગનો અનુનાસિક વ્યઞ્જન અનુસ્વારને બદલે યોજવો. ય, વ, સ, પૂર્વે અનુનાસિક ય, વ, લ, કરવા ચાલૂ બિન્દુ.

"કેટલાંએક ઉંકારાન્ત નપુંસક નામ-વિશેષણના પ્રત્યયરૂપે છે તે અને કેટલાંક ધાતુના મુખ્ય પ્રત્યય ઉં રૂપે છે તે એક સરખીજ રીતે બોલાય છે પણ ઉં છે તેનું ઉચ્ચારણ કંઇક વિશેષ સ્પષ્ટ ને કિંચિત લમ્બાતું જાણશે એમ મને ભાષાનું વલણ અને ઉ શું ઉચ્ચારણ જોતાં ને શબ્દની વ્યુત્પત્તિ જોતા જણાય છે." (પૃષ્ઠ ૯)

"એક અક્ષરના ઇકારાન્ત શબ્દ (સાનુસ્વાર ને નિરનુસ્વાર) તે દીર્ઘજ છે. કી, ચીં, ઘી, છી, દી ઇ. પણ નિરનુસ્વાર ઉકારાન્ત ભૂ. રૂ. લ શબ્દ તે દીર્ઘ ને સાનુસ્વાર હું શું તે હ્રસ્વજ તેમ નિર્વાચક ઊં, ચૂં, ફૂં તે દીર્ઘજ રાખવા.

"બે અક્ષરના શબ્દમાં અન્ત્ય ઈ દીર્ઘ ને અન્ત્ય ઉ હ્રસ્વજ રાખવા; તેમ પ્રથમ વર્ણમાં ઈ-ઉ હોય તો તે દીર્ઘજ જાણવા વળી પ્રથમ ઉ ને અન્ત્યે ઓ હોય તો વિકલ્પે હ્રસ્વ ને વો થાય. × × ×

"બેથી વધારે અક્ષરના શબ્દમાં પ્રથમ વર્ણ ઇ-ઉ હોય અથવા એ સ્વરવાળા હોય તો તે હ્રસ્વ જ જાણવા. ઇઝ-જરાતું, ઉસળતું. × × ×

"દીર્ઘ ઈ-ઉ થી આરમ્ભાના શબ્દ બીજા સાથે જોડાય તો તે હ્રસ્વ થાય છે કીડી—પણ કિડિયા સં. × × × તેમ ઇકારાન્ત શબ્દને એ, ઓ પ્રત્યય લાગેથી હ્રસ્વ ઈ તથા યો—યો એમ પણ રૂપ થાય છે. બારીઓ અથવા બારિયો × × × " (પૂ. ઈ. હ્રુ.)

પ્રસ્તાવના. "સં. ૧૯૨૯ ના પોષ શુદ ૬ શનેઉ" ને રોજ લખેલી.

ઉપર કવિનું સામાન્ય વલણ અન્ત્ય ઈકારની (પછી તે સાનુનાસિક કે નિરનુનાસિક હોય તેની) દીર્ઘતા અને ઉની તેવા સંયોગમાં હ્રસ્વતા તરફ દેખાય છે. અન્ત્ય સાનુનાસિક ઉં કાંઇક લમ્બાય છે, એમ તેઓને જણાયેલું. **નર્મકોષ**માં આ સ્થિતિ હતી, પરન્તુ ત્યાર પછી એમની જે **નર્મકવિતા** "ગુજરાતી પ્રેસ" તરફથી છપાઇ તેમાં બધાજ સંયોગોમાં સાનુનાસિક (અનુસ્વારના કહેવાતા કોમળ ઉચ્ચારવાળા) ઈ-ઊ દીર્ઘજ સ્વીકાર્યા છે. પ્રાચીન હસ્તલિખિત શિષ્ટસાહિત્યમાં તેમણે આ સ્થિતિ જોઇ અને તેમાં ઉંકારમાં જે લમ્બાતું ઉચ્ચારણ તેમને પ્રતીત થયેલું, તેનો ટેકો મળ્યો. અઉંમાંથી આ દીર્ઘ ઊં ઊતર્યો છે, એ વાત તેમને સમઝાઇ હોય તેમ દેખાય છે. આ રીતે સાનુનાસિક ઉકારની દીર્ઘતાનો નવીન યુગમા પ્રચાર કરનાર કવિજ પ્રથમ છે.

અનન્ત્ય દશાના ઈ-ઊ ની દીર્ઘતા તેમણે માનેલી છે. અત્યારે દી. બ. ધ્રુવ અને રા. નરસિંહરાવ જેવા ભાષાશાસ્ત્રીયોની કૃપાથી વ્યુત્પત્તિની ખરી સ્થિતિ આપણી આંખો સામે આવી છે. નવા શાસ્ત્રીય વલણ પ્રમાણે સાનુનાસિક (કિંવા અનુસ્વારના કહેવાતા કોમળ ઉચ્ચારવાળા) ઇ-ઉ અનન્ત્ય દશામાં દીર્ઘ જ છે. નિરનુનાસિક ઇ-ઉ નો આધાર કેવળ વ્યુત્પત્તિ ઊપરજ નિર્ભર છે. ખરૂં ઉચ્ચારણ શું, એ કહેવૂં મુશ્કેલ છે, એટલેજ વ્યુત્પત્તિનો આધાર આવશ્યક છે.

કવિ સાધિત શબ્દોમાં અનન્ત્ય ઇ-ઉ ને હ્રસ્વ રાખવાના વલણના હતા. રા. નરસિંહરાવભાઇયે આ વિષયની મુશ્કેલી જણાવીજ છે. ભાષાનૂં વલણ જોતા તે પ્રાથમિક દશામાં દીર્ઘ હોય તો સાધિત દશામાં દીર્ઘજ રાખવા યોગ્ય છે. ઝૂફકમિટીના સને ૧૮૬૮ ના નિયમોમાં દીર્ઘજ રાખવાની સમ્મતિ કવિયે આપેલી તેવૂં તે નિયમો નીચે આપેલી કવિની સહીથી સમઝી શકાય છે.

અહીં રા. બળવન્તરાય ઠાકોરની "પુસ્તકાલય" માસિકમાં **સાર્થ જોડણીકોશ**ની સમીક્ષામાં આપેલી સૂચના યાદ આવે છે. આવા સંયોગોમા વિભાષા સ્વીકારવામાં આવે તો રહેતે રહેતે બધૂં સ્વસ્થ થઈ જાય.

ઈકારાન્ત નામોને એ-ઓ પ્રત્યય લાગતા ઇ હ્રસ્વ કરી લઘુ પ્રયત્ન ય રાખવાની શાસ્ત્રીય વાત ખાસ ધ્યાન ખેંચે છે, તે સ્વીકારવા જેવી છે. તેજ સ્થિતિમાં ક્રિયાપદ જુવો-ધુવો વગેરેમાં વ સ્વીકારવા યોગ્ય જેવી છે. સમસ્ત દશામાંના આ ફેરફારો વર્ષો પહેલાં કવિને સૂઝી ગયેલા.

આ રીતે ઇ-ઉ ની સ્થિતિ કવિયે માની છે. આ પછી ખાસ ધ્યાન ખેંચે તેવો વિષય તે **હ** કાર સમ્બન્ધી છે. **હ** કાર **સમ્બન્ધી** એમનું વલણ કાંઇક વિચિત્ર છે. રા. નરસિંહરાવે એમના **જોડણી** તેમજ Gujarati Langvage & Literature, Vol I, એ ગ્રંથોમાં વિસ્તારથી **હ** કારની ચર્ચા કરી છે. તેનો તોડ કેવી રીતે કાઢવો તે વાત મેં મારા "**મૂર્ધન્યેતર ડ ઢ અને જિહ્વામૂલીયળ**" (બુદ્ધિપ્રકાશ પુ ૧૧ પૃ. ૨૮૪, અને "**ગુજરાતી સાહિત્ય પરિષદ મણ્ડળની જોડણી**" (વસંત વર્ષ ૩૧) એ નામના લેખોમા આપી છે, તે તરફ મારા વિદ્વાન મિત્રોનું ધ્યાન ખેંચૂ છું.

## ઉપસંહાર

આ રીતે કવિની જોડણીની સ્થિતિ છે. ગૂજરાતી ભાષાની જોડણી પોતાના સમયમાં ઉપલબ્ધ સાધનોથી કુશાગ્ર બુદ્ધિના આ કવિયે સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો છે રા. નરસિંહરાવ જેવા ભાષાશાસ્ત્રી પણ કવિના ઋણી છે એમ ઘણીવાર સ્વીકારે છે, આ દિશાનો ખરો આરમ્ભકજ કવિ છે. વસ્તુ સ્થિતિયે તેને જે જે નવાં તત્ત્વો સૂઝેલા તે તે સિવાયના બીજાં તત્ત્વો ભાગ્યે જ સૂઝયા છે. મૂળતત્ત્વોમાં મોટો સ્વરૂપ ભેદ પાછળના વિદ્વાનોને ભલે મળ્યો હોય, તેમ છતા તે શોધવાનું માન તો કવિને જ છે.

અનુસ્વારના બે ઉચ્ચારણો **તીવ્ર અને કોમળ** એ તેમની નજરે ચટેલા. સંસ્કૃત શબ્દોમાના અનુસ્વાર ઊપરથી કોમળ ઉચ્ચાર ઊતરી આવ્યો છે, તે વાત ખ્યાલમા આવતાં તેમણે આ હકીકત જાહેર કરેલી, આનું અનુસરણ અદ્યાપિ પર્યન્ત આપણા ભાષાશાસ્ત્રીયો કરતા આવ્યા છે. રા. નરસિંહરાવે પછી કોમલ, કોમલતર, કોમલતમ એવા ભેદો જોયા, પરન્તુ તેનું મૂળ તો કવિની પ્રથમની શોધજ.

આ રીતે કવિ નર્મદ-નર્મદયુગનો અધિષ્ઠતા દેવ-કોઇ અને કોઇ રીતે ગૂજરાતી સંસ્કૃતિ, ગૂજરાતી સાહિત્ય અને માતૃભાષાના ગૌરવનો પરમ વિધાયક હતો, એમ કયો ગુર્જરીનો જાયો સ્વીકારી કૃતજ્ઞ ન થાય? સાહિત્યની દરેક દરેક શાખામા પ્રવેશવાળો આવો સમર્થ પુત્ર મેળવી ગૂજરાતની ભૂમિ ગૌરવશાલિની થઈ છે, એમા લેશ પણ આશ્ચર્ય નથી इति शम्

**માંગરોળ** કાઠિયાવાડ,
તા. ૫-૮-૩૩

---

* અનુસ્વારના બે ઉચ્ચાર એ વાત એટલી બધી રૂઢ થઇ ગઇ છે કે અદ્યાપિ પર્યન્ત વિદ્વાનોને તે ઉચ્ચારણના ખરા ભેદનો પત્તો લાગ્યો નથી. સામાન્ય રીતે એમજ માનવું છે કે તત્સમ શબ્દોમાનો અનુસ્વાર તદ્ભાવ શબ્દોમા લાપડો પડી જતા કોમળ થઇ ગયો. આ વાત ખરી હોવા છતા અનુસ્વાર અને અનુનાસિક એક વસ્તુ નથી આ પોચું કિંવા અનુનાસિક ઉચ્ચારણ તદ્દન અલગ વસ્તુ છે. વેદના વારાથી તે ભિન્ન સડકેનોથી ઊતરી આવ્યા છે. પ્રાતિશાખ્યો તેને તદ્દન ભિન્ન જ આપે છે. આની પ્રાચીનતા રા. નરસિંહરાવે આપણને પ્રથમ બતાવી છે. જુઓ Guj. Langua & Lit, vol. I ૪૭૦-૭૨

સ્વરમા અન્તર્ગત રહેતૂ ઉચ્ચારણ તે **સાનુનાસિક** જ્યારે સ્વર પછી વધી પડતૂ ઉચ્ચારણ તે **સાનુસ્વાર**. સાનુનાસિક સ્વર હ્રસ્વ પણ હોય ને દીર્ઘ પણ હોય સંયમ મા અકાર નાકમાંથી બોલાય છે, તે હ્રસ્વ છે, રા. નરસિંહરાવભાઇના કાંઇ માનો ઇ સાનુનાસિક હ્રસ્વ છે વસ્તુસ્થિતિ યે ગુજરાતીમા વર્ણ વિકારના અનેક ઉત્સર્ગો માફક અનુસ્વારમાંથી ઊતરતા અનુનાસિક ઉચ્ચારનો આ ઉત્સર્ગ છે. નાસિકાસ્થાનની સમાનતાને લીધે તે બેને કોમલ-તીવ્રના ભેદે એક માનવા તે યુક્ત નથીજ

# નર્મકવિતાના અલંકારો

રા. ગજેંદ્રશંકર લાલશંકર પંડ્યા

કવિએ રસ, છંદ અને અલંકાર ઉપર પુસ્તક લખ્યું છે અને અભિરુચિને એ વિષયમાં રસ લેતા કરવાનો પ્રયાસ કર્યો છે. ખરું જોતાં નાયક કે કોઈ પણ પાત્રના હૃદયની સ્થિતિનું કે કોઈ પ્રસંગનું નિરૂપણ કરતાં કવિ કે લેખકના હૃદયમાં સાહજિક તન્મયતા થતાં શ્રોતાને ચમત્કૃતિ લાગે એવી રીતે અસરકારક આપોઆપ તેને હાથે વાક્યરચના થઈ જાય છે. નર્મદે અલંકાર વિષે નીચે પ્રમાણે લખ્યું છે.—

જેમ વ્યાકરણ શિખ્યા વિના પણ આપણે આપણી ભાષા શુદ્ધ બોલીયે છૈયે, તેમ અલંકારના નામ ભેદ જાણ્યા વગર પણ આપણા બોલવા લખવામાં ઘણા અલંકાર વાપરીયે છૈયે. અર્થાત્ એ જ અલંકારવાળું ભાષણ કરવું એ સ્વાભાવિક છે. એ કંઈ શિખવવું પડતું નથી. **દિલના જોસ્સા અને તરંગોથકી અલંકાર આપોઆપ ઉત્પન્ન થાય છે.** તો પણ જેમ વ્યાકરણ શિખ્યાથી વિશેષ લાભ, તેમ અલંકારશાસ્ત્ર શિખ્યાથી પણ વિશેષ લાભ થાય છે. અલંકારયુક્ત બોલવાની રીત સઘળે સરખી આવતી નથી, તેની તેજી તો બોલનારની પ્રકૃતિ તથા જ્ઞાન ઉપર આધાર રાખે છે. જાણતાં કરતાં અજાણતાં વધારે અલંકાર આવે છે ને શોભે છે.

દિલના જુસ્સાને અને તરંગોને અલંકારના મૂળ માન્યા છે તે ઠીક છે પરન્તુ એથી ઉત્પન્ન થતી ભાષા દરેક અલંકારયુક્ત અલંકાર હોવા છતાં કહેવાય નહિ. કારણ કે અલંકારમાંથી વાચક અને શ્રોતાને ચમત્કૃતિદ્વારા આનંદનો ઉપભોગ થવો જોઈએ જો તેમ ન થાય તો ગધેડા પર અંબાડી મૂક્યા બરાબર થાય અને અલંકારિતા હાસ્યાસ્પદ નીવડે. મનુષ્યમાં ઘણીવાર જુસ્સો અને તરંગ બંને હોય છે પરન્તુ તે તેને યોગ્ય અસરકારક વાણીમાં બહાર લાવી શકતો નથી. કેટલીકવાર તે અસરકાર વાણીમાં બોલવા પ્રયાસ કરતો હોય તેમ એનો એ પ્રયાસ દેખાઈ આવે છે. કેટલીકવાર એના અવલોકનો, નિરીક્ષણો અને અનુભવો ઓછા હોવાથી કે બીલકુલ ન હોવાથી તેની વાણી લુખી પડે છે. નર્મદના અલંકારોમાં જુસ્સો તથા તરંગો કેવા છે તે કંઈક જોઈએ.

## ૧ અર્થાલંકારો

નર્મદે પોતાના કાવ્યોમાંથી પોતે નીચે પ્રમાણે દૃષ્ટાન્તો ટાંક્યા છે.—

**ઉપમા :—**

(૧) છોડા નમેલા કણવી ભરેલા ગર્ભે પુરે લજ્જિત જેમ બાલા;
જોએછ તે વાટજ દાઈ કેરી જેઓ થઈ છે હરખાતિ વ્હેરી,

(વનવર્ણન)

(૨) મોટા વનોમાં ધૂળકોટ થાએ, પક્ષી પરાગો વસડાઈ જાએ,
સમુદ્ર મોજાં ગગને ચઢાવે થઈ ઘણો મસ્તજ ઝાઝ ડાબે,
રે તે પ્રમાણે સ્મૃતિવાયુ વાએ ડોળાઈ જાએ દિલના મમાથે,
સંકલ્પ સંતાપ વિકલ્પ હાટે માગી ઉછાળા જીવ ચાંપી નાખે.

(ઋતુવર્ણન)

**રૂપક :—**

(૧) વરમાળો રે ભાગ્યો પરીઓને પડ્યા હવે તાળા,
પોપટજી જહાં ઊડ્યા એક્કો બચ્ચું કેને નહી વ્હાલા,

(૨) આકાશે તો ચકચક થતો શ્વેત વાજો સન્ધ્યોરે,
તારાઓ તો ઝુરઈ રડતા શોક તેણે તજ્યોરે,
પીડાતો તે અતિસ ક્રમળે ચક્ર સાગે થગો ને,
પાવા માઠી કરિ મીઠી સુધા ધન્ય નેણે સહુને.

ઉત્પ્રેક્ષા —

(૧) તન મન તણા થાને નિદ્રાવશ થય લહુ,
રસ સિંધુ વિષે તર્તા શબરૂપે દીસે કહુ
(ઋતુવર્ણન)

(૨) જટાની શોભાથી અતિશ શરમાઈ શિવ ઉઠ્યા
જટાને સકેલી વડ તળ ગિરિયે જઈ રહ્યા,
(કબીરવડ)

વિરોધ; વિષમ —

જો જો વ્હેની, પૃથિવિપર આ મેહુલે મ્હેર કીધી,
ઉ માદીની, ખબર કંઇએ નાવલે નાજ લીધી,
ટ્હાડેકી તો, થઈ ન મુજને, ટ્હાડિયો તાવ આવ્યો,
અગ્નિ મેવે, અતિસ પવને સ્નેહ રૂપે વધાર્યો
(ઋતુવર્ણન)

પ્રતીપઃ—

કેવાં દિપે જો સહુ ખેતરો જે લીલા પિળા નૂતન ભાતથી તે,
કોણે ગલીચો ખુબ છે બિછાવ્યો જેની પદીએ જરને લજાવ્યો.

કેટલીકવાર કવિએ ધ્યાન નવી આપ્યું છતાં અલંકાર ગોઠવાઈ ગયા છે અને તે કયા અલંકાર છે એનું સ્પષ્ટીકરણ કવિએ કર્યું નથી.

દાવાનળે તે સૂકું બાળ્યું રાન, મેહાનળે આ લિલુ કુંજધામ,
(૧) એને ધૂમાડે થઈ પૂરિ અંધ તાપે બળૂ ને દઉં દુષ્ટ ગંધ,
(ઋતુવર્ણન)

(૨) પાસે હોયે, વરવધુ કરૂ, ચાતુરી વીજકર્તા,
શોભે પ્રેમે, વર વધુવણું હોય સાથેજ તર્તા,
ભેળાયે જો, અધકરણને, દ્વવ થાઉં દહીં હું,
દેવે નાખ્યૂ, ગમન ગુણરે, તેથી ફાટી ગઈ છું.
(ઋતુવર્ણન)

(૩) કેવા આવે, છરરર આ, મેઘ ઉતાવળેરે,
કેવા વાએ, સરરર આ, વાયુ મોટા બળેરે,
કેવાં વાગે સરસર શરો, ક્રમળે કાળજેરે,
કેવા લાગે, છરછર છરા, પાસળામા ખરેરે
ઇત્યાદિ

કેટલીકવાર મિશ્ર અલંકારો વાપર્યા છે —

જો જો પેલી, ચતુર ચપળા, વીજ સંભોગ અર્થે,
ઉઠાડે છે, સુપતિ ઋતુને વક્રકાતી કટાક્ષે,
ના ઊઠયો તે, તજવિજ છતે, તાહરે પાછિ ઉઠી,
ફેકી જોરે, જળનિ મટકી, સ્હોડવાળી જ સૂતી.
ઇત્યાદિ

## ૨ ભાવભરપૂર કાવ્યો

આ પ્રમાણે અવતરણો ટાંકયા જઈએ તો ઘણાં નીકળે. પરન્તુ ખરું જોતાં નર્મદે પોતાનાં કાવ્યોમાં અલંકારોનો છૂટે હાથે ઉપયોગ કર્યો નથી. એવાં કાવ્યોમાં નર્મદે પોતાના જુસ્સા ઉપર વિશેષ આધાર રાખ્યો છે. એની ગણત્રી પ્રમાણે એ જુસ્સાથી અલંકાર ઉત્પન્ન થવા જોઈએ પરન્તુ ઘણી જગાએ એ જુસ્સો પૂર પ્રમાણમા હોય છે પરન્તુ અલંકારિતા હોતી નથી. જેમકે.

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું
વેણ કાઢયું કે ના લટવું ના લટવું;—ડગલ
સમજીને તો પગલું મૂકવું મૂકીને ના બ્હીવું,
જવાય નહિ તો આગળ તોયે ફરી ન પાછું લેવું,—ડગલું.

(શૂરવીરનાં લક્ષણો)

સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે.

(સાહસ કરવા વિષે)

ચલો ચલો શું વાર લગાડો? ચલો નિડર રણમાં,
ધસી પડો શત્રુ પર નહિંતર મરી જશો ક્ષણમાં.

(મલ્હેમકોટ)

આ જુસ્સાથી જુદા પ્રકારનો જુસ્સો દર્દનો અંતર લાગણીથી પીડાતાં હૃદયનો જુસ્સો પણ એના કાવ્યોમાં છે ત્યાંયે અલંકારિતા નથી:—

સાદા વિષય તંબાકુ:—

માહે વાસ મારે સદા દાતો પોલા થાય,
સુઘડ ટળી ફૂવડ બને એજ મુજ મહિમાય;
પાંચ મિનિટની જાગૃતિ ફક્ત ફાયદો એજ,
ઘણું તો વળી સાવધ કરું હોય વાઇનો ભેજ;
ભૃગુ શિષ્યણી વતી વદી મારી જાળ અપાર,
ભીતરમાં મ્હાલું ઘણી કરૂ તીરના માર.

મજાવારોપણ દૂર કરીએ તો તંબાકૂ ખાનારની હાલત પ્રતિ કવિનો ગાઢ રહેલો તિરસ્કાર સૂચવાતો, તેમની ટેવ પ્રતિ દયા મર્મ શબ્દોમાં ધ્વનિત થાય છે. એવુજ ભાગની કવિતામા.

જૂવો જૂવોરે, મેદાનમા આવી કે, વ્હાણેલાં ફેવા વાયેરે!
કેવું કેવું રે, સહુ શાંત ગંભીર કે, વ્હાણેલાં ટેવા વાયેરે!
ધોળાં ધોળા રે, નિરમળ નીર નીરજ કે, વ્હાણેલા ટેવા વાયેરે!
સુણો સુણો રે, છેટેના અવાજકે, વ્હાણેલા ટેવાં વાયેરે!
રૂપાં રૂપા રે, ઝરણો ઝરે છણછણકે વ્હાણેલાં ટેવા વાયેરે!

(પ્રવાસવર્ણન)

સજ્જન સાચૂ રે માનજો, આ અનુભવની છે વાત,
ફસશો મા કોઈ પ્રીતમા, ખરે બગડી જશે જાત—સજ્જન ૧
જોસ્સો પહેલેથી ડાબજો, કે ન પિડે આફત રાત,
પરવશ થાયે નહિ પ્રાણને પહેલેથી મારો લાત;—સજ્જન. ૨

(પ્રીતિસંબંધી)

દુનિયા જૂઠાની જૂઠાંની, એ અનુભવ વાત પ્રમાણી,
સ્વારથિયાને પાસે રાખે પરમાર્થીને કહાડે,
ખરા સ્નેહીને નીત રડાવે કપટીને તો હસાડે—દુનિયા. ૧
જેને ખોળે માથું હોએ, તે તેને ઝટ કાપે,
જેને વચને છાની સોપી તે નિજ વચન ઉથાપે—દુનિયા. ૨

(ઈશ્વરસંબંધી)

તો પ્રશ્ન થશે કે જુસ્સાથી જ અલંકાર આવે છે એ વાત ખરી કે કેમ ? એનો પ્રત્યુત્તર કવિના અનુભવ પર આધાર રાખે છે કવિનાં દિલનુ દર્દ ઘણું ઉભરાતું હોય અને સમાન કે અન્ય અનુભવ તથા મનનાદિને અંગે થતાં સ્મરણોથી, દિલના દર્દને અંગે થયલા અનુભવની તુલના થતાં, જે હૃદયમન્થન થાય છે તેને અંગે ભાષામા અલંકારિત્વ આપોઆપ આવી જાય છે. નર્મદ આવાં હૃદયમંથનને જ જુસ્સો કહે છે એવુ લાગે છે. જ્યા એવું નથી ત્યા એકાએક તીવ્ર લાગણીથી ઉભરો આવે છે અને કાવ્યો દર્દને ભાષામા હોતાં લખાઇ જાય છે એમાં પણ ઘણીખરી વાર અજાણ્યે વિશાળ વાંચનને કે અનુભવને અંગે કોઈકવાર સાદા અલંકારો આવી જાય છે, અથવા તો સજીવારોપણઆદિમૂલક કાવ્યો લખાઈ જાય છે, જેવું કે ભાંગનું કાવ્યઃ

રૂડી ભાંગ આવી બકી જોશ લાવી,
છણી નારી સાચી, કહી એમ નાચી,
છરી પેટ રાખી ભલી ટેકિ ભાખી,
ધણી હું નઘોરી કરૂ સૌ કનોરિ.

(કેફ)

ઇત્યાદિ.

## કવિની શક્તિ

આમ હોવાથી જ્યા જ્યા અલંકારો યોજાયા હોય છે ત્યા ત્યાં વાચકને કવિના અનુભવોની કે તેના નિરીક્ષણોની કે તેના મનની ઝાંખી સ્પષ્ટ કે અસ્પષ્ટ થયા વિના રહેતી નથી નર્મદની કવિતામાં અલકારો મોટે ભાગે સંસ્કૃત કાવ્યોની શૈલીપર લખાયલા કાવ્યોમાં છે, અને જ્યા કેવળ ઉભરો છે કે ઉપદેશ છે કે સામાન્ય વર્ણન છે ત્યાં અલંકારો જૂજ છે. ઉપર અલંકારોના જે અવતરણો ટાંક્યાં છે તે અને એવાં બીજાં લઇએ તો તેમા વાચકને કવિનું હૃદયમંથનનો અને અંતરાનંદનો અનુભવ થશે.

લીલાં તૃણથી, તરૂથી, પર્ણથી, ભરેલું વિશાળ ક્ષેત્ર જોતાજ કવિને ગાલીચાનું ભાન થાય છે અને તે દૈવી ગાલીચો જરના ગાલીચાને હલકો પાડે છે એવો કવિનો અનુભવ અને અન્તરાનન્દ દેખાઈ આવે છે. વિરહિણીની દશા વિપ્રલભશૃંગારના રસમા પાણીમા તરતા શબ સમી કવિને દેખાઈ છે. વર્ષાદના છાટા, વાયુના સુસવાટ વિરહિણીને છરા અને તીર સમા લાગ્યા છે વર્ષાનું પડવુ કવિએ સુંદર અને રસથી ભરપૂર ભાષામાં વર્ણવ્યૂં છે. એમાં મેઘપતિની ઘોર-નિદ્રાથી ચીઢાઇને વિજળી ઘરમા ભરેલાં પાણીના માટલાને ગુસ્સામાં લાત મારી પતિ પરનો ગુસ્સો અવળી રીતે કાઢે છે, એમ બતાવતા વર્ષાદનું પડવૂં રસમયી શૈલીમાં કવિએ વર્ણવ્યૂ છે.

કવિની અલંકાર યોજના કેટલીકવાર જાણીને થઈ છે ને કેટલીકવાર આપોઆપ થઈ ગઈ છે. જ્યા અજાણ્યે થઈ ગઈ છે ત્યાં કવિનું હૃદયમન્થન, પ્રેરણા આદિ પૂરતા પ્રમાણમાં છે. ત્યાં શબ્દોની એને ખાસ મારીમચડી કરવી પડી નથી. પરન્તુ જ્યા કવિની અલંકારયોજનામાં પ્રયાસ દેખાઈ આવે છે ત્યાં તે હૃદયમન્થન કંઈક નબળું દેખાય છે:

માથાં સાથે, પરવતતણાં  અભ્ર ઠોકાય છે જો,
પાણી પાણી, વન ઉપવને,  રેલ સંધે થઈ જો,
માથા સાથે, ભિતર વિષયી, તર્ક ફુટાય છે ઓ,
અગ્નિ, અગ્નિ, પછિ તન વિષે, રોમ રોમે બળે તે.
મેઘે વાએ, મ્હસ ફિણ અને, રંગ કાળો કરી રે,
સિંધૂ ગર્વે, ઉછળી ઉછળી,  બુમ પાડે ભરી રે,
મેઘ વાએ, મુખ ફિણ અને રંગ ફીકો કરીરે
હું તો દુઃખે, ઉછળી ઉછળી, ચીસ પાડું નરી રે.
ફુટે ફુવારા ઘણી જુક્તિવાળા ફુરે પડે શીતળ બુંદ ધારા;
ધારા તિખા તીરજ બુંદ ગોળા વ્હાલા વિનો તો ચ્હડિ જાય ડોળા.
અમનસિંધૂ ઉહુરે તુફાની ધાંધાટ ભારી પવને ગુમાની,
મેદાન વિસ્તીર્ણ બિછામણ રે ઉપરે તર્કો દમતા ઘણુ રે.

(ઋતુવર્ણન).

અર્થાલંકારમાં નર્મદે કેટલી સફળતા મેળવી છે અને કેટલી મેળવી નથી તેની કલ્પના ઉપલાં કેટલાંક અવતરણોથી થઈ હશે જ્યા તે અલંકારો મોળા પડે છે ત્યાં ભાષા પણ જરા લુખી લાગે તેમ શબ્દરચના તથા કલ્પના પણ કઢંગી લાગે છે. પર્વતનું માથું અને ત્યાં વાદળાં ઠોકાય છે, એમાં ઠોકાય છે શબ્દ યુક્ત લાગતો નથી. વળી ભિતર વિષયી તર્કો માથા સાથે ફૂટાય છે એમા પણ લાલિત્ય નથી તેમ પ્રસાદ નથી. બીજા અવતરણમાં 'ભરી બૂમો પાડે' એ ઠીક નથી લાગતું. વળી ફુવારાની ધારા તીર સમી લાગે પણ ગોળા સમી લાગે છે ત્યાં ઉપમા બરાબર નથી એમ જોતાં એમા નર્મદની શિથિલતા દેખાય છે.

## ૪ શબ્દાલંકાર

શબ્દાલંકારોમાં નર્મદે ખાસ ધ્યાન આપ્યુ નથી છતાં વિણ પ્રયાસે અવરનવર અનુપ્રાસો જણાય છે.

લાબા છતે દિ વધુ થાય લાબા દિલે દિલાસા દઉં શા હું સાબા,
મધ્યાન્હ વેળા અતિ સુસ્ત સૂકા સાણે રમીને રડતી રહું હું.

એમાં ઉપલી લીટીમા લકાર તથા સકાર અને બીજી લીટીમાં સકાર તથા રકારથી અનુપ્રાસ સમજાય છે.

તોબાકારી તિણિજ ચીસથી સારસા ભાઇ તારી
કેશો ઉભા કરિ કણકણે પેટ બાળે છે ભારી.
આશોપાલો મલ્લિકા ઘટ્ટ ખૂલે આ શો મારી હાલ કે ચર્મ ઝૂલે,

સાદી પ્રાસયુક્ત રચના કોઈકવાર સ્વાભાવિક છેઃ

સાધે સ્વાર્થ પોતાના નીત ભરમાવી ભોળાંના ચિત.,
કોનુ સારૂ સ ખાય ન લેશ બળીએલ અદેખા ન્હેશ;
મ્હોડે મીઠુ તાણી મારે ઠેશ એમ ભુડુ કરેજ હમેશ. ૮.
કોઈ રસિકતા ના રાખે શઠ સુમ થઈ સહુ ચાખે;
બગધૂર્ત થઈ ચાખ નાખે બારી રાખી રાખીને ભાખે. ૯.

ઈત્યાદિ.

પણ આથી વિશેષ ચમત્કૃતિ કે આકર્ષકતા થતી ખાસ દેખાતી નથી. કાવ્યોનો ભાવ, ભાષાની સાથે શબ્દચમત્કૃતિયુકત શૈલી મળી ગઇ હોય તો તે વધુ સુંદર લાગે અને કર્ણપ્રિયતા સાધી શકે છે.

આટલા ટુંકા વિવેચન પરથી સ્પષ્ટ થશે કે અલંકાર સમજીને કાવ્યના શણગારરૂપ માનીને જો કોઇ કવિએ તેને વાપર્યા હોય તો તે નર્મદજ છે. ભાલણ, પ્રેમાનંદ વગેરે કવિઓએ અલંકાર નળાખ્યાન જેવા કાવ્યોમા ભરચક વાપર્યા છે. તેઓએ શાસ્ત્રીય અભ્યાસ કરીને વાપર્યા હોય એ સંભવિત છે પણ નર્મદે તો ચંદ્રાલોક જેવા શાસ્ત્રીય ગ્રંથોનો અભ્યાસ કરીને કવિતા કરવા ઉત્સુક-જનો માટે આ નાનકડો ગ્રંથ બનાવ્યો અને વિશેષ સ્ફોટ કરવા બનતા સુધી અવતરણો પોતાના-જ આપ્યા જો કે નર્મદની અલંકારયુકત ભાષા માટે તેને બહુ ધન્યવાદ આપવો કે કેમ તે વાત હાલ તુરત માટે મુલતવી રાખવી પડે છે, કેમકે અમુક સ્થળે તેના અલંકારો જેટલા સુંદર છે તેટલાજ અન્ય સ્થળે મોળા તથા પ્રયત્નપૂર્વક થયલા દેખાય છે; તેમજ કેવળ ભાવવાહિની કવિતામાં જે દર્દ ઉભરાય છે તે ઘણુ સરળ રીતે આકર્ષક છે તોપણ ટુંકામા કાવ્યાલંકારનો સામાન્ય જનસમાજને ખ્યાલ આપવા માટે નર્મદનો વિવિધ દિશામા ભગીરથ પ્રયત્ન હોવા છતાયે એના અલંકાર રસાદિના પ્રથમ ગ્રંથને માટે આપણે મગરૂર થવાનુંજ તેમ અલંકાર યોજવાની તેની સ્વાભાવિકતા તથા ભાષાને અલંકૃત કરવાની તેની પ્રયત્નશીલતા માટે જરૂરજ તેને અભિનન્દન આપીશુ

# 'ડાંડિયો'—પ્રથમ દર્શને

રા. વિજયરાય કલ્યાણરાય

ખરી રીતે તો, મારાથી આ નોંધ ન લખાય. અહીં ભાવનગરની ભૂમિ પર બેસીને તે હરગેજ ન લખાય. ન લખવાનું કારણ છે: 'ડાંડિયો' એ ભાવનગરને અને ભાવનગરી નાગરોને અનેક વાર ઊધડાં લીધેલાં, એટલે ભાવનગરના તનુજથી અને વિશેષ તો નાગરજનથી 'ડાંડિયા' સબંધી આવી ગુણદર્શી નોંધ લખાય જ કેમ? તેણે લખવું જ હોય તો, એ પેઢી પરનાં વેરઝેર સંભારીને નર્મદના એ યશસ્વી સાહસને 'ઝીલાટવા' માટેજ લખવું જોઈએ. તેથી, ફરી કહું છું કે, મારાથી આવી નોંધ ન લખાય.

ન લખાય, અને લખાય પણ ખરી. આપણા કવિશ્રીએ જ નથી શીખવ્યું?

રૂડી વાતમાં હઠ, રાખજો રૂડી રીતે,<br>
સ્વાર્થ અને પરમાર્થ, સાધી રહેજો સુખી ચિતે.

× × ×

નર્મદ હું કડખેદ, * ગાઈને શૂર ચઢાવું<br>
ઊઠી ચલો સહુ શૂર, ફરી ટાણું નહિ આવું.

ભાવનગરીઓ અને નાતભાઈઓ જે કહેવાના હોય તે કહે, પણ મેં તો આશરે મહિના પર 'ડાંડિયા'ના દર્શન છ દગીમાં પહેલી વાર કર્યાં, ત્યારથી તેના ગુણગાનને એક રૂડી વાત માની છે અને એ ગાવાની હઠને રૂડી રીતે પકડી રાખવાનો નિશ્ચય કર્યો છે—ખાસ કરીને તો એટલા માટે કે આ ત્રીશ દિવસમાંનો એક પણ એવો નથી ગયો જે દિવસે પર્વતે વિરાજતા એ વીર પૂર્વજની જયકર આશીષ મેં ન સુણી હોય: "નગુણું ગુજરાત વિસર્યું છે મારા વહાલા 'ડાંડિયા'-ને એની ફેલ રાખવી એ પણ હરેક લૈબ્રેરીએ હરામ બરોબર ગણ્યું છે જાણે. એ તો ધન છે મારા મિત્ર ઇચ્છારામના સપૂતને કે તેણે થોડા અંક જેમતેમ મેળવીને સંઘર્યા છે અને સાચવ્યા છે એઓને ત્યહાં—તું પેહેલાં રેહતો ત્યહાં, દાદીશેઠ અગિયારી લેનમાં, હમારા વખતના અંગ્રેજ બજાર યાને ફણસવાડીની પડોસમાં—તેં એ અંકો જોયા છે ને ઘણા કામો વચ્ચે વાંચ્યા છે પણ તો હવે ભો આર્ય! ભો કલમ પર જીવવાના કોડવાલા! માહરા એ લાડકા ચોપાનિયાની ટુંક પિછાન આજના ગુજરાતને કરાવ્યાનો પરમાર્થ ને સાથેસાથે તારૂં નામ કરવાનો સ્વાર્થ પણ સાધ. ફરીફરી આવું ટાણું નહિ આવે. અમણા મારૂં નામ લોકમાં ઠીકઠીક ગવાય છે તેનો લાભ લઈ લે. પછી તો, કોને ખબર કે મારા મરણના પચાસ વરસને ટાણે—બીજાં અઢી વરસ બાદ—તું આ મહારંગ જનરંગ ને રાજ્યરંગથી વિરાજિત નશ્વર જગતમાં હોઇશ કે નહિ? ..લય ઉત્પત્તિ ને સ્થિતિ સદુદ્દેશે ને સત્કર્મે! અકળ લીલા! અનંતશક્તિ! અગાધ જ્ઞાન!.. વિજય! વિજય વર શ્રીરંગ!"

એ પરમ પ્રેરક વીરવાણી સુણ્યા પછી કલમ કાબુમાં રહે જ શી રીતે?

---

* આ વિચિત્ર શબ્દનો અર્થ મને કોઇ શીખવશે? ખુદ નર્મકોશમાં એ નથી ને નથી સાર્થ જોડણી કોશમાં પણ. એ આપણા જૂનામાં જૂના કોશનો કરનારો મરી ગયો ૪૭ વર્ષથી, અને આ નવામાં નવાના કરાવનારને પણ પૂરનારે પૂર્યા છે જીવતી કબરમાં, આજે સાત દિવસથી; એટલે આવું દુઃખ જઈને રડવું પણ ક્યાં?

## ૨

તમે ત્રૈમાસિક ' કૌમુદી ' જોયલું ને ? અને એ નહિ તો ' ગ્રંથ અને ગ્રંથકાર ' ને તો ઓળખો છો ને ? બરાબર એવડો જ લાંબો પહોળો–ડેમીકદનો–' ડાંડિયો ' હતો પણ જાડો એ એમાંથી એકેકે જેટલો નહિ. રોકડા આઠ જ પાના તેના દર પખવાડિયે છપાતા અને આજે કલ્પવી પણ કઠણ એટલી હોંસથી વંચાતા. વાચનાર ત્રણ હજાર હતા તેના અને ખરીદદાર ગ્રાહકો કેલી માણસો, એવો એક અંદાજ તેમા જ એક સ્થળે છપાયો છે આમ તેના મફતિયા વાચકો અઢી હજારથી પણ વધુ હતા એ પરથી સમજાય છે કે ચોપાનિયા માગીતાગીને વાચવાની પ્રથા પાડ્યાતું માન આપણો યુગ ખાટી શકે તેમ નથી એ પુણ્યપરંપરા છેક નર્મદયુગથી ચાલી આવે છે.

૧૮૬૫ ના એક અંકમાં, પ્રસંગવશાત્ ગુજરાતીઓને બે કોલમ ભરીને ગાળો દીધા પછી ' ડાંડિયો ' તેમને, તુર્તમાં જો તેઓ ન સુધરે તો, દમ ભીડાવે છે, " નહી તો પછી .. ...છેક નાગો થઇને માર મારીશ. " પણ નહિ તોયે, ભલા ડાંડિયા ! તું નવસ્ત્રો નહોતો ક્યારે ? તેં પુંઠા જેવી ચીઝ જાણી'તી જ કે' દા'ડે ? એનો અમ બધા શિષ્ટાચારના ખાને કપાળે ચોંટ્યું છે કે ચોપાનિયાને પુંઠા તો ચોઢવા જ, પણ વળી પાછાં રંગીલાં ને રૂપાળા, અને તેમ દર સાતમે કે ત્રીસમે દહાડે પાછા બદલવા- તે અમર કરેલ કણસવાડીની વારાંગનાઓની પેઠે જ. તું તો એ વિષયમા ખરેખરો નસીબદાર હતો તારા હેતના કાકા ' મેઘજીભાઇ, ઉર્ફે શેઠ પ્રેમચંદ રાયચંદના દેવ જેવા દિગંબર, તેવો તુય હતો દિગંબર તુ સરખા સત્યના સેવકને વળી આચ્છાદન શો ? અમારા કવિએ ને મેં મળીને ગાયુ જ છે ને ?—

સિંહને શાં શસ્ત્ર ? સત્યને વસ્ત્ર શા ?
સત્યનાં અમૃતને ઓળખો છો,
વસ્ત્રનાં જહરને પાળખો છો .

વસ્ત્રના ઝેર,ને સત્યનાં પણ ઝેર ! એ અમૃત તો આય દે બને છે એ આપણા બેઉનો તો અનુભવ છે સત્ય આપણા દરેક ભાગને પહેલા તો કડવું એળિયો જ લાગેલું એવો એળિયો પીરસવો તને ક્યારે નહોતો ગમ્યો ? તેનો વેચનાર થઇને કરવામા પણ તે ચૌસઠની પહેલી નવેંબરે ભારે મજા માણેલી, તે આવી

"એળીઓ લોરે એળીઓ, વા વા શુ મઝેનો છે! ખાશે તે પણ પસ્તાશે ને નહી ખાએ તે પણ પસ્તાશે" આવી બુમ પાડતો જ્યારે હુ જતો હતો તેવામાં એક બે આજકાલના વધેલા પુરૂષોએ મને બોલાવી પુછ્યુ " અયલા, જોઉં તારો એળીઓ ? મેં જવાબ દીધો ભાઈ મારો એળીઓ આલવાનો નથી. મારે એક વાત કહેવાની છે અને તે તમને કડવી એળીઆ જેવી લાગશે માટે હુ એને એળીઓ કહુ છુ. પણ તે જરાએ ખોટી નથી. જુઓ સાંભળો.

પછી, તે સમયે જે કાળજ્વરના ચેપ વડે લોકો રાજીખુશીથી ને ઉઘાડી આંખે પીડાવા ઈચ્છતા હતા એ શેરસટ્ટાથી થતી ખરાબીઓ ને ખુવારી વર્ણવી. તે આમ એકી સાથે મહોકાણ માડી અને પ્રાર્થના કરી હતી.

હાય હાય ! ભાંઇ તમને આ કડવુ એળિયા જેવું લાગશે કે જેહેર જેવુ લાગશે. પણ ભાઈ સાચી છે રે સાચી, વાત સાચી છે. ઈશ્વર તુ આ માગે એળીઓ ઘણાઓ લે એવી તેમણે પ્રેરણા કર ! માટે ભાઇ જાવો તમે ઘેર, કંઈ સમજજો ને બીજાને સમજાવજો. હુ તો મારે બુમ પાડવાનો કે

" એળીઓ લો રે એળીઓ !"

એ તો બધું બરાબર. પણ હેં ડાંડિયા ! તારું વ્યાકરણ તે આવું કેવું ? 'જ્યારે' પછી 'ત્યારે' આવે કે 'તેવામાં' ? તને કોઈએ સુધાર્યો પણ નહિ ? અમે કોઈ તો એવી નકલ કરીએ કે તુર્ત, ટાંપીને જ બેઠેલા મંછુભાઈ માસ્તર અમારી કાનપટ્ટી પકડે છે. ને તારી દરગોવિંદદાસભાઈએ કેમ ન પકડી ? કે પછી, તું કોઈથી જ ગાંજ્યો જાય તેવો નહોતો એટલે એ મોટા ભાષાવિશારદને પણ તેં મારા કોઈ નવતર વ્યાકરણશાસ્ત્રાર્થ વડે મહાત કરેલા ?

૩

'ડાંડિયો' કવિ નર્મદાશંકરનું પત્ર ગણાયું છે. એ હતું પણ તેમનું જ—જો કે પોતે તેમાં લખતા થોડું; એણે જેની જેની પર ટીકાના 'હસામણા પણ વજ્રપાત'[1] વરસાવ્યા તે સર્વની સાથે વેર પણ કવિને જ થયું —જો કે એ વજ્રો વિંઝોડનાર ઈન્દ્રો તો બીજા હતા. આ બધું ખરું, પણ 'ડાંડિયો' કાઢવાનો ખ્યાલ નર્મદનો પોતાનો નહિં, તેમજ, તેનું નામ પણ તેણે પાડયું નહોતું. 'જૂનું નર્મગદ્ય' માનાં 'ડાંડિયા' વાળાં લખાણોના વાચનાર સારી રીતે જાણે છે તેમ, આજથી સિત્તેરેક વર્ષ પરના સટોરિયા મુંબઈગરા ગુજરાતીઓથી કંટાળીને નર્મદે પોતે જે ભાવના ભાળેલી, તે તો એટલી જ કે બીજાઓની જેવા ફંદ કે ફુંદમાં ન પડતા નાની ખાનગી વિદ્યાપ્રેમીઓની કલબ કાઢવી ને તેમા વિદ્યાવિષય અને દેશસુધારણાને લગતી "ટેબલ ટાક (જમતા જમતાં ચાલતા તડાકા)" કરવી. આ ભાવનાને ઉપાડી લઇ તેને પાક્ષિક પત્ર 'ડાંડિયા' નું રૂપ આપવાનુ સૂચવનાર નર્મદના 'પરમ સ્નેહી' નામે ગિરધરલાલ દયાળદાસ હતા; અને પત્રનું નામ સૂચવનાર ('બુદ્ધિવર્ધક'માં કેટલુંક લખનાર) નગીનદાસ તુળસીદાસ નામે કૉલેજિયન હતા. મતલબ, 'ડાંડિયા' એ જે અસામાન્ય સેવા કરી ને જેને માટે જીવતાં જીવત જ એ 'અમર પ્રસિદ્ધિ' પામ્યો, તે માટેનો વધુમા વધુ જશ નર્મદાશંકરને પોતાને આપ્યા પછી આપણે જે બે તત્કાલીન અગ્રણી પત્રકારોના ઋણી છીએ તેમને સંભારીને જ આગળ આપવું ઘટે.

એ ત્રણ સિવાય પણ 'ડાંડિયા' દ્વારા ગુજરાતી માનસ પર શાસન ચલાવનાર કેટલાક ઇન્દ્રરાજો હતા જ. રાજાસમી સત્તાને તેઓ ચલાવતા અને રાજાની અડગ હિંમતથી તેઓ પોતાનું વક્તવ્ય રજુ કરી દેતા એમનું રાજાપણું એક વધુ બાબતમા પણ સાર્થ હતું—અંધાર પછેડો અમુક મધ્યકાલીન રાજાની માફક તેમણે ઓઢયો હતો. ફેર એટલો કે પેલા રાજાએ નગરચર્યા જોવા અને રાતે પછેડો ઓઢેલો ત્યારે આ બધાઓ નગરચર્યા ગાતા અને દહાડે એ ઓઢતા —ખરું નામ આપ્યા વિના ને બારાખડીનો જે મોજમા આવ્યો તે અક્ષર પોતપોતાને માટે વાપરીને જ દરેક 'ડાંડિયા' લેખકે દાંડી પીટી છે આ રીતે,

| | | |
|---|---|---|
| પુ૦ કે લ૦ | એટલે | નર્મદાશંકર લાલશંકર |
| ગિ૦ | " | ગિરધરલાલ દયાળદાસ |
| ન૦ | " | નગીનદાસ તુળસીદાસ |
| કે૦ | " | કેશવલાલ ધીરજરામ |
| શ્રિ૦ | " | શ્રીધર નારાયણ |
| ઠા૦ | " | ઠાકોરદાસ આત્મારામ |

1 નવલરામકૃત 'કવિજીવન'

એ પુ. રુ. વ ઇત્યાદિનો ઉથડતલ આજે કોઈ પણ હયાત ગુજરાતી જાણતો હોવાનો સંભવ નથી. અહીં જે ખરા નામ દરેકના આપ્યા છે, તેને માટે રા મણિલાલ ઇચ્છારામવાળી પ્રતનો આધાર છે સ્વ ઇચ્છારામભાઈના પોતાના હસ્તાક્ષરે એ નામો દરેક સહીથી જોડે લખાયલા છે પાછળના અંકોમાં જે નવી સહીઓ 'ન' 'ર' વગેરે નજરે ચઢે છે, તેના ખરા નામ ત્યાં નથી—કે બહુધા નથી—એટલે એ શોધવાં હવે તો અશક્ય જેવા જ.

સાહસ કરવાનો મહિમા વારંવાર ગાનારા એ યુગમા પણ કોઈ હિંદુ છાપખાનદારે 'ડાંડિયો' છાપવાનું સાહસ કરવા ના પાડી હોય કે ગમે તેમ, પણ ૧૮૬૫ થી ૧૮૬૮ સુધીના જે અંકો મને જોવા મળ્યા હતા તે દરેકમા તો મુદ્રકનું નામ 'નાનાભાઈરુ રાણીના' કે 'નવરોજી ફરામજી' કે 'પાલણજી નસરવાનજી' છે એમને હાથે તે પહેલા ધોબીતળાવ તથા કાલબાદેવીમા કોઇક જગ્યાએ ને પછી ( માર્ચ ૧૮૬૮ થી ) 'પાએધોણીના રસતા' ઉપર ક્યાક છપાતુ. લખનાર બધા મશ્કરી હિંદુઓ હતા એ જોતા, પારસી મુદ્રકોએ એક દરે સારી ભાષાશુદ્ધિ જાળવી ગણાય; બીજી બાજુ, 'પાએધોણી' અને 'ઇઆદી' જેવા શબ્દો એમના પ્રેસના જ કોઇક હજી ઘડાતા પ્રૂફરીડરે પસાર થવા દીધો હશે ને ?—સાવ શુદ્ધ માની ને

## ૪

આપણે ' કુમાર ' વાંચીએ ત્યારે શૌર્યથી થનગની ઉઠીએ છીએ, ' પ્રસ્થાન ' વાંચીએ ત્યારે હિંદનો આર્થિક ઉદ્ધાર કાલે જ સવારે શી રીતે થઈ જાય, તેની યોજનાઓ ઉકેલીએ છીએ, ' સાહિત્ય ' વાંચીએ ત્યારે તળપદું ગુજરાતી ભણવા લાગીએ છીએ, ' કૌમુદી ' વાંચીએ ત્યારે—

પણ બહુ દૃષ્ટાંતોની જરૂર નથી. જરુર છે તે આ સવાલોના જવાબોની આપણા બાપદાદાઓ ' ડાંડિયો ' વાચતા ત્યારે તેમાથીએ મને શુ મળતુ ? સામાન્યત તેના અંકોની યોજના અને પદ્ધતિ કેવી હતી ? તેની શૈલીમા મુખ્યત્વે કયા ગુણ હતા ?

' ડાંડિયો ' ને પહેલે જ પાને સપદ્ય અગ્રલેખ પ્રાસંગિક વિષય પર આવતો. ( તેના કેટલાક નમૂના ' જૂનું નર્મગદ્ય ' મા છે જ. ) પછી, સામાજિક કે રાજકીય નાનો લેખ હોય ત્યાર પછીના એક પાના શેરસટ્ટાને જિન્સી દુરાચારને વસ્તુ તરીકે લઇને લખેલા મશ્કરીબાજ કે કટાક્ષમય કલ્પનાચિત્ર કે રેખાચિત્રમા યા તો સંવાદ કે સ્વપ્નમા રોકાય, તેમાં કલાતત્ત્વ આછું પાતળું અને પ્રત્યક્ષ કે પરોક્ષ નીતિબોધ ઠીકઠીક પ્રમાણમા હોય અને પછીના બે પાના કેટલીક ટુકી નોંધો—જેમાં કોઈ સ્થાનિક અધિકારીના જુલમની વાત હોય, કોઇ સામાજિક બદીને ઉઘાડી પાડી હોય, કે હરીફ કવિબળિ પર પિસ્તાલ પાડવામા આવી હોય—લખવામા વપરાય. આટલે પહોચે ત્યાં અંક પૂરો થવા આવ્યો હોય તો પણ છેક છેવટનું પા—અર્ધું પાનું નાણા સંબધી પોતાની માઠી સ્થિતિનાં રુદનગીત ગાવા ખાતે તેને ઘણીવાર રાખવુ પડતું. તેમા સામાન્ય રીતે તો લવાજમ વહેલાં ભરો એવી નોટિસ મૂકી હોય ને નામ ગ્રાહક લેખે નોધાવીને પત્ર લીધા છતા પૈસા વેળાસર ન ભરનારને ટાઢા કે હૂંફાળા ડાહામ દીધા હોય; પણ, ' ડાંડિયો ' નો પહેલો અવતાર ૧૮૬૫ ની આખરે પૂરો થયો, તેવામાં એક બે વાર આશ્રયદાનની ઢાંકી-વણ ઢાંકી માગણી પણ ' સત્ય વીર ને રસિક ટેકીપણું ' વાળા તેના પ્રણેતાના એ પત્રે કરવી પડેલી.

લખાણોની થોડીક વિગતોમા ઊતરીએ તો, 'ડાંડિયો'માં ઘણી વાર કવિઓ, કોશ અને વ્યાકરણની ચર્ચાઓ આવતી, કોઈ વાર એ સહયોગીઓ 'સત્યદીપક' કે 'ટીકાકાર'ને યથાપ્રસંગ ચીમટી કે ચીમટો પણ મારી દેતો; એમ જ, ઈર્ષ્યા કરતી બુદ્ધિવર્ધક—૧ એ સવા વર્ષની કારકિર્દીનું તેણે પોતેજ કાઢેલ સરવૈયુ આ ગ્રંથમા અન્યત્ર આપ્યુ છે આ પરિચયનોંધ પણ મુખ્યત્વે એટલા અંકો પરથી જ લખી છે સભા. જેનો સ્થાપક નર્મદ પોતે હતો, તેને ઢંઢોળવાના પ્રયાસ 'ડાડિયો' કરતો અને ફૉર્બ્સ ગુજરાતી સભામા દક્ષિણીઓ પેઠા બદ્દલ ફરિયાદ પણ પોતાની વાચકજનતા સમક્ષ તે કરતો, વર્નાક્યુલર સોસાયટી ને દલપતરામને તો છોડે જ શેનો? દલપતરામજીની વિરુદ્ધ તો 'દલપતબુદ્ધિ દલભંજન' 'લખનગ અસત્યદ્વેષી' (હીરાચંદ કાનજીનુ લખેલુ, તા ૧–૯—૧૮૬૫ ના અકમાંનુ) છાપીને એ કવીશ્વરના 'કાવ્યદોહન'ની અનેક તરેહની મોટી નાની ભૂલો બતાવી હતી, એ જ કવિ હીરાચંદે જ્યારે 'ડાડિયા'ને દરબાર એ જ વરસના એપ્રિલમા રાવ ખાધી કે પ્રેમચંદ શેઠ જેવા લખપતિ મને મદદ કરતા નથી ત્યારે દરબાર સાહેબે એકેકો ટપલો ભિખારી કવિ અને તાલેવંત શેઠને— 'ભર્યોમાં ભરે ને ભૂખ્યામા ભૂલે' એવા એ શેઠને—માર્યો હતો; એવો સવાલ પણ ઉઠાવે કે મહીપતરામ ઑફિસ બહાર પણ રાવસાહેબ શી બાબત કહેવાય છે? ને, એમના નાત સાથેના ઝગડામાં પણ કૂદી પડે; વળી એમને એમ જ 'ડાડિયો' કેટલીય વાર ભાવનગરના રાજ્યકારભારને લોકબત્રીસીએ ચઢાવતો; સરકારના 'સમ્મરી સેટલમેંટ' ઉપજાવેલો ત્રાસ પોકારતો; મુફલીસપુરની મ્યુનીસપાલ કમીટી' વિશે પોતાની રીતે કાલ્પનિક સંવાદ રચતો; એવા જ સંવાદ—પણ અશ્લીલતાની છાંટવાળા—રંગીલી વહુ ને મનમોહનદાસ વચ્ચે કે બગડેલ શેઠાણીઓ ચંદા ને લલિતા ને રતિ ને માલતી વચ્ચે કરાવતો; કોઈ વાર "સાંભળો વૈષ્ણવો! ડાંડિયાને છોશો માં" વગેરે શબ્દોથી તે કાળના પેમલા વૈષ્ણવ પંથના ચાળા પાડી તેની હાસી કરતો, તો કોઈ વાર "અરે ઓ ભરૂચ બેંકના શેરહોલ્ડરો!" એવા સંબોધનથી શરૂઆત કરી, પોતાના 'વેતાળે આપેલ બાતમી પરથી એ ભાગીદારોને પાણી ચટાવતો કે ખંધા ડિરેક્ટરોને કેમ ખોખરા કરવા; અને કદીક કદીક, એવી સરસ નેકદિલ અવસાન નોંધો એ લખતો—જગન્નાથશંકર શેઠને ફૉર્બ્સ સાહેબ વિશે પાસદના ઑગસ્ટ–સપ્ટેંબરમાં લખે છે તેવી—જેવી આપણામાંના બહુ થોડા લખી શકે છે

૫

"જેમ મોર બપૈયા મેઘને માટે આતુર હોય છે તેમ ગરીબ તવંગર, મૂરખ ભણેલ સ્ત્રી ને પુરુષ સહુ પેહેલી પંદરમીના ડાડિયાને માટે વાટ જોતા બેસી રહે છે."[1] એક વર્ષને અંતે નર્મદે પોતે નોંધેલી આ હકીકત છે ડાંડિયાની આટલી બધી લોકપ્રિયતા—મુબાઈની ઉપડેલી, આખું ગુજરાત વીંધી કાઠિયાવાડમા ય વિસ્તરી, ઠેઠ કચ્છ લગી પહોંચેલી—જેમ તેમાંના ઉપર્યુક્ત વિષયોની સજીવતાને લીધે હતી, તેમ તેની શૈલીના પ્રભાવ વડે પણ હતી. એ કાળે મુકાબલે આછા સાહિત્ય સંસ્કારવાળા જે 'માસિકગ્રંથ' 'બુદ્ધિવર્ધક', 'બુદ્ધિપ્રકાશ' અને 'ગુજરાત શાળાપત્ર' તેમાંનો કોઈ નર્મદને મતે ખરેખરો ગદ્યગ્રંથ ન હોતો, તેમજ, મરાઠી અંગ્રેજી પરથી ઉપજાવેલી તરજુમિયા

૧ જૂનું નર્મગદ્ય પૃ ૩૭૪.

કે સ્વતંત્ર વાચનમાળા સિવાયનું સાહિત્ય પણ લોકોને વાચવા મળતુ નહોતુ. એવી દશામા જે અસંતોષ અનિવાર્ય એ પારખી લઈને તેણે અને તેના સહકારીઓએ તે સમયે તો ખરે જ અપૂર્વ અને આજે પણ વિશિષ્ટ ગણાય તેવું ગદ્ય 'ડાંડિયા'માં સર્જીને, માત્ર પદ્યશોખી પ્રજાને ગદ્યશોખી પણ કરી.

ગદ્ય વાંચવાને અણટેવાયલી પ્રજાને એ વાચતી કરવા 'ડાંડિયા' એ પોતાના સમયના પત્રકારે ગદ્યની જે શૈલીનાં બીજ રોપ્યાં અને જેને યથાસંસ્કાર ખીલવી, તેમાં આજના રસજ્ઞ વાચકને સુઘડતા ઓછી જણાશે અને લાલિત્ય તો કદાચ બિલકુલ નહિ જડે એ મર્યાદાઓને જો વાચક ધૈર્યથી નભાવી લે, તો પછી, ગુણપક્ષે, તેને એ લખાણોમાં પ્રાથમિક ઉછળતુ જોમ અને કેટલોક મજેદાર તરવરાટ જણાશે; અને તાક્યુ તીર માર્યે જ રહેનારી સચોટતા ને તીક્ષ્ણતા પણ જણાશે. કેવળ ભાષા પરત્વે જ બોલીએ તો, 'ડાંડિયા'ની ભાષા તે એ યુગના કેટલાક સૌથી વધુ સુશિક્ષિતોની ભાષા છે. સ્ટીલ અને એડિસનને જેમણે નમૂના તરીકે સ્વીકારેલા તેમની ભાષા પર અંગ્રેજીનો પ્રભાવ હોય જ. સંસ્કૃતનો રંગ પણ તેમને ઠીકઠીક લાગ્યો છે પણ સંસ્કૃતે એમના ગુજરાતીને આડંબરી ન કર્યું અને અંગ્રેજીએ તેને ( પછીના ઘણા સાહિત્યકારોનું કર્યું છે તેમ ) ગાંઠગળફાદાર ન કર્યું. આ દૂષણોથી મુક્ત રહી તે ગદ્ય એક દરે ગૌરવવાળું બન્યુ તે શાથી? એટલા માટે કે તેના લેખકો જૂના દેશી કવિઓના સારા અભ્યાસી તેમ જ સમકાલીન દેશી પ્રજાના અખંડ સંસર્ગી હતા. ગુજરાતની અને ગુજરાતી વાઙ્મયની રસાળ નક્કર ભૂમિ પર તેમના પગ સુસ્થિત હતા એટલે પારકી કે પુરાણી અસરોએ તેમને ડોલાવ્યા પણ ડગાવ્યા નહિ—એ અસરોને તેમણે વિવેકપૂર્વક ઝીલી પણ તેના ચરણરજ બની ગયા નહિ તેઓ આમ કુદરતી ગુજરાતીના ઉપાસક હતા તેથી જ કુદરતી ગુજરાતીના–વિધાયક–અલબત્ત, પોતાના દેશકાલાનુસાર –બની શક્યા. આ તેમનું શુદ્ધ ગુજરાતીપણું જેમ તેમની એકંદર લખાવટમા અને સીધી ચોટદાર વાક્ય રચનાદિકમાં પ્રગટ થતુ આપણે જોઈએ છીએ તેમ જ ઠેરઠેર વેરાયલી યથાયોગ્ય ગુજરાતી કહેવતો ને લોકોક્તિઓમાં અને અસરકારક વાર્તાલાપી ગુજરાતી રૂઢિપ્રયોગોમાં પણ જોઈએ છીએ. દૃષ્ટાંત તરીકે 'ટેકચંદશાને ઘેર મોહોકાણ'માંથી[1] નીચેના બે ઉતારા જુઓ. ગૃહસ્થ માણસ લૉજમા પડી સટોરિયા બને ત્યારે તેને માથે શા વીતક વીતે છે તેની કથનીમાથી લીધેલા એ નમૂના ઘણી રીતે 'ડાંડિયા'ની લાક્ષણિક શૈલીમાં કેટલેક અંશે લખાયલા હોઈ, 'ડાંડિયા'ની આ પ્રથમ દર્શની નોંધના સમાપનની ગરજ પણ બરાબર સારશે :

[ ૧. ] નસીબ બે ડગલાં આગળનુ આગળ. ભીખા લડાવે પળીપળી ને રામ લડાવે કુપા. શેઠ ઉઠ્યા તે કાંઈ કરશે, પણ શેઠમા કાંઈ દમ ન મળે એટલે પાછા લાંબા થઈને સુતા, અને આખરે ઠામના ઠામ અ વી રહ્યા. એ પ્રમાણે ટેકચંદશાને થયુ. ટેકચંદશા જાતના હીંગતોળ, પણ સારાં ભાગ્યેગે તેના બાપ લપોડચંદશાએ તેને અંગ્રેજી કેળવણી આપી તેથી નાનપણમાં કોઈ ગાંધીની દુકાને પડીકા બાંધવા બેસવાને બદલે તેને ખુરશી ટેબલનો સારો રોજગાર મળ્યો. ટેકચંદશા અસલથી બુટ્ટી તો ખરા. વાત કરવામાં બોલબોલમાં ટોપલેટોપલા શાકર વાપરે. પેટમાં દોહોડ હાથની થાળી. પ્રપંચ તો નખથી તે શીખા સુધી એટલો તો ઠસોઠસીને ભરેલો, કે તેને પાંસળે પાંસળે ડાહાંમ દે તો પણ પાપ ન લાગે એ વાતોના ગુણ એટલે ખટપટ, ગડબડસડબડ કરી ટેકચંદશા મોટી ખુરશી પામ્યા અને જરા પંકાયા. પણ બીલાડીને તે ખીર કેમ પચે? ઢેઢીને હવાલદારે માની એટલે ઢેઢી ધરતી ઉપર પગ ન મુકે એમાં નવાઇ શી? ટેકચંદશા તો છેક ટોચ ઉપર બેઠા, એટલે જાણે સાતમાં

[1] તા ૧૫ મી જુન ૧૮૬૫ નો અંક; લખનાર, 'મિત્ર'.

# નર્મદજીવનની રૂપરેખા

રા. શંકરપ્રસાદ છ. રાવળ

[ઈ. સ. ૧૮૩૩-૧૮૮૬]

મધ્યકાલીન યુગમાં પદ્યસાહિત્યના સર્જનદ્વારા ગુજરાતી ભાષાને સ્થિર સ્વરૂપ આપી* જે અક્ષય કીર્તિ પ્રેમાનંદે પ્રાપ્ત કરી છે તેવીજ અક્ષય કીર્તિ આપણા નવીન ગદ્યસાહિત્યની શૈલીને રૂઢ સ્વરૂપ આપી કવિ **નર્મદાશંકર લાલશંકર દવેએ** પ્રાપ્ત કરી છે પ્રાચીન ગુજરાતી સાહિત્યનો યુગ દયારામને હાથે પૂરો થતા નવીન યુગને આણનાર ને ઘડનાર નર્મદાશંકરનો જન્મ ઇ. સ. ૧૮૩૩ માં સુરતમા થયો હતો. એમની જ્ઞાતિ વડનગરા નાગર બ્રાહ્મણની. એમના પિતાનું નામ લાલશંકર પુરૂષોત્તમ દવે એમની માતાનું નામ નવદુર્ગા લાલશંકર લહીઆનો ધંધો કરતા હતા. મુંબાઈની સદર અદાલતમાં એમણે કારકુની પણ કરી હતી

પાચ વર્ષના નાના નર્મદે સુરતમા ગામઠી નિશાળમાં પ્રાથમિક અભ્યાસ શરૂ કર્યો '૪૪ મા એમની માતાનું મરણ થયુ આજ વર્ષમા ગુલાબ નામની કન્યા જોડે એમનુ પ્રથમ લગ્ન થયું '૪૫ મા એ મુંબાઇ જઈ માધ્યમિક કેળવણી માટે ઍલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં દાખલ થયા. નર્મદનુ વિદ્યાર્થીજીવન તેજસ્વી હતુ સ્વર્ગ૦ વિદ્વાન અને ભાષાશાસ્ત્રી ડૉ રામકૃષ્ણ ભાંડારકર એના સહાધ્યાયી હતા '૫૦ મા એણે કૉલેજની પ્રવેશક પરીક્ષા પસાર કરી. ભાષા ઉપર એણે સબળ પ્રભુતા મેળવી.

'૫૧ મા જુવાન નર્મદે સુરત પાછા આવી ઘર માડયુ આજ વર્ષથી અમદાવાદના કવીશ્વર દલપતરામની એને ઓળખ થવા માંડી. '૫૨ મા એ રાંદેરમા માસ્તર થયા. બીજે વર્ષે એમની પત્ની ગુલાબનો સ્વર્ગવાસ થયો આ વખતે સુરત નાનપુરા-માં પંદર રૂપીઆની માસ્તરની નોકરી એ કરતા હતા

નર્મદની મહત્ત્વાકાંક્ષાનો આરો નહોતો. ફરીથી એ મુંબાઇ ગયો. અઢાર વર્ષના એ યુવકે ત્યાં "બુદ્ધિવર્ધક સભા" સ્થાપી સ્વદેશ, પ્રેમ, ધર્મ, સાહસ, ઉદ્યોગહુનર અને વિદ્યાકળા ઉપરના એના પ્રોત્સાહક ભાષણોએ સભાને ગજવી મૂકી ફરી એક વાર કૉલેજનો અભ્યાસ જારી રાખવા એણે કમ્મર બાંધી, પણ વર્ષ પૂરૂ થાય ને પહેલા તો તેને છેલ્લી સલામ એને કરવી પડી. જ્ઞાન મેળવવાની એની હોંસને કદી થાક લાગતો નહી. આપણા ગદ્યસાહિત્યના આ પિતાએ આપણા ઊગતા ગદ્યને વિવિધ પેરે લખવા અને વિકસાવવા માડયું

નર્મદ જન્મથી કવિ હતો ધીરા ભક્તના બે પદોએ એના કાવ્યસરોવરના સતારને ઝણઝણાવી મૂકયો. દાદુપંથી એક લાલદાસ સાધુએ એને છંદોના પ્રથમ પાઠો શિખવ્યા હતા.

એણે મહાન થવાની તૈયારીઓ કરવા માંડી એણે મ ષ્ણ્યબધ્ધ ગ્રેજી, સંસ્કૃત, વ્રજ

* 'ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ' એ નામના અપ્રગટ પુસ્તકમાંથી —**સંપાદક.**

વગેરે ભાષાના પુસ્તકો વાચવાવિચારવા માડ્યા ૧૮૫૫ થી ૧૮૫૮ સુધીનાં ચાર વર્ષો નર્મદની મહાન તૈયારીઓના પ્રયત્નોના વર્ષો હતા એનુ બીજું લગ્ન '૫૧ મા થયું '૫૭ મા એણે "પિંગલપ્રવેશ" પ્રસિદ્ધ કરી પિતાને અર્પણ કર્યો. '૫૮ મા "રસપ્રવેશ" અને "અલંકારપ્રવેશ" એણે રચી દીધા. આજ અરસામા વળી એ "લઘુકૌમુદી" ના વ્યાકરણગ્રંથમાં ને કાલિદાસના "વિક્રમોર્વશીય નાટક" ના અભ્યાસમા ગુંથાયો હતો ૧૮૫૬ થી ૧૮૬૬ સુધીનો દસકો એ એના વિચારોના મહામંથનમા ગાળે છે '૫૮ સુધીમા ગ્રંથકાર થવાતુ ભાથું પૂરૂ તૈયાર કરી રહ્યો.

નર્મદમાં નક્કી કરેલા જીવનધ્યેય માટે સ્વાર્પણ કરવાની અજબ અને પારાવાર શકિત હતી નોકરી કરવી કે સ્વતંત્ર જ રહેવું એ નિર્ણય એને કરવાનો હતો પોતાની આત્મ-કથા–મારી હકીકત–મા પચ્ચીસમે વર્ષે કરેલી પ્રતિજ્ઞાએ નોધે છે:

"મે ઘેર આવી કલમના સામુ જોઇ આખમા ઝળઝળીઆ સાથે તેને અરજ કરી કે હવે હુ તારે ખોળે છઉં."

"નર્મકવિતા" ના લોકપ્રિય છૂટા ભાગો હવે બહાર પડવા લાગ્યા. કવિ લોકપ્રિય કવિ બન્યો કાવ્યરસિકોએ નર્મદદલપતની કાવ્યશૈલીઓને સરખાવવા માડી બને કવિયો વચ્ચેની સ્પર્ધાના બીજ અહી રોપાયાં. નર્મદની વાગ્ધારા આ કાળે જોશથી ફૂટી રહી. 'દાડીઆ" માસિકદ્વારા એણે અંગ્રેજી ગદ્યસ્વામી જોસફ ઍડિસને "સ્પૅકટેટર" મા કર્યા હતા તેવા વાકપ્રહારો આપણા સમાજ પર કરવા માડ્યા. ૫૭મા એમના ગદ્યલેખોનો અમર સંગ્રહ "નર્મગદ્ય" નામથી બહાર પડયો એમાનો "રાજ્યરંગ ' લખવા માટે એણે બસો પુસ્તકોનુ વાચન ને તારણ કાઢયુ કહેવાય છે. આમ કવિની કીર્તિનો સૂર્ય '૫૬ થી '૫૮ સુધીમા પૂર્ણ તેજે તપી રહ્યો '૬૪ મા પોતાના કુલદીપક પુત્રની સાક્ષરકીર્તિ ઘરડી આખે જોઈ લાલશંકર દેવશરણ થયા

પણ સાહિત્યદેવીને ઉત્સાહી જીવનનું સમર્પણ કરનાર નર્મદની ગરીબાઇએ પણ એને તાવવામા જરાએ બાકી રાખી નથી પેટે પાટા બાધી, મમરા, પૌવા ફાકી આ ઉદાર, લહેરી અને સાચો કાવ્યાત્મા ગરીબાઈ સામે મરણ સુધી ઝૂઝયો '૬૮ મા એણે એનો અમર ગ્રંથ 'નર્મકોશ' શરૂ કર્યો. આ ભારે ગ્રંથને '૭૩ મા સમાપ્ત કરી સાથે "જય! જય! ગરવી ગુજરાત!" એ અમર રાષ્ટ્રગીત ગાઇ એને છપાવવાના સાહસમા પણ એણે ઝંપલાવ્યું પરિ-ણામે દેવાનો ડુંગર વધી ગયો

ખર્ચને પહોચી વળવા માટે, દેવાને હઠાવવા માટે એણે '૭૬ મા નાટયાલેખન શરૂ કર્યું. પણ એમાથી થયેલી જૂજ આવકમાંથી એના ખાડા ન પૂરાઇ શકયા. '૮૨ મા પ્રેમભક્તિના આ વિરલ વીરગાયકે જીંદગીભરનો ટેક મૂકયો. રડતી આખે ને ભાગેલે પગે "શેઠ ગોકળદાસ તેજપાળ દાનખાતા" મા એણે નોકરી લીધી સાડા ત્રણ વર્ષે તે ખાતામા કેટલાક સુધારા કરી તેમાથી તે ફારગત થયો. '૮૫ મા એના માનસમા પરિવર્તન સૂચવતો "ધર્મવિચાર" ગ્રંથ પ્રગટ થયો. ૧૮૮૬ મા ગુજરાતનો આ પરમ શહીદ, દેશભકત, કવિ અને ગદ્યસ્વામી પરલોકવાસી થયો. કવિ નર્મદ એટલે ગુજરાત અને ગુજરાતીઓની જીવનભાવનાઓની સાક્ષાત્ મૂર્તિ. અમર રહો એ નર્મદ અને એનુ–આપણું–પ્રિય ગુજરાત!

# નર્મદની સાહિત્યકૃતિઓની આનુપૂર્વી

પ્રો. જ્યોતિન્દ્ર હ. દવે

| | | |
|---|---|---|
| ૧. | ૧૮૫૦–૫૧ | મંડળી મળવાથી થતા લાભ |
| ૨. | ૧૫૫૬ | વ્યભિચાર નિષેધક |
| ૩. | ,, | મુઆં પાછવાડે રોવા કૂટવાની ઘેલાઈ |
| ૪. | ,, | સ્વદેશાભિમાન |
| ૫. | ,, | નિરાશ્રિત પ્રત્યે શ્રીમંતના ધર્મ |
| ૬. | ૧૮૫૭ | પિંગળ પ્રવેશ |
| ૭. | ,, | સ્ત્રીના ધર્મ |
| ૮. | ,, | ગુરૂ અને સ્ત્રી |
| ૯. | ૧૮૫૮ | નર્મકવિતા અંક ૧–૨ |
| ૧૦. | ,, | અલંકારપ્રવેશ |
| ૧૧. | ,, | રસપ્રવેશ |
| ૧૨. | ,, | ગરીબાઈ વિષે ભીખારીદાસનો સંવાદ |
| ૧૩. | ,, | કવિ અને કવિતા |
| ૧૪. | ૧૮૫૯ | સંપ |
| ૧૫. | ,, | વિષયી ગુરૂ |
| ૧૬. | ,, | ગુરૂની સત્તા |
| ૧૭. | ,, | નર્મકવિતા અંક ૪–૫–૬–૭–૮ |
| ૧૮. | ૧૮૬૦ | નર્મકવિતા અંક ૯–૧૦ |
| ૧૯. | ,, | દયારામકૃત કાવ્ય સંગ્રહ |
| ૨૦. | ,, | પુનર્વિવાહ |
| ૨૧. | ,, | લગ્ન તથા પુનર્લગ્ન |
| ૨૨. | ,, | ભક્તિ |
| ૨૩. | ,, | સાકાર |
| ૨૪. | ,, | મનહર પદ ( મનોહર સ્વામીના પદ ) |
| ૨૫. | ૧૮૫૯–૧૮૬૩ | તુલજી–વૈધવ્ય ચિત્ર ( સંવાદ રૂપે ) |
| ૨૬. | ૧૮૬૧ | નર્મ કોશ અંક ૧ |
| ૨૭. | ,, | ઋતુ વર્ણન |
| ૨૮. | ૧૮૬૨ | નર્મકવિતા પુસ્તક ૧ ( આઠ વર્ષની કવિતાનો સંગ્રહ ) |
| ૨૯. | ,, | નર્મકોશ અંક ૨ |
| ૩૦. | ૧૮૬૩ | નર્મકવિતા પુસ્તક ૨ |

| | | |
|---|---|---|
| ૩૧. | ૧૮૬૪ | હિંદુઓની પડતી |
| ૩૨. | ,, | નર્મકવિતા ( સામટી પ્રસિદ્ધ કરી ) |
| ૩૩. | ,, | ડાંડિયો ( પત્ર ) શરૂ કર્યો |
| ૩૪ | ,, | નર્મકોશ અંક ૩ |
| ૩૫ | ,, | રણમાં પાછાં પગલા ન કરવા વિષે |
| ૩૬. | ૧૮૬૫ | નર્મગદ્ય |
| ૩૭. | ,, | કવિચરિત્ર |
| ૩૮ | ૧૮૬૫ | દયારામકૃત કાવ્ય સંગ્રહ |
| ૩૯. | ,, | નર્મવ્યાકરણ ભા ૧ |
| ૪૦. | ,, | સુરતની મુખ્તેસર હકીગત |
| ૪૧. | ,, | નર્મવ્યાકરણ ભા. ૨ ખંડ ૧ |
| ૪૨ | ,, | નર્મકોશ અંક ૪ |
| ૪૩. | ૧૮૬૬ | નાયિકાવિષયપ્રવેશ |
| ૪૪ | ૧૮૬૭ | મેવાડની હકીકત |
| ૪૫. | ૧૮૬૮ | મનજીવારોપણ |
| ૪૬ | ,, | સ્ત્રી કેળવણી |
| ૪૭. | ૧૮૬૮–૧૮૬૯ | ગુજરાતીઓની સ્થિતિ |
| ૪૮. | ૧૮૬૯ | કેળવણી વિષે |
| ૪૯ | ,, | કુળમોટપ |
| ૫૦. | ,, | ઉદ્યોગ તથા વૃદ્ધિ |
| ૫૧ | ,, | સુખ |
| ૫૨. | ૧૮૭૦ | રામાયણનો સાર |
| ૫૩ | ,, | મહાભારતનો સાર |
| ૫૪. | ,, | ઇલિયડનો સાર |
| ૫૫. | ,, | મહા પુરૂષોના ચરિત્ર |
| ૫૬ | ,, | નર્મ કથાકોશ |
| ૫૭. | ,, | નાગર સ્ત્રીઓમા ગવાતા ગીત |
| ૫૮ | ૧૮૭૨ | પ્રેમાનંદકૃત દશમસ્કંધ |
| ૫૯. | ૧૮૭૩ | નર્મકોશ ( મોટો ) |
| ૬૦. | ૧૮૭૪ | મહાદર્શન ૧ ( જગતના પ્રાચીન ઇતિહાસનુ સમગ્ર દર્શન ) |
| ૬૧ | ,, | રાજ્યરંગ પુસ્તક ૧ (જગતના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ) |
| ૬૨. | ૧૮૭૫ | પ્રેમાનંદકૃત નળાખ્યાન |
| ૬૩. | ૧૮૭૬ | રામજાનકી દર્શન |
| ૬૪. | ૧૮૭૮ | શ્રી દ્રૌપદીદર્શન નાટક |

૬૫. ૧૮૭૮ સીતાહરણ નાટક ( અપ્રસિદ્ધ )
૬૬. ૧૮૮૧ શ્રી સાર શાકુંતલ
૬૭. ૧૮૮૫ ધર્મ વિચાર
૬૮. ૧૮૮૬ બાળકૃષ્ણ વિજય નાટક
૬૯. ૧૮૮૭ કાઠિયાવાડ સર્વ સંગ્રહ

## ભિન્ન સાલના ગ્રંથો

૭૦ રાજ્યરંગ પુસ્તક ૨ [ આ ૧૮૭૬ નો છે.—સંપાદક. ]
૭૧. આર્ય દર્શન
૭૨. કૃષ્ણાકુમારી નાટક
૭૩ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
૭૪. ગુજરાત સર્વ સંગ્રહ
૭૫. દેશવ્યવહાર વ્યવસ્થા




સ મા પ્ત



